# શ્રી કૃષ્ણ ચરિત્ર.

અથવા

## પ્રપંચ અને પરાક્રમ.


લખનાર

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

ચિકિત્સાબ્ધિ, આર્યાનાર્ય ઔષધ, પાંડવ કૌરવ,
રામ રાવણ, પાંડવાશ્વમેધ, મુક્તા અને
સંક્ષિપ્ત કાદંબરી વગેરેનો કર્તા

જામનગર






રાજકોટ :
વ્યાસ કાળીદાસ પીતાંબરે
ધી રાઇઝીંગ સ્ટાર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૨. ઈ. સ. ૧૮૯૬.




કિંમત રૂપિયા ૨–૦–૦ બે.

# સમર્પણ.

સહોદર સંબંધ, સદ્દગુણ સમૂહ, સર્વોત્તમ સ્નેહ અને
સંપૂર્ણ સદ્દવૃત્તિના સ્મરણની પ્રબળ પ્રેરણાથી આ
પવિત્ર પુસ્તક મારા સ્વર્ગવાસી સહોદર
બંધુ **રામજી ગોવિંદજીને** સમર્પણ
કરી હું ઐહિક આમુષ્મિક
સંતોષને પ્રાપ્ત થાઉં
છું.

કર્ત્તા.

# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.

સર્વ વિદ્વાનોએ કશા પણ વાંધા વગર સ્વીકારેલું છે અને સ્વીકારવામાં આવે છે કે પ્રખ્યાત મહાત્મા પુરૂષોનાં જીવન ચરિત્રો પ્રસિદ્ધ થવાથી તે વાંચનાર લોકોનાં મોટાં ઉપકારક થાય છે. આવા સ્વીકાર ઉપરથીજ રામાયણ, મહાભારત આદિ ઇતિહાસો તથા કાવ્યાદિ ગ્રંથો આપણા આર્યાવર્ત્તના પ્રાચીન વિદ્વાનોએ સંસ્કૃત ભાષામાં લખેલા છે તે અને અર્વાચીન વિદ્વાનોએ પણ બીજા મહાત્મા પુરૂષોનાં જીવન ચરિત્રના ગ્રંથો જૂદી જૂદી ભાષાઓમાં લખેલા છે તે પણ લોક માન્ય થયા છે. હાલ કેટલાએક ખૂણામાં પડી રહીને મરણ પામેલા અથવા કોઇ સાધારણ લોકોપકારક કામ કરીને મરણ પામેલા લોકોનાં પણ જીવન ચરિત્રો લખવાનો રીવાજ ચાલેલો જોવામાં આવે છે; પણ તે ગ્રંથોમાં કેટલાએક સ્વાર્થ બુદ્ધિથી લખાયેલા હોવાથી, કેટલાએક પ્રશંસા કરવાના હેતુથી લખાયેલા હોવાથી, કેટલાએક અત્યુક્તિ વપરાયાથી અને કેટલાએક અયોગ્ય નાયકોવાળાજ હોવાથી વિદ્વાન લોકોમાં માન પામતા નથી. આપણા જૂના કાવ્યાદિ ગ્રંથોમાં પણ કેટલેક ઠેકાણે એમ બનેલું જોવામાં આવે છે. બિલ્હણકૃત વિક્રમાંક દેવ ચરિત નામનું મહાકાવ્ય રઘુવંશ આદિ પંચ મહાકાવ્યો કરતાં કોઈ રીતે ઉતરતું નથી, અને જો ભૂલ થતી ન હોય તો સાહિત્ય શાસ્ત્ર સંબંધી રસાલંકારાદિક ચમત્કારોની બાબતોમાં તો કેટલેક અંશે તે પંચ મહાકાવ્યો કરતાં પણ વધી જાય છે. આમ છતાં પણ તે સ્વાર્થ બુદ્ધિથી લખાયેલું હોવાથી તથા જેવા જોઇએ તેવા ઉત્તમ નાયકવાળું ન હોવાથી પંચ મહાકાવ્યના જેવું લોકમાન્ય થયું નથી. આ વાત કાંઇ નવી ઉત્પન્ન કરી કાઢી નથી. જૂના અનુભવી વિદ્વાનોનો સિદ્ધાંત પણ એજ છે કે

જેવું નાયકનું માહાત્મ્ય હોય તેવુંજ ગ્રંથનું માહાત્મ્ય થાય છે. ભાષા ગ્રંથોમાં પણ જો કે તુલસીકૃત રામાયણ કરતાં પણ ઉત્તમ પ્રૌઢ રચનાવાળા અનેક ગ્રંથો છે તોપણ તુલસીકૃત રામાયણની લોકમાન્યતાને આજ દિવસ સુધીમાં બીજો કોઇ પણ ભાષાગ્રંથ પહોંચી શક્યો નથી. આમાં નાયકની શ્રેષ્ઠતા એજ નિર્વિવાદ કારણ છે. કેવળ નાયકનીજ શ્રેષ્ઠતા ઉપરથી ગ્રંથનું માહાત્મ્ય વધે છે એમ પણ નથી. નાયકની શ્રેષ્ઠતાની સાથે તેમાં લખાણની અને વિષયોની શ્રેષ્ઠતાની પણ જરૂર છે.

આજ દિવસ સુધીમાં પાંડવ કૌરવ તથા રામ રાવણ વગેરે ઐતિહાસિક ગ્રંથો જે ગુજરાતી ભાષામાં અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે, તેઓમાં ઉત્તમ નાયકોનોજ સ્વીકાર હોવાથી નાયકની ઉત્તમતા વિષે કાંઇ વાંધોજ નથી અને વિષયની શ્રેષ્ઠતા પણ નિર્વિવાદ છે. માત્ર લખાણની શ્રેષ્ઠતા છે કે નહિ તે વિષે વિવેચન કરવું એ અમો આ જગાએ દુરસ્ત ધારતા નથી. સમજુ વાંચનાર વર્ગના ધ્યાનમાં એ બાબત સહેલથી આવી શકે તેમ છે. એવો કોણ હશે કે આત્મશ્લાઘાને પાતકરૂપ નહિ ગણે!

જગત્પૂજ્ય શ્રી રામચંદ્રજીનું ચરિત્ર વાલ્મીકિ રામાયણ તેમજ બીજી રામાયણોમાંથી સંપૂર્ણ તો નહિજ પણ સારી પેઠે સમજાય તેવું મારા તરફથી રામ રાવણ નામના ગ્રંથમાં આવી ગયું છે અને શ્રી કૃષ્ણનું ચરિત્ર પાંડવ કૌરવ નામના ગ્રંથમાં આવેલું છે પણ તેમાં અન્ય નાયક હોવાને લીધે તેનું ચમત્કાર ભરેલું લોકોત્તર ચરિત્ર જેવું જોઇએ તેવું આદિથી અંત સુધી લાવી શકાયું નથી અને તેથી તે સંબંધી રહેલો અસંતોષ શ્રી કૃષ્ણ ચરિત્ર નામનો એક ખાસ જૂદો ગ્રંથ પ્રકટ કરવાની સભ્ય વર્ગની માગણી ઉપરથી પુષ્ટ થયો હતો. આ અસંતોષને શાંત કરવા માટે શ્રીમદ્ભાગવત તથા હરિવંશ આદિ પ્રામાણિક ગ્રંથોમાંથી શ્રી કૃષ્ણનું લોકોત્તર ચમત્કારવાળું સંપૂર્ણ ચરિત્ર આ **"શ્રી કૃષ્ણ ચરિત્ર"** નામના ગ્રંથમાં દાખલ કરવામાં આવ્યું છે. આ ગ્રંથનું ઉપનામ **"પ્રપંચ અને પરાક્રમ"** એવું રાખ્યું છે, તે પણ આ ગ્રંથના વિષયોને પૂરતી રીતે અનુસરતું છે. શ્રી મદ્ભાગવતમાં શ્રી કૃષ્ણના ચરિત્રની જે જે હકીકત અપૂર્ણ તથા ક્રમ વગરની જોવામાં આવી તે તે હકીકત હરિવંશની કથાઓના પ્રસંગ લઇ પૂર્ણ તથા ક્રમવાર ગોઠવવામાં

આવી છે. એટલુંજ નહિ પણ જે હકીકત શ્રી મદ્દભાગવતમાં મુદલ જોવામાં આવી નહિ તે પણ હરિવંશના આધારથી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવેલ છે.

ચંદ્રવંશી ક્ષત્રિયકુળમાં અવતરેલા શ્રી કૃષ્ણને કેટલાએક ઇશ્વરાવતાર માને છે અને જેઓ ઇશ્વરાવતાર માનતા નથી તેઓ પણ તેમના પ્રભાવ તરફ લક્ષ આપી ઇશ્વરાવતારની બરોબર માનને લાયક કોઇ અનિર્વાચ્ય મહાત્મારૂપે તેમને ગણે છે. એ પરમાત્માના ચરિત્રનું એકકી રીતે અવલોકન કરતાં તેમનું બહિર્વર્ત્તન રસમય અને અંતર્વર્ત્તન ઉપદેશમય છે. એમણે પોતાની જીંદગીમાં જે જે જોખમી કાર્યોના બોજા ઉઠાવેલા છે તેવા બોજા જો કોઇ પ્રાકૃત મનુષ્યની ઉપર આવી પડેલા હોય તો તે તો તેની ચિંતાથીજ દબાઇ જાય. પણ શ્રી કૃષ્ણ તરફ નજર કરીએ છીએ તો ગમે તેવા જોખમી કાર્યના મધ્ય ભાગમાં પણ તેનું અંતઃકરણ નિર્લેપજ દેખાતું હતું. કુરૂક્ષેત્રના મહાસંગ્રામની શરૂવાતમાં બન્ને સૈન્યની વચમાં અર્જુનને પાછા પગ લેતો અટકાવવા માટે તેણે જણાવેલા તાત્વિક વિચારો તથા એવા બીજા પ્રસંગો તેમના અંતઃકરણની ગમે તેવા વખતમાં પણ નિર્લેપતા અને સ્થિરતાનો પ્રબળ પુરાવો આપે છે અને તેથીજ આજ દિવસ સૂધી પ્રજાનો મોટો ભાગ એ પરમાત્માના શ્રવણ, કીર્ત્તન અને સ્મરણમાં તત્પર રહેતો જોવામાં આવેછે.

આ ગ્રંથ કોઇ ગ્રંથના ભાષાંતરરૂપ નથી, ઇંગ્રેજીમાં નોવેલ શબ્દનો જે અર્થ થાય છે તેવા અર્થવાળો નહિ હોવાથી નોવેલ પણ નથી અને ફક્ત ઇતિહાસનાજ રૂપમાં નહિ લખાયેલો હોવાથી ઇતિહાસરૂપ પણ નથી. પરંતુ तददोषौ शब्दार्थौ सगुणावनलंक्रुती पुनःक्वापि । એ કાવ્ય પ્રકાશમાં આપેલા લક્ષણ પ્રમાણે અથવા वाक्यं रसात्मकं काव्यं । એ સાહિત્ય દર્પણમાં આપેલા લક્ષણ પ્રમાણે કાવ્ય છે; અને કાવ્ય છે એટલા માટે काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये । सद्य : परनिर्वृतये कांतासंमिततयोपदेशयुजे ॥ એ કાવ્ય પ્રકાશની કારિકામાં કહ્યા પ્રમાણે યશ, ધન, વ્યવહાર, જ્ઞાન, અનિષ્ટનો નાશ અને પરમ રસાસ્વાદ એઓને આપનાર હોવાથી રસાવિર્ભાવદ્વારા સદુપદેશ દેનારો હોવોજ જોઇએ. પણ તે પ્રમાણે છે કે નહિ એ કહેવું એ પરિક્ષક વિદ્વજ્જનોનું કામ છે.

જેનામાં શ્રદ્ધા અને સારગ્રાહિપણું છે તેઓ આ પુસ્તકના અધિકારી છે. એવા અધિકારીઓને તે અત્યંત ઉપયોગનું હોવાની સાથે અન્ય લોકોને પણ રસ અને ઉપદેશ આપનાર છે. સ્થળે સ્થળે શૃંગાર રસની જમાવટનો યત્ન વિશેષે કરીને વિષયાનંદમાં લુબ્ધ લોકોની આ પુસ્તકમાં સહેલથી પ્રવૃત્તિ થવા માટેજ કરવામાં આવેલ છે, અને એવી પ્રવૃત્તિ થવાથી થોડીજ વારમાં શૃંગાર રસને તિરોહિત કરી આ પુસ્તક શૃંગારાદિક વિષયોને ક્ષણિક અને ખેદકારક પરિણામવાળાં દેખાડી ખરા કલ્યાણના માર્ગપર ચડાવે છે; તેથી વાસ્તવિક વિચાર કરતાં આ પુસ્તક સર્વ લોકોનું કલ્યાણ કરનાર છે. હકીકતનો તલસ્પર્શ કરવાની શક્તિથી બે નસીબ રહેલા કેટલાએક લોકો શ્રીમદ્ભાગવત આદિ પ્રામાણિક ગ્રંથોને શ્રી કૃષ્ણના ગોપાંગનાઓની સાથે વિહારના વર્ણનવાળા હોવાથી વખોડે છે, પણ હું ધારૂં છું કે તેઓ જો આ ગ્રંથ વાંચશે તો વિહારાદિકનું ખરૂં તત્વ તથા ખરૂં કારણ સમજી વખોડવું છોડી દઇ શ્રદ્ધાવાન થશે.

કલયુગના પ્રારંભમાં એટલે આજથી આશરે પાંચ હજાર વર્ષપર શ્રી કૃષ્ણના સમયમાં આ ભરતખંડ સંપત્તિ અને સત્તાના પ્રભાવથી પૃથ્વીના સર્વ દેશો કરતાં ઉચ્ચ સ્થિતિમાં હતો એમ પુસ્તક વાંચવાથી જણાઇ રહે છે. કંસ અને જરાસંધ આદિ પ્રબળ પૃથ્વીપતિઓ કેટલી બધી સત્તાવાળા હતા તે તેઓના વિચારો, પરાક્રમો અને હિંમત તરફ લક્ષ આપતાં આપણા ધ્યાનમાં આવે છે. પરંતુ અનુચિત ગર્વ અને દ્વેષ તેમજ નીચ રાજનીતિ અને અધમ એકસંપીથી છતી સગવડે તેઓની પાયમાલી થઇ એ અન્યાય માર્ગનું છેવટ આપત્તિમાંજ આવે છે એમ સૂચવે છે. જરાસંધ અને દુર્યોધન એ બે રાજાઓએ ભરતખંડની મોટી ખરાબી કરી તેને ડુબાવી દીધો કે જે આજ સૂધી પાછો તરી આવવા પામ્યો નથી તે પણ આ પુસ્તક વાંચવાથી ધ્યાનમાં આવશે.

શ્રી કૃષ્ણ અને બલભદ્ર એ બન્ને ભાઇઓના વિચારો વખતો વખત જૂદા પડતા હતા પણ તેઓનાં મન કદી પણ છૂટાં પડ્યાં ન હતાં. શ્રી કૃષ્ણમાં મોટાં મોટાં પરાક્રમોની સાથે જબરા જબરા પ્રપંચો અને પેચોએ જે દેખાવ દીધો છે તે સાધારણ માણસમાં હોય તો કદી પણ સહન ન થઇ શકે. પણ

શ્રી કૃષ્ણમાં તે પ્રપંચો અને પેચો ફક્ત ધર્મ અને નીતિના સંરક્ષણને માટેજ દેખાવ દેતા હતા અને તેનું પરિણામ પણ ધર્મ, નીતિ અને સંસાર સ્થિતિના વિજયમાંજ આવતું હતું તેથી તેઓ એમની પ્રભુતાને વિશેષ અનુકૂળ થઇ પડ્યા એમ માનવાને કંઇ પણ અડચણ નથી.

કામદેવ મોટા મોટાઓને પણ કેવા અનર્થમાં ઉતારે છે, અનર્થથી કેવા વિક્ષેપો ઉઠે છે, વિક્ષેપોથી જન્માંતરમાં પણ કેવી ખટપટ ઉઠે છે, ખટપટી લોકોને ઇશ્વર કેવી રીતે સજા કરવા ધારે છે, ખટપટી લોકો નીચ કૃત્યથી પણ કેવી રીતે ડરતા નથી, ઇશ્વર ભક્તજનોને કેવું સાહાય્ય તથા કેવો આનંદ આપે છે, માતપિતાના સ્નેહમાં કેવું અપૂર્વપણું હોય છે, બાળકોના મનોભાવ કેવા હોય છે, ગામડીયાં માણસો કેવાં શુદ્ધ મનનાં હોય છે, કૃત્રિમ સૌંદર્ય કરતાં સૃષ્ટિ સૌંદર્યમાં કેવી લીજત હોય છે, સ્વાભાવિક પ્રેમમાં કેવી મીઠાસ હોય છે, અનર્થોથી કેવો પરિણામ આવે છે, ઇશ્વર અભિમાની લોકોનાં અભિમાનને કેવી રીતે નષ્ટ કરે છે, પડતીનાં પૂર્વ રૂપો કેવાં હોય છે, દુર્બુદ્ધિ લોકો કેવી રીતે માર્યા જાય છે અને રાજ્ય ચલાવવામાં કેવા કેવા પ્રપંચો કરવા પડે છે ઇત્યાદિ ઇત્યાદિ અનેક વિષયો આ ગ્રંથ વાંચવાથી લોકોના ધ્યાનમાં આવશે. અને તેથી તેઓને ઐહલૌકિક તથા પારલૌકિક કાર્યો પણ સિદ્ધ કરવાની શક્તિ પ્રાપ્ત થશે એમ આશા રાખવામાં આવે છે.

પુસ્તકનો પ્રારંભ મૂળથીજ કરવામાં આવ્યો છે પણ સમાપ્તિ અનુકૂળતાને અનુસરી કરી છે. પુસ્તકના નામ પ્રમાણે શ્રી કૃષ્ણનું ચરિત્ર સંપૂર્ણ થતાં જો તે કરતાં વિશેષ આગળ ચાલવામાં આવે તો શ્રી કૃષ્ણનું સ્વધામ ગમન વર્ણવવું પડે અને તેથી છેવટમાં આનંદને બદલે વાંચનારનો મનોભંગ થયા વગર રહે નહિ એમ ધારી એમના રસમય અને ઉપદેશમય ચરિત્રની સમાપ્તિની સાથે પુસ્તકની પણ સમાપ્તિ કરવામાં આવી છે.

આ ગ્રંથમાં જેમ બને તેમ ભાષાની સરલતા તથા શુદ્ધતા ઉપર અને વિષય સંકલતાના અનુક્રમ ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે તોપણ કોઇ જગા ઉપર ભૂલ થઇ હોય તો **"મનુષ્ય બુદ્ધિ ભૂલ વગરની હોતીજ નથી"** એ નિયમપર ધ્યાન આપીને સજ્જનો ક્ષમા કરશે.

રામ રાવણની બીજી આવૃત્તિના ઉપોદ્ઘાતમાં શ્રી કૃષ્ણ ચરિત્રની જે

સૂચના આપવામાં આવી છે તે સૂચનાને આજ પાર પડેલી જોઇ મારૂં મન આનંદ મગ્ન થાય છે. જેનું મન અતિ આનંદ મગ્ન થાય તેનાથી કાંઇને કાંઇ ભૂલ થાય એ સ્વાભાવિક છે, પણ જેમ એ સ્વાભાવિક છે તેમ વિદ્વજ્જનોના હૃદયમાં ક્ષમા તથા ઔદાર્ય હોય એ પણ સ્વાભાવિક છે માટે કશી ચિંતા નથી.

પૈસાની કે કોઇ પણ જાતનો વ્યાવહારિક સંબંધ સાચવવાની લાલચથી આ પુસ્તક કોઇ અન્ય મનુષ્યને અર્પણ નહિ કરતાં મારા સ્વર્ગવાસી બંધુ **રામજી ગોવિંદજીને** અર્પણ કરવાનું યોગ્ય ધાર્યું છે.

કર્ત્તા.



# શ્રી કૃષ્ણ ચરિત્ર.

અથવા

# પ્રપંચ અને પરાક્રમ.



## પ્રકરણ ૧ લું.

### દેવ અને દૈત્યોનો સંઘર્ષ.

**પુષ્પમય** બાણોવાળો તથા અનંગ છતાં પણ ત્રૈલોક્યને જીતવાની શક્તિ ધરાવનાર, અબળાઓની મદદથી પણ મહા બળવાન બનનાર, જગતનો પ્રલય કરનારા પશુપતિએ પોતાના ત્રીજા નેત્રના અગ્નિથી બાળી નાખેલ છતાં પણ નિર્જીવ કે નિર્બળ નહિ થયેલ, પાંચજ અસ્ત્રોવાળો છતાં દિવ્યાસ્ત્રવાળાઓને પણ ધ્રુજાવનાર, વિદ્વાનોને પણ યોગ્યાયોગ્યનું ભાન ભૂલાવનાર તથા જગત્પિતા બ્રહ્માની ઉપર પણ કામીપણાનું કલંક ચોટાડનાર કામદેવે વાઇના રોગની પેઠે મગજ અને નજરને ભમાવી નાખતાં ચંદ્રમાએ જ્યારે પોતાના તથા સર્વ દેવતાઓના ગુરૂ બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું અને તેવા દુષ્કૃત્યથી અટકાવવામાટે આવેલા ઇંદ્રાદિક દેવતાઓની સમજુતીને પણ તુચ્છકારી કહાડી ત્યારે ઇંદ્ર વગેરે બધા દેવતાઓ વિષ્ણુ અને મહાદેવજીની સંમતિથી મોટી સેના એકઠી કરી ચંદ્રને તેના દુષ્કર્મનો બદલો આપવા તૈયાર થયા. આ વખત "શત્રુનો શત્રુ મિત્ર બરોબર" એ રાજપ્રપંચના રસ્તાને અનુસરી કાળનેમિ વગેરે દૈત્યો કે જેઓ મૂળથીજ દેવતાઓના કટ્ટા દુશમનો હતા તેઓ ચંદ્રના પક્ષમાં ભળ્યા અને નાશકારક મેદાનમાં મહા ભયંકર યુદ્ધ ચાલતું થયું.

ધનુષોની દોરીઓના ભયંકર ટંકારોથી દિગ્ગજો બેહેરા થવા લાગ્યા, રજની ડમરીઓએ જગતને વીંટીવળી ગર્ભવાસની દશા દેખાડવા માંડી; શસ્ત્રોના ચમકારા અને પરસ્પર અથડાવાને લીધે તેમાંથી ઉડતા અગ્નિના તણખાઓએ યોદ્ધાઓની દૃષ્ટિઓને સહાયતા આપવા માંડી અને વહેવા લાગેલા લોહીના પ્રવાહોથી રજની ડમરી શાંત પડવા લાગી. સામ સામે અતિ આવેશપૂર્વક લડતા દેવ દૈત્યો પરસ્પર અથડાતા પહાડોના જેવા દેખાવા લાગ્યા, લોહીથી ખરડાયેલી અને આમ તેમ ચમકતી તરવારો રજથી થયેલા અંધકારરૂપ ઘાટાં વાદળાંઓમાં વીજળીની છટા લેવા લાગી. હાથીઓનાં ભેદાયેલાં કુંભસ્થળોમાંથી ખરતાં મોતીઓ વીરપુરૂષોની કીર્તિઓનાં બીજ વવાતાં હોય તેમ શોભવા લાગ્યાં. કપાઇ કપાઇને રણભૂમિમાં રખડતાં સફેદ છત્રો કાળને ભોજન આરોગવાનાં રૂપાનાં વાસણો હોય એવાં જણાવા લાગ્યાં. તથા નીતિની વ્યવસ્થા વગરના રાજ્યમાં સામસામી બે ટોળીઓના જેમ વારાફરતી જય પરાજય દેખાવા લાગે તેમ દેવતાઓ તથા દૈત્યોના જય પરાજય વારાફરતી દેખાવા લાગ્યા. કાળનેમિએ ઉત્પન્ન કરેલી માયાઓને ઇંદ્ર ત્રોડવા લાગ્યો અને ઇંદ્રે ઉત્પન્ન કરેલી માયાઓને કાળનેમિ ત્રોડવા લાગ્યો. યોદ્ધાઓનાં તથા વાહનોનાં શબોથી રણભૂમિ અગમ્ય જેવી દેખાવા લાગી અને છેવટ મર્યાદા વગરનું તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું.

જય પરાજયની કશી વ્યવસ્થા નહિ રહેતી જોવામાં આવતાં ક્રોધ પામેલા કાળનેમિએ પોતાના સર્વ સૈન્યને પડકારી ઉત્સાહયુક્ત કર્યું તથા વર્ષાકાળના મેઘની પેઠે વારંવાર ગર્જના કરવા માંડી. મય, તાર તથા હયગ્રીવ વગેરે દૈત્યો નિર્ભયપણે દેવતાઓની ઉપર શસ્ત્રો ફેંકવા લાગ્યા. ચમકતાં શસ્ત્રોવાળી દૈત્યોની સેના વીજળીઓવાળી વરસાદની અંધારી રાત જેવી ભયંકર દીસવા લાગી. વિષ્ણુની મદદવાળી દેવતાઓની સેના પણ આખર વખતના તોફાની સમુદ્રની પેઠે ગર્જના કરવા લાગી. પ્રલય કાળના બે મહાસાગરોની પેઠે બન્ને સૈન્યો સામસામાં વધવા લાગ્યાં. પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાંથી નિકળી જેમ સામસામાં વાદળાંઓ અથડાય તેમ બન્ને સેનાઓમાંથી સામસામા નિકળી વીર લોકો યુદ્ધ કરવા લાગ્યા. બૃહસ્પતિના પિતા અંગિરામુનિ દેવતાઓને વિજયના આશીર્વાદ આપવા લાગ્યા અને શુક્રાચાર્ય દૈત્યોને વિજયના આશીર્વાદ આપવા લાગ્યા. દૈત્યો દેવતાઓનાં શસ્ત્રોથી જખમી થયેલા છતાં પણ

કાળનેમિએ આપેલા ઉત્સાહથી અમૃત પીને સ્વસ્થ થયા હોય એવા દેખાવા લાગ્યા, યોદ્ધાઓના સિંહનાદો વાજાંઓના ધ્વનિઓને તથા ધનુષોના ટંકારોને ઢાંકી દેવા લાગ્યા અને મર્યાદા વગરનું તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું. દાનવો રૂપી વાદળાંઓથી, દેવતાઓની તથા આયુધોની પ્રભારૂપી વીજળીઓથી અને બાણોની વૃષ્ટિઓથી રણભૂમિ વરસાદના પ્રબળ આડંબરવાળા આકાશની પેઠે શોભવા લાગી.

યુદ્ધમાં ઘણા ઘણા દૈત્યો કપાઈ જતાં કાળનેમિએ જાતે યુદ્ધ કરવા માંડ્યું. તેના મુખમાંથી નિકળતી જ્વાળાઓ તેને દાવાનલ સરખો દેખાડવા લાગી. જેમ ગલાલનાં કુમકુમાંઓ માણસના અંગપર પડીને ફાટી જાય તેમ દેવતાઓનાં અસ્ત્રો કાળનેમિના અંગપર પડીને ફાટી જવા લાગ્યાં. કાળનેમિનાં શસ્ત્રો અને અસ્ત્રોથી વ્યાપ્ત થયેલું આકાશ પર્વતોથી ઘેરાયેલ જેવું દેખાવા લાગ્યું. શસ્ત્ર અને અસ્ત્રોથી દેવતાઓને કપાતા જોઈ ઇંદ્રને પોતે પોતાના વજ્રથી પૂર્વકાળમાં કરેલી પર્વતોની કાપણીનું સ્મરણ થયું. કાળનેમિના ત્રાસેજ કેટલાએક દેવતાઓના હાથને ધ્રુજાવી શસ્ત્રો નીચે પડાવી દીધાં, તેનાં બાણોએ ઐરાવત સહિત ઇંદ્રને સર્વાંગવાતના દરદી જેવો નિશ્ચેષ્ટ કરી મૂક્યો, તેના વેગે વરૂણને જળવગરના સમુદ્ર જેવો નિઃસત્વ કરી દીધો, તેનાં વિકરાળ શસ્ત્રોએ કુબેરને જળ વગરના મેઘ જેવો ફીકો બનાવી દીધો અને તેના ક્રોધે યમને તેના હાથથી અન્ય પ્રાણીઓને અપાતી દશાનું સાક્ષાત્ દર્શન કરાવી દીધું.

કાળનેમિએ દેવતાઓને જીતી, પદભ્રષ્ટ કરી તેઓના અધિકાર છીનવી લીધા. આ વખત દેવતાઓ જેમ બ્રહ્માની સ્તુતિ કરે તેમ દૈત્યો કાળનેમિની સ્તુતિ કરવા લાગ્યા, અને કાળનેમિ ત્રૈલોક્યને વશ્ય કરી ઇંદ્રાસનપર બિરાજી સામ્રાજ્ય કરવા લાગ્યો. પરંતુ વેદ, ધર્મ, ક્ષમા, સત્ય, અને દૈવી સંપત્તિ એ પાંચ પદાર્થો અસાત્વિક કર્મોથી દૂર રહેનારાજ હોવાને લીધે તેને પ્રાપ્ત થયા નહિ. જ્યાં એ પાંચ પદાર્થો ન હોય ત્યાં ક્રોધ તથા લોભ વગેરે દુર્ગુણો કે જેઓ પોતાના સહવાસીને અતિ ઉંચી પદવી ઉપરથી પણ ક્ષણમાત્રમાં નીચે ઢોળી પાડે છે તેઓ હાજરજ હોયછે. જેમ કૂત્રો લાડુને દેખેછે પણ લાકડીને દેખતો નથી તેમ દુર્ગુણી લોભી પુરૂષ ધનનેજ દેખે છે પણ વિપત્તિને દેખતો નથી. લોભ લોભીપુરૂષની પેઠે નિર્ધન લોકોના કરતાં ધનવાન લોકોનેજ

ઉત્તમ આશ્રયરૂપ ગણીને તેઓની પાસેજ રહેવાને ઇચ્છે છે. અધિક મેળવવાની તૃષ્ણા યોગેશ્વરોને પણ છોડતી નથી ત્યારે પછી કાળનેમિ જેવા તમોગુણીને તો ક્યાંથીજ છોડે ? પ્રાણ જવાના સમયમાં પણ વધારે વધારે પ્યારી લાગનારી, મેરૂ સમાન સ્થિર મનવાળા પુરૂષોને પણ તરણા જેવા હલકા બનાવી ચલાયમાન કરી નાખનારી અને મજબૂત સાંકળની પેઠે વીંટાયેલી છતાં પણ લોકોને દોડાદોડ કરવામાં બમણો ઉત્સાહ આપનારી તૃષ્ણાએ કાળનેમિના હૃદયમાં પ્રવેશ કરીને તેને વિષ્ણુનો અધિકાર છીનવી લેવાની ઇચ્છા કરાવી.

જેમાંથી પરિણામ બગડવાનું હોય તેવું કામ કરવામાટે જ્યારે પુરૂષ ઉત્સાહ ધરેછે ત્યારે દૈવ પોતે વિશ્વાસઘાતના દોષથી મુક્ત થવા ધારતું હોય તેમ તેને અગાઉથી કેટલીએક અશુભ ચિન્હો દેખાડવારૂપ સૂચનાઓ આપેછે. આવી રીતે કાળનેમિએ જ્યારે દૈત્યોની મોટી સેના સજ્જ કરી ચડાઇને માટે વિષ્ણુલોક તરફ પ્રયાણ કર્યું ત્યારે તેની ડાબી આંખ ફરકવા લાગી, રથના ઘોડાઓ નિસ્તેજ તથા નિરૂત્સાહ થઇ ગયા, સારથિના હાથમાંથી ચાબુખ પડી ગયો અને બીજાં પણ કેટલાંએક દુર્નિમિતો દેખાવા લાગ્યાં તોપણ લોભથી ઘેરાયેલો કાળનેમિ પોતાના આગ્રહી વિચારને આબાદ રાખી સેના સહિત વિષ્ણુલોકની સમીપમાં પહોંચ્યો.

ચૌદ બ્રહ્માંડના નાથ વિષ્ણુ શત્રુના ઉદ્યોગથી અજાણ્યા કેમજ હોય ? તેઓ કાળનેમિના આવ્યા પહેલાંજ ચક્ર તથા કૌમોદકી વગેરે આયુધો ધરી ગરૂડ ઉપર બિરાજી મેદાનમાં આવીને કાળનેમિની રાહજ જોતા હતા. કાળનેમિએ ત્યાં આવીને તરતજ યુદ્ધનો પ્રારંભ કર્યો. દૈત્યોનાં અનેક શસ્ત્રો તથા અસ્ત્રો વિષ્ણુની ઉપર પડવા લાગ્યાં પણ જેમ મેઘની ધારાઓથી પર્વત, યોગનાં વિઘ્નોથી યોગેશ્વર અને ઈંદ્રિયોના વેગોથી વિરક્ત પુરૂષ કંપે નહિ તેમ તે આયુધોથી વિષ્ણુ જરા પણ કંપાયમાન થયા નહિ, પરંતુ તેમના હાથથી દૈત્યોનો મોટો સંહાર થવા લાગ્યો. તે જોઇ કાળનેમિએ પોતાના સર્વ બળથી એક મોટી ગદા ગરૂડના માથાપર ફેંકી. તેના પ્રહારથી ગરૂડ અતિ વ્યથિત થયેલો જોવામાં આવતાં વિષ્ણુએ ક્રોધાક્રાંત થઇ હજાર સૂર્યોના જેવી પ્રભાવાળું, હજાર આરાઓવાળું, અનેક દૈત્યોનાં માંસોથી તથા રૂધિર વગેરેથી ખરડાએલું, અનેક માંસાહારી પક્ષીઓને તૃપ્ત કરનારૂં અને કદી પણ વ્યર્થ નહિ ગયેલું સુદર્શન નામનું ચક્ર ફેંકી પ્રથમ કાળનેમિના હાથને છેદ્યો

અને પછી તેના મસ્તકને કાપી નાખ્યું. હાથ તથા મસ્તક કપાઈ ગયા છતાં પણ પ્રારબ્ધની પેઠે ખડા રહેલા તેના ધડને ગરૂડે પોતાની પાંખોના પ્રબળ પવનથીજ પાડી નાખ્યું. કાળનેમિ મરણ પામતાં દેવતાઓ તથા ઋષિઓ વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા, યુદ્ધમાંથી બચેલા દૈત્યો પણ ચક્રના તેજથી ભસ્મ થઇ ગયા, ચંદ્રે બૃહસ્પતિની સ્ત્રી તારા બૃહસ્પતિને સોંપી દીધી અને તેથી જગતમાં પણ સુખ શાંતિ ફેલાઇ ગઇ.

આ સમય બ્રહ્માએ વિષ્ણુની પાસે આવી વિજ્ઞપ્તિ કરી કે "દેવાધિદેવ! આપે આ મોટું કામ કરી દેવતાઓને નિઃશલ્ય કર્યા, અમોને રાજી કર્યા, ધર્મની વ્યવસ્થા રાખી અને જગતને સુખી કર્યું તો હવે હમણાંજ ઇંદ્રને તથા વરૂણ આદિ લોકપાલોને સહુસહુના અધિકાર આપી આપ મારા બ્રહ્મલોકમાં પધારો. બ્રહ્મલોકના ઋષિઓ આપના દર્શનની રાહ જુવેછે. આપને અમારા લોકમાં પધરાવીને અમે વેદમંત્રોથી આપનું પૂજન કરીશું અને ઉપનિષદોની શ્રુતિઓથી આપની સ્તુતિ કરીશું."

વિષ્ણુએ બ્રહ્માની વિજ્ઞપ્તિનો સ્વીકાર કરી દેવતાઓને આજ્ઞા કરી કે "દેવતાઓ તમો સહુસહુના અધિકારમાં જઇ ન્યાય રીતિથી લોકોનું પાલન કરો અને કાળનેમિએ તોડી નાખેલા ધર્મમાર્ગોને પાછા ચાલુ કરો. આ મોટા સંગ્રામમાં બલિરાજા અને રાહુ કે જેઓ પ્રથમથીજ છટકી ગયા છે તેઓ સિવાય સઘળા દૈત્યો ઉચ્છિન્ન થઇ ગયાછે, ભય જેવું કાંઇપણ રહ્યું નથી માટે હવે હું બ્રહ્માના આમંત્રણને માન આપી બ્રહ્મલોકમાં જાઉંછું. વળી પણ કોઇ સમય જો તમોને દૈત્યોનો ભય ઉત્પન્ન થાય તો તરત મારી પાસે આવજો એટલે હું તમોને અભય કરીશ."

દેવતાઓની સંમતિ લઇ વિષ્ણુ બ્રહ્માની સાથે બ્રહ્મલોકમાં પધારતાં દેવતાઓ પોતપોતાનાં સ્થાનકોમાં જઇ અધિકાર ચલાવવા લાગ્યા, જગતમાં અકાળ મૃત્યુ બંધ પડી ગયું, રાજાઓ પરમ સંપથી રાજ્યો ચલાવવા લાગ્યા, પ્રજાઓને કોઇ પ્રકારનું દુઃખ ન રહ્યું, રાજાઓના ભંડારો સર્વદા ભરપૂર સંપત્તિવાળા રહેવા લાગ્યા, રાજાઓનું અને મંત્રીઓનું ઐકમત્ય વધવા લાગ્યું, યજ્ઞ ક્રિયાઓ દેવતાઓને તથા શ્રાદ્ધક્રિયાઓ પિતૃઓને તૃપ્તિ આપવા લાગી, યજ્ઞાદિકની ધામધૂમ ચાલુ થવા લાગી, સૂર્ય સુવૃષ્ટિથી જગતને આનંદ આપવા લાગ્યો, નદીઓ વિમાર્ગોને છોડીદઇ સ્વચ્છ થઇ પોતાના માર્ગોમાં ચાલવા

લાગી, ઋષિઓ વેદાદિકના અધ્યયન પ્રવૃત્ત થવા લાગ્યા અને સઘળે આનંદ મંગળ વર્ત્તી રહ્યું.

વિષ્ણુ બ્રહ્મલોકમાં જઇ, મહર્ષિઓને પ્રણામ કરી, તેઓએ કરેલાં પૂજનોને તથા આપેલાં આશીર્વચનોને માથે ચડાવી, યજ્ઞભૂમિઓનું અભિવંદન કરી, હવ્યોના સુગંધવાળા પવનથી આલ્હાદિત થઈ, યુદ્ધના પરિશ્રમને શાંત કરવા વાસ્તે સર્વની સંમતિ લઇ યુદ્ધનો વેષ ઉતારી જરાવાર પોહોડી રહેવાની ઇચ્છાથી બ્રહ્મલોકમાંજ "નારાયણાશ્રમ" એ નામથી કહેવાતા પોતાના દિવ્ય શયનગૃહમાં પધાર્યા.

લોકોના જીવિતના અર્ધ ભાગને પોતાના કબજામાં લઇ તેને પુરૂષાર્થથી રહિતજ રાખનારી પણ વિષ્ણુના સ્વાતંત્ર્યને કશી હાનિ નહિ આપી શકનારી લોકોમાં અન્નજા, શ્રમજા, આગંતુકી, વ્યાધ્યનુવર્ત્તિની તથા રોગજા ઇત્યાદિ અનેક પ્રકારોથી ઓળખાતી પણ વિષ્ણુના શરીરમાં યોગમાયા એ નામ સિવાય બીજું કશું નામ નહિ પામી શકનારી અને સર્વ લોકોએ સુખને વાસ્તે પતિવ્રતા સ્ત્રીની પેઠે સેવવા યોગ્ય કહેવાતી પણ વિષ્ણુએ પોતાના ઉદરમાં રહેલા સર્વ જીવોને સુખ આપવા માટે સેવાતી નિદ્રાએ જરાવાર સૂધી વિષ્ણુનાં નેત્રોને નિમીલિત કરી નાખ્યાં. વિષ્ણુ જરાવાર સૂધીજ નિદ્રાના સુખમાં લીન રહ્યા પણ એ જરાવાર ભૂલોકની કે સ્વર્ગલોકની નહિ પણ જેમાં ચૌદ ઇંદ્ર તથા ચૌદ મન્વંતર વ્યતીત થાય ત્યારે એક દિવસ વ્યતીત થયો ગણાય છે એવા બ્રહ્મલોકની હતી, તેથી ત્યાંના તેટલા સમયમાં ભૂલોકની અંદર સત્યયુગ તથા ત્રેતાયુગ વ્યતીત થઇ દ્વાપરયુગ પણ ઘણોખરો વ્યતીત થયો.

---

# પ્રકરણ ૨ જું.

## દૈત્યોનો પુનર્જન્મ.

બૃહસ્પતિની સ્ત્રી તારાને વાસ્તે થયેલા સંગ્રામોમાં જે દૈત્યો દેવતાઓના હાથથી તથા વિષ્ણુના હાથથી મરણ પામ્યા હતા તેઓ દેવલોકનાં રાજ્યોથી નિરાશ થઇ ભૂલોકમાં રાજાઓ થવાની દૃઢ ઇચ્છા ધરતાં ધરતાંજ પ્રાણ મુક્ત થયા હતા અને તેથી તેઓ દ્વાપરયુગના છેડામાં ભૂલોકના તે તે રાજાઓને ઘેર પુત્રરૂપ થઇને અવતરવા લાગ્યા. વિપ્રચિત્તિ નામનો દૈત્ય બૃહદ્રથ રાજાને ઘેર અવતરી જરાસંધ એ નામથી પ્રખ્યાત થયો, બાષ્કલ કામરૂપદેશના ભૌમ રાજાને ત્યાં અવતરી ભગદત્ત એ નામથી પ્રખ્યાત થયો. સંહ્લાદ મદ્રદેશના રાજાનો પુત્ર શલ્ય થયો, સ્વર્ભાનુ મથુરાનો યાદવ રાજા ઉગ્રસેન થયો, અજક શાલ્વદેશનો શાલ્વ નામનો રાજા થયો, એકચક્ર નગ્નજિત્ રાજા થયો, કાલેય એકલવ્ય નામનો ભિલ્લોનો રાજા થયો અને દૈત્યોને સાહાય્ય આપનારો કલિયુગ ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન થયો. હિરણ્યકશિપુ નામનો દૈત્ય તારા બાબતના સંગ્રામમાં નહિ પણ બીજા પ્રસંગમાં એકવાર નૃસિંહજીના હાથથી અને બીજા જન્મમાં રામચંદ્રજીના હાથથી મરણ પામ્યો હતો તે પણ મરણના સમયમાં રાજ્યની કામના રહી જવાને લીધે ચેદીદેશના રાજા દમઘોપને ઘેર અવતરી શિશુપાલ એ નામથી પ્રખ્યાત થયો, અને આવીજ રીતે બીજા પણ ઘણા ઘણા દૈત્યો રાજાઓને ઘેર અવતરીને રાજ્યો કરવા લાગ્યા. મથુરાનો યાદવરાજા ઉગ્રસેન કે જે સ્વર્ભાનુ નામના દૈત્યનો અવતાર હતો તેની પટરાણી એક સમય વર્ષાઋતુમાં રજોદર્શનને ચોથે દિવસે સૃષ્ટિસૌંદર્ય જોવાના કૌતુકથી સખીઓને સાથે લઇ સુયામુન નામનો પર્વત જોવા ગઇ. એ પર્વતનાં સુંદર વૃક્ષોની ઘટાઓવાળાં શિખરોમાં, ગુફાઓમાં તથા નદીઓના કિનારાઓપર ફરતી, કામદેવને ઉત્પન્ન કરનારાં કિન્નર લોકોનાં ગાયનોને તથા અતિ મધુરતાવાળાં કિન્નરીઓનાં અને સખીઓનાં કામજનક વચનોને સાંભળતી, મયૂરોના ટૌકારાઓની ઉપર ધ્યાન દેતી અને બીજાં પણ અનેક પક્ષીઓના મધુર શબ્દોથી રાજી થતી એ રાણીને, જાણે પર્વતોનાં રમણીય

સ્થળોમાં શિકાર શોધવાને વાસ્તે છુપાઇનેજ બેઠેલો હોય એવો કામદેવ અચિંતિત રીતે પોતાનાં અમોઘ બાણોથી વીંધવા લાગ્યો. આ સમય પુષ્પોના સુગંધવાળો મનોહર પવન લીલી વનરાજિઓમાંથી નિકળી નિકળીને તેના મનને ક્ષોભ આપવા લાગ્યો, કામદેવના મદને અપૂર્વ ઉત્તેજન આપનારી બોલસરીઓ કામદેવના અગ્ન્યસ્ત્ર કણિકાઓ જેવાં પુષ્પોને તેના ઉપર વરસવા લાગી અને અત્યંત પ્રફુલ્લિત થયેલા કદંબો જાણે કામદેવના કંટકમય ગોળાઓ હોય એવાં જણાતાં પુષ્પોને તેના ઉપર ફેંકવા લાગ્યા.

આવી રીતે ઘણા ઘણા કામોદ્દીપક વિભાવો દેખવાને લીધે અને પોતાની જાતિના મહિમાને લીધે આઠગણા કામજ્વરથી ઘેરાયેલી એ રાણી સખીઓ સહિત તે તે સ્થળોમાં ફરતી હતી તેટલામાં અચિંતિત ઘટનાઓનીજ ગોઠવણ કરનારા દૈવે દ્રુમિલ નામના એક દાનવને એ પર્વતમાં હાજર કરી દીધો. ઉગતા સૂર્યના જેવી પ્રભાવાળા અને રથીની ઇચ્છાને અનુસરતો વેગ ધરનારા રથમાં બેસી આકાશ માર્ગમાં ફરતો એ દ્રુમિલ વર્ષાઋતુની લીલા જોવાને વાસ્તે યદૃચ્છાથી સુયામુન પર્વતના ઉપવનમાં ઉતરી રથને ત્યાંજ રાખી પોતે સારથીનો હાથ પકડી પર્વતના ઉપરના ભાગપર ચડયો. સઘળી ઋતુઓના ગુણોથી સંપન્ન હોવાને લીધે નંદનવન જેવાં જણાતાં વનોનું અવલોકન કરતો, અનેક ધાતુઓથી, વૃક્ષોથી તથા રત્નોથી વિચિત્ર લાગતાં શિખરોનું નિરીક્ષણ કરતો, પુષ્પો, ફળો તથા પલ્લવોથી નમી રહેલાં અને સઘળી દિશાઓમાં ફેલાતા સુગંધોવાળાં વૃક્ષોને અભિનંદન આપતો, પક્ષીઓના પ્રમોદદાયી મધુર ધ્વનિઓથી રોમાંચિત થતો અને ત્રાસ પામીને ભાગી જતાં સિંહ, વાઘ તથા સુવર આદિ જાનવરોને જોતો એ દ્રુમિલ દાનવ પર્વતના રમણીય પ્રદેશોમાં ફરતો હતો ત્યાં દેવાંગના જેવી શોભતી, સખીઓની સાથે ક્રીડા કરતી, સઘળા અવયવોમાં લાવણ્યથીજ રચાયેલી હોય એવી લાગતી અને લતાઓમાંથી પુષ્પો વીણતી વખત યૌવનસિદ્ધ ઉન્નતિ કરતાં પણ વિશેષ ઉન્નતિ પામતાં સ્તનોવાળી ઉગ્રસેન રાજાની રાણી દૂરથી તેના જોવામાં આવી. જોવામાં આવતાંજ તેણે દ્રુમિલના હૃદય ઉપર કામદેવની બરછીનું કામ કર્યું.

"હરિણના બચ્ચાંનાં સરખાં નેત્રોવાળી, ઔદાર્ય આદિ સઘળા ગુણોની સંપત્તિવાળી અને દૂર છતાં પણ વીજળીની પેઠે મારાં નેત્રોનું તથા ચિત્તનું

આકર્ષણ કરતી આ કામિની કોણ હશે? રતિ હશે? ઇંદ્રાણી હશે? તિલોત્તમા હશે? નારાયણમુનિના સાથળમાંથી નિકળેલી ઉર્વશી હશે કે દેવ દૈત્યોએ અમૃતને વાસ્તે સમુદ્રનું મથન કરતાં અમૃતથી પહેલાં સમુદ્રમાંથી નિકળેલી અને વિષ્ણુના ખોળામાં ચોળાયેલી લક્ષ્મી હશે? જેમ વીજળી શ્યામ મેઘમંડળમાંથી ચમકે તેમ આ કામિની સ્ત્રીઓના ટોળામાંથી ચમકે છે. અત્યંત સુકુમાર અંગોવાળી અને પૂનમના ચંદ્ર જેવા મુખવાળી આ સુંદરીના રૂપે મારા મનને વ્યાકુળ, વિભ્રાંત, અને કામદેવને આધીન કરી દીધું છે. કામદેવ મારાં અંગોને બાણોથી કાપી નાખે છે. તે નિર્દય રીતે મારા અંગને ભેદી સાંગોપાંગ અંદર પેસી ગયો હોય એમ જણાય છે. મારૂં મન ભમતું હોય એમ લાગે છે. જેમ ઘીની ધારાથી સેચન પામેલો અગ્નિ ઘરને બાળી નાખે તેમ આના રૂપથી અભિવૃદ્ધિ પામેલો કામદેવ મારા મનને બાળી નાખે છે. આ કામાગ્નિને શાંત કરવાને વાસ્તે શી ગોઠવણ કરવી? શો ઉપાય લેવો? શી યોજના કામે લગાડવી? કેવી યુક્તિ પકડવી? શી ચાલાકી વાપરવી? આ કામિની ક્યા ઉપાયથી મારો સ્વીકાર કરે?”

આ પ્રમાણે ઘણું ઘણું ચિંતન કરતો એ દાનવ કોઇ પ્રકારે ધીરજ નહિ મળતાં “આ સ્ત્રી કોની છે એ તપાસ કરી આવું ત્યાં સૂધી તું અહીંજ ઉભો રહીને મારી રાહ જોયા કરજે.” એમ સારથિને આજ્ઞા કરી પોતે આગળ વધ્યો, જરા આગળ વધતાંજ જળનું આચમન લઇ ધ્યાનની પદ્ધતિથી એકાગ્ર થયો. એકાગ્ર થતાંજ “આ ઉગ્રસેનની સ્ત્રી છે” એમ જાણી ગયો, જાણી જતાંજ ઉપાયની યોજના હૃદયમાં આવવાથી રાજી થયો, રાજી થતાંજ પોતાના રૂપને બદલાવી ઉગ્રસેનનું રૂપ ધરીને હસતો હસતો તેની પાસે ગયો અને પાસે જતાંજ તરત તેને બાથમાં લઇને ઉભો. સઘળી સખીઓ મહારાજા ઉગ્રસેનને આવેલ જાણી દૂર થઇ ગઇ અને રાણી પણ તેને ઉગ્રસેનજ સમજી પ્રેમથી ભાવ દેખાડવા લાગી. પાછળથી તેના સ્પર્શના ભારેપણાનો અનુભવ થતાં તે શંકિત થઇ ગઇ.

શંકા પામેલી રાણી ઉભી થઇ ભયથી ધ્રુજતાં ધ્રુજતાં બોલી કે “તું મારો પતિ નથીજ. મને દુરાચારથી મલિન કરનારો તું કોણ છે? અરે નીચ! તેં મારા પતિનું રૂપ ધરી નીચ કર્મથી મારા પાતિવ્રત્યને દૂષિત કર્યું. હું કુળને અભડાવનારી થઇ તેથી પતિપક્ષ તથા પિતૃપક્ષ બન્ને મારો તિરસ્કાર કરશે.

હાય હાય ! મારા બાંધવો મને શું કહેશે ? દુષ્કુલીન, અજિતેંદ્રિય અને આવાં અવિશ્વાસ્ય તથા અનાયુષ્ય કર્મોના કરનાર તને સો સોવાર ધિક્કાર છે.”

“અરે ડહાપણનું મિથ્યાભિમાન ધરાવનારી ! મૂઢ બુદ્ધિવાળી ! તું મૃત્યુના કબજામાં રહેનારા નીચ મનુષ્ય જાતિના પતિનો આશ્રય કરી રોષથી મને શામાટે ધિક્કારે છે ? હું સૌભ નામના વિમાનનો પતિ દ્રુમિલ નામનો દાનવ છું. મનુષ્ય જાતિની સ્ત્રીઓ મનુષ્ય જાતિના પરપુરૂષના પ્રસંગથી દૂષિત થાય છે પણ અમનુષ્ય જાતિના પરપુરૂષના સંગથી દૂષિત થતી નથી. મનુષ્ય જાતિની સ્ત્રીઓની બુદ્ધિ નિયમવાળી હોતીજ નથી તેથી જેમ તેઓને સ્વપ્નમાં થયેલા વ્યભિચારથી પાપ લાગતું નથી તેમ જાગ્રતમાં અમનુષ્યથી થયેલા વ્યભિચારથી પણ પાપ લાગતું નથી. તું પાતિવ્રત્યના અભિમાનથી ગમે તેમ બોલ્યા કર પણ જેમ બીજી ઘણી ઘણી સ્ત્રીઓને આવી રીતના વ્યભિચારથી દેવતાઓના તેજસ્વી અને અચળ પરાક્રમવાળા પુત્રો પ્રાપ્ત થયેલા સંભળાય છે તેમ તને પણ મારા પ્રસંગથી એવોજ પુત્ર પ્રાપ્ત થશે.”

“અરે નીચ ! તું સર્વ સ્ત્રીઓની નિંદા કરે છે માટે તને ધિક્કાર છે. મનુષ્ય જાતિમાં જેમ દુરાચાર કરનારી સ્ત્રીઓ ઘણી છે તેમ પતિવ્રતાઓ પણ ઘણી છે. અરૂંધતી વગેરે પતિવ્રતા સ્ત્રીઓને તું નથી જાણતો કે શું ? દુષ્ટ ! તારા પ્રસંગથી મને જે વર્ણસંકર પુત્ર ઉત્પન્ન થશે તેથી હું રાજી થવાની નથી અને તે ઉપરાંત પણ કહું છું કે જો મેં પ્રભુનું સાચા દિલથી ભજન કર્યું હશે તો તે પ્રભુ પ્રકટ થઈને તને તથા મારા વર્ણસંકર પુત્રને પણ મારશે.”

રાણીનાં વચનો સાંભળી દ્રુમિલ બીજું કશું નહિ બોલતાં ત્યાંથી પોતાના સારથિ પાસે જઈ તેને સાથે લઇ રથમાં બેસીને આકાશ માર્ગે ચાલતો થયો. અને દુરાચારથી ખેદ પામેલી ઉગ્રસેનની રાણી પણ ત્યાંથી મથુરામાં આવી. નવ માસ પૂરા થતાં એ રાણીના ઉદરથી કાળનેમિ નામનો દૈત્ય અવતર્યો અને તે કંસ એવા નામથી પ્રસિદ્ધ થયો. કાળનેમિને પૃથ્વીપર અવતરેલો જાણી તેની સેવા કરનારા બીજા પણ કેટલાએક દૈત્યોએ પૃથ્વીમાં જૂદે જૂદે ઠેકાણે અવતાર લીધો. હયગ્રીવ નામનો દૈત્ય ઘોડાનો અવતાર ધરી વૃંદાવનમાં રહીને માણસોનાં માંસ ખાવા લાગ્યો, અરિષ્ટ નામનો દૈત્ય બળદનો અવતાર ધરી ગાયોને દુઃખ દેવા લાગ્યો, રિષ્ટ દૈત્ય કુવલયાપીડ હાથી થઇ કંસના દરબારમાંજ રહ્યો, ધેનુક ગધેડાનો અવતાર ધરી વૃંદાવન પાસેના તાલ વનમાં

રહી પ્રાણીઓનો આહાર કરવા લાગ્યો અને વારાહ તથા કિશોર નામના બે દૈત્યો મલ્લના કુળમાં અવતરી કંસનીજ નોકરીમાં રહ્યા અને તેઓ ચાણૂર મલ્લ તથા મુષ્ટિક મલ્લ એ નામોથી પ્રખ્યાત થયા.

આ પ્રમાણે રાજાઓનાં તેમજ બીજાં કુળોમાં અને પશુ વગેરે અન્ય જાતિઓમાં પણ લાખો અને કરોડો દૈત્યો અવતરવાથી પ્રાણીઓની સંખ્યા બહુજ વધી જતાં પૃથ્વી સમુદ્રમાં ચાલતા ભરતીયા વહાણની પેઠે અત્યંત સીદાવા લાગી. દૈત્યોના અવતારરૂપ દુષ્ટ ક્ષત્રિયો પૃથ્વીમાં વેદ ધર્મની વ્યવસ્થાઓને ત્રોડવા લાગ્યા, ચારે વર્ણોને પીડવા લાગ્યા અને મોટી મોટી અપાર સેનાઓથી પૃથ્વીને ધ્રૂજાવવા લાગ્યા. હજારો ક્ષત્રિયોથી, તેઓનાં અપાર સૈન્યોથી, ઘણા ઘણા દેશોથી, દેશોની અંદરનાં ઘણાં ઘણાં નગરોથી તથા ગામોથી અને તેઓમાં રહેનારાં અસંખ્ય પ્રાણીઓથી અવકાશ વગરની થયેલી અને ભારને લીધે સમુદ્રમાં ડૂબતા વહાણની દશાને પ્રાપ્ત થયેલી પૃથ્વી પોતાની પીડાનું નિવેદન કરવામાટે મેરૂ પર્વત ઉપર બ્રહ્માની સભામાં ગઇ. એ સભામાં હજારો બ્રહ્મર્ષિઓ, દેવતાઓ, ગંધર્વો તથા અપ્સરાઓ પોત-પોતાનાં કૃત્યોથી બ્રહ્માની સેવા કરતાં હતાં ત્યાં પૃથ્વીએ પ્રણામ કરી સર્વ દેવતાઓની સમક્ષમાં પોતાની પીડાનું નિવેદન કર્યું.

“પૃથ્વી ! તારૂં સઘળું દુઃખ પહેલાંથીજ મારા જાણવામાં છે અને તેથી તેને લગતી કેટલીએક ગોઠવણો મેં કરી મૂકેલીજ છે તથા બાકીની કેટલીએક ગોઠવણો માટે હું આ સર્વ દેવતાઓને આજ્ઞા કરૂંછું. તારા ઉપરનો મોટો ભાર મોટા મોટા સંગ્રામો થયા વિના કદી ઉતરવાનો નથી અને તે સંગ્રામોમાં દૈત્યોનો વિનાશ દેવતાઓનાં પરાક્રમો વિના થવો અસંભવિત છે એમ ધારીને મેં કેટલાએક દેવતાઓને તારાપર અવતાર આપેલા છે. ભારદ્વાજ કુળમાં અવતરેલા દ્રોણાચાર્ય બૃહસ્પતિનો અવતાર છે, સંતનુ રાજાને ઘેર અવતરેલ ભીષ્મ વસુનો અવતાર છે, દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા મહાદેવના, કાળના, કામના તથા ક્રોધના અંશથી અવતરેલ છે. શંતનુના બીજા પુત્ર વિચિત્ર-વીર્યના દીકરા ધૃતરાષ્ટ્ર તથા પાંડુ ગંધર્વોના અંશથી અવતરેલ છે અને વિદુર યમના અંશથી અવતરેલ છે. ધૃતરાષ્ટ્રના અને પાંડુના જે પુત્રો થશે તેઓની વચ્ચે અને તે સિવાય જરાસંધ વગેરેના બીજા પણ કેટલાએક સંગ્રામો થવાના છે.

પૃથ્વીની એ પ્રમાણે સાંત્વના કરી તેણે દેવતાઓને પણ કહ્યું કે દેવતાઓ! આ પૃથ્વીનો ભાર ઉતારવાના ઉદ્દેશથી રાજાઓની સાથે વિગ્રહ મચાવવાને વાસ્તે તમો સઘળા પોતપોતાના અંશોથી પૃથ્વી ઉપર અવતાર ધરો. પણ આ વિષયમાં વિષ્ણુની સંમતિ તથા સહાયતા પણ અવશ્ય જોઇએ, માટે ચાલો આપણે સર્વે વિષ્ણુની પાસે જઇએ અને તેમને જગાડી આ વિષયનું નિવેદન કરીએ. 'અને તેમને પોતાને પણ પૃથ્વી ઉપર અવતરવાની વિજ્ઞપ્તિ કરીએ."

આ પ્રમાણે આજ્ઞા કરી સર્વ દેવતાઓને, ઋષિઓને તથા પૃથ્વીને પણ સાથે લઇ બ્રહ્મા મેરૂ પર્વત ઉપરની સભામાંથી ઉઠયા અને તરત બ્રહ્મલોકમાં નારાયણાશ્રમ કે જ્યાં વિષ્ણુ યોગનિદ્રાથી પોઢયા હતા ત્યાં જઇ વેદ મંત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.

વેદ મંત્રોના ઘોષને લીધે નેત્રોમાંથી યોગનિદ્રા તરતજ દૂર થતાં શયનમાંથી ઉઠેલા વિષ્ણુ ભગવાન બ્રહ્મા આદિ દેવતાઓને ક્ષોભ પામેલા, જગતના કાર્યને વાસ્તે આવેલા અને કાંઇક વિજ્ઞપ્તિ કરવા ધારતા જોઇને બોલ્યા કે "દેવતાઓ! તમો શા કારણથી આવ્યા છો? દુષ્ટ દૈત્યો તરફથી તમારૂં કે જગતનું કાંઇ અશુભ તો નથી થયું? શું મારાં કૃત્યોમાં કાંઇ ખામી આવી છે? તમોને શાથી ત્રાસ થયો છે? કોણે વિગ્રહ ઉત્પન્ન કર્યો છે? આ હું મારા શયનને છોડી દઉંછું અને તમારૂં જે કાંઇ કામ હોય તે કરવા તૈયાર છું."

"મહારાજ! આપ પોઢયા તે સમયમાં અમોને કે બીજા લોકોને કશો ભય ન હતો, સઘળાં મનુષ્યો શાંત થઇને સ્વધર્મ પાળતાં હતાં, રાજાઓ પરસ્પરની સાથે સંપથી વર્તીને કોમળ કરોથી તથા અતીક્ષ્ણ દંડોથી પ્રજાઓનું પાલન કરતા હતા, ઋષિઓ યજ્ઞાદિકથી દેવતાઓને તૃપ્ત કરતા હતા, પૃથ્વી ઉપર કશું દુઃખ કે દારિદ્ર્ય જોવામાં આવતું ન હતું, સઘળી ઋતુઓ પોતપોતાના નિયમોને અનુસરીને યથોચિત દેખાવ આપતી હતી અને કોઇ સ્થળમાં કાંઈ પણ ઉત્પાત જોવામાં આવતો ન હતો. પણ તે પછી કાળનેમિ વગેરે હજારો તથા લાખો દૈત્યો ક્ષત્રિયોનાં કુળોમાં તથા બીજાં પણ અનેક કુળોમાં અવતર્યા છે. તેઓની સેનાઓ અસંખ્ય થઇ ગઇ છે, એ દૈત્યો ધર્મનો વિધ્વંસ કરવા લાગ્યા છે, દૈત્યોના તથા તેઓની સેનાઓના ભારથી પૃથ્વી બહુ પીડાય છે અને પીડાવાને લીધે પૃથ્વીમાં જે સહજ ક્ષમા હતી તે છૂટી

જઇ ચંચળતા પ્રાપ્ત થઇ છે. પૃથ્વી મનુષ્યોના ભારનેજ સહન કરવા સમર્થ છે પણ મનુષ્યો અને દૈત્યો એ બન્નેના ભારને સહન કરવા સમર્થ નથી, તેથી થાકી ગભરાઇ પસીનાથી ભીંજાતી ભીંજાતી તે મારે શરણે આવી તેથી આ પૃથ્વીને અને દેવતાઓને સાથે લઇ હું આપને શરણે આવેલો છું. પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે મેં કેટલીક ગોઠવણ કરી છે પણ તેમાં આપની સલાહ લેવાની અને આપને કાંઇક પરિશ્રમ આપવાની જરૂર જણાય છે. માટે આપ અમારી સાથે મેરૂ પર્વત ઉપરની સભામાં પધારો એટલે ત્યાં આપના અધ્યક્ષપણા નીચે વિચાર કરી સર્વાનુમતે એક નિશ્ચય કરવામાં આવે.”

બ્રહ્માની વિજ્ઞપ્તિનો સ્વીકાર કરી મેઘમંડળના જેવી શ્યામ સુંદર આકૃતિવાળા, પીળાં વસ્ત્રોથી સંધ્યાકાળનાં વાદળાંઓથી ઘેરાયેલા ઇંદ્રનીલ મણિના પર્વત જેવા દેખાતા અને વક્ષઃસ્થલમાં રોમાવળીથી ગોઠવાયેલ શ્રીવત્સ નામના ચિન્હથી શોભતા વિષ્ણુ ભગવાને મોતીના જેવી શ્વેત પ્રભાવાળા ગરૂડ ઉપર બિરાજી ગરૂડને ઉપરના ભાગમાં મેઘમંડળથી શોભી રહેલા ચંદ્રની અલૌકિક ઉપમાનું પાત્ર કરતાં મેરૂ પર્વતની સભા તરફ પ્રસ્થાન કર્યું. અનિમેષ નેત્રોથી તેમના તરફજ જોતા દેવતાઓ પણ તેમની પાછળ ચાલ્યા. વિષ્ણુ તથા સર્વ દેવતાઓ થોડી વારમાંજ સુવર્ણના સ્તંભોથી ગોઠવાયેલી, હીરાઓની અપૂર્વ રચનાવાળી, કારીગિરીથી ન બની શકે એવાં હોવાંથી જાણે સંકલ્પમાત્રથીજ ઉઠેલાં હોય એવાં ચિત્રોથી દીપી રહેલી, સેંકડો વિમાનોથી તથા રત્નમય ગોખોથી અલંકૃત થયેલી, સઘળી ઋતુઓનાં ઉત્તમ ઉત્તમ પુષ્પોની તથા ફળોની પ્રૌઢ સંપત્તિવાળી, વિશ્વકર્માએ ક્રિયાથી નહિ પણ ધ્યાનથી સાક્ષાત્ દિવ્ય માયાજ ગોઠવેલી હોય એવી દેખાતી અને સ્થાવરની રીતિ પ્રમાણે એક ઠેકાણેજ રહેનારી નહિ પણ અધ્યક્ષની ઇચ્છા પ્રમાણે જ્યાં જવું હોય ત્યાં જનારી મેરૂ પર્વત ઉપરની સભામાં આવી પહોંચ્યા. વિષ્ણુ ભગવાન અધ્યક્ષના સિંહાસનપર બિરાજતાં બીજા સર્વ સભાસદો પોતપોતાની યોગ્યતા પ્રમાણે ભદ્રાસનોપર, આસનોપર, પીઠોપર, ઝીલાઓપર અને બીજાં બિછાનાંઓપર બેઠા. બ્રહ્માની આજ્ઞાથી વાયુદેવે સઘળી સભામાં ફરી ફરીને સભાસદોને કશો ઘોંઘાટ કે વાતચિત નહિ કરવાની સૂચના આપતાં સઘળી સભા નિસ્શબ્દ અને નિશ્ચલ થઇ.

“દેવાધિદેવ! નાથ! આપ જેમ બીજાં ભુવનોનું ધારણ કરો છો તેમ

મારૂં પણ ધારણ કરો છો. હું મારા બળથી કે તેજથી પ્રાણીઓને ધારણ કરતી નથી પણ આપનાજ બળથી, તેજથી અને પ્રસાદથી ધારણ કરૂં છું. હું દરેક યુગમાં જ્યારે જ્યારે ભારથી પડાઉં છું ત્યારે ત્યારે આપજ જગતનું હિત કરવાના ઉદ્દેશથી મારા ઉપરનો ભાર ઉતારો છો. તે પ્રમાણે હાલ પણ હું દુષ્ટ રાજાઓના અને દુષ્ટ પ્રાણીઓના ભારથી પીડાયા કરૂં છું. માટે આપે મારા ઉપરનો ભાર ઉતારવા કૃપા દૃષ્ટિ કરવી જોઇએ. હું દાનવોથી તથા દુષ્ટ રાક્ષસોથી પીડાઇને આપને શરણે આવી છું. આપ વિના બીજા કોની શરણે જાઉં? મારો નિશ્ચય છે કે જ્યાં સૂધી આપના શરણમાં ન અવાયું હોય ત્યાં સૂધીજ ભય રહે છે. આપે સૃષ્ટિના આરંભમાં પણ મધુ તથા કૈટભ નામના બે દૈત્યોને મારીને તેઓના મેદથી મને દૃઢ કરી હતી, વામનાવતાર ધરી દુષ્ટ લોકના હાથમાંથી છોડાવીને ઇંદ્રના હાથમાં સોંપી હતી અને પરશુરામાવતાર ધરી દુષ્ટ ક્ષત્રિયોનો સંહાર કરીને ભાર રહિત કરી હતી. તો જેમ પ્રથમ રક્ષણ કર્યું હતું તેમ હમણાં પણ રક્ષણ કરો. જો આપને મારા ઉપર દયા હોય તો મને અભય વચન આપો."

પૃથ્વીનું બોલવું પૂરૂં થતાં સર્વ દેવતાઓની અનુમતિથી બ્રહ્મા બોલ્યા કે "મહારાજ! ત્રૈલોક્યનાથ! આપ પૃથ્વીનો ભાર ઉતારવામાટે પ્રવૃત્તિ કરો અને તે સંબંધમાં બીજા દેવતાઓને પણ જે આજ્ઞા કરવી યોગ્ય જણાય તે કરો. ઇંદ્ર, યમ, વરૂણ, કુબેર, સૂર્ય, ચંદ્ર, વાયુ તથા અશ્વિનીકુમાર આદિ સર્વ દેવતાઓ આપની આજ્ઞા પ્રમાણે તૈયાર છે. સર્વ દેવતાઓએ દૈત્યોના અવતારરૂપ રાજાઓની સામે યુદ્ધ કરવામાટે અને તેઓને મારવામાટે પોતપોતાના અંશોથી અવતરવું એ મને ઠીક લાગે છે. તેમ કરવું જો આપને અનુકૂળ જણાતું હોય તો દેવતાઓને પૃથ્વીમાં અવતરવાની આજ્ઞા આપો. પ્રથમથીજ પૃથ્વીના ભારને લક્ષમાં રાખી મેં કેટલાએક દેવતાઓને પૃથ્વીપર અવતરાવ્યા છે તે ગોઠવણ પણ આ પ્રસંગમાં બહુ અનુકૂળ થશે. એમ મારૂં માનવું છે."

"બ્રહ્મા! તમારો નિશ્ચય મને બહુ યોગ્ય લાગે છે. દેવતાઓ! બ્રહ્માના વિચાર પ્રમાણે તમો સર્વ પોતપોતાના અંશોથી પૃથ્વી ઉપર અવતરો અને મોટાં મોટાં યુદ્ધો કરી દૈત્ય રાજાઓનો ક્ષય કરો. પૃથ્વી ઉપર જેમ ધૃતરાષ્ટ્ર રાજાને ઘેર કલિયુગનો અવતાર થયો છે તેમ પાંડુ રાજાને ઘેર ધર્મનો અવતાર

પણ તે પહેલાંજ થયો છે. અને તેઓ વચ્ચે વિરોધ ઉઠે એ પણ સ્વાભાવિકજ છે. માટે એઓના સામ સામા પક્ષો બંધાય તેમાં તમો પણ ભળશો તો દૈત્ય રાજાઓનો ક્ષય થવામાં અને પૃથ્વીનો ભાર ઉતરવામાં વાર લાગશે નહિ. આ વિષયમાં બ્રહ્મા મારી પણ કાંઈ યોજના કરવાનું ધારે છે તો હું પણ બ્રહ્માના અભિપ્રાયને માન દીધા વગર રહીશ નહિ. તો હવે આ સભામાં જે નિર્ણય કરવાનો હતો તે સંપૂર્ણ રીતે થયો છે માટે સભાનું વિસર્જન કરવામાં આવે છે."

વિષ્ણુની આજ્ઞા પ્રમાણે સભાનું વિસર્જન થતાં સર્વ દેવતાઓ તેને અભિનંદન આપી જય જયના પોકારો કરી પોતપોતાના અધિકારો ઉપર ગયા. તથા બ્રહ્મા બ્રહ્મલોકમાં અને વિષ્ણુ વૈકુંઠમાં પધાર્યા.



# પ્રકરણ ૩ જું.

## નારદની નારદ કળા.
## અને
## હૈયાફુટો કંસ.

**મેરૂ** પર્વતપરની સભામાં વિષ્ણુએ કરેલા ઠરાવ પ્રમાણે સર્વ દેવતાઓ પોતપોતાનાં સ્વરૂપોથી અધિકારો ઉપર રહ્યા અને અંશોથી પૃથ્વી ઉપર અવતરવા લાગ્યા. આવી રીતે કેટલાએક દેવતાઓ અવતરી ચૂક્યા અને કેટલાએક અવતરવાના હતા તે સમયમાં બ્રહ્માએ નારદજીની સાથે વૈકુંઠ લોકમાં જઇ વિષ્ણુની પાસે વિજ્ઞપ્તિ કરી કે "મહારાજ! દૈત્ય રાજાઓનો ક્ષય કરવાને વાસ્તે ઘણાખરા દેવતાઓ પૃથ્વીમાં અવતરી ચૂક્યા છે અને બાકી કેટલાક અવતરવાના પણ છે પરંતુ તેઓનું અવતરવું આપના અવતર્યા સિવાય નકામું છે. સઘળી બાબતોના તત્વને જાણનારા આપે આવા મોટા કામમાં દેવતાઓને એકલા મોકલવા યોગ્ય નથી. આપ સર્વના આશ્રય રૂપ છતાં હજુ પૃથ્વીનું કલ્યાણ કરવાને વાસ્તે જાતે અવતાર ધરવામાં શા માટે વિલંબ કરો છો? આપના હાથથી મરણ પામેલા પ્રબળ દૈત્યો કે જેઓ હાલ પૃથ્વીમાં મનુષ્યરૂપે અવતરેલા છે તેઓ આપ વિના બીજા કોઇથી પણ મારી શકાય એમ નથી. જેઓ દેવતાઓથી મારી શકાય એવા છે તેઓને મારવામાં પણ દેવતાઓને આપની સહાયતાની જરૂર છે. આપે મારેલો કાળનેમિ દૈત્ય મથુરાના રાજા ઉગ્રસેનને ઘેર જન્મી કંસ એવા નામથી પ્રખ્યાત થઇ પૃથ્વીપર મોટો ત્રાસ વર્ત્તાવવા લાગ્યો છે, રાજધર્મોપર પગ મૂકીને ચાલવા લાગ્યો છે, પોતાના પક્ષને પણ સુખ આપતો નથી અને સર્વદા વિરોધમાંજ રૂચિ ધરાવે છે. માટે તેનો અને તેના જેવા બીજા પ્રબળ દૈત્ય રાજાઓનો પણ વધ કરવાને વાસ્તે આપેજ અવતાર ધરવો યોગ્ય છે. પૃથ્વી જે કામને વાસ્તે આવી હતી તે કામ આપના અવતરવા સિવાય સિદ્ધ થવાનું નથી, માટે આપ પૃથ્વીપર અવતાર ધરો.

"બ્રહ્મા! જગતના કલ્યાણને વાસ્તે તમો જે કહો છો તે સત્ય છે. કંસ,

કેશી, કુવલયાપીડ હાથી, ચાણૂર તથા મુષ્ટિક નામના મલ્લો, અરિષ્ટ, પ્રલંબ, બલિરાજાની દીકરી પૂતના અને યમુનાના હ્રદમાં રહેનારો કાલિયનાગ એ સઘળા મારા જાણવામાં છે. હાલ સર્વ રાજાઓમાં મુખ્ય ગણાતા મગધદેશના જરાસંધને, કામરૂ દેશના રાજા નરકાસુરને, હજાર હાથવાળા શોણિતપુરના રાજા બાણાસુરને તથા બીજા પણ એવા પ્રબળ લોકોને હું જાણુંછું. પૃથ્વીના મોટા કામનો આધાર મારા ઉપર રહ્યો છે તે પણ હું જાણું છું. હું પૃથ્વી ઉપર અવતાર ધરીશ અને જે જે ઉપાયથી જેતું જેતું મરણ થાય એમ જણાશે તે તે ઉપાયથી તેને તેને મારીશ. પરંતુ મારે કયા દેશમાં કોને ઘેર અવતરવું અને કયા વેષથી રહેવું એ સલાહ તમારા મુખથી સાંભળવા ઇચ્છું છું.”

“મહારાજ! કશ્યપમુનિ કે જે વામનાવતારમાં આપના પિતા થયા હતા તે હાલ કોઇ શાપના યોગને લીધે મનુષ્યયોનિમાં અવતરી વસુદેવ યાદવ એવા નામથી ઓળખાય છે. તેમને ઘેર આપે અવતાર લેવો અને ગોકુલનો અધિપતિ નંદ કે જે આપના ભક્ત દ્રોણ નામના વસુનો અવતાર છે તેને ઘેર અમુક વર્ષો સૂધી ગુપ્ત રહીને પછી જાહેર થવું. વસુદેવની સ્ત્રીઓ ઘણી છે તેઓમાં દેવકી અને રોહિણી નામની જે સ્ત્રીઓ છે તેઓ કશ્યપમુનિનીજ અદિતિ અને સુરભિ નામની સ્ત્રીઓના અવતાર છે એટલે તેઓ પણ આપની માતાઓજ છે. દ્રોણ નામના વસુની જે ધરા નામની સ્ત્રી હતી તેજ આ જન્મમાં યશોદા નામની નંદની સ્ત્રી છે. એ દ્રોણ અને ધરા એઓએ આપનું બહુ ભજન કરેલું છે. માટે આપે ગોકુલમાં રહી તેઓને પુત્ર ભાવથી સુખ આપવું યોગ્ય છે. આપ પીળાં વસ્ત્રો તથા વનમાળા ધારણ કરી વૃંદાવનમાં ગાયોને ચારશો, મુરલીનો નાદ કરશો અને ગોવાળીઆઓનાં બાળકોની સાથે યમુનાના કિનારાઓપર વિહાર કરશો તે વખતે ભાગ્યશાળી લોકોજ આપનાં દર્શન કરી પોતાના જીવિતને સફળ કરશે.”

બ્રહ્માની સલાહનો સ્વીકાર કરી તેનું તથા નારદજીનું મધુર વાણીથી વિસર્જન કરી વિષ્ણુ ભગવાન પોતાના વિનોદ ગૃહમાં આવી મનુષ્ય લોકમાં કરવાની સઘળી લીલાઓનો અનુક્રમ ગોઠવવા લાગ્યા.

આ સમય વિષ્ણુના અંતઃકરણનુંજ રૂપાંતર ગણાતા નારદ મુનિએ બ્રહ્માથી છૂટા પડી પોતાના સ્વભાવને અનુસરી વૈકુંઠમાંથી તરતજ પૃથ્વીપર મથુરાનગરીના ઉપવનમાં આવી ત્યાં ઉતારો કરી કંસને ખબર આપવામાટે

દૂત મોકલ્યો. દૂતના કહેવાથી નારદજીને પધારેલા જાણી કંસ પૂજનની સામગ્રી લઇ મંત્રીઓ સહિત ઉપવનમાં આવ્યો અને ત્યાં અગ્નિ તથા સૂર્ય જેવા તેજસ્વી, જટાના મંડલથી દીપતા, શરદ્‌ઋતુના પૂર્ણચંદ્ર જેવી પ્રભાવાળા, ઉપર ઓઢેલ કાળિયર મૃગના ચર્મને લીધે વાદળાંથી ઘેરાયેલ ચંદ્ર જેવા દીસતા, ફેરવતાં ફેરવતાં અંગુઠાની પાસે આવતા સ્ફાટિકની માળાના દરેક મણકાના અગ્ર ભાગને વીણાના તારોમાં ઘસાવાને લીધે વધારે તેજસ્વી થયેલા અંગુઠાના નખની પ્રભાથી માણિક્યમયપણું આપતા હોય એવા દેખાતા અને પૃથ્વીના કાર્યને તરત સિદ્ધ કરવાની ગોઠવણમાંજ લાગેલ ચિત્તવાળા નારદજીને જોઇ તે પ્રસન્ન થયો. પ્રણામ કરી અર્ધ્યપાદ્યાદિકથી વિધિપૂર્વક પૂજન કરી સુવર્ણમય આસન પર બેસાડી પોતે હાથ જોડી સામે નીચે બેસતાં તેને નારદજીએ કહ્યું કે "કંસ તેં મારી વિધિપૂર્વક પૂજા કરી તેથી હું પ્રસન્ન થયો છું. હવે હું જે ઉદ્દેશથી અહીં આવેલો છું તે વાત સાંભળ અને સાંભળીને તને જેમ યોગ્ય જણાય તેમ કર. હું દેવતાઓનાં ભુવનો જોવામાટે મેરૂપર્વતપર ગયો હતો. ત્યાં ચૈત્રરથ તથા નંદન આદિ દિવ્યવનોને જોઇ સઘળાં પાપોને સ્મરણ માત્રમાંજ નષ્ટ કરનારી ગંગા નદીમાં સ્નાન કરી અને બીજાં પણ અનેક તીર્થોમાં ઇશ્વર પૂજન કરી તેજ પર્વતના શિખર ઉપર બ્રહ્માની દિવ્ય સભામાં ગયો હતો. ત્યાં ધોળી પાઘડીઓવાળા અનેક પ્રકારના રત્નોથી શણગારેલા અને દિવ્ય આસનો પર બેઠેલા બ્રહ્માદિક દેવતાઓ મારા જોવામાં આવ્યા: એ દેવતાઓ તારો અને તારા પક્ષનો ક્ષય કરવાનો વિચાર ગોઠવતા હતા એમ મારા જાણવામાં આવ્યું. અને તેમાં દેવતાઓના પરમ આશ્રયરૂપ વિષ્ણુ કે જેના હાથથી પૂર્વ જન્મમાં તારો વધ થયો છે તેણે તારી કાકાની દીકરી બહેન દેવકીના ઉદરથી જન્મી તને મારવો એવો નિશ્ચય કર્યો છે. તારા ઉપર મને બહુજ પ્રીતિછે તેથીજ હું તને આ સૂચના આપવા આવ્યોછું. તારૂં કલ્યાણ થજો હું જાઉં છું."

એટલું બોલી રજા લઇને નારદજી ત્યાંથી જતાં કંસ દાંત દેખાડી ખડખડ હસી મંત્રીઓ પાસે બોલ્યો કે "નારદ કાંઇ વિચક્ષણ પુરૂષ નથી પણ એક જાતનો ગાંડોજ છે. એ મને ભયભીત કરવા આવ્યો હતો પણ જાણતો નથી કે ઇંદ્રાદિક દેવતાઓ પણ કંસને ભય પમાડવા સમર્થ નથી. પ્રચંડ ભુજદંડોથી સમગ્ર પૃથ્વીને ક્ષોભાવવા સમર્થ મ્હારાજા કંસને ક્ષોભાવવામાટે

કોણ સમર્થ છે? આજથી હું દેવતાઓને અનુસરનારા મનુષ્ય વગેરે સર્વ પ્રાણીઓનો ક્ષય કરવાની પ્રતિજ્ઞા લઉં છું. કેશી, પ્રલંબ, ધેનુક તથા અરિષ્ટ આદિ દૈત્યોને, પૂતનાને અને કાલિયનાગને આજ્ઞા કરો કે તેઓ યથેષ્ટરૂપો ધરી પૃથ્વીમાં ફરી ફરીને આપણા શત્રુપક્ષનો સંહાર કરે અને જેઓ ગર્ભમાં આવેલ હોય તેઓની પણ તપાસ રાખે. નારદે આપણને ગર્ભથી ધાસ્તી ઉપજવાનું કહ્યું છે એ તમારા ધ્યાનમાં છે. પરંતુ આપણી ગોઠવણ સામે શત્રુઓ કદી પણ ફાવવાના નથી. માટે તમો નિઃશંક રહો અને મનમાનતી રીતે સુખો ભોગવો. મારા જેવાના આશ્રયમાં રહેનારાઓને દેવતાઓની કશી ધાસ્તી રાખવાનું કારણ નથી. વળી નારદ તો લડાઇ સળગાવીનેજ આનંદ પામનારો છે અને તેથી એક બીજામાં કુસંપો કરાવવામાંજ તત્પર રહેછે. અને ગમે તેવી યોજનાઓથી રાજાઓમાં પરસ્પર વૈર ઉપ્તન્ન કરાવવાને વાસ્તેજ જગતમાં જ્યાં ત્યાં ભટક્યા કરે છે. તથા પોતાના મનમાં સર્વદા ખટપટો ઉઠાવવાનીજ ગોઠવણો કર્યા કરે છે. હું જોકે દેવતાઓથી બીતો નથી તોપણ તમારાં અંતઃકરણોને શાંત રાખવાને વાસ્તે દેવકીનો વધ કરી નાખવો એજ યોગ્ય ધારૂં છું. દેવકીની હયાતીજ ન હોય તો પછી તેને ગર્ભ રહેવાનો સંભવજ ક્યાંથી થાય? ચાલો, દરબારમાં જઇ વસુદેવ તથા દેવકીને બોલાવી નારદે કહેલી સઘળી વાત જાહેર કરી વસુદેવની નજર આગળજ દેવકીને મારી નાખું. રાજાની પદ્ધી ધરાવનારને રાજ્યના રક્ષણને વાસ્તે બ્હેનોનો, સ્ત્રીઓનો, દીકરીઓનો, ભાણેજોનો, દોહિત્રાઓનો, માતા પિતાનો અને છેવટ બ્રાહ્મણોનો વધ કરવામાં પણ કશું પાપ લાગતું નથી."

આમ બોલી મંત્રીઓ સહિત દરબારમાં આવી વસુદેવને તથા દેવકીને બોલાવી સઘળી વાત જાહેર કરી હાથમાં ઉઘાડી તરવાર લઇ કંસે દેવકીનો ચોટલો પકડતાં વસુદેવ સામનો માર્ગ પકડી વિનય પૂર્વક બોલ્યા કે "મહારાજ કંસ! તમે ભોજકુલની કીર્ત્તિ વધારનારા તથા વિર પુરૂષોમાં અગ્રણી થઇ આવું અધર્મ ભરેલું બીકણનું કામ કરવા કેમ તૈયાર થયા છો? તમે પોતાના મરણની બીકથી આ તમારી બ્હેનનો વધ કરવા તૈયાર થયા હો તો વિચારવું જોઇએ કે મરણ તો પ્રાણીઓના દેહની સાથેજ સરજાઇ ચૂક્યું છે. પ્રાણીઓને તરત નહિ તો મોડું પણ મરવું તો અવસ્યજ છે. માટે કોઇ દિવસે પણ જે સ્થિતિ અવશ્ય થવાની છે તેમાં ફક્ત વિલંબ નાખવાને વાસ્તે

પાપ કરવું યોગ્ય નથી. જો આ દેહ નાશ પામ્યા પછી બીજો દેહ ન આવતો હોય અને કદાચ આવે તોપણ તે આ દેહના જેવો પ્રેમપાત્ર કે ભોગના સ્થાનરૂપ ન થાય એમ હોય તો વખતપર આવું કૃત્ય કરવું યોગ્ય ગણાય. પરંતુ કર્મોના યોગથી બીજો દેહ અવશ્ય પ્રાપ્ત થાય છે અને જે દેહ પ્રાપ્ત થાય છે તે ઉપર આ દેહના જેવીજ પ્રીતિ બંધાય છે, તથા તે આ દેહના જેવોજ સુખદાયી થાય છે એ સિદ્ધાંત છે. માટે મૃત્યુ અટકાવવાના નીચ ઉપાયો કરવા એ અતિ અધમ પ્રવૃત્તિ છે. જુવો કે મનુષ્યને પોતાનો દેહ જેવો પ્રિય તથા ભોગોના સ્થાનરૂપ છે તેવોજ પશુને પણ પોતાનો દેહ પ્રિય તથા ભોગોના સ્થાનરૂપ છે.''

ઉપરના બોલવાથી કંસના મનમાં જરા પણ અસર નહિ થયેલી જોઇ વસુદેવ ભેદની યુક્તિથી બોલ્યા કે ''જે માણસ કોઇનો દ્રોહ કરે તેનેજ કોઇના હાથથી ભૂડું થવાની ધાસ્તી રહે છે. માટે જો પોતાના કલ્યાણની ઇચ્છા હોય તો કોઇનો પણ દ્રોહ કરવો નહિ એમ વિદ્વાન લોકોનો સિદ્ધાંત છે. માટે તે ઉપર તમારે ધ્યાન આપવું જોઇએ.'' આ વચનને ફરેબ જેવું ગણી કંસ વધારે વેગમાં આવતાં વસુદેવ વળી સામથી બોલ્યા કે ''આ તમારી નાહાની બેહેન છે, રાંક છે, નિરપરાધ છે તથા મારી નાખતાં સૂધી પણ અચેતનની પેઠે બોલે તેમ નથી અને તમે પોતે પણ દીન બંધુ કહેવાઓ છો. માટે આનો વધ કરવો એ તમને કોઇ પણ રીતે યોગ્ય નથી.''

આ પ્રમાણે સામથી અને ભેદથી સમજાવતાં છતાં પણ દારૂણ બુદ્ધિ અને નીચ લોકોના સંગી કંસે દેવકીનો વધ કરવાની પકડને નહિ છોડતાં વિચક્ષણ વસુદેવે દેવકીને તરતવેળા બચાવી લેવાને વાસ્તે મનમાં વિચાર ગોઠવ્યો કે ''જો કે કોઇ રીતે મનાય તેમ ન હોય તોપણ બુદ્ધિમાન પુરૂષે પોતાની બુદ્ધિ પહોંચે ત્યાંસૂધી બચાવનો યત્ન કરવો યોગ્ય છે, કે જેથી ઉપેક્ષા કરવા રૂપ દોષમાંથી મુક્ત થવાય. આને જે જે પુત્રો થાય તે સઘળા કંસના હાથમાં સોંપી દેવા એવો કરાર કરીને પણ જો બની શકે તો આ અબળાને છોડાવું. જો કે પુત્રોને મૃત્યુના હાથમાં સોંપી દેવાનો કરાર કરવો એ પણ ન્યાય વિરૂદ્ધ છે તોપણ કોને ખબર છે કાલની? દેવકીને પુત્રો પ્રાપ્ત થશેજ, પ્રાપ્ત થશે તોપણ તેટલા વખત સૂધી આ દુષ્ટ જીવતો રહેશેજ અને જીવતો રહેશે તોપણ મારા પુત્રના હાથથી નહિજ મરે એવો શો નિશ્ચય છે? કશો

નથી. બાળક પુત્ર આ પ્રૌઢ કંસને શી રીતે મારી શકે એ વિચાર પણ હાલ કરવો યોગ્ય નથી. કારણ કે દૈવની ગતિ દુરત્યય છે. હાલ તો પુત્રો સોંપી દેવાની પ્રતિજ્ઞા કરવીજ યોગ્ય છે. કે જેથી તરતવેળા બચાવ થવાનો સંભવ છે. હાલ બચાવ થયા પછી કાલાંતરે તે બચાવ નહિ રહે તોપણ મારો દોષ ગણાશે નહિ. દેવકીના પુત્રના હાથથી ભવિષ્ય કાળમાં આ દુષ્ટનું મરણ થવાની જે વાત નિકળી છે તે વાત મારી આ ગોઠવણથી સાચી પણ શામાટે ન નિવડે? અદૃષ્ટ સિવાય બીજું કોઇ પણ જન્મનું કે મરણનું નિયામક નથી."

પોતાની બુદ્ધિ પહોંચતાં સુધી આવી રીતનો વિચાર કરી મનમાં ખેદ પામતાં છતાં પણ મોહોડું પ્રસન્ન તથા હસતું રાખી માન ભરેલા શબ્દોથી કંસનો સત્કાર કરી વસુદેવ બોલ્યા કે "મહારાજ કંસ! નારદજીના કહેવા પ્રમાણે તમને દેવકીથી કશી ધાસ્તી ઉત્પન્ન થાય તેમ નથી પણ દેવકીના પુત્રોથી થાય તેમ છે તો હું પ્રતિજ્ઞા કરી કહું છું કે દેવકીના ઉદરથી જેજે પુત્રનો જન્મ થશે તે તે પુત્રને હું તમારા હાથમાં સોંપી આપીશ. હવે આપે દેવકીને છોડી દેવી યોગ્ય છે."

વસુદેવનાં વચન ધ્યાન આપવા લાયક ધારી કંસે દેવકીને છોડી દીધી. પણ વસુદેવને તથા દેવકીને પોતાના અંતઃપુરમાં ઘણી ઘણી સ્ત્રીઓના તથા નાંજરોના જાબદામાં રાખવાની ગોઠવણ કરી, કે જેથી તેઓ કશું કપટ કરી શકે નહિ તથા દેવકીને જે જે પુત્ર પ્રાપ્ત થાય તેને તરતજ પરલોકમાં મોકલી શકાય. કંસની આજ્ઞા પ્રમાણે દેવકી તથા વસુદેવ તેના અંતઃપુરમાંજ રહ્યાં અને દેવકીની એક શોક્ય રોહિણી પણ વસુદેવની સેવા કરવાને વાસ્તે તેની સાથેજ રહી.

વસુદેવ તથા દેવકીને અંતઃપુરમાં નજરકેદી જેવાં રાખી પોતાનાં માણસોને તેઓના ઉપર દેખરેખ રાખવાની તથા ગર્ભના સમયમાં તો બહુજ પાકી દેખરેખ રાખવાની, ગર્ભ રહ્યા પછી મહિના ગણ્યા કરવાની અને પ્રસવ થાય કે તરતજ ખબર દેવાની મજબૂત ભલામણ કરી પોતાને કૃતાર્થ માનતા કંસે મંત્રીઓને કહ્યું કે "મનુષ્યથી બની શકે તે સઘળા યત્નો આપણે કરી ચૂક્યા છીએ. હવે મંત્રોના તથા ઔષધાદિકના પ્રયોગોથી દૈવિક યત્ન કરવામાં પણ અપ્રમત્ત રહીશું.

કંસે દેવકીના પુત્રોનો વિનાશ કરવાની ગોઠવણ કરતાં યોગ માયાના સ્વામી વિષ્ણુ ભગવાને કંસના હાથથી કંસનાજ પૂર્વ જન્મના પુત્રોનો વિનાશ કરાવવાની ગોઠવણ કરી. કાળનેમિના હંસ, શુચિ, ક્રાથ, દમન, રિપુમર્દન તથા ક્રોધહંતા નામના જે છ પુત્રો પાતાળમાં હતા તેઓનેજ અનુક્રમથી દેવકીના ગર્ભમાં દાખલ કરવાની યોગમાયાને ભલામણ કરીને તે ઉપરાંત પણ આજ્ઞા કરી કે "દેવી! એ છ દૈત્યો કંસના હાથથી મરણ પામ્યા પછી દેવકીના ઉદરમાં શેષનાગના અંશરૂપ સાતમો ગર્ભ પ્રાપ્ત થશે, તેને તું સાતમે મહિને દેવકીના ઉદરમાંથી ખેંચી લઇને રોહિણીના ઉદરમાં દાખલ કરી દેજે. જેથી દેવકીનો ગર્ભ કંસના ત્રાસથી પડી ગયો એમ લોકોમાં ચર્ચા ચાલે. તે પછી દેવકીના આઠમીવારના ગર્ભમાં મારે પોતાનેજ દાખલ થવાનું છે અને તે વખતેજ તારે પણ વ્રજમાં નંદગોપની સ્ત્રી યશોદાના ગર્ભમાં દાખલ થવું. હું કંસને ઠગવાને વાસ્તે શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીને દિવસ બરાબર મધ્યરાત્રિએ જન્મ ધરીશ અને તારે પણ તેજ રાત્રિમાં અષ્ટમી ઉતરી ગયા પછી અર્થાત્ મધ્યરાત્ર પછી જન્મ ધરવો. એજ રાત્રિમાં વસુદેવ વ્રજમાં આવીને મને યશોદાના સૂતિકાશયનમાં સુવાડી જશે અને તને ત્યાંથી મથુરામાં લઇ જઇને દેવકીના સૂતિકાશયનમાં સુવાડશે. એટલે આપણી ફેરબદલીથી કંસ મૂઢજ બની જશે. આપણી ફેરબદલી થાય ત્યાં સુધીમાં મથુરાનાં તથા વ્રજનાં સર્વ માણસોને એવાં મૂઢ બનાવી દેવાં કે જેથી મોટી ગડબડ થયાની પણ કોઇને ખબરજ ન પડે. પછી કંસ તને ઉપાડીને શિલાપર પછાડવા જશે પણ તારે તેના હાથમાંથી છટકીને તરત આકાશમાં જતું રહેવું. આથી પૃથ્વીમાં સર્વ લોકો તારી પૂજા કરશે તથા ઇંદ્ર તને બહેન કરી માનશે તથા વિંધ્યાચળમાં અવિચળ સ્થાનક આપશે."

યોગમાયાએ વિષ્ણુ ભગવાનની આજ્ઞાને માથે ચડાવી પ્રથમ કાળનેમિના પુત્ર હંસને દેવકીના ગર્ભમાં દાખલ કર્યો. નવ માસ પૂરા થતાં દેવકીને પુત્ર પ્રસવ થયો કે તરતજ કંસે તે પુત્રને શિલા ઉપર પછાડી મારી નાખ્યો. આવી રીતેજ અનુક્રમે બીજો, ત્રીજો, ચોથો, પાંચમો અને છઠ્ઠો ગર્ભ એમ પ્રાપ્ત થયા, તે દરેકને પ્રસવ થયા પછી કંસે તરત તરત મારી નાખ્યા. દેવકીના ઉદરમાં સાતમો ગર્ભ પ્રાપ્ત થતાં અને તેને સાતમો મહિનો બેસતાં યોગમાયાએ વિષ્ણુની આજ્ઞા પ્રમાણે તે ગર્ભને મધરાતના સમયમાં દેવકીના ઉદરમાં-

થી ખેંચી લઈ દેવકીની શોક્ય રોહિણીના ઉદરમાં દાખલ કરી દીધો. દેવકીને અકસ્માત્ ગર્ભ જતો રહેવાથી અને ઋતુસ્નાત થયેલી રોહિણીને અકસ્માત્ સાત માસનો ગર્ભ પ્રાપ્ત થવાથી મોટો વિસ્મય થયો. રોહિણીને ગર્ભ રહેલો જાણવામાં આવતાં વસુદેવે કંસની બીકને લીધે તેજ વખતે તેને પ્રપંચથી નંદના વ્રજમાં મોકલી દીધી અને દેવકીનો ગર્ભ પડી ગયો એવી ચર્ચા ચલાવી. કંસ તથા કંસનાં માણસો દેવકીના ગર્ભને પડી ગયો સાંભળી "તેનું શું થયું અને ક્યાં દાટયો" ઇત્યાદિ તજવીજો કરતાં હતાં અને કશો પત્તો નહિ મળવાથી વિસ્મયનો અંત નહિ પામતાં હતાં તેટલામાં થોડી મુદતમાંજ દેવકીને આઠમો ગર્ભ રહ્યો અને નંદની સ્ત્રી યશોદાને પણ તેજ સમયમાં ગર્ભ રહ્યો. દેવકીને આઠમો ગર્ભ રહ્યો ત્યારથી કંસ અને કંસનાં માણસો દેવકીને વધારે જાબ્દામાં રાખવા લાગ્યાં અને વસુદેવ ઉપર પણ પૂરી દેખરેખ રાખવા લાગ્યાં. દેવકીના સાતમા ગર્ભની ગડબડ થઇ ત્યારથી કંસને યાદવોની ઉપર વસુદેવનો પક્ષ કરવાનો મોટો વહેમ આવ્યો અને તેથી તે યાદવોનું કદનજ કરવા લાગ્યો. કંસને પોતાના સસરા જરાસંધનો મોટો આશ્રય હતો અને કેશી, ધેનુક તથા પ્રલંબ વગેરે દૈત્યોની મોટી મદદ હતી તેથી તેણે પોતાના પિતા ઉગ્રસેનને પદભ્રષ્ટ તથા કેદ કરી મથુરાનું તમામ રાજ્ય પોતાના કબજામાં કરી લીધું. કંસે બહુજ પીડવા માંડેલા યાદવોમાં કેટલાએક પરદેશમાં જઈ વસ્યા અને અક્રૂર વગેરે કેટલાએક કંસની આજ્ઞા ઉઠાવવાનું સ્વીકારી મથુરામાંજ રહ્યા.

જ્યારથી વિષ્ણુ ભગવાન દેવકીના ઉદરમાં પધાર્યા ત્યારથી દેવકીના શરીરની શોભા વધવા લાગી, તેની કાંતિથી ઘરનો અંધકાર પણ ટળી જવા લાગ્યો અને તેના તથા વસુદેવના શરીરમાં ઉત્તમ ઉત્તમ નિમિત્તો દેખાવા લાગ્યાં. જો કે દેવકી નજર કેદની પીડામાં હોવાને લીધે જેવી જોઇએ તેવી દીપતી ન હતી પરંતુ મૂર્ખને પ્રાપ્ત થયેલી સંપત્તિની પેઠે, ખળને પ્રાપ્ત થયેલી વિદ્યાની પેઠે અને વાદળાંઓથી ઘેરાયેલી ચાંદનીની પેઠે થોડી થોડીજ દીપતી હતી તોપણ કંસ તેટલા ઉપરથી તેના ગર્ભમાં વિષ્ણુનો આવેશ થયો ધારીને વિચાર કરવા લાગ્યો કે "આ દેવકી પ્રથમ આવા લાવણ્યવાળી ન હતી તેથી ધારી શકાય છે કે મારાં પ્રાણ લેવાની ઇચ્છાવાળો વિષ્ણુ આના ગર્ભમાં આવી ચૂક્યો છે. હવે મારે તરતમાં શું કરવું ? વિષ્ણુને શાંત કરવામાં

સામ, દાન કે ભેદ લાગુ પાડી શકાય તેમ છેજ નહિ. કેમકે તેણે દેવતાઓનું કાર્ય પોતાને માથે લીધું છે, તેથી તે પરાક્રમ કર્યા વિના કદી રહેનાર નથી. કદાચ હુંજ આ વખતે દેવકીને મારી નાખું તો લોકો મને પરાક્રમ વગરનો બીકણ ગણે એટલુંજ નહિ પણ મને સ્ત્રીની હત્યાનું, બેહેનની હત્યાનું અને ગર્ભિણીની હત્યાનું મોટું પાપ લાગે કે જેથી મારી કીર્ત્તિ, લક્ષ્મી અને આયુષ્ય તરતજ નષ્ટ થઇ જાય. જે પુરૂષ બહુજ ભૂંડાં કામ કરીને જીવે તે જીવતે મુવો ગણાય છે, લોકોના ધિક્કારનું પાત્ર થાયછે, લોકોમાં અંતે નરકમાં પડવાનો અધિકારી મનાય છે અને મરણ પામ્યા પછી પણ લોકોની ગાળોથીજ ભંડાયા કરે છે.

દેવકીનો વધ કરવાને સમર્થ છતાં પણ ભગવન્માયાએ આપેલા વિચારને અનુસરી દેવકીનો વધ કરવાથી નિવૃત્ત થયેલો કંસ વિષ્ણુના જન્મનીજ રાહ જોવા લાગ્યો અને સુતાં, બેસતાં, જમતાં, પીતાં, ફરતાં, ઉભતાં તથા બીજી પણ સઘળી ક્રિયાઓ કરતાં મનમાં વિષ્ણુનુંજ ચિંતન રહેવાને લીધે સઘળા જગતને વિષ્ણુમયજ દેખવા લાગ્યો.

દેવકીને ગર્ભ રહ્યાના દિવસથી આઠમો મહિનો આવ્યો. કૃષ્ણપક્ષની સપ્તમી પર્યંત તિથિઓ વ્યતીત થઇ જતાં અષ્ટમી પ્રાપ્ત થઇ. અષ્ટમીનો દિવસ વ્યતીત થઇ રાત્રિ પડી અને રાત્રિમાં પણ તેર ઘડી વ્યતીત થઇ ગઇ. આ સમય સઘળા શુભ ગુણો ઉત્તરોત્તર અધિક દેખાવા લાગ્યા, દિશાઓ નિર્મળ થઇ ગઇ, આકાશમાં ગ્રહો, નક્ષત્રો તથા તારાઓ સ્વચ્છ દેખાવા લાગ્યા, પૃથ્વી ઉપરનાં સર્વ સ્થળોમાં મહામંગળ વર્ત્તવા લાગ્યું, નદીઓ વગેરે જળાશયો નિર્મળ થઇ ગયાં, જળાશયોમાં કુમુદિનીઓ પ્રફુલ્લિત થઇ, વનરાજિઓની અંદર વૃક્ષોના સુગંધમય ગુચ્છોમાં ભમરાઓ ઝંકાર કરવા લાગ્યા, પવન પવિત્ર સુગંધવાળો તથા સુકોમળ વાવા લાગ્યો, સજ્જનોનાં અંતઃકરણો પ્રસન્ન થવા લાગ્યાં, મથુરામાં કંસ વગેરે તથા વ્રજમાં નંદ વગેરે સઘળાં મનુષ્યો ગાઢ નિદ્રાને આધીન થઇ ગયાં, દેવલોકમાં દુંદુભી વાગવા લાગ્યાં, આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થવા લાગી, ઈંદ્રાદિક દેવતાઓ, અપ્સરાઓ, ગંધર્વો, વિદ્યાધરો, તથા મહર્ષિઓ એ સઘળા મથુરામાં આવી વસુદેવના રહેવાના ઘરના ઉપરના પ્રદેશમાં આકાશ માર્ગમાં ઉભા. ઋષિઓ વેદમંત્રોના ઉચ્ચારો કરવા લાગ્યા, ગંધર્વો તથા કિન્નરો ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, સમુદ્ર મંદમંદ ગાજવા લાગ્યો અને તેની પાછળ વાદળાંઓ પણ મંદમંદ ગાજવા લાગ્યાં. તે વખતે જેમ પૂર્વ દિશાના ક્ષિતિજમાંથી ચંદ્ર પ્રકટ થાય તેમ દેવકીના ઉદરમાંથી વિષ્ણુના અવતારરૂપ શ્રીકૃષ્ણ ભગવાન દીવ્યરૂપે પ્રકટ થયા.

# પ્રકરણ ૪ થું.

## શ્રી કૃષ્ણ જન્મ.

**કમળ** સરખાં નેત્રોવાળા, શંખ, ચક્ર, ગદા તથા પદ્મ એઓને પરમ શોભા આપનારી ચાર ભુજાઓવાળા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સના ચિન્હવાળા, ગળામાં ચકચકિત થતા કૌસ્તુભમણિવાળા, પીળાં વસ્ત્રોથી તથા ઘાટાં વાદળાંના જેવી શ્યામ સુંદર કાંતિથી મનનું હરણ કરતા, કિરીટનાં તથા કુંડલોનાં રત્નોની પ્રભાથી વ્યાપ્ત થયેલ કેશોવાળા અને જાણે વિધાતાએ સૃષ્ટિમાંનું સઘળું સૌંદર્ય એકઠું કરીને દેખાડેલું હોય એવા લાગતા એ અદ્ભુત બાળકને જોઇ વિષ્ણુનો અવતાર જાણી બ્રાહ્મણોને દશહજાર ગાયોનું દાન આપવાનો સંકલ્પ કરી પરમ વિસ્મયરૂપી સમુદ્રમાં ડૂબવા લાગેલા અને પ્રત્યેક રોમમાં આનંદથી વ્યાપ્ત થયેલા વસુદેવે તથા દેવકીએ સ્તુતિ કરી વિજ્ઞપ્તિ કરીકે "દેવાધિદેવ ! સાધુલોકોનું રક્ષણ કરવા માટે અને દુષ્ટ લોકોનો નિગ્રહ કરવા માટે આપ અમારા ઘરમાં અવતર્યા છો પણ અમો મનુષ્ય સ્વભાવને લીધે કંસથી ભય પામીએ છીએ કે જેમ એ દુષ્ટે તમારા મોટા ભાઈઓ ઉપર કર્યું છે તેમ રખેને તમારા ઉપર પણ કરે. એટલા માટે આપે આ દિવ્યસ્વરૂપ શમાવી સામાન્ય બાળકરૂપ ધરવું યોગ્ય છે. અને અમારા ધાર્યા પ્રમાણે આ ખબર મળવાથી કંસ પણ આવતોજ હશે માટે હવે અમારે શું કરવું એ વિષે પણ આપેજ આજ્ઞા આપવી યોગ્ય છે."

"માતા પિતા ! તમો સ્વાયંભુવ મન્વંતરમાં પૃશ્નિ અને સુતપા નામનાં દંપતી હતાં અને બ્રહ્મા તરફથી પ્રજાઓની સૃષ્ટિ કરવાના કામમાં નીમાયાં હતાં. એ જન્મમાં તમોએ ઇંદ્રિયોને નિયમમાં રાખી ટાઢ, તડકો તથા પવન વગેરે કાળના ગુણોનું સહન કરી, પ્રાણાયામોથી મનના મળોનો વિનાશ કરી અને પવનો તથા ખરી પડેલાં પાંદડાંઓનો આહાર કરી મારૂં આરાધન કરવાને વાસ્તે શાંત ચિત્તથી મોટી તપશ્ચર્યા કરી હતી. તપશ્ચર્યા કરતાં કરતાં બારહજાર વર્ષ વ્યતીત થઇ ગયાં ત્યારે મેં તમોને આ શરીરથીજ દર્શન આપી વર માગવાની આજ્ઞા કરતાં તમોએ મારા જેવો પુત્ર માગ્યો હતો. મેં તમારી

માગણીનો સ્વીકાર કર્યો પણ પછી મારા જેવો બીજો કોઇ પણ જોવામાં નહિ આવતાં મેં જાતેજ તમારે ઘેર અવતરી પૃશ્નિ ગર્ભ એ નામ ધારણ કર્યું હતું. એનાં એ તમો બીજા જન્મમાં અદિતિ અને કશ્યપ નામનાં દંપતી થયાં. તો તે જન્મમાં પણ હું વામન તથા ઉપેંદ્ર એ નામ ધરી તમારો પુત્ર થયો હતો. આ ત્રીજા જન્મમાં તમો વસુદેવ અને દેવકી એ નામનાં દંપતી થયાં છો તો આ જન્મમાં પણ મેં એજ શરીરથી તમારે ઘેર અવતાર લીધો છે. તમોને વિશ્વાસ ઉપજાવવા માટે મેં આ સ્વરૂપનું દર્શન દીધું છે પણ હવે તમારી ઇચ્છાને અનુસરી હું સામાન્ય બાળકના જેવું રૂપ ધરી લઉં છું. મને અહીંથી લઇને વ્રજમાં નંદની સ્ત્રી યશોદાના શયનમાં મૂકી આવો અને યશોદાના શયનમાં હમણાં તરતમાંજ જન્મેલી જે કન્યા જોવામાં આવે તેને અહીં લઇ આવો. આ ફેરફારની કંસને કે બીજા કોઇને પણ ખબર પડશે નહિ અને તે પછી પણ જે કાંઇ થશે તે મારી ઇચ્છા પ્રમાણેજ થશે. તથા જે કાંઇ કર્તવ્ય છે તેને વાસ્તે અનુકૂળજ થશે માટે તમો કશી ચિંતા કરશો નહિ.”

આ વચનોથી અત્યંત પ્રસન્ન થયેલા વસુદેવ પુત્રને લઇને સાવધપણાથી બહાર નિકળવા તૈયાર થયા. તે સમય કંસના અંતઃપુરના તથા મથુરાના દરવાજાઓ કે જેઓ મોટી સાંકળોવાળાં અને મોટાં તાળાંઓવાળાં કમાડોથી બંધ કરેલા હતા તે જેમ યોગના પ્રભાવથી યોગીઓનાં અંતઃકરણો ખુલી જાય તેમ યોગમાયાના પ્રભાવથી પોતાની મેળેજ ખુલી ગયા. અંતઃપુરના તથા દરવાજાઓના સઘળા ચોકીદારો અને બીજાં પણ સર્વ માણસો તો પ્રથમથીજ ગાઢ નિદ્રાથી ઘેરાઇને બેભાન બની ગયાં હતાં. વસુદેવ બહાર નિકળ્યા ત્યારથીજ મંદમંદ ગાજતો મેઘ મંદમંદ વૃષ્ટિ કરવા લાગ્યો, શેષનાગ વસુદેવની ઉપર ફણાઓરૂપી છત્રો ધરી આકાશ માર્ગમાં સાથેજ ચાલવા લાગ્યા. દેવતાઓએ કરવા માંડેલી પુષ્પવૃષ્ટિઓ શેષનાગની ફણાઓ ઉપર અથડાઇને વસુદેવની આસપાસ પડવા લાગી. યમુના નદી કે જેમાં પૂર આવવાને લીધે પહાડ જેવડા મોટા મોટા મોજાઓ ઉછળતા હતા, દેવતાઓનાં વિમાનો જેવા અપાર ફીણના સમૂહો જોવામાં આવતા હતા અને સંસારની રચનાઓ જેવી મહા ભયંકર હજારો ચકરીઓ ફર્યા કરતી હતી તેમાં પણ નિર્ભયપણાથી ચાલવા માંડતાં જળ વસુદેવની છાતી સુધી પહોંચીને તરતજ તમામ ઉતરી

ગયું. તેના છાતી સુધી ચડવાનું ખરૂં કારણ કે જે શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ કરવાનીજ તેની ઇચ્છા હતી તે નહિં સમજી શકાયાથી વસુદેવને ભારે વિસ્મય થયો.

"વ્રજમાં જશું તે વખતે ત્યાંનાં માણસો જાગતાં હશે તો કેમ થશે?" એવી ચિંતા કરતા વસુદેવ વ્રજમાં આવ્યા. ત્યાં વ્રજનાં તમામ માણસોની અને જેને થોડીવાર પહેલાંજ કન્યાનો પ્રસવ થયો હતો એવાં યશોદાની પણ ગાઢ નિદ્રાને લીધે મથુરાનાં માણસોના જેવીજ સ્થિતિ જોવામાં આવતાં વસુદેવને નિર્ભયપણું અને જોઇતી સગવડ એ બન્નેનો લાભ થયો. પોતાના પુત્રને યશોદાના શયનમાં મૂકી તેમાંથી કન્યાને ઉપાડી વસુદેવ પાછા તેજ રસ્તે કંસના અંતઃપુરમાં દાખલ થયા. દરવાજાઓ પહેલાંની પેઠે બંધ થયા અને જેમ કંસને સુભાગ્યની રેખાએ છોડવા માંડયો તેમ બીજાં સઘળાં માણસોને પણ યોગ નિદ્રાએ છોડવા માંડયાં. અહીં કન્યાને દેવકીના શયનમાં સુવાડી અને વ્રજમાં યશોદા તથા સૂયાણી વગેરે કે જેઓને ફક્ત પ્રસવ થયાનીજ ખબર હતી પણ યોગમાયાના પ્રભાવને લીધે પુત્રના કે કન્યાના જન્મનો કશો નિશ્ચય થયો ન હતો તેઓને પણ નિદ્રાએ છોડી દેતાં પુત્ર જન્મના નિશ્ચયની અને પરમ આનંદની એકી વખતેજ પ્રાપ્તિ થઇ.

દેવકીના સૂતિકાગૃહમાં બાળકનો રોવાનો શબ્દ સાંભળી ચોકીવાળા લોકોએ તરત દોડી પહોંચી કંસને જગાડીને દેવકીના ગર્ભનો પ્રસવ થયાની ખબર આપી. "આઠમા મહિનામાં ગર્ભનું ઓજ જરાવારમાં માતામાં અને જરાવારમાં ગર્ભમાં બેસે છે, અર્થાત્ સ્થિર રહેતું નથી તેથી આઠમા મહિનામાં જન્મેલું બાળક કોઇના માર્યાવિના પોતાની મેળેજ મરી જાય છે" એવી રીતના આયુર્વેદના સિદ્ધાંતને જાણતાં છતાં પણ પોતાના કાળની ધાસ્તીથી વિહ્વળ થયેલો કંસ શયનમાંથી તરત ઉભો થઇ છૂટા ચોટલાની અને વસ્ત્રની કશી સંભાળ નહિ કરતાં અંધકારમાં ઠેસો ખાતો ખાતો બાળકને મારી નાખવાના ઇરાદાથી તરત દેવકીના સૂતિકાગૃહની પાસે આવી "શું આવ્યું છે? જલદી મારા હાથમાં લાવો." એમ વારંવાર ઉંચા સ્વરથી બોલવા લાગ્યો. જેથી દેવકીના ઘરમાં સઘળી સ્ત્રીઓ હાહાકાર કરવા લાગી.

"ભાઇ મને પુત્ર આવ્યો નથી પણ કન્યા આવી છે. માટે તેને તારે

છોડી દેવી જોઇએ. તેં મારા દુર્ભાગ્યની પ્રેરણાને લીધે મારા અગ્નિ જેવા તેજસ્વી ઘણા ઘણા પુત્રોને મારી નાખ્યા છે પણ હવે આ એક દીકરીને જીવતી રહેવા દે. હું તારી નાની બ્હેન છું; રાંક છું અને અભાગણી છું. મારા ઘણા પુત્રો ભૂંડે હાલે માર્યા ગયા છે માટે મને આ એક છેલ્લી પ્રજા પાછી દે. આ છોકરી છે માટે વિચાર કર તો તે જીવતે મુવેલીજ છે."

આમ પ્રાર્થના કરતી અને દીકરીને છાતીમાં ઘાલી અત્યંત રાંકની પેઠે રૂદન કરતી દેવકીને તરછોડીને "હું આ છોકરીને કદી છોડનાર નથી" એમ બોલીને કંસે બળાત્કારથી ખેંચી લેવાની તૈયારી કરતાં દેવકીએ ગર્ભશયનમાં ક્લેશ પામેલી અને ગર્ભના જળથી ભીંજાયેલા કેશવાળી એ કન્યાને કંસની નજર આગળ ધરતીપર મૂકી દીધી. જેના સંબંધી સ્નેહને સ્વાર્થે ઉખેડી નાખ્યો હતો એવા મહા કૃપણ કંસે ઉભો થઇ કન્યાના બન્ને પગ પકડી ઉંચી કરી આકાશમાં ખૂબ ફેરવીને શિલા ઉપર પછાડી. પણ તે જગદંબા શિલાનો સ્પર્શ નહિ પામતાંજ વીજળીની પેઠે આકાશમાં જઇને ઉભી રહી. ગર્ભ સંબંધી શરીરને બદલાવી નાખી દિવ્ય શરીર ધરીને આકાશમાં ઉભેલી, અસંત લાંબા છૂટા ચોટલાવાળી, દિવ્ય માળાઓથી તથા દિવ્ય ચંદનના લેપનથી દીપી રહેલી, વીજળી જેવા ચકચકિત વર્ણવાળી, ઉગતા સૂર્ય સરખાં નેત્રોવાળી, હાર તથા કુંડલ આદિ અલંકારોની પ્રભાને શરીરની પ્રભાથી હજાર ગણી કરતી, પૂર્ણ ચંદ્ર જેવા મુખવાળી, આઠ ભુજાવાળી, આઠે ભુજાઓમાં ધનુષ તથા ત્રિશૂળ આદિ આયુધોથી અતિ પ્રચંડ દેખાતી, રાત્રિના અંધકારને પોતાની પ્રભાથી નષ્ટ કરતી તથા ઉત્પાતનું સૂચન કરવાને વાસ્તે વારંવાર નાચતી તથા હસતી અને અટ્ટાટ્ટ હાસ કરીને વારંવાર મદ્યપાન કરતી એ યોગમાયા વિકરાળ ભાવ દેખાડતી બોલી કે "કંસ! તેં તારા શરીરના વિનાશને વાસ્તેજ મને શિલા ઉપર પછાડી છે. તેં મારા ઉપર બહુ દુષ્ટતા કરેલી છે એટલા માટે જે વખત તારો શત્રુ તને પછાડીને ધરતીપર રોળશે તે વખત હું હાજર થઇ મારા તીક્ષ્ણ નખોથી તારી છાતી ફાડી તેમાંથી તારા ઉના ઉના રૂધિરનું પાન કરીશ. તારાં પ્રાણ લેનારો તારો શત્રુ પણ આજેજ કોઇ સ્થળમાં પ્રકટ થઇ ચૂક્યો છે." આમ બોલી તે યોગમાયા દિવ્યગતિથી આકાશ માર્ગમાંજ ચાલી ગઇ.

જગદંબાના ચમત્કારથી પરમ આશ્ચર્ય પામેલા, જગદંબાનેજ પોતાના

મૃત્યુરૂપ માનતા અને જુલમ કરવાથી બહુજ લજાઇ ગયેલા કંસે વસુદેવને તથા દેવકીને નજરકેદથી મુક્ત કરી પગમાં પડી દેવકીને કહ્યું કે "બેહેન! મેં મૃત્યુના નિવારણને વાસ્તે યત્ન કરતાં તારા પુત્રોને માર્યા. પણ મારૂં મરણ તો કોઇ બીજાના હાથથી અને બીજા પ્રકારથીજ ગોઠવાયેલ જણાય છે. બીજો કોઇ પણ રસ્તો હાથ ન લાગવાથી મેં સ્વજન ઉપર ક્રૂરતા વાપરી, પણ હું પુરૂષાર્થથી દૈવનું ઉલ્લંઘન કરી શક્યો નહિ, દેવકી! પુત્રો બાબતની ચિંતાને અને સંતાપને છોડી દે. પ્રાણીનો વધ કરવામાં જેમ શસ્ત્ર બીજાની પ્રેરણાથીજ કારણભૂત થાય તેમ હું પણ તારા પુત્રોના મરણમાં પ્રારબ્ધની પ્રેરણાથીજ કારણભૂત થયો છું. વાસ્તવિક વિચાર કરીએ તો સહુ સહુનું પ્રારબ્ધજ શત્રુ છે, પ્રારબ્ધજ ફેરફાર કરનાર છે અને પ્રારબ્ધજ ચલાવનાર છે. તેમાં મારા જેવો તો ફક્ત નિમિત્ત ભૂતજ થાય છે. માવડી! સૌને સુખ તથા દુઃખ પોતપોતાનાં પ્રારબ્ધ પ્રમાણે પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે પણ તેમાં અફસોસ એજ છે કે પ્રાણી પોતાનામાં કર્તાપણું માની લે છે. શસ્ત્ર, શત્રુ કે મૃત્યુ એઓ કોઇને મારતાં નથી પણ પોતાનું કર્મજ મારે છે. પ્રારબ્ધનું ખંડન કોઇપણ પ્રકારે થતું નથી અને પ્રાણીઓનો જન્મ સુખ દુઃખાદિક ભોગવવાને માટેજ થાય છે. એમ જાણીને તું તથા વસુદેવ મારા અપરાધોની ક્ષમા કરો અને મારા ઉપરના રોષને છોડી દિયો. મેં તમારૂં બહુ ભૂંડું કર્યું એ હું પરિપૂર્ણ રીતે જાણું છું."

અશ્રુઓથી પોતાનાં સઘળાં વસ્ત્રોને ભીંજવી મૂકતી દેવકીએ વસુદેવની સામે જોઇને તેના અભિપ્રાયને જાણી લઇ કંસને કહ્યું કે "તેં મારી નજર આગળ મારા પુત્રોને માર્યા તેમાં તુંજ કારણરૂપ નથી પરંતુ પ્રારબ્ધ કારણરૂપ છે. તું પશ્ચાત્તાપ કરીને પગમાં પડયો તેથી મારે ક્ષમા કરવીજ યોગ્ય છે. ગર્ભમાં, બાલ્યમાં તથા જુવાનીમાં પણ મૃત્યુ પ્રાપ્ત થાય છેઅને વૃદ્ધ અવસ્થા તો મૃત્યુનું સ્વરૂપજ છે. દૈવ જેમ રાખે તેમજ રહેવાયછે એમ હું પૂરી રીતે સમજું છું, માટે તારે મારી બાબતની કશી દીનતા રાખવી નહિ. જે કાંઇ પરદ્રોહાદિક થાય છે તે કોઇ એકાદ કારણથી થતું નથી પરંતુ ગર્ભાધાનાદિક સંસ્કારોના ફેરફારથી, પૂર્વનાં પ્રારબ્ધથી, કાળથી, ચોરી વગેરે દુષ્ટ નિમિત્તોથી દુષ્ટ અન્ન વગેરેના સેવનથી અને જાતિના ગુણોથી થાય છે. મારા પુત્રોનું મરણ એજ કારણોથી થયું છે અને તને પ્રેરણા પણ એજ કારણોએ કરેલી છે. માટે

સુખેથી જા અને કશો અફસોસ નહિ રાખ."

પોતાનું કૃત્ય નિષ્ફળ થવાથી મનમાં અતિ દાહ પામતો કંસ દેવકીનાં વચન સાંભળી વસુદેવને તથા દેવકીને પ્રણામ કરીને પાછલી રાતે પોતાના ઘરમાં ગયો અને મુક્ત થયેલાં દેવકી તથા વસુદેવ પણ મથુરામાં પોતાને ઘેર ગયાં.

રાત્રિ વ્યતીત થઇ અને પ્રભાત કાળ પ્રાપ્ત થતાં કંસે મંત્રીઓને બોલાવી રાતની સઘળી હકીકત કહી સંભળાવતાં દુષ્ટ કૃત્યો કરનારા મૂર્ખ મંત્રીઓ બોલ્યા કે "રાજેંદ્ર! જો એમજ હોય તો શી ચિંતા છે? આપણે માણસોના ગર્ભોનો વિનાશ કરવાને વાસ્તે પ્રથમ પણ કેટલીએક ગોઠવણો કરી રાખી છે અને હવે પછી પણ અમોને આજ્ઞા આપો એટલે જગતમાં જેટલાં બાળકો દશ વાસાની અંદરનાં તથા ઉપરનાં પણ હોય તેઓને અમો મારી નાખીએ, કે જેથી ક્યાંક અવતરેલા તમારા શત્રુનો પણ તેમાં સમાવેશ થઇ જાય. કેવળ બાળકોનોજ નહિ પરંતુ ધર્મનો, ગાયોનો અને બ્રાહ્મણોનો પણ વિનાશ કરવો યોગ્ય છે કે જેથી વિષ્ણુનું મૂળજ નષ્ટ થઇ જાય. દેવતાઓનું મૂળ વિષ્ણુ છે અને વિષ્ણુનું મૂળ ધર્મ, ગાયો તથા બ્રાહ્મણો છે."

"મને તમારી સલાહ પ્રમાણેજ કરવું યોગ્ય લાગે છે માટે તે પ્રમાણેજ કરો. પણ ગુપ્ત રીતેજ કરો કે જેથી આપણે જાહેર રીતે દોષમાં ન આવીએ." આ પ્રમાણે કંસે આજ્ઞા આપતાં તેઓ ગુપ્ત રૂપોથી પૃથ્વીમાં ફરીફરીને બાળકોનો તથા ધર્મ વગેરેનો નાશ કરવા લાગ્યા. દુષ્ટ કૃત્યોથી ભલું થતું નથી પણ આયુષ્ય, લક્ષ્મી, યશ, સદ્દગતિ તથા સઘળાં સુખોનોજ ક્ષય થાય છે. એ વાત કંસના કે તેના મંત્રીઓના ધ્યાનમાં ક્યાંથી આવે?

કંસના મંત્રીઓ જાહેર રીતે બાળકોનો તથા ધર્મ વગેરેનો ક્ષય કરવા માટે કંસની આજ્ઞા મળી હોત તો વ્રજમાં નંદનું દ્વાર પુત્ર જન્મના ઉત્સવથી રહિત અને શૂન્યજ રહ્યું હોત. પણ ગુપ્ત રીતે છળવંચનાઓથીજ તેમ કરવાની આજ્ઞા મળવાને લીધે અને કંસનો શત્રુ નજદીકમાં નહિ પણ કોઇ દૂર દેશમાં અવતરેલ હોવો જોઇએ એવી ભ્રાંતિથી કંસના મંત્રીઓ તરત વ્રજ ઉપર દૃષ્ટિ કર્યા વગર રહેવાને લીધે પ્રાતઃકાળમાં નંદને ઘેર પુત્ર જન્મનો મહોત્સવ વર્ત્તી રહ્યો. વૃદ્ધાવસ્થામાં પુત્રની પ્રાપ્તિ થવાથી પરમ હર્ષ પામેલા નંદે ઉદાર મનથી જોશીઓને તથા કર્મકાંડી વગેરે બ્રાહ્મણોને બોલાવી,

નાહી ધોઇ પવિત્ર થઇ, અલંકારો ધરી તથા સ્વસ્તિવાચન કરાવીને પુત્રનો જાત કર્મ સંસ્કાર કરાવ્યો, પિતૃઓનાં તથા દેવતાઓનાં વિધિપૂર્વક પૂજનો કરાવ્યાં અને બ્રાહ્મણોને તલ, સુવર્ણ, વસ્ત્ર તથા રત્ન વગેરેનાં ઘણાં ઘણાં દાનો આપ્યાં. બ્રાહ્મણો, પૌરાણિકો, વહીવંચાઓ અને સ્તુતિપાઠક લોકો માંગલિક શબ્દોના ઉચ્ચાર કરવા લાગ્યા, ગવૈયાઓ ગાવા લાગ્યા, નોબત વગેરે માંગલિક વાજાંઓ વાગવા લાગ્યાં અને વ્રજમાં સઘળાં ઘરો ધ્વજા પતાકાઓથી તથા તોરણો વગેરેથી સુશોભિત કરવામાં આવ્યાં. દરેક રસ્તામાં સુગંધી જળો છંટાયાં. ગાયો, બળદો તથા વાછડાંઓને હળદળની પીઠી લગાવી ઝુલોથી તથા માળાઓ વગેરેથી શણગારવામાં આવ્યાં, ગોવાળો જામા વગેરે ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો ધારણ કરી જૂદા જૂદા પ્રકારની ભેટોની છાબો લઇ નંદની સભામાં આવવા લાગ્યા અને નંદના અનુચરો આવતા લોકોને યોગ્ય સન્માનથી સભામાં દાખલ કરવા લાગ્યા. દાખલ થયેલા લોકો નંદની આગળ ભેટોની છાબો મૂકી નંદને અભિનંદન આપી પોતપોતાની બેઠકોપર બેસવા લાગ્યા. અત્તર, ગુલાબજળ તથા પુષ્પોની માળાઓ વગેરેથી સભાસદોનું આરાધન કરવામાં આવ્યું. વેશ્યાઓ તથા ગવૈયા વગેરે કસબી લોકો પોત-પોતાની કળાઓથી સભાસદોને પ્રસન્ન કરવા લાગ્યા. ગોપીઓ પણ પરમ આનંદથી ઉત્તમ ઉત્તમ શણગારો ધરી આશીર્વચન ભરેલાં માંગલિક ગીતો ગાતી ગાતી નંદના દરબારમાં સ્ત્રીઓને વાસ્તે ખાસ ગોઠવેલી જૂદી બેઠકમાં આવવા લાગી. ગોપીઓના ચોટલાઓમાંથી ખરી પડેલાં પુષ્પોએ વ્રજના સઘળા રસ્તાઓને સુગંધમય કરી મૂક્યા. ગીતોના, ગાયનોના તથા વાજાંઓના માંગલિક શબ્દો સર્વ લોકોને અદ્‌ભુત આનંદ આપવા લાગ્યા. નંદે પોતાના પુત્રના અભ્યુદયને વાસ્તે વિદ્યોપજીવી તથા કલોપજીવી લોકોને ધન, વસ્ત્ર, અલંકાર તથા અન્ન વગેરેનાં દાનોથી પરિતુષ્ટ કર્યા. વસુદેવની સ્ત્રી રોહિણી કે જે પોતાને ગર્ભની પ્રાપ્તિ જણાતાં મથુરામાંથી વ્રજમાં આવીને રહ્યાં હતાં અને આવ્યા પછી ત્રીજેજ મહિને પુત્રની જનની થયાં હતાં તેમણે નંદના દરબારમાં અભિનંદન આપવા આવેલી સઘળી ગોપીઓને ઉચિત સન્માનથી તથા ઘણા ઘણા ઉપચારોથી પ્રસન્ન કરી. સઘળી ધામધૂમ સંપૂર્ણ થયા પછી પુરૂષોની તથા સ્ત્રીઓની સભાઓનું વિસર્જન કરવામાં આવ્યું. જ્યારથી નંદને ઘેર વિષ્ણુનું પધારવું થયું ત્યારથી વ્રજમાં દિવસે દિવસે સંપત્તિ અને અભ્યુદય વધવા લાગ્યાં.

# પ્રકરણ ૫ મું.

## પૂતના.

**થોડા** દિવસમાંજ કંસનો વાર્ષિક કર દેવા જવાની જરૂર પડતાં નંદ ગોકુળ (વ્રજ)ના રક્ષણને વાસ્તે મુખ્ય મુખ્ય માણસોને ભલામણ કરી કેટલાએક ગોવાળોને તથા બીજા લોકોને પણ સાથે લઇ મથુરામાં ગયા. વસુદેવને મથુરામાં પોતાના પરમ મિત્ર નંદના આવવાની ખબર મળી પણ જ્યાંસૂધી નંદને કંસની મુલાકાત થઇ ન હતી અને કર ચૂકવવામાં આવ્યો ન હતો ત્યાં સૂધી વસુદેવ કંસના ત્રાસને લીધે નંદને ઉતારે ગયા નહિ અને નંદ પણ ખટપટનો આરોપ આવવાની ધાસ્તીથી વસુદેવને ઘેર મળવા ગયા નહિ. નંદ કર ભર્યાની પહોંચ લઇ ગોકુળમાં જવાને વાસ્તે કંસની છેલ્લી રજા લઇ પોતાના ઉતારાપર આવ્યા ત્યારે વસુદેવ રાત્રિ સમયે કોઇ ન જાણે તેમ વેષ બદલાવીને ગુપ્ત રીતે તેના ઉતારાપર આવ્યા. પ્રિય મિત્ર વસુદેવને આવેલા જોઈ પ્રેમથી વિવ્હલ થયેલા નંદે જેમ પ્રાણ આવતાં દેહ ઉભો થાય તેમ ઉભા થઇને બન્ને હાથથી તેનું આલિંગન કર્યું. આનંદ પામેલા બન્ને મિત્રો એક બીજાનું કુશળ પૂછી એકાંતમાં બેઠા. એ વખતે કંસે મંત્રીઓની સાથે કરેલા રહસ્યવિચારને જાણતા વસુદેવે નંદને કહ્યું કે "ભાઇ! તમો કે જે વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં સૂધી સંતાન હીનજ રહેલા હતા અને સંતાનની આશાને પણ છોડી બેઠા હતા તેને હાલ પુત્રની પ્રાપ્તિ થઇ એ ઘણું સારૂં થયું. આ સંસાર કે જેમાં નદીના પ્રવાહથી તણાતાં ખડોની પેઠે વિચિત્ર પ્રારબ્ધોથી ખેંચાતાં સ્નેહીઓનો એક સ્થાનકપર અવિચલ નિવાસ રહેતો નથી તેમાં સ્નેહીઓનો સમાગમ થવાથી જે આનંદ થાય છે તે અવર્ણનીય છે. વૃંદાવન કે જેમાં હાલ તમે તમારા સંબંધીઓ સહિત રહો છો તેમાં ગાયોને ખડ તથા જળ વગેરેની સારી સગવડ છે કે કેમ? ગાયોમાં કોઇ જાતનો રોગ તો નથી આવતો? ભાઇ! કંસની બીકથી વ્રજમાં તમારે ત્યાં મોકલેલી મારી સ્ત્રી રોહિણીને પુત્ર પ્રસવ થયાનું તમારા કહેવરાવવાથી મારા જાણવામાં આવ્યું છે. એ રોહિણી તથા તેનો પુત્ર વ્રજમાં કુશળ છે? એ

પુત્ર તો તમોનેજ પિતા કરીને માનતો હશે અને તમારા તથા તમારી સ્ત્રીના હાથથીજ લાડ પામતો હશે."

"વસુદેવ! તમે જેઓનું કુશળ પૂછોછો તે સર્વ કુશળ છે અને વૃંદાવનમાં પણ ખડ પાણી વગેરેની સારી સગવડ છે. અને કોઇ જાતનો રોગ પણ નથી. મને વૃદ્ધઅવસ્થામાં તમારા જેવા મિત્રોના શુભ આશીર્વાદોથી હાલ પુત્રની પ્રાપ્તિ થઇ છે. કંસે તમારા દેવકીના ઉદરથી જન્મેલા ઘણા પુત્રોને મારી નાખ્યા અને છેલ્લી વારની કન્યાને પણ જીવતી રહેવા દીધી નહિ તેથી મને બહુ ખેદ થાયછે. જેમ અદૃષ્ટમાં લખ્યું હોય તેમજ થાય છે, તેમાં કોઇનો કશો ઉપાય ચાલતો નથી, સુખ કે દુઃખ અદૃષ્ટથી પ્રાપ્ત થાયછે એવો નિશ્ચય રાખીને તમારે શાંત રહેવું અને કોઇ રીતે ગભરાવું નહિ.

"ભાઇ! સઘળું દૈવાધીન છે એમ જાણતાં છતાં પણ મારી બુદ્ધિ ગભરાયા કરે છે. રોહિણીના ઉદરથી ઉત્પન્ન થયેલો મારો પુત્ર કે જે તમારા આશ્રય તળેજ રહેલો છે તેના મુખને હું આજ સૂધી જોઇ શક્યો નથી અને નિર્દય કંસ રખેને તેને પણ કાંઇ હરકત કરે એવી ચિંતાથી ઘેરાયેલો રહું છું એ કેવા દુર્ભાગ્યની વાત છે? બાળકોની ઉપર ઘણા ત્રાસો અને ઘણાં વિઘ્નો આવવાનો સંભવ છે માટે જેમ તમારા પુત્રનું રક્ષણ કરો તેમજ મારા પુત્રનું પણ રક્ષણ કરજો. વ્રજમાં કોઇ બાલદ્રોહી આવીને કશી ખરાબી ન કરે એવી સાવચેતી રાખ્યા કરજો અને તમારો પુત્ર તથા મારો પુત્ર બન્ને સર્વદા સાથેજ રહે એમ કરજો. બાળકો ઘણુંકરીને સ્વેચ્છાવિહારી હિતા હિતની ખબર વગરના અને અટકચાળાજ હોય છે માટે તેઓ ક્યાંય સર્પાદિકની કે પશુ પક્ષીઓ વગેરેની ઝપાટમાં ન આવે એવી કાળજી રાખજો. ભાઇ! તમે કર દેવાનું કામ પહોંચી રહ્યાછો અને અમને પણ મળી ચૂક્યાછો માટે અહીં લાંબો વખત નહિ રોકાતાં તરત વ્રજમાં જાઓ. મારૂં માનોતો હવે પરોડીયું થવા આવ્યું છે માટે પ્રયાણની તૈયારીજ કરો."

વસુદેવનાં વચનો સાંભળી તેની સલાહ ખોટી હોયજ નહિ એમ માની નંદ તે વખતેજ પ્રયાણ કરી ઠંડા પવનવાળા, ઘણા જળવાળા અને લોકોની ગરદી વગરના યમુનાના કિનારાના રસ્તાથી ચાલીને વ્રજભુમીમાં આવી પહોંચ્યા. ત્યાં યમુનાના કિનારાનો શીતળ પવન સર્વ પ્રાણીઓને સુખ આપતો હતો, પક્ષીઓ આનંદના શબ્દો કરી રહ્યાં હતાં, લતાઓ તથા

વૃક્ષોની ઘાટી ઘટા જામી રહી હતી, ખડ ચરવા લાગેલી ગાયો દૂધના સ્ત્રાવોથી ખડને ભીંજાવી દેતી હતી, રસ્તાઓ તથા જળાશયોના આરાઓ સપાટ તથા સીધા હોવાથી મનોહર લાગતા હતા, ખુંટો મોટાં મોટાં વૃક્ષોમાં પોતાની કાંધોને ઘસતા હતા તથા શીંગડાઓથી યમુનાના કિનારાની માટીને ખોદી ખોદીને ઉછાળતા હતા, અત્યંત મીઠાં અને પાકેલાં ફળો વૃક્ષોમાં લટકી રહ્યાં હતાં, ગાયોને વાસ્તે ખડની તથા લતાઓની સગવડ સંપૂર્ણ દેખાતી હતી, વાછડાંઓના તથા ગાયોના હંભા શબ્દો દિશાઓને ગજાવી મૂકતા હતા, લીલાં પીળાં વસ્ત્રો વાળી તથા જંગલી પુષ્પોની માળાઓ વાળી જુવાન ગોપીઓ તથા ગોપ કન્યાઓ સ્તન મંડલોને વસ્ત્રોથી ખૂબ કસી માથા પર ઘડાઓ લઇને ગોરસ વેચવા નીકળતી હતી, ખડથી ઢાંકેલા ઘરોમાં અગ્નિપર તાવવા મૂકેલા માંખણોનો મનોહર સુગંધ દિશાઓમાં ફેલાઇ રહ્યો હતો, ગાગરોમાં દહીં વલોવવાના ધમકારાઓ કાનને બહુ આનંદ આપતા હતા, દહીં વલોવતી ગોપીઓનાં કંકણોના તથા માંગલિક ગીતોના શબ્દો આકાશ પર્યંત પહોંચતા હતા, છાણ તથા અડાયાંઓથી ધરતી છવાઇ રહી હતી, તે તે નિવાસોને ફરતી કરેલી કાંટાની વાડની અંદર આવેલાં ઘટાદાર વૃક્ષો ઘરોનાં છાપરાંઓને બહારથી જોનારની દૃષ્ટિથી દૂરજ રાખતાં હતાં, કાષ્ટાદિકને વાસ્તે પાડી નાખવામાં આવેલાં મોટાં મોટાં જંગલી વૃક્ષો પણ આસપાસ પ્રબળ કિલ્લાનું કામ કરતાં હતાં, સઘળાં માણસો હૃષ્ટપુષ્ટ દેખાતાં હતાં, ખુંટોને, ગાયોને તથા વાછડાંઓને બાંધવાના ખીલાઓ તથા રસીઓ વગેરે સાધનો બીજા પદાર્થો કરતાં મોટી સંખ્યામાં જોવામાં આવતાં હતાં, રક્ષણને વાસ્તે નિમાયેલા સિપાઇઓ હાથમાં શસ્ત્રો ધરીને ચારે કોર ફરતા હતા, છાશના સ્ત્રાવોથી તથા દહીંના દડબાઓથી ભીની થયેલી રસ્તાઓની રજ લોકોના ચરણોને કાદવવાળા કરી દેતી હતી, મોટા મોટા દરવાજાવાળા વાડાઓમાં, ગોશાળાઓ શોભી રહી હતી, જલક્રીડાઓથી શોભતા બાળકો વાછડાંઓને કુદાવતા હતા તથા બીજી પણ વિવિધ ક્રીડાઓ કરતા હતા અને યમુનાના કિનારાપર પાણી ભરીને આવતી ગોપીઓ માથાઓપર અલક છલક બેડાંઓ રાખી પરસ્પર તાળીઓ દેવાની સાથે હાસ્યવિનોદની અશિક્ષિત કળાઓથી પુરૂષોને વિસ્મય આપતી હતી.

નંદના આવવાના ખબર સાંભળી વ્રજવાસીઓ પ્રીતિ પૂર્વક સામૈયું કરી તેમને ગામમાં તેડી લાવ્યા. ગામમાં આવી નંદ બાળકોના રક્ષણનો વધારે બંદોબસ્ત કરવા લાગ્યા અને વસુદેવે કહેલાં વચનો કાંઇ સબળ કારણવાળાં હોવાં જોઇએ એમ હમેશ ધારવા લાગ્યા. તેટલામાં બાળકોની હિંસા કરવાના કામમાં કંસના હાથથી નિમાયેલી પૂતના રાક્ષસી શહેરોમાં તથા ગામડાંઓ વગેરેમાં છળ વચનાઓથી બાળકોને મારતી મારતી એક દિવસ નંદના ગોકુલની પાસે આવી ઉત્તમ સ્ત્રીનું રૂપધરી અંદર પેઠી. ચોટલામાં ગુંથેલાં કોમળ પુષ્પોના સુગંધથી રસ્તાઓને સુગંધમય કરી મેલતી, મોટા નિતંબના અને સ્તનમંડલના ભારથી કટિ ભાગમાં લચકાઇ જતી, અતિ ઉત્તમ વસ્ત્રોવાળી, કર્ણ ભૂષણોની પ્રભાથી ચળકતા ચોટલાવાળી, મંદહાસ્યથી તથા કટાક્ષોના ચાળાઓથી વ્રજવાસી લોકોનાં અંતઃકરણોનું હરણ કરતી અને એજ કારણને લીધે જેને કોઇ પણ પુરૂષે કાંઇ પૂછ્યું નહિ કે અટકાયત પણ કરી નહિ એવી પૂતના નાનાં નાનાં બાળકોને શોધતી શોધતી નંદના ઘરમાં આવી. પૂતનાને જોઇ નંદના પુત્ર શ્રી કૃષ્ણભગવાન તેનાં પ્રાણ લેવાની ઇચ્છાથી જાણી જોઇને નેત્રો મીંચી ગયા. ભસ્મમાં ભારેલા અગ્નિની પેઠે ગુપ્ત તેજ વાળા એ બાળકને જેમ મૂર્ખ સ્ત્રી સૂતેલા સર્પને દોરી સમજીને પોતાના ખોળામાં લે તેમ પૂતનાએ શયનમાંથી લીધા અને જેમાં અતિ ભયંકર ઝેર લગાવી રાખ્યું હતું એવું પોતાનું સ્તન તેમના મુખમાં દીધું.

આ વખત જો કે યશોદા તથા રોહિણી તેની પાસેજ હતાં તોપણ તેઓ પૂતનાના તેજમાં અંજાઇ જવાને લીધે અને "આને કોઇ ચોકીવાળાએ અટકાવેલ નથી માટે તે નંદની સંમતિથીજ આવેલી હોવી જોઇએ" એવી સમજણને લીધે કશી પૂછપાછ નહિ કરતાં તથા કશો વાંધો પણ નહિ લેતાં વ્હાલેતની પેઠે જોવાજ લાગ્યાં. પૂતનાએ મોહોડામાં સ્તન દીધું કે શ્રી કૃષ્ણભગવાને તરતજ તે સ્તનને બંને હાથથી બહુજ દબાવી ઝેર સહીત દૂધ ધાવવા માંડ્યું અને જાણે ઝેર સહીત દૂધને પ્રાણના અનુપાન વિના અપથ્ય સમજતા હોય તેમ તેનાં પ્રાણોને પણ સાથેજ પીવા માંડ્યા. "ઘણું થયું, ઘણું થયું. મૂક મૂક." એમ પોકારતાં છતાં પણ કોઇ રીતે શ્રી કૃષ્ણના હાથમાંથી નહિ છૂટી શકતી, સઘળાં મર્મસ્થળોમાં અત્યંત પીડાતી અને પસીનાની ધારાઓને વરસાવવા લાગેલી પૂતના વારંવાર હાથ પગ પછાડવા

લાગી અને ઉગ્ર શબ્દોથી રોવા લાગી. પીડાને લીધે ફાટી રહેલ આંખોવાળી પૂતના ચીસો પાડવા લાગતાં પૃથ્વી ધ્રૂજવા લાગી, ગ્રહ નક્ષત્રો ચલાયમાન થવા લાગ્યાં, દિશાઓ પ્રતિધ્વનિ કરવા લાગી, અને લોકો અકસ્માત્ વજ્રપાત થયાની શંકાથી ધરતી પર પડી જવા લાગ્યાં. અત્યંત વ્યથિત થયેલી પૂતના પ્રાણથી મુક્ત થઇ હાથ પગ પસારીને ધરતીપર પડતાં તેની સાથે ઘરના પણ કેટલાએક ભાગો પડી ગયા. પ્રથમ પૂતનાની ચીસથી હૃદયમાં, કાનોમાં તથા મસ્તકમાં વ્યથિત થયેલી અને પાછળથી તેના મોટી મોટી ઉગ્રદાઢોવાળા, વીખરાયેલા રાતા વાળવાળા, ભયંકર નાસિકાવાળા, ખાડ જેવી ઉંડી આંખો વાળા અને પ્રચંડ આકૃતિવાળા દેહને જોઇને બહુજ ત્રાસ પામેલી રોહિણી તથા તે સમયમાં આવી પહોંચેલી કેટલીએક ગોપીઓએ પૂતનાની છાતીપર નિર્ભયપણાથી રમતા બાળકને મોટા સંભ્રમથી તેડી લઇ બાળકને નિર્ભય દેખતાં છતાં પણ ભયભીતપણાની કલ્પના કરી તેના અંગોપર ગાયનું પૂછડું ફેરવ્યું, ગાયના ચરણની રજ લગાવી અને ગોમયથી તથા ગોમૂત્રથી સ્નાન કરાવી ભગવન્નામવાળાં ગીતો ગાઇ ગાઇને રક્ષાવિધિ કર્યો. ભયની હાકલ સાંભળી બહુ સંભ્રમથી ત્યાં આવી પહોંચેલા નંદે ચોકીવાળાઓને સખત ઠપકો આપ્યો. સર્વ લોકોએ નંદના તથા યશોદાના ભાગ્યની પ્રશંસા કરી. યશોદાએ ગોપીઓના હાથમાંથી શ્રીકૃષ્ણને લઇ ધવરાવીને પોઢાડ્યા. ગોવાળોએ પૂતનાના શબને શસ્ત્રોથી કાપી શ્મશાનમાં લઇ જઇને બાળ્યું. શ્રી કૃષ્ણના સ્પર્શથી તથા દૂધ આરોગવાથી નિષ્પાપ થયેલી પૂતનાના શબમાંથી નિકળતા અગરના જેવા સુગંધે સર્વ લોકોને મોટો વિસ્મય આપ્યો અને નંદ, યશોદા તથા રોહિણી વગેરે સર્વ લોકો શ્રીકૃષ્ણને પુનર્જન્મ ધરીને આવેલાજ સમજવા લાગ્યાં.

# પ્રકરણ ૬ ઠું.

## બાળ લીલા.

**શુકલપક્ષના** ચંદ્રની પેઠે વૃદ્ધિ પામતા બાળક શ્રી કૃષ્ણ ભગવાન જે દિવસે પડખું ફેરવતાં શિખ્યા તેજ દિવસે તેમનાં જન્મ નક્ષત્રનો પણ યોગ હતો તેથી નંદે તે દિવસે મોટો ઉત્સવ કર્યો, બ્રાહ્મણોને બોલાવી શ્રી કૃષ્ણના અંગપર વેદ મંત્રોથી ઉત્સવાભિષેક કરાવ્યો, ગોપીઓની પાસે માંગલિક ગીતો ગવરાવ્યાં, બ્રાહ્મણોને ઘણી ઘણી દક્ષિણાઓ આપી, ગાયો વગેરેનાં દાનો આપ્યાં અને સમગ્ર ગોપમંડળને અતિ ઉત્તેજન આપ્યું. નહાવામાં તથા સ્વસ્તિવાચન વગેરેમાં ઘણો વખત લાગવાથી શ્રી કૃષ્ણના નેત્રોમાં નિદ્રા આવતી જાણી તેમને સારી પેઠે ધવરાવી લોકોની સરભરા કરવાની ઉતાવળને લીધે પલંગમાં નહિ સુવડાવતાં એક ગાડામાંજ સુવડાવીને યશોદા ઉત્સવ સંબંધી કામોમાં લાગી ગયાં. બીજાં કામકાજોમાં વ્યગ્ર થયેલાં યશોદાએ સંભાળ લેવામાં વિલંબ કરતાં શ્રી કૃષ્ણ ધાવવાની ઇચ્છાથી રોવા લાગ્યા તથા ચરણ પછાડવા લાગ્યા, પણ યશોદાએ તેમનું રોવું સાંભળ્યુંજ નહિ. થોડીવારમાંજ બાળક શ્રી કૃષ્ણનાં કોમળ ચરણોના પ્રહારથી ગાડું ઉંધું વળી ગયું, ગાડા ઉપર રાખવામાં આવેલાં ગોરસ વગેરેનાં વાસણો ફૂટી ગયાં અને ગાડાનાં પરડાં, ધરી તથા પીંજણી વગેરે પણ ભાંગીને જૂદાં પડી ગયાં. યશોદા, રોહિણી, ઉત્સવના કૃત્યમાં આવેલી બીજી સ્ત્રીઓ તથા નંદ વગેરે પુરૂષો આ આશ્ચર્ય જોઇને વ્યાકુલ થવા લાગ્યાં. ઉત્પાતની શંકાથી ગભરાવા લાગ્યાં અને કારણની તપાસ કરવા લાગ્યાં. પણ કોને ખબર પડે કે શ્રી કૃષ્ણે ગાડામાં ભરાઇ બેઠેલા એક દૈત્યને પાટુઓથી મારી નાખ્યો.

યશોદાએ ગાડાની નીચેથી પુત્રને તેડી લઇ સ્તનપાન કરાવ્યું. ગાડાની પાસે ઉભેલા બાળકોએ પણ ગાડું ઉંધું વળવાનું શ્રી કૃષ્ણની પાટુઓ સિવાય બીજું કશું કારણ નહિ બતાવતાં શ્રી કૃષ્ણના બળને નહિ જાણતા લોકો તે બાળકોને ખોટા પાડીને ધમકાવવા લાગ્યા, યશોદાને ફરીવાર એવી ગફલત નહિ કરવાની ભલામણ દેવા લાગ્યા અને કોઇ ખૂંટોનાં લડવાથી ગાડું ઉંધું વળી

જઇ ભાંગી પડયું હશે એવી કલ્પના કરવા લાગ્યા. નંદ તથા યશોદા અશ્રુઓથી વ્યાપ્ત થયેલાં નેત્રોથી વારંવાર શ્રી કૃષ્ણના શરીરને સંભાળવા લાગ્યાં, પુત્રને કુશળ જોઈ બ્રાહ્મણોના આશીર્વાદોને સફળ થયેલા માનવા લાગ્યા અને મોટી ઘાતમાંથી પુત્રનો બચાવ થયો તે નિમિત્તથી દાન તથા બ્રાહ્મણ ભોજન આદિ ઘણાં પુણ્યો કરવા લાગ્યાં. ગોવાળીયાઓએ ગાડાને ઠીકઠાક કરીને જેમ પ્રથમ હતું તેમજ સ્થાપ્યું. બ્રાહ્મણોએ શ્રી કૃષ્ણના અંગપર વેદ મંત્રોના ઉચ્ચાર પૂર્વક પવિત્ર ઔષધીઓવાળાં જળોથી અભિષેક કરી સ્વસ્તિવાચન કરી હોમાદિકથી દેવતાઓને તૃપ્ત કર્યા.

એક દિવસ યશોદા શ્રી કૃષ્ણને ખોળામાં લઇ ધવરાવીને રમાડતાં હતાં સમયે અકસ્માત્ શ્રી કૃષ્ણનો મોટા પથ્થરના જેટલો ભાર લાગવા માંડતાં સહન નહિ થવાથી વિસ્મય પામી શ્રી કૃષ્ણને પૃથ્વી ઉપર મૂકી પોતે ઘર કામકાજ કરવા લાગ્યાં. તેટલીવારમાં પ્રચંડ વીતોળીઓ પવન ઉત્પન્ન થયો સઘળું ગોકુળ રજની ડમરીઓથી ઘેરાઇ ગયું, સર્વ માણસો આંધળાં જેવાં થઇ ગયાં, ભયંકર સુસવાટીઓથી આકાશ તથા દિશાઓ ગાજવા લાગ્યાં અને દિવસ છતાં પણ રાત્રિના જેવો ઘોર અંધકાર વ્યાપી રહ્યો. આ વીતોળીઓ પવન સામાન્ય વીતોળીઓ ન હતો પણ બાળકોનો ક્ષય કરવા માટે કંસે પ્રેરણા કરાયેલો તૃણાવર્ત્ત નામનો દૈત્ય હતો. સર્વ લોકો વીતોળીઆની કાંકરીઓથી બહુ ઉપદ્રવ પામતાં અને બીજાઓનેજ નહિ પરંતુ પોતાનાં શરીરોને પણ જોવામાં અશક્ત થઇ જતાં પુત્રની ચિંતાથી ઘેરાયેલાં યશોદા પોતે જે ઠેકાણે પુત્રને મૂકી ગયાં હતાં તે ઠેકાણે આવી હાથવતે ફાંફાં મારવા લાગ્યાં, પણ ક્યાંય પુત્ર નહિ જોવામાં આવવાથી ધરતીપર પડી રજથી ગભરાતાં છતાં પણ ગળું છૂટ મૂકી કરૂણાજનક રીતે રોવા લાગ્યાં.

જરાવારમાં વીતોળીયાનો વેગ શાંત થતાં યશોદાના રોવાનો શબ્દ કાને પડવાથી ગભરાયેલી અનેક ગોપીઓ ત્યાં આવી પહોંચી. યશોદાના કહેવાથી તેના રોવાનું કારણ જાણવામાં આવતાં તેઓ પણ જેમ પોતાના પુત્રને વાસ્તે રૂદન કરે તેમ શ્રી કૃષ્ણને વાસ્તે રૂદન કરવા લાગી. આ સમય બાળક શ્રી કૃષ્ણને ધરતી ઉપરથી ઉપાડીને આકાશમાં લઇ જતો તૃણાવર્ત્ત દૈત્ય શ્રી કૃષ્ણના પહાડ સરખા બોજાથી પીડાવાને લીધે વધારે દૂર નહિ જઇ શકતાં "આ બાળક નથી પણ કોઇ પહાડ છે" એમ સમજી તેને ફેંકી દેવાની પેરવી કરવા લાગ્યો.

પણ શ્રી કૃષ્ણે તેને ગળામાં એવી મજબૂત રીતે પકડયો હતો કે જેથી તે તેને કોઇ પણ રીતે ફેંકી શકયો નહિ. અને તેથી ગળું પકડાવાને લીધે નિશ્ચેષ્ટ થઇ, આંખો નિકળી પડવાથી આંધળો થઇ અને શ્વાસ રોકાવાથી ચીસ પાડ-વામાં પણ અશક્ત થઇ ત્યારે પ્રાણનો ત્યાગ કરી પોતેજ શ્રી કૃષ્ણ સહિત વ્રજમાં પડયો. અંતરિક્ષમાંથી શિલા ઉપર પડેલા અને જેના સઘળા અવયવો વીંખાઇ ગયા હતા એવા એ દૈત્યને તથા તેની છાતી ઉપર નિર્ભયપણે રમતા શ્રી કૃષ્ણને જોઇ વિસ્મય પામેલી સર્વ ગોપીઓએ રૂદન કરવું છોડી દઇ તરત દોડી પહોંચી તેની છાતી ઉપરથી શ્રી કૃષ્ણને તેડી લઇ યશોદાના હાથમાં આપ્યા. કોલાહલ સાંભળવાથી ત્યાં એકઠા થયેલા અને બહુ ગભરાટમાં પડેલા નંદ આદિ સર્વ ગોવાળીયાઓ દૈત્યે હરેલા પણ મૃત્યુના મુખમાંથી મુક્ત થઇ પાછા પ્રાપ્ત થયેલા બાળકને જોઇ વિસ્મય સહિત પરમ આનંદ પામ્યા. સઘળાં સ્ત્રી પુરૂષો બોલવા લાગ્યાં કે "અહો! રાક્ષસે મારી નાખવા ધારેલ છતાં પણ આ બાળક દૈવની કૃપાથી જીવતો રહ્યો અને પાપી રાક્ષસ પોતાના પાપથીજ મરણ પામ્યો. આપણે કયાં કયાં તપ કર્યાં હશે, કયાં કયાં દેવ પૂજનો કર્યાં હશે, કયાં કયાં દાનો કર્યાં હશે, કયાં કયાં જળાશયો ખોદાવ્યાં હશે અને પ્રાણીઓની ઉપર કેવી કેવી દયાઓ કરી હશે? કે જેઓના પ્રભાવને લીધે આ બાળકનું પુનર્દર્શન આપણને પ્રાપ્ત થયું. મરવાને વાસ્તેજ ગયેલો બાળક જીવતો રહી પાછો હાથ આવ્યો અને જે દૈત્ય મારવા વાસ્તેજ લઇ ગયો હતો તે પોતેજ મરી ગયો એ ઉપરથી યશોદાનાં તથા નંદનાં સુભાગ્ય હોવાની સંપૂર્ણ ખાત્રી થાય છે."

વ્રજમાં આવા આવા ઘણા ઉત્પાતો થતા જોઇ નંદ વસુદેવના વચનોને સત્ય માનવા લાગ્યા, બંદોબસ્ત રાખતાં છતાં પણ ઉત્પાતો આવવાથી પુરૂષ પ્રયત્નને નકામોજ ગણવા લાગ્યા, ઉત્પાતોની ઝપટ આવતાં છતાં પણ બાળક આબાદ રહેવાથી "જેને દૈવ રાખે તેને કોઇ ન ચાખે" એ કહેવતને યથાર્થ માનવા લાગ્યા અને "આવી હરકતો કયાં સૂધી આવ્યા કરશે" એમ ચિંતા કરવા લાગ્યા.

ઘણાં ઘણાં વિઘ્નો આવતાં છતાં પણ તેથી કુશળ રહેતા બાળક શ્રી કૃષ્ણ ઉપર નિરંતર વધતા જતા સ્નેહથી વ્યાપ્ત થયેલાં યશોદા એક દિવસ તેને ખોળામાં લઇ સારી પેઠે ધવરાવીને તેના અતિ રમણીય હોઠપર આંગળી

મૂકી મૂકીને હસાવતાં હતાં તથા લડાવતાં હતાં તે સમયે શ્રી કૃષ્ણને બગાસું આવતાં તેમના મુખમાં આકાશ, પૃથ્વી, ગ્રહ, નક્ષત્ર, તારાગણ, દિશાઓ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, પવન, સમુદ્રો, દ્વીપો, પર્વતો, નદીઓ, વનો તથા સઘળા સ્થાવર જંગમ પદાર્થો તેના જોવામાં આવ્યા. આથી આશ્ચર્ય પામી યશોદા તર્ક કરવા લાગ્યાં કે "આ તે મને સ્વપ્ન થાય છે કે શું ? નહિ નહિ, આ સ્વપ્ન તો નથી. હાલ હું જાગું છું. ત્યારે આ કોઈએ માયા કરી હશે કે શું? નહિ નહિ, માયા તો નથી. માયા હોય તો બીજાઓના પણ જોવામાં આવે. ત્યારે આ બહારના જગતનું પ્રતિબિંબ દેખાય છે કે શું ? પ્રતિબિંબ હોય તો બિંબ અને પ્રતિબિંબ પરસ્પરથી વિપરીત દેખાવાં જોઇએ તથા જેમ દર્પણ દર્પણમાં દેખાતો નથી તેમ મુખ મુખમાં નહિ દેખાવું જોઇએ. પણ આમાં તો જગત જરાપણ બહારના જગતથી વિપરીત જોવામાં આવતું નથી અને આ બાળકનું સઘળા શરીર સહિત મુખ પણ મુખમાં જોવામાં આવેછે. ત્યારે શું મારા બાળકમાં આ કોઇ સ્વાભાવિક ચમત્કાર છે ?" આવા આવા તર્કોનો કોઇ પ્રકારે અંત નહિ આવતાં યશોદા એ તર્કોને પડતા મૂકી ઘર સંબંધી કામકાજેમાં લાગી ગયાં અને થોડાક સમયમાં એ વિચારને ભૂલી પણ ગયાં.

પોતાના બાળકોનો નામકરણ સંસ્કાર પોતાના પુરોહિતના હાથથી થવો જોઇએ એમ વિચારી વસુદેવે ખાનગી રીતે પ્રેરણા કરી મોકલેલા યાદવોના પુરોહિત ગર્ગાચાર્ય બીજા કોઇ બહાનાથી વ્રજમાં આવ્યા. નંદે ગર્ગાચાર્યને આવેલા જોઇ પ્રત્યુત્થાન પૂર્વક હાથ જોડી પૂજન કરી એકાંતમાં તેડી જઈને પ્રાર્થના કરી કે "ગુરૂ મહારાજ ! આપ સઘળી રીતે પરીપૂર્ણ છો, માટે આપને અમારામાં કોઇ જાતની સ્પૃહા હોવાનો સંભવ છેજ નહિ. તોપણ ગૃહસ્થના ધર્મ પ્રમાણે મારે બોલવું જોઇએ કે આપ જે આજ્ઞા કરો તે માથે ચડાવવાને હું તૈયાર છું. ઘરના જંજાળમાં પડેલા અને વ્યવહારની આસક્તિને લીધે કશો પારમાર્થિક વિચાર નહિ કરી શકતા અમોને રસ્તે ચડાવવા એ આપ જેવા મહાત્માઓનું કામ છે. હાલ તો હું સંસારની પદ્ધતિને અનુસરીનેજ વિજ્ઞપ્તિ કરૂં છું કે મને હમણાં વૃદ્ધ અવસ્થામાં આપના જેવા મહાત્મા પુરૂષોની કૃપાથી પુત્રની પ્રાપ્તિ થઇછે. પણ "જેને માંડ કરીને પુત્ર આવ્યો હોય તેણે પુત્રનું નામ પાડવું નહિ" એવી લોક પરંપરા છે તેથી અને વળી વસુદેવનો રોહિણીના ઉદરથી ઉત્પન્ન થયેલો જે પુત્ર મારે ઘેર છે

તેનું નામ પણ તે ક્રિયામાં વસુદેવના પુરોહિતની જરૂર હોવાને લીધે આજ દિવસ સૂધી રાખવામાં આવ્યું નથી તો તેનું નામ રાખ્યા પહેલાં મારા પુત્રનું નામ રાખવું એ મિત્ર ધર્મથી વિરૂદ્ધ ગણાય એટલા માટે રાખ્યું નથી, માટે આપ હવે એ બન્ને બાળકોનો નામકરણ સંસ્કાર કરો. આપ વસુદેવના પુરોહિત તો છોજ અને મારા પુરોહિત નથી તોપણ મોટા આચાર્ય હોવાને લીધે પુરોહિતથી પણ અધિક છો તેથી બન્ને બાળકોનો નામ સંસ્કાર આપના હાથથી કરાવવાને ઇચ્છુંછું. આપ સાંગોપાંગ વેદ વિદ્યાના આચાર્ય છો અને વળી ભવિષ્ય ફળને હસ્તા મલકની પેઠે જણાવનારા જ્યોતિઃશાસ્ત્રના કર્ત્તાછો તેથી આપના હાથથી જે ક્રિયા થશે તે પરમ અભ્યુદય આપનારીજ થશે એમ હું ધારૂં છું.

"નંદ! તમે જે કહો છો તે ઠીક કહોછો પરંતુ હું જે પૃથ્વીમાં યાદવોના પુરોહિતપણાથી પ્રખ્યાત છું તેના હાથથી તમારા પુત્રનો સંસ્કાર થતાં કદાચ પાપ બુદ્ધિવાળો, તમારી સાથે વસુદેવની મૈત્રીને જાણતો અને દેવકીની પુત્રીના વચન ઉપરથી પૂરો શક ધરાવતો કંસ જો તમારા પુત્રને મારી નાંખે તો મને મોટો બટ્ટો લાગે. એટલા માટે હું આંચકો ખાઉંછું."

"મહારાજ ગર્ગાચાર્ય! હું આપને એકાંતમાં પધરાવી લાવ્યો છું તેનું કારણ પણ એજ છે. આ વ્રજમાં મારાં પણ કોઇ માણસોને ખબર ન પડે એમ ગુપ્ત રીતે આ એકાંત સ્થળમાંજ આપ સ્વસ્તિવાચન પૂર્વક બન્ને બાળકોને વેદોક્ત સંસ્કાર આપો".

જો કે પોતે સંસ્કાર કરવાના ઉદ્દેશથીજ આવ્યા હતા તોપણ યુક્તિ ગોઠવી નંદના મુખથીજ પ્રાર્થના કરાવી તથા તેના હાથથીજ એકાંતની ગોઠવણ કરાવીને ગર્ગાચાર્યે વૈદિક પદ્ધતિથી રોહિણીના પુત્રનાં બલભદ્ર, રામ અને સંકર્ષણ એ ત્રણ નામો રાખ્યાં અને નંદના પુત્રનાં શ્રી કૃષ્ણ તથા વાસુદેવ એ બે નામ રાખ્યાં. નામ સંસ્કાર કર્યા પછી શ્રી કૃષ્ણની જન્મ ગ્રહ કુંડળી જોઇને ગર્ગાચાર્ય બોલ્યા કે "આ પુત્ર તમારૂં તથા ગોકુલનું મોટું કલ્યાણ કરશે. તમો આ પુત્રના પ્રભાવથી પૂર્ણ અભ્યુદય પામશો અને અનેક સંકટોમાંથી અનાયાસે મુક્ત થશો. જે લોકો તમારા પુત્ર ઉપર પ્રીતિ રાખશે તેઓ પણ કોઇ શત્રુઓથી પરાભવ પામશે નહિ. નંદ! તમારા પુત્રના સર્વ ગુણો નારાયણના ગુણો જેવાજ થશે માટે સર્વદા આનંદ યુક્ત રહેજો અને

તે જ્યાં સૂધી બાળક છે ત્યાં સૂધી પૂરી સંભાળથી તેનું રક્ષણ કરજો." આ પ્રમાણે ગર્ગાચાર્ય સંસ્કાર કરી ભવિષ્ય ફલાદેશ કહી રજા લઇને પાછા મથુરામાં જતાં તેમના વચનોથી રાજી થયેલા નંદ પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગ્યા.

થોડો કાળ વ્યતીત થતાં શ્રી કૃષ્ણ તથા બળભદ્ર રીખવા શીખીને સર્વે લોકોને આનંદ આપવા લાગ્યા. વ્રજ ભૂમીમાં રીખતા, વ્રજના કાદવથી ખરડાઇ રહેતા, પગમાં પહેરેલાં ઝાંઝરોની ઘુઘરીઓના ધ્વનિથી રાજી થતા, વખતપર પક્ષીઓના કોમળ અવાજ વગેરેથી પણ બીવાનો ડોળ ઘાલીને માતાપિતાની પાસે આવતા રહેતા, ભિન્ન ભિન્ન શરીરો વાળા છતાં પણ સ્નેહને લીધે એકજ હોય એવા જણાતા, એકજ વેષ ધારણ કરતા, માતાપિતા તરફથી ઉત્તમ પોષણ પામતા, ઉગતા સૂર્યના જેવા તેજથી લોકોને વિસ્મય આપતા, શયન, આસન તથા ભોજન વગેરે સઘળી ક્રિયાઓમાં સાથેજ રહેતા, શરીરોમાં પરસ્પરથી સમાન કદવાળા, સકળ જગતના રક્ષક છતાં પોતાના રક્ષણની બીજાઓને કાળજી રખાવતા, જેમ પુનમના સાયંકાળ સમયમાં ચંદ્ર તથા સૂર્ય પરસ્પરની કિરણોથી સંબંધ ધરાવે છે તેમ પરસ્પરની ક્રીડાઓથી સંબંધ ધરાવતા, રજને લીધે અંગો ખરડાઇ રહેતાં, હાથીના મસ્ત બચલાંઓ જેવા લાગતા, વારંવાર મોહોડા ઉપર આવી પડતા કેશોથી વ્યાકુલ થતાં નેત્રો વાળા, વાછડાંઓની શાળાઓમાં રીખતાં છાણથી ખરડાઇ રહેતા, ચંદ્ર સરખાં મુખોવાળા, ખરડાયેલાં અંગોથી માતાપિતા વગેરેને વળગી પડીને હસાવતા, માતાપિતા વગેરે અટકાવતાં છતાં પણ મસ્તી કરવાથી નહિ અટકતા, નવરાવવા ધોવરાવવા વગેરે ક્રિયાઓમાં માતાઓનો ઘણો વખત રોકીને તેઓને બીજા કામોમાં વ્યગ્ર કરી નાખતા, લોકોની છેડ કરીને હસી પડતા અને મનોહર સ્મિતથી, રાતા હોઠોથી તથા ઝીણા ઝીણા થોડી સંખ્યા વાળા દાંતોથી જોનારાઓને અપૂર્વ ચમત્કાર આપતા શ્રી કૃષ્ણ અને બળભદ્ર થોડા સમયમાંજ રીખવાનું મૂકી દઇ પગે ચાલવા શિખ્યા. પ્રેમથી અને દયાથી સ્ત્રવતાં સ્તનોવાળી તેઓની માતાઓ, નવરાવ્યા છતાં પણ વારંવાર છાણથી, કાદવથી તથા ભસ્મ વગેરેથી ખરડાઇને આવતા પુત્રોને બન્ને હાથથી પોતાની છાતીમાં દાબી સ્તનપાન કરાવી તેઓના હસતા મુખારવિંદોને જોઇને પરમ આનંદમાં ડૂબવા લાગી. બન્ને ભાઇઓ જ્યારે કાંઇક મોટા થયા અને

બરાબર ચાલવા શિખ્યા ત્યારે વાછડાંઓનાં પૂંછડાં પકડીને રમવા લાગ્યા, વાછડાંઓને કૂદાવવા લાગ્યા, વાછડાંઓની સાથે પોતે કૂદવા લાગ્યા, પૂંછડાં પકડીને વાછડાંઓની પછવાડે ઘસેડાવા લાગ્યા અને એવી એવી લીલાઓથી ગોપીઓને ઘરનાં કામકાજ છોડાવીને જોવામાંજ રોકવા લાગ્યા, હસાવવા લાગ્યા તથા રાજી કરવા લાગ્યા. યશોદા તથા રોહિણી રમતોમાંજ તત્પર રહેતા અને અત્યંત અટકચાળા પુત્રોને જ્યારે ગાયોની પાસે જતા, ઉગ્રદાઢોવાળાં પ્રાણીઓની છેડ કરતા, કાંટાઓમાં જઇ ભરાતા, શસ્ત્રોથી રમતા અને જળાશયોની કે વૃક્ષોની ઉપર ચડી જતા અટકાવવાને પણ અસમર્થ થવા લાગી અને અટકાવવાની કાળજીને લીધે ઘરનાં કામકાજોને પણ પૂરેપૂરાં નહિ કરી શકવા લાગી ત્યારે મનનું અવ્યવસ્થિતપણું થવાથી તેઓને સાંસારિક સુખની જે પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ તે બ્રહ્માનંદનો પણ તિરસ્કાર કરવા લાગી.

શ્રી કૃષ્ણના અટકચાળાપણાથી ગોપીઓ ભેળી થઇ યશોદાની પાસે આવીને "માતા યશોદા! તમારો પુત્ર અમારી ગફલતનો લાભ લઇ અમારાં આંગણાંઓમાં પેસી દોહોવાના સમય વગર વાછડાંઓને છોડી મેલે છે, અમો બરાડા પાડીએ તો જરા પણ નહિ લજાતાં હસે છે, ઘરોમાં પેસી ચોરી કરવાના અનેક ઉપાયો ગોઠવી દહીં, દૂધ તથા માંખણ વગેરેની ચોરી કરીને ખાઇ જાય છે, પોતે ખાતાં જે કાંઇ વધે તે વાનરાંઓને ખવરાવી દે છે, વાનરાં હાજર ન હોય તો વાસણ ફોડીને સટકી જાય છે, ઘરમાંથી દહીં, દૂધ વગેરે કાંઇ ચીજ હાથ ન લાગે તો પાલણાંઓમાં સુતેલાં છોકરાંઓને ચીંટીઆ ભરી રોવરાવીને ભાગી જાય છે, હાથ ન પહોંચી શકે એવી જગાઓમાં દહીં, દૂધ વગેરેનાં વાસણ રાખ્યાં હોય તો બાજોઠ, ખાંડણીઆ તથા પાટલા વગેરે માંડી તેઓની ઉપર ચડીને લઈ લે છે, દહીં, દૂધ વગેરેનાં વાસણો શીંકાઓમાં રાખ્યાં હોય તો નીચે ઉભી તેઓનાં તળાંઓમાં લાકડી ભોંકી છિદ્રો પાડીને તે છિદ્રોમાંથી પડતા ગોરસને ઉંચું મોહોડું કરી પીએ છે તથા નાહક પણ ઢોળાવા દે છે, વાસણો અંધારામાં રાખ્યાં હોય તો પોતે પહેરેલી મણિની માળાથી અજવાળું કરીને કામ કહાડી જાય છે, અમો ધમકાવીએ છીએ ત્યારે મસ્તીથી સાહુકારની પેઠે સામા જવાબ દે છે અને તમારી પાસે આવીને ફરિયાદ કરીએ છીએ ત્યારે મોહોડું ભારે રાખીને સાંભળ્યા કરે છે." એવી એવી અનેક વાતો કરતાં છતાં પણ યશોદા શ્રી કૃષ્ણને જરા પણ ધમકાવવાનું

મન નહિ કરવા લાગ્યાં અને ગોપીઓ પણ શ્રી કૃષ્ણનાં નેત્રોને ભયથી ભ્રાંત થયેલાં જોઇ હસી પડીને દર ગુજર કરવા લાગી.

એક દિવસ ઘરની સઘળી દાસીઓ બીજાં કામકાજોમાં ગોઠવાઇ જતાં વૃદ્ધ યશોદા પોતાના હાથથીજ રવાઇ ખેંચીને દહીં વલોવવા લાગ્યાં અને પુત્રના બાળચરિત્રનાં વર્ણનોનાંજ ગીતો ગોઠવીને ગાવા લાગ્યાં. શ્રમને લીધે મોટા નિતંબ ઉપરથી ખસી જતી રેશમી સાડીની વારંવાર સંભાળ કરતાં, પુત્રના સ્નેહને લીધે વારંવાર પાના આવવાથી ગભરાઇ જતાં, મુખ ઉપર તથા શરીર ઉપર આવતા પસીનાથી વ્યાકુળ થતાં અને ચોટલામાંથી ખરી પડતાં પુષ્પોથી દધિમથનની શાળાને સુગંધમય કરી મેલતાં યશોદા દહીં વલોવતાં હતાં તે સમયમાં અધિક અધિક પ્રીતિ આપતા શ્રી કૃષ્ણે ધાવવાની ઇચ્છાથી પાસે આવી રવાઇ પકડીને તેને અટકાવ્યાં. યશોદા પુત્રના સ્નેહને લીધે તરત રવાઇ છોડી દઇ શ્રી કૃષ્ણને ખોળામાં લઇને ધવરાવવા લાગ્યાં અને શ્રી કૃષ્ણના મંદ હાસ્યવાળા મુખને જોઇ જોઇને રાજી થવા લાગ્યાં. પણ તેટલામાં ઉનું મૂકેલું દૂધ ઉભરાઇ જવા લાગતાં શ્રી કૃષ્ણને અરધા ધાવ્યાજ ધરતીપર મૂકી દઇ તરત ઉભાં થઇ દૂધ ઘરમાં દોડી પહોંચ્યાં. યશોદા પોતાને પૂરા તૃપ્ત કર્યા વગર છોડી દઇને બીજા ઘરમાં જતાં રહેતાં શ્રી કૃષ્ણ આંખોમાં ખોટાં ખોટાં આંસુ લાવી, ફરકવા લાગેલા લાલ હોઠને દાંતોથી ડસી અને છીપરના ઉપરવટણાથી દહીંની ગોળીને ફોડી નાખી તેમાં જે કાંઈ માંખણ હતું તે હાથમાં લઇ ઘરથી બહારના એકાંતસ્થળમાં ખાંડણીઆ ઉપર બેસીને ખાવા લાગ્યા તથા વાનરાંઓને પણ ખવરાવવા લાગ્યા.

યશોદા ઉભરાતા દૂધને નીચે ઉતારી પાછાં દધિમથનની શાળામાં આવીને જોય ત્યાં દહીંની ગોળી ફૂટેલી જોવામાં આવતાં "આ સઘળું શ્રી કૃષ્ણનુંજ કામ છે" એમ જાણીને હસવા લાગ્યાં. યશોદા હાથમાં લાકડી લઇને છુપાતાં છુપાતાં અટકળથી ઘરની બહારના એકાંતસ્થળમાં ગયાં. ત્યાં ખાંડણીયા ઉપર બેઠેલા, માખણ ખાતા, કેટલુંક માંખણ વાનરાંઓને આપતા અને ચોરી કરવાને લીધે ચકવક થતાં નેત્રોવાળા શ્રી કૃષ્ણ જોવામાં આવતાં તેમને પકડવાને વાસ્તે નજર ચુકાવીને ધીરે ધીરે તેમની પાછળ આવ્યાં. પણ ચપળ શ્રી કૃષ્ણ ચેતી જઇ ખાંડણીયા ઉપરથી ઉતરીને બીનેલાની પેઠે તરત ત્યાંથી નાઠા અને યશોદા તેમને પકડવાને વાસ્તે પાછળ દોડ્યાં. યોગશક્તિથી પ્રેરાતાં યોગીઓનાં

અંતઃકરણો પણ જેને પહોંચી શકતાં નથી એવા શ્રી કૃષ્ણની પાછળ દોડતાં નિતંબ તથા સ્તન મંડલના ભારથી મન માનતી રીતે નહિ દોડી શકતાં અને વેગને લીધે છૂટી ગયેલા ચોટલામાંથી પડતાં અનેક પુષ્પોને કચરી કચરીને જતાં યશોદાએ માંડ માંડ પહોંચીને—પોતાના પ્રયત્નથી નહિ પણ શ્રી કૃષ્ણની ઇચ્છાથીજ પહોંચીને તેને પકડયા. અપરાધમાં આવેલા, બહુજ રૂદન કરતા, મોહોડા ઉપર ચારે કોર આંજણના ડાઘ થાય એવી રીતે હાથવતે આંખો ચોળતા, આમ તેમ જોયા કરતા અને ભયથી વિંહળ થયેલાં નેત્રોવાળા શ્રી કૃષ્ણનો હાથ પકડી લાકડી ઉગામી ઉગામીને યશોદા તેને બીવડાવવા લાગ્યાં. પરંતુ પુત્રસ્નેહને લીધે તેમ કરવું અયોગ્ય જણાતાં લાકડીને છોડી દઇ સુતરની દોરી લઇને તેમને ખાંડણીયાની સાથે બાંધવા લાગ્યાં. જેની અંદર, બહાર, આગળ કે પાછળ કાંઈ નથી પણ જે પોતેજ જગતની અંદર, બહાર, આગળ અને પાછળ વ્યાપીને રહેલ છે અર્થાત્ સર્વ જગતની કલ્પનાના અધિષ્ઠાનરૂપ છે તેમને પ્રાકૃત બાળક સમજીને યશોદા બાંધવા લાગ્યાં. પણ સ્વાભાવિક ચમત્કાર તેમને શી રીતે બાંધવા આપે ? જે દોરીથી શ્રી કૃષ્ણને બાંધવા માંડયા તે દોરી બે આંગળ ઓછી પડતાં તેની સાથે બીજી સાંધી. તો તે પણ બે આંગળ ઓછી પડી. ત્રીજી, ચોથી તથા પાંચમી વગેરે જેટલી દોરીઓ સાંધી તે સઘળી બબે આંગળ ઓછીજ પડતાં યશોદા વિસ્મય પામીને હસવા લાગ્યાં, પસીનાથી વ્યાકુળ થઈ ગયાં, મશ્કરી કરતી ગોપીઓથી શરમાવા લાગ્યાં અને શ્વાસના દરદીની પેઠે હાંફવા લાગ્યાં. માતાજીને બહુજ પરિશ્રમથી ઘેરાયેલાં જોઇ શ્રી કૃષ્ણ દયાથી પોતાના સ્વરૂપસિદ્ધ ચમત્કારને પણ અટકાવીને દોરીથી ખાંડણીયા સાથે બંધાયા. કેવળ પોતાનું ભક્તવશ્યપણું દેખાડવાને વાસ્તેજ બંધાયેલા શ્રી કૃષ્ણને તેમના ઇશ્વિરપણાથી અજાણ્યાં યશોદા "તું બહુ અટકચાળો થઇને ચારે કોર ફર્યા કરેછે પણ હવે આ બંધનમાંથી જવાય તો જઇ જોજે" એમ કહીને બીજાં કામો કરવામાં લાગી ગયાં અને થોડીવાર પછી ત્યાં આવેલા નંદ પણ શ્રીકૃષ્ણને બહુ અટકચાળો જાણી બંધનમાંજ રહેવા દઇને ચાલ્યા ગયા.

બાળલીલાથી વ્રજને વિસ્મય આપવાને ઇચ્છતા શ્રી કૃષ્ણ ભગવાન યશોદા તથા નંદરાય બીજાં કામોમાં લાગી જતાં આંગણામાંથી ખાંડણીયાને ખેંચતા ખેંચતા બહાર નિકળી વ્રજમાં જેની માનતા ચાલતી હતી એવા

હારોહાર ઉગેલા આસોંદરા નામનાં બે ઝાડની પાસે જઇ તેની વચમાંથી નિકળી પોતાની પાછળ બન્ને ઝાડના થડમાં અટકી રહેલા પેલા ખાંડણીયાને ખેંચવા લાગ્યા. ખાંડણીયો શ્રી કૃષ્ણના બળથી ખેંચાતાં તેની ભીંસથી બન્ને વૃક્ષો મૂળ સહિત ઉખડીને ધરતીપર પડી ગયાં. યમુનાના કિનારાપર જતી આવતી ગોપીઓએ આ હકીકત નજરે જોઇ વિસ્મય પામી બરાડા પાડતાં પાડતાં અને દોડતાં દોડતાં યશોદાની પાસે જઇને કહ્યું કે "યશોદા માતા! જલદી ચાલો, જલદી ચાલો. કેમ વાર લગાડો છો? જેઓની માનતા વ્રજના લોકોને ફળીભૂત થતી હતી તે બન્ને આસોંદરા તમારા પુત્ર ઉપર પડયા છે. અને વાછડાની પેઠે દૃઢ દોરીથી બંધાયેલો તમારો પુત્ર બન્ને વૃક્ષોના મધ્યમાં આવી જઇને હસ્યા કરે છે. અરે હૈયાફૂટાં! જલદી ઉઠીને પહોંચો અને મૃત્યુના મુખમાંથી મુક્ત થયેલા દીકરાને અહીં તેડી લાવો. સુકુમાર અને માંડમાંડ મળેલા દીકરાને પશુની પેઠે બાંધતાં તમને કાંઇ વિચાર ન થયો? અરે, દયા પણ ન આવી? તમારા બંધાયેલા દીકરા ઉપર આ મોટી ધાત ગઇ છે."

ગોપીઓના કોલાહલથી બહુ સંભ્રમ પામેલાં યશોદા હાહાકાર કરતાં કરતાં ઘરમાંથી ઉઠીને દોડતાં દોડતાં ત્યાં પહોંચ્યાં અને સ્ત્રી લોકોનો કોલાહલ સાંભળવામાં આવતાં નંદ તથા બીજા ગોવાળીયાઓ પણ ગભરાઇને તે સ્થળે દોડી પહોંચ્યા. જંગલમાં ફરનારા ગોવાળીયાઓ આ આશ્ચર્ય જોઇ પોતપોતાના વિચાર પ્રમાણે બોલવા લાગ્યા કે "પ્રચંડ વાયુ વાયો નથી, વરસાદની ઝડી થઇ નથી, વીજળી પડી નથી અને કોઈ હાથીએ મસ્તી કરી નથી તે છતાં વ્રજના ડાડા જેવા આ બે જૂના આસોંદરા કેમ પડી ગયા હશે? કોણે પાડયા હશે? અહો! થડ મૂળથી ઉખડી પડેલા આ આસોંદરાઓ જળ વગરનાં વાદળાંઓની પેઠે શોભતા નથી. નંદરાય! વ્રજમાં લાંબા કાળથી ઉગેલા અને વ્રજનું કલ્યાણ કરનારા આ આસોંદરાઓએ ધરતીપર પડતાં પડતાં પણ તમારા પુત્રને બચાવ્યો છે. તમારા ઉપર આ દેવતાઇ વૃક્ષોની કૃપા ન હોય તો તેઓની વચમાં આવી ગયેલો બાળક બચેજ કેમ અને દૈવયોગથી કદાચ બચે તોપણ જખમી કે અપંગ થયા વિના કેમજ રહે? બાળકના ખેંચવાથી વૃક્ષો પડી ગયાં પણ ખાંડણીયાને બાંધેલી દોરી ત્રૂટી નહિ એ મોટું આશ્ચર્ય છે. નંદરાય! પૂતનાના વિનાશથી માંડીને વ્રજમાં આ ચોથો ભયંકર ઉત્પાત થયો, માટે હવે આ ઠેકાણે વ્રજનો વાસ રાખવો યોગ્ય નથી. અહીં

વાસ રાખવાથી ભવિષ્યમાં મોટું નુકસાન થશે એમ જણાય છે."

શ્રી કૃષ્ણને વૃક્ષોની નીચેથી તેડી લઇ, મરણ પામ્યા પછી જીવતા થઇ આવેલા જેવા સમજી ખાંડણીયાના બંધનમાંથી છોડી, લાંબીવાર સૂધી ખોળામાં બેસાડી અંગો ઉપર હાથ ફેરવીને નંદે યશોદાના હાથમાં આપ્યા અને પોતે કરેલી ઉપેક્ષાનો પસ્તાવો કરી યશોદાને કોઇ દિવસ પણ પુત્ર ઉપર સખતી નહિ રાખવાની ભલામણ કરી. એ સ્થળમાં ઉભાં ઉભાંજ કેટલાંક ધર્મ દાનો કરી નંદ યશોદાની, પુત્રની અને યશોદાના નિર્દયપણાની વાતો કરતા કરતા સર્વે વ્રજવાસીઓની સાથે વ્રજમાં આવ્યા.

આવી રીતે બાળલીલાઓથી વ્રજવાસીઓને પરમ આનંદ આપતા બાળક શ્રી કૃષ્ણને ગોપીઓ કોઈ વખતે તાળીઓ પાડી ઉત્સાહ આપીને કુદાવવા લાગી, કોઇ વખતે તેમની પાસે ગવરાવવા લાગી, કોઇ વખતે આજ્ઞા કરીને તેમના હાથથી પોતાના ઘરની તે તે વસ્તુઓ મગાવવા લાગી અને કોઈ વખતે તેમને છડાવીને નૃત્ય વગેરે ક્રિયાઓ પણ કરાવવા લાગી.



# પ્રકરણ ૭ મું.

## વૃંદાવનમાં નિવાસ અને વત્સાસુર વિનાશ.

**શ્રી** કૃષ્ણ અને બલભદ્ર બાલ્યાવસ્થાને વ્યતીત કરી સાત સાત વર્ષના થયા. બલભદ્રને શ્યામ વસ્ત્રો ધરવાનો અને શ્રી કૃષ્ણને પીળાં વસ્ત્રો ધરવાનો શોખ થયો. જલક્રીડાઓથી શોભતા બન્ને ભાઇઓ કોઇ વખતે વાછડાં ચારવા સારૂ વનમાં જવા લાગ્યા. અને વાછડાં ચારતાં બન્ને ભાઇઓ કોઇ વખતે વાજાં વગાડવાથી, કોઇ વખતે પાંદડાંઓની શય્યાઓ બનાવવાથી, કોઇ વખતે મલ્લ યુદ્ધ કરવાથી, કોઇ વખતે પુષ્પોની માળાઓ ગુંથવાથી અને કોઇ વખતે શીતળ છાયામાં નિદ્રા લેવાથી દિવસ વ્યતીત કરવા લાગ્યા. કમળોની ટોપીઓ પહેરતા, વાછડાંઓની દોરીઓનાં જનોઇઓ પહેરી લેતા, મોરપીંછ વગેરેના અલંકારો બનાવી લેતા, રમતોમાં આસક્તિને લીધે નહાવાની તથા જમવાની વેળાઓને પણ ભૂલી જતા, કોઇ વખતે માતાપિતા જાતે બોલાવવા આવે ત્યારેજ યમુનાના કિનારાપરથી ઘેર જતા, કોઇ વખતે મધ્યાન્હની ગરમીને શાંત કરવા યમુનાના જળમાં વિહાર કરતા, તરવાની હરીફાઇમાં બીજા બાળકોને હરાવી દેતા, ચૌદે બ્રહ્માંડના પાલક છતાં વાછડાંઓના પાળક થયેલા, શીંકાં તથા લાકડી વગેરે ગોપજાતિને લગતી સામગ્રીઓનું ધારણ કરતા અને સાથે આવનારા બીજા બાળકોની સાથે અનેક વિનોદો કરતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર નિત્ય સાયંકાળે વાછડાંઓને જંગલમાંથી પાછાં વાળી વ્રજમાં આવવા લાગ્યા.

વ્રજમાં જોવામાં આવેલા પૂતનાના આવવા વગેરે ઉત્પાતોથી ચકિત થયેલા અને વળી ચાલતા વખતમાં જંગલની અંદર વધી પડેલા નાહારોના ઉપદ્રવથી કંટાળેલા નંદ વગેરે વૃદ્ધ વૃદ્ધ ગોવાળીયાઓ એક દિવસે એકઠા મળીને વ્રજના રક્ષણ સંબંધી કાર્યનો વિચાર કરવા બેસતાં તેઓમાં દેશ કાળના તત્વને જાણનારો, શ્રી કૃષ્ણ તથા બલભદ્રનું હિત ઇચ્છનારો અને અવસ્થાથી તથા જ્ઞાનથી પણ મોટાઇ ધરાવનારો ઉપનંદ નામનો ગોવાળ બોલ્યો કે "હવે આ વનમાં આપણાથી રહી શકાય તેમ નથી. કારણ કે ખડ તથા લાકડાંઓ ખૂટી ગયાં છે, ઘાટી ઘાટી વૃક્ષોની ઝાડીઓ પણ

કપાઇ કપાઇને આકાશ જેવી ખુલ્લી થઇ ગયેલી છે, ગાયોના વાડાઓમાં જે મોટાં મોટાં વૃક્ષો હતાં તેઓ પણ ઘરોના તથા બળતણોના કામમાં વપરાઇ ગયાં છે, જે પ્રદેશોમાં ખડ તથા લાકડાં ઠુંઠાં તથા જથાબંધ મળતાં હતાં તે પ્રદેશો ખેડાઇ જવાને લીધે ખડ તથા લાકડાં લેવાને વાસ્તે બહુ દૂર જવું પડે છે, સઘળું જંગલ વિરલ વૃક્ષોવાળું તથા થોડા જળવાળું તથા થોડા ખડવાળું થઈ જવાથી ભયંકર લાગેછે, એટલુંજ નહિ પણ આપણા પશુઓને વિશ્રામની જગા પણ શોધ કરતાંજ મળેછે, કોઇ પણ વ્રજમાં લાકડાં, જંગલી શાકો કે ખડ વેંચવાની રીતિ હોતીજ નથી. પરંતુ આપણા વ્રજમાં એ પદ્ધતિ ચાલુ થવાને લીધે વ્રજપણું નહિ રહેતાં શહેરપણું દાખલ થતું જણાય છે. વૃક્ષો ઠુંઠ જેવાં થઇ જવાથી પક્ષીઓના કોલાહલો પણ સાંભળવામાં આવતા નથી. છાયાવગરનું તથા શીતલ પવન વગરનું જંગલ સ્વાદ વગરના ભોજન જેવું લાગે છે અને કોઈ કોઇ પ્રદેશમાં થોડાં ઘણાં ખડ જોવામાં આવે છે પણ તે ગાયોના છાણોથી તથા મૂત્રોથી એવાં ખરાબ થઇ ગયાં છે કે ગાયોને ચરવાં ગમતાં નથી તથા ગાયોના દૂધોને વાસ્તે પણ સારાં નથી. હમેશ ખડ તથા વૃક્ષો વગેરેથી ભરપૂર જંગલોમાં ફરનારાઓને આવા જંગલમાં ફરવું કેમજ અનુકૂળ લાગે? કદાચ આ આપણું જૂનું રહેઠાણ છે માટે છોડવું નહિ જોઇએ એમ સમજીને આપણે ઉપર કહેલાં દુઃખોનું સહન કરીએ, પણ અહીં બાળકોનો વિનાશ કરનારા મોટા મોટા ઉત્પાતો આવ્યા કરે છે, તેઓનું તથા હાલ દૈવગતિથી વધી પડેલા નાહારોનું શી રીતે સહન કરી શકાય? તમો સઘળા જાણો છો તેમ નંદનો પુત્ર જે આપણો ભવિષ્યનો અધિપતિ છે તેના ઉપર કેટલી કેટલી ઘાતો ગઇ? પૂતનાએ ઝેર ધવરાવ્યું હતું તેમાંથી માંડ માંડ છૂટયો, ઉપર આખું ગાડું ઉંધું વળ્યું હતું તેમાંથી પ્રભુના અનુગ્રહને લીધેજ જીવતો રહ્યો, વીતોળીયાના રૂપથી આવેલા દૈત્યે આકાશમાં લઇ જવાયો હતો તથા તેની સાથેજ શિલા ઉપર પડયો હતો તેમાંથી દેવતાઓએજ બચાવ્યો અને બે આસોંદરાના વૃક્ષો પડતાં તેઓના મધ્યમાં આવવાથી પણ પરમેશ્વરેજ એનું તથા બીજા બાળકોનું પણ રક્ષણ કર્યું. આટલું તો થઇ ચૂક્યું અને હજી પણ બીજા મોટા ઉત્પાતો આવવાની ધાસ્તી રહ્યા કરે છે. માટે જો સહુની મરજી હોયતો આપણે બાળ બચ્ચાંઓ, પરિવાર તથા રાચરચીલાં લઇ બીજે ઠેકાણે જઈ

વૃજ વસાવીએ. અહીંથી દૂર યમુનાના કિનારા ઉપર વૃંદાવન નામનું વન છે, તેમાં ખડ, પાણી તથા ઝાડ પુષ્કળછે. ફળો બહુજ મીઠાં થાયછે, કદંબો ઘણાંછે, કાંટાવાળાં વૃક્ષો છેજ નહિ, સર્પ, વીંછી કે કાનખજૂરા વગેરે મુદલ નથી, હિંસક પશુઓની ધાસ્તી નથી, પવન તથા છાયા સ્નિગ્ધ અને શીતળ રહે છે, સઘળી ઋતુઓ સુખકારીજ રહે છે, અંદરના પ્રદેશો પણ બહુ રમણીય છે, ગોપીઓને ફરવા હરવાની સગવડ આવે એમ છે અને એ વનની અંદર યમુના પણ જાણે વન ભૂમિનો સેંથો પાડતી હોય તેમ મધ્યમાંજ ચાલી જાય છે. માટે જો સહુનો વિચાર એક થાય તો આપણે તે સ્થળમાં જઇનેજ રહીએ. લાંબાં શિખરોવાળો ગોવર્દ્ધન નામનો પર્વત ત્યાંથી થોડોજ છેટો છે અને મેઘાડંબરના જેવા પ્રૌઢ દેખાવવાળો ભાંડીર નામનો મોટો વડ પણ તે વનના મધ્યમાંજ છે. ગોવર્દ્ધન, ભાંડીર, યમુના તથા વૃંદાવન એઓને જોવાથી સ્ત્રીઓને તથા બાળકોને પણ ઉત્તમ વિનોદ પ્રાપ્ત થશે. મને તો આ નિઃસાર, ઉપભુક્ત અને ઉપદ્રવી પ્રદેશને છોડી દઇને ત્યાંજ રહેવા જવું ગમે છે.”

ઉપનંદનાં વચનો સાંભળી સઘળા ગોવાળીયાઓ એક મત થઈ “બહુ સારૂં બહુ સારૂં” એમ બોલવા લાગ્યા. અને તે દિવસેજ પ્રસ્થાન કરવાનો નિશ્ચય કરી સભામાંથી ઉઠી પોતપોતાને ઘેર જઈ ઉચાળા ભરવા લાગ્યા. તથા પોત પોતાની ગાયોનાં ધણોને આગળથી ચલાવી, ઘરના સરસમાન ગાડાંઓમાં ભરી અને બાળકોને તથા કેટલીએક સ્ત્રીઓને પણ ગાડાંઓમાં બેસાડી ગાજતે વાજતે રવાના થયા. “સંભાળ રાખજો, ગાડાંઓને એકજ હેડમાં ગોઠવજો, ચોકીવાળાઓએ પૂરી સાવચેતી રાખવી, ત્યાં જઇને નિવાસની ગોઠવણ પોત પોતાની મરજી પ્રમાણે નહિ પણ નંદની આજ્ઞા પ્રમાણેજ કરવી અને સઘળી વ્યવસ્થા ઠીક રાખવી” ઇત્યાદિ મોટો કોલાહલ થવા લાગ્યો, ચાલવા લાગેલી ગાડાંઓની મોટી હેડ મહાસમુદ્રની પેઠે ગાજવા લાગી. રસ્તામાં ચાલતી ગોપીઓની પંક્તિ લીલાં, પીળાં તથા રાતાં વસ્ત્રોથી ઇંદ્ર ધનુષ્યની પેઠે શોભવા લાગી, ચાલવા લાગેલો વ્રજ સફેદ પડદાઓવાળાં અનેક ગાડાંઓથી, જેમ સમુદ્ર પવનથી પ્રેરાયેલાં અનેકવહાણોથી શોભે તેમ શોભવા લાગ્યો. માથાઓપર ગાગરોના, રવાઇઓના, રાંઢવાંઓના તથા કોથળાઓ વગેરેના મોટા મોટા બોજાઓ લઇને રસ્તામાં ચાલતા કેટલાએક જુવાનો છત્રાકાર

ઘેરાવવાળા વૃક્ષોની પેઠે શોભવા લાગ્યા. સર્વ લોકોએ છોડી દીધેલી વ્રજની ભૂમિ જરાવારમાં ઉજડ થઇ ગઇ, પડયા રહેલાં પાત્રો વગેરેના કકડાઓથી વ્યાપ્ત થઇ રહી અને કાગડાનાં ટોળાંઓથી ઘેરાઇ ગઈ.

સઘળાં લોકોએ વૃંદાવનમાં આવી વિસ્તીર્ણ પ્રદેશમાં ગાયોના અને માણસોના રક્ષણને વાસ્તે ફરતાં ગાડાંઓ ગોઠવી પ્રથમ અર્ધચંદ્રના જેવા આકારવાળી નવી વ્રજ ભૂમિ વસાવી. પછી દૂર દૂરથી કાંટાવાળાં વૃક્ષો કાપી લાવી તેઓની ઉંચી ઉંચી શાખાઓ ધરતીમાં ખોડી કાંટાવાળી લતાઓથી તથા ચણીયાં બોરની બોરડીઓના કાંટાઓથી ફરતી મજબૂત ઉંચી વાડ બનાવી લઇ નિવાસોની યોગ્ય ગોઠવણ કરી ગાડાંઓ ઉપરથી સરસામન ઉતાર્યો. સ્વચ્છ જળવડે ધોવામાં આવતી ગાગરોથી, ખોડવામાં આવતા ખીલાઓથી, એકંદર સ્થાપવામાં આવતી દધિમંથનની સામગ્રીઓથી, રવાઇઓમાં બાંધવામાં આવતાં નેતરાંઓથી, ખીલાઓમાં બાંધવામાં આવતી દોરીઓ તથા રાશોથી, ખોડવામાં આવતી દધિમંથનની થાંભલીઓથી, ઘરોને છાજી લેવાને વાસ્તે એકઠી કરવામાં આવેલી ડાળો, ફૂડા તથા ખડ વગેરે સામગ્રીઓથી, ધરતીમાં નાખવામાં આવતા ખાંડણીયાઓ તથા છીપરોથી, સ્વચ્છ કરવામાં આવતાં ગાયોનાં સ્થાનકોથી, ગોઠવવામાં આવતાં રસોડાંઓ-થી, ઉતારી ઉતારીને ઘરોની અંદર તે તે સ્થળોપર રાખવામાં આવતાં રાચ રચીલાંઓથી, કુવાડાઓ વડે વૃક્ષોને તથા કાષ્ટોને કાપવા લાગેલા જુવાન તથા વૃદ્ધ ગોવાળીયાઓથી, મંગળને વાસ્તે યમુનામાંથી પાણીનાં બેડાંઓ ભરી આવીને ઘરોમાં પ્રથમ પ્રવેશ કરતી ગોપીઓથી તથા ચારેકોર વનની શોભા જોવા લાગેલાં તથા વૃક્ષોની નમી રહેલી શાખાઓને ખેંચવા લાગેલાં બાળકોથી વ્રજનો નવો નિવાસ અત્યંત શોભવા લાગ્યો. મીઠાં મીઠાં મૂળો, ફળો તથા જળો, પક્ષીઓના મનોહર કોલાહલો, કામધેનુ જેવી ગાયો, ઘાટી છાયાવાળાં વડ વગેરે મોટાં મોટાં વૃક્ષો, ખડની પુષ્કળ સંપત્તિ, યમુનાના કિના-રાઓ અને વાઘ વગેરે હિંસક જાનવરો વગરના ગોવર્ધન પર્વતના રમણિય પ્રદેશો શ્રી કૃષ્ણને, બલભદ્રને તથા બીજાં પણ સઘળાં માણસોને બહુ પ્રીતિ ઉપજાવવા લાગ્યાં.

નવીન વ્રજમાં રહી બાળચેષ્ટાઓથી તથા મધુર વાકયોથી વ્રજવાસીઓને આનંદ આપતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર બીજા બાળકોની સાથે વ્રજની

નજદીકની વનરાજિમાં વિચરતા હતા, વેણુનાદથી સર્વ પ્રાણીઓને આનંદ આપતા હતા, અનેક પ્રકારની ક્રીડાઓની સામગ્રીઓનું સંપાદન કરતા હતા, કોઇ વખતે બીલાં તથા આમળાં વગેરેથી રમતા હતા, કોઇ વખતે ખૂંટાની પેઠે ગર્જના કરતા હતા, કોઈ વખતે બીજાં જાનવરોના જેવા શબ્દો કરતા હતા, કોઈ વખતે ચારવા આણેલાં વાછડાંઓને પલ્લવોની તથા પુષ્પોની માળાઓથી શણગારતા હતા, કોઈ વખતે ચણોઠીઓ વગેરેના હારો ધરી લેતા હતા, કોઈ વખતે મોઈદાંડીઆની રમતો કરતા હતા, કોઈ વખતે આંખવીંચામણી ખેલતા હતા અને કોઈ વખતે હુડતતત વગેરેની કસરતોથી કાળક્ષેપ કરતા હતા ; ત્યાં એક દિવસે યમુનાના કિનારાપર કંસનો અનુચર એક દૈત્ય તેઓને મારી નાખવાની ઇચ્છાથી વાછડાનું રૂપ ધરી વાછડાંઓનાં ટોળાઓમાં મળી જઈ લાગ જોવા લાગ્યો. પણ સર્વાંતર્યામી શ્રી કૃષ્ણ તેના કપટથી અજાણ્યા કેમજ રહે? શ્રી કૃષ્ણે તો ઇશારાથી બલભદ્રને ચેતવી અજાણ્યાની પેઠે ધીરે ધીરે એ વત્સાસુરની પાછળ આવી પુંછડાં સહિત તેના પાછલા પગ પકડી આકાશમાં ખૂબ ફેરવી, ફેરવતાં ફેરવતાંજ ગતપ્રાણ કરી કોઠના ઝાડમાં પછાડયો ; જેથી એ દુષ્ટના છોને છોતા નિકળી ગયા, કોઠનું ઝાડ પણ પડી ગયું અને એ ઝાડની ઝપાટથી બીજાં અનેક ઝાડો પડી જતાં તેઓનાં ફળો બાળકોના ઉપયોગમાં આવ્યાં. મરતી વખતે માયાથી ધરેલું વાછડાનું રૂપ નહિ રાખી શકાતાં દૈત્ય બની ગયેલા એ દુષ્ટને જોઈ વિસ્મય પામેલા બાળકો શ્રી કૃષ્ણની પ્રશંસા કરવા લાગ્યા. અને શ્રી કૃષ્ણની ઉપર આકાશમાંથી પડતી પુષ્પવૃષ્ટિને જોઈ અધિક વિસ્મય પામવા લાગ્યા. સાયંકાળ થતાં વાછડાંઓને વાળી લઈ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર સહિત સર્વે બાળકો વ્રજમાં ગયા અને ત્યાંના લોકોને જંગલમાં બનેલી હકીકત સંભળાવીને પરમ વિસ્મિત કરવા લાગ્યા.

# પ્રકરણ ૮ મું.

## શ્રી કૃષ્ણ મહિમા.

એક દિવસે વાછડાં ચારવા નિકળેલા સર્વે બાળકો પોતાનાં વાછડાંઓને તરસ્યાં થયેલાં જાણી યમુનાના આરાપર ઉતારી પાણી પાઇ પોતે પાણી પીતા હતા તેટલામાં યમુનાના જળમાં વજ્રથી ભેદાયેલા પહાડના શિખર જેવડો કદાવર એક અદ્‌ભુત બગલો તેઓના જોવામાં આવ્યો. એ તીક્ષ્ણ ચાંચવાળો કદાવર બગલો કે જે જાતે બગલો ન હતો પણ બગલાનું રૂપ ધરીને આવેલો કંસનો અનુચર દૈત્ય હતો તે ભારે ઝડપથી શ્રી કૃષ્ણ ઉપર આવી તેને આખાને આખા ગળી ગયો. શ્રી કૃષ્ણને ગ્રસ્ત થયેલા જોઇ બલભદ્ર આદિ સર્વે બાળકો પ્રાણ વગરનાં શરીરોની પેઠે નિશ્ચેષ્ટજ બની ગયા. પણ થોડીજવારમાં પેટની અંદર અગ્નિથી પણ અધિક દાહ પામવા લાગેલા તે બગલાએ બહાર કહાડી નાખેલા અને જરા પણ વ્યથિત નહિ થયેલા શ્રી કૃષ્ણને જોઇ તેઓ પાછા સચેતન થયા. માથે ફરતા કાળચક્રને લીધે પેટની અંદર ઉઠેલા અગ્નિથી પણ સંતોષ નહિ પામેલો એ ફરીવાર પણ અત્યંત ક્રોધ કરી ચાંચથી પ્રહાર કરવા આવતાં શ્રી કૃષ્ણે બન્ને હાથથી તેની ચાંચનાં ફાડીઆં પકડી જેમ ખેડુ-લોક ફડાને ચીરી નાખે તેમ તેને ઉભો ચીરી નાખ્યો. સર્વે બાળકો સાનંદાશ્ચર્ય પામ્યા અને આકાશમાં ગુપ્ત રીતે ઉભેલા દેવતાઓ નંદનવનનાં પુષ્પોથી શ્રી કૃષ્ણને વધાવવા લાગ્યા. દુષ્ટ બગલાના મોહોડામાંથી મુક્ત થયેલા અને બગલાના કાળરૂપ થયેલા શ્રી કૃષ્ણનું આલિંગન કરી પરમ સુખ પામેલાં બલભદ્ર આદિ સર્વે બાળકોએ સાયંકાળે વાછડાંઓને જંગલમાંથી વાળી લઇ વ્રજમાં આવીને એ હકીકત કહી સંભળાવતાં વિસ્મય પામેલાં અને બહુજ રાજી થયેલાં ગોપીઓ તથા ગોવાળીયાઓ જેમ યમપુરીમાંથી પાછા આવેલા માણસને જુવે તેમ ઉત્સુક નેત્રોથી શ્રી કૃષ્ણને જોવા લાગ્યાં, જોઇ જોઇને સર્વે લોકો વાતો કરવા લાગ્યાં કે "અહો! આ બાળકની ઉપર ઘણી વિપત્તિઓ આવી, પણ જે વિપત્તિઓ આવી તે પોતેજ નાશ પામી. જેઓ બીજાનું ભૂંડું કરવા ધારે તેઓનુંજ પ્રથમ ભૂંડું થાય. બ્રાહ્મણોનાં વચનો અને આશીર્વાદો કદી પણ મિથ્યા કેમજ થાય? બ્રાહ્મણોએ જન્મ પત્રી વાંચીને કહ્યું હતું કે જેઓ

આ બાળકને મારવા આવશે તેઓ અગ્નિમાં પડેલા પતંગીયાઓની પેઠે પોતેજ નષ્ટ થઇ જશે.” આવી રીતે જેમ જેમ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર મોટા થતા ગયા તેમ તેમ વધતાં જતાં તેમનાં ચમત્કારી ચરિત્રોની વાતોથીજ વ્રજવાસીઓના દિવસો આનંદમાં વ્યતીત થવા લાગ્યા અને સંસાર સંબંધી વેદનાઓની ખબર પણ ન પડવા લાગી.

એક દિવસે શ્રી કૃષ્ણ પોતાને જંગલમાં જઇ શીરામણી કરવાનું મન થતાં પ્રભાતમાં વહેલા ઉઠી શીંગડીના સુંદર સ્વરથી સઘળા બાળકોને જગાડી વાછડાંઓને આગળ કરીને વન તરફ પધારતાં તેમના સ્નેહી હજારો બાળકો પણ શીકાં, છડીઓ, શીંગડીઓ તથા વેણુ વગેરે સામગ્રીઓ લઇ પોતપોતાનાં વાછડાંઓનાં ટોળાંઓને મોહોડા આગળ કરી આનંદથી તેમની સાથેજ નિકળીને વનમાં ગયા. પણ બલભદ્ર કોઇ કામને લીધે વ્રજમાંજ રોકાઇ રહ્યા. વનમાં ગયેલા બાળકો વાછડાંઓનાં જૂદાં જૂદાં ટોળાં કરી તેઓને જંગલમાં ચરતાં કરીને અનેક પ્રકારની રમતો કરવા લાગ્યા. એક બીજાનાં શીકાં વગેરે ચોરવા લાગ્યા, ખબર પડી જાય ત્યારે દૂરથી ફેંકી નાખવા લાગ્યા, માતાપિતાઓએ સુવર્ણના તથા રત્નના અલંકારોથી શણગારેલા છતાં પણ પલ્લવોના, પુષ્પોના તથા મયૂરપિચ્છોના હારો ધરવા લાગ્યા, શ્રી કૃષ્ણ જંગલની શોભા જોવાને વાસ્તે દૂર ગયા હોય તો તેમને પહેલાં અડકવાની હરીફાઇ કરીને રમવા લાગ્યા. કેટલાએક વેણુઓ વગાડવા લાગ્યા, કેટલાએક શીંગડીઓ વગાડવા લાગ્યા, કેટલાએક ભ્રમરોની સાથે ગુંજાર કરવા લાગ્યા, કેટલાએક કોકિલાઓની સાથે ટૌકારા કરવા લાગ્યા, કેટલાએક આકાશમાં ઉડતાં પક્ષીઓની છાયાઓની સાથે દોડવા લાગ્યા, કેટલાએક હંસોની સાથે ચાલવા લાગ્યા, કેટલાએક બગલાઓની સાથે બેસવા લાગ્યા, કેટલાએક મયૂરોની સાથે નાચવા લાગ્યા, કેટલાએક વાનરાઓનાં પુંછડાંઓ પકડી તેઓની સાથે વૃક્ષોપર ચડવા લાગ્યા તથા ઠેકવા લાગ્યા, કેટલાએક દેડકાંઓની સાથે કૂદવા લાગ્યા, કેટલાએક પોતાના પડછાયાઓની હાંસી કરવા લાગ્યા અને કેટલાએક પોતાના પડછંદાઓને ગાળો દેવા લાગ્યા.

બ્રહ્મવેત્તાઓને બ્રહ્માનંદના અનુભવરૂપ, ભક્તજનોને ઇષ્ટદેવરૂપ, માયાના આવરણવાળાઓને મનુષ્ય બાળકરૂપ જણાતા અને જેનાં ચરણોની રજ પણ બીજાઓને તો શું પણ અનેક જન્મોથી યોગાભ્યાસનાં કષ્ટો વેઠનારા યોગી-

ઓને પણ દુર્લભ હતી એવા શ્રી કૃષ્ણની સાથે વિહારો કરતા તથા તેનું નિરંતર પ્રત્યક્ષ દર્શન પામતા મહા ભાગ્યશાળી ગોપબાળકો એવી એવી રીતોથી અનેક પ્રકારની ક્રીડાઓ કરતા હતા તે સમયમાં તેઓનાં સુખની અદેખાઇથી ઘેરાયેલો પૂતનાનો તથા બકાસુરનો નાહાનો ભાઇ અઘાસુર ત્યાં આવી અદૃશ્ય ઉભો રહીને વિચાર કરવા લાગ્યો કે "આ કૃષ્ણે મારાં બે સહોદર ભાંડુઓનો વિનાશ કર્યો છે, માટે તે બન્નેની અવજીમાં આને તથા આ સઘળા બીજા બાળકોને પણ આજે હું મારી નાખીશ. મારાં ભાંડુઓને વાસ્તે આ સઘળા બાળકોને તિલાંજલિરૂપ કરવામાં આવશે એટલે પછી નંદ આદિ વ્રજવાસીઓ તો પોતાની મેળેજ મુવેલા જેવા થઈ જશે. પ્રાણીઓ પુત્રોનેજ પ્રાણરૂપ ગણે છે માટે પુત્રોનો નાશ થાય ત્યારે પ્રાણીઓ શબતુલ્યજ બની જાય છે." આ પ્રમાણે નિશ્ચય કરી એ દુષ્ટ અઘાસુર એક યોજન લાંબા, પહાડ જેવા પુષ્ટ અને ગુફા જેવા ફાટેલા મોહોડાવાળા મોટા અજગરનું રૂપ ધરી શ્રી કૃષ્ણ સહિત તમામ બાળકોને ગળી જવાની ઇચ્છાથી માર્ગ વચ્ચે સૂતો. તેનો નીચલો હોઠ ધરતીપર રહ્યો તથા ઉપલો હોઠ વાદળાં સૂધી પહોંચ્યો. દાઢો પહાડનાં શિખરો જેવી દેખાવા લાગી, ગલોફાંઓ ગુફાના ઉંડા ખૂણાઓ જેવાં જણાવા લાગ્યાં, મોહોડાંની અંદરનો અંધકાર ઘાટાં શિખરોના મધ્યની અંદરના અંધકાર જેવો જણાવા લાગ્યો, બહાર પસારેલી લાંબી જીભ મોટી સડક જેવી દેખાવા લાગી, દૃષ્ટિઓ દાવાનળના બે ભડકા જેવી વરતાવા લાગી. અને શ્વાસ કઠોર પવન જેવો ગરમ નિકળવા લાગ્યો. એ અઘાસુરને અજગર નહિં પણ ભ્રાંતિથી એક જાતની વૃંદાવનની અંદરના પહાડની શોભા માનતા બાળકો પોતપોતાની ઉત્પ્રેક્ષા કરવાની ચાતુરી બતાવવાને વાસ્તે પરસ્પરમાં વાતો કરવા તથા વિચાર કરવા લાગ્યા કે "મિત્રો! આ પહાડનો પ્રદેશ કોઈ પ્રાણી જેવો લાગે છે કે કેમ? અને તેમાં પણ આપણને ગળી જવાને વાસ્તે અજગરે ફાડેલા મોહોડા જેવો લાગે છે કે કેમ? શિખરોની ઉપર રહેવાને લીધે સૂર્યની કિરણોથી રાતું થયેલું આ વાદળું અજગરના ઉપલા હોઠ જેવું લાગે છે, હેઠળનો આ મોટો ટેકરો ઉપરનાં રાતાં વાદળાંની ઝાંયથી રંગાઇ જવાને લીધે અજગરના નીચલા હોઠ જેવો પ્રતીત થાયછે, આ ડાબા જમણા ગુફાના ખૂણાઓ અજગરનાં ગલોફાંઓની સ્પર્દ્ધા કરે છે, આ ઉંચી ઉંચી શિખરોની પંક્તિઓ અજગરની દાઢોની સ્પર્દ્ધા કરે-

છે, આ લાંબી સડક અજગરની જીભ જેવી જણાયછે, આ શિખરોના મધ્યમાં રહેલું અંધારૂં અજગરના મુખની અંદરના અંધારા જેવું જણાય છે, દાવાનળની જ્વાળાઓથી ગરમ થયેલો આ પવન અજગરના શ્વાસ જેવો જણાય છે, દાવાનળથી બળી ગયેલાં પ્રાણીઓનો દુર્ગંધ અજગરના મોહોડામાંથી નિકળતા માંસના ગંધ જેવો લાગે છે તથા પહાડમાં સળગેલા દાવાનળના આ બે ભડકાઓ અજગરની આંખો જેવા લાગે છે. રખેને આ ખરેખર અજગર હોય! રખેને આ આપણને ગળી જાય! અજગર હશે અને ગળી જશે તોપણ શ્રી કૃષ્ણના હાથથી જેમ બકાસુર માર્યો ગયો તેમ માર્યોજ જશે."

આ રાક્ષસ છે એમ જાણતા શ્રી કૃષ્ણ ભગવાન મૂર્ખ બાળકોને એ પ્રમાણે અવળી ઉત્પ્રેક્ષા કરતા, અવળા વિચાર કરતા તથા અજગરની સામે ચાલ્યા જતા જોઇ તેઓને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા તેટલામાં તો તેઓ અજગરના પેટમાં પેસી ગયા. સઘળા બાળકો પેટમાં આવી ગયા છતાં પણ પોતાના ભાંડુઓના મરણનું સ્મરણ કરતા એ અજગરે શ્રી કૃષ્ણના પ્રવેશની રાહ જોઇને પોતાનું મોહોડું બીડી લીધું નહિ.

જેઓનો રક્ષક પોતા સિવાય બીજો કોઇ પણ ન હતો એવા, પોતાના હાથમાંથી નિકળી ગયેલા અને મૃત્યુરૂપ અજગરના જઠરાગ્નિમાં જઇ પડેલા એ રાંક લોકોને જોઇ વિસ્મય પામેલા, દયાથી પીડાયેલા અને સર્વ આશ્રિતોને અભયદાન દેવાનીજ દૃઢ પ્રતિજ્ઞાવાળા શ્રી કૃષ્ણે "હવે અહીં શું કરવું? આ દુષ્ટ અજગર જીવે નહિ અને મારા આશ્રિત ગોપબાળકો મરે નહિ એ બન્ને વાત કઇ પદ્ધતિ પકડવાથી બને?" એમ વિચાર કરી મનની અંદર યુક્તિ ગોઠવી લઇને અજગરના મુખમાં પ્રવેશ કરતાં દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા અને અઘાસુરના મિત્રો રાજી થવા લાગ્યા. સઘળા બાળકો, વાછડાંઓ અને તેઓની પચ્વાડે શ્રી કૃષ્ણ પણ અંદર આવી જતાં અજગર સર્વને ભસ્મ કરી નાખવાની ઇચ્છાથી મોહોડું બીડવા લાગતાં શ્રી કૃષ્ણ એ અજગરના ગળામાં એવી રીતે વૃદ્ધિ પામ્યા કે જેથી અજગરનો શ્વાસ માર્ગ રોકાઇ ગયો, આંખો બહાર નીકળી ગઇ, શરીર આમતેમ તરફડવા લાગ્યું અને અંદર રોકાવાથી ભરપૂર થયેલો પ્રાણપવન માથાને ફાડી નાખીને બહાર નીકળી ગયો.

અજગર મરણ પામતાં શ્રી કૃષ્ણ ભગવાન મરી ગયેલા સર્વ બાળકોને તથા વાછડાંઓને પોતાની અમૃતદૃષ્ટિથી જીવતા કરી સર્વને સાથે લઇ અજગર-

ના મોહોડામાંથી બહાર નિકળ્યા. આ સમય સાનંદાશ્ચર્ય પામેલા દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા, તથા જય જય બોલવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, ગંધર્વો ગાયન કરવા લાગ્યા, વિદ્યાધરો વાજાં વગાડવા લાગ્યા તથા સ્વર્ગવાસી ઋષિઓ વેદમંત્રોથી સ્તુતિ કરવા લાગ્યા. અને તેઓનો મોટો શબ્દ છેક બ્રહ્મલોક સૂધી પહોંચ્યો. સ્તુતિઓના, ગાયનોના તથા વાજાંઓ વગેરેના અદ્દભુત માંગલિક શબ્દોને બ્રહ્મલોકમાં સાંભળીને બ્રહ્મલોકમાંથી વૃંદાવન ઉપર આવેલા બ્રહ્મા શ્રી કૃષ્ણના મહિમાને જોઇ ભારે વિસ્મય પામ્યા.

શ્રી કૃષ્ણે મૃત્યુરૂપ અઘાસુરના મોહોડામાંથી બાળકોનું તથા વાછડાંઓનું રક્ષણ કરી તેઓને યમુનાના કિનારાપર લાવી બાળકોને કહ્યું કે "મિત્રો ! આ યમુનાનો કિનારો પ્રફુલ્લિત થયેલાં કમળોના સુગંધથી ખેંચાઇને આવેલા ભ્રમરોના ગુંજારોથી તથા તેઓના પ્રતિધ્વનિઓથી રમણીય છે, પત્ર, પુષ્પ તથા સ્વચ્છ ફળ વગેરેથી નમી રહેલા વૃક્ષોથી વ્યાપ્ત છે અને કોમળ તથા સ્વચ્છ રેતીવાળોછે માટે અહીં આપણે શીરામણી કરીએ. દિવસ સારી પેઠે ચડયો છે અને ભૂખ પણ લાગી ચૂકી છે. વાછડાંઓ પાણી પીને સમીપમાંજ ખડ ચરતાં હશે તેટલીવારમાં આપણે શીરાવી લેશું."

શ્રી કૃષ્ણના વચનોનો સ્વીકાર કરી વાછડાંઓને લીલાં ખડોવાળા પ્રદેશમાં રોકી, શીકાંઓને ધરતીપર મૂકી શ્રી કૃષ્ણની સાથે બેસીને સર્વે બાળકો આનંદથી શીરામણી કરવા લાગ્યા. શ્રી કૃષ્ણને મધ્યમાં બેસાડી તેમની સામે મુખો રાખી મંડલાકાર પંક્તિઓથી બેઠેલા અને પ્રફુલ્લિત દૃષ્ટિઓવાળા સર્વે બાળકો કમળની ડોડીને ફરતાં ઉગેલાં પત્રોની પેઠે શોભવા લાગ્યા. પુષ્પોને, પુષ્પોની પાંખડીઓને, પલ્લવોને, અંકુરોને, ફળોને, શીકાંઓને વલ્કલોને તથા છીપરોને વાસણરૂપ કરી અર્થાત્ તેઓની ઉપર અન્ન મૂકીને પોતપોતાનાં અન્નોના જૂદા જૂદા સ્વાદોનું વર્ણન કરતા, એક બીજાને પોતપોતાનાં અન્નોની ચખણી કરાવતા, પોતપોતાની જૂદી જૂદી રૂચિઓનું વ્યાખ્યાન કરતા, હસતા અને હસાવતા સર્વે બાળકો શ્રી કૃષ્ણની સાથે બેસીને જમવાનો પરમ આનંદ લેવા લાગ્યા. કમરબંધમાં વેણુ, ડાબી બગલમાં શીંગડી તથા છડી, ડાબા હાથમાં દહીં ભાતના કોળીયા અને ડાબા હાથની આંગળીઓમાં જૂદા જૂદા પ્રકારનાં સંધાણાંઓને ધારણ કરતા બાળકોના મધ્યમાં બિરાજેલા અને

પરિહાસનાં વાક્યોથી બાળકોને હસાવતા શ્રી કૃષ્ણ ચૌદ લોકના નાથ છતાં પણ જંગલમાં ગોવાળની લીલાથી આરોગવા લાગ્યા.

સર્વે બાળકોનાં ચિત્ત જમવામાં લાગ્યાં હતાં અને વિશેષે કરી શ્રી કૃષ્ણના મુખની શોભામાં લીન થઈ રહ્યાં હતાં તેથી વાછડાંઓની સંભાળ નહિ રહેતાં તેઓ ખડની લાલચને લીધે વનના દૂર પ્રદેશમાં નિકળી ગયાં. વાછડાંઓ જોવામાં નહિ આવવાથી ઉદ્વિગ્ન થયેલા સર્વે બાળકોને "મિત્રો! તમો કોઈ જમતાં અધૂરા ઉઠશોમાં. હું એકલોજ જઇને વાછડાંઓને હાંકી લાવીશ." એમ કહી શ્રી કૃષ્ણ દહીં ભાતના કોળીયાને હાથમાં એમનેએમ રાખી ત્યાંથી ઉઠી દૂર પ્રદેશમાં જઇ પર્વતની ગુફાઓ વગેરેમાં વાછડાંઓને શોધવા લાગ્યા.

અજગરનું રૂપ ધરનારા અઘાસુરને માર્યો તે સમયમાં દેવતાઓના જય જય શબ્દોને તથા વાદિત્ર વગેરેના શબ્દોને સાંભળી બ્રહ્મલોકમાંથી વૃંદાવન ઉપર આવેલા અને શ્રી કૃષ્ણના મહિમાને જોઇ બહુજ વિસ્મય પામેલા બ્રહ્મદેવ કે જે શ્રી કૃષ્ણનો બીજો પણ મહિમા જોવાની ઉત્કંઠાથી આ સમય સુધી આકાશમાંજ ઉભા હતા તેમણે પોતાની ઉત્કંઠાને પાર પાડવાને વાસ્તે શ્રી કૃષ્ણના અધવચ ફરવાનો આ લાગ જોઇ એક તરફથી બાળકોને હરી લીધા અને બીજી તરફથી વાછડાંઓને હરી લીધાં. બાળકોનું તથા વાછડાંઓનું હરણ કરી બ્રહ્મદેવ આકાશમાં ઉભા રહ્યા નહિ પણ તેઓને પોતાના બ્રહ્મલોકની અંદર માયાના શયનમાં સુવડાવી દેવાને વાસ્તે ગયા.

વાછડાંઓને શોધવા નિકળેલા શ્રી કૃષ્ણ ક્યાંય વાછડાંઓ નહિ મળવાથી પાછાવળી યમુનાના કિનારાપર આવીને જોય ત્યાં બાળકો પણ નહિ જોવામાં આવતાં વનમાં ચારે તરફ બન્નેને શોધવા લાગ્યા. વનની અંદર કોઇ બાળકો કે વાછડાંઓ ક્યાંય પણ નહિ જોવામાં આવતાં શ્રી કૃષ્ણ યોગશક્તિથી તરત સઘળું બ્રહ્માએ કરેલું જાણી લઈ બાળકોની તથા વાછડાંઓની માતાઓને તથા બ્રહ્માને પણ રાજી કરવા સારૂ પોતેજ સઘળા બાળકોરૂપ અને સઘળાં વાછડાંઓરૂપ થયા. જેઓનાં જેવાં જેવાં નાહનાં મોટાં શરીરો હતાં, જેવા જેવા હાથ પગ તથા મુખ વગેરે અવયવો હતા, જેવી જેવી લાકડીઓ, શીંગડીઓ તથા શીકાં વગેરે સામગ્રીઓ હતી, જેવાં જેવાં તથા જેટલાં જેટલાં વસ્ત્રો અને આભૂષણો હતાં, જેવાં જેવાં શીલ, ગુણ, નામ, આકૃતિ તથા અવસ્થા વગેરે હતાં અને જેવાં જેવાં વિહારાદિક હતાં તેવાં તેવાં અને તેટલાં તેટલાંજ

એ સર્વને ધરીને વાછડાંઓરૂપ તથા બાળકોરૂપ બનેલા શ્રી કૃષ્ણ "सर्वंखल्विदं ब्रह्म" એ પ્રસિદ્ધ વાક્યનું એક પ્રત્યક્ષ ઉદાહરણ દેખાડતા હોય એવા જણાવા લાગ્યા. સર્વાત્મા શ્રી કૃષ્ણ પોતે પોતારૂપજ વિહારોથી, પોતારૂપ બાળકોથી તથા પોતારૂપ વાછડાંઓથી સાયંકાલ પર્યંત વનમાં ક્રીડા કરી, પોતારૂપ બાળકોના હાથથી પોતારૂપજ વાછડાંઓને પાછાં વળાવી, વ્રજમાં પધારી, તે તે વાછડાંઓને જૂદાં પાડી તે તે વાડાઓમાં પ્રવેશ કરાવી તે તે બાળકરૂપે તે તે ઘરોના આંગણાંઓમાં પધાર્યા.

બાળકોએ આંગણામાં આવી વેણુનાદ કરતાં તેઓની માતાઓ તે તે ઘરોમાંથી જલદી ઉભી થઈ બહાર આવી પુત્રોને શ્રી કૃષ્ણ નહિ પણ પુત્ર રૂપેજ જાણી બન્ને હાથથી ઉઠાવી લઇ દૃઢ આલિંગન કરીને સ્નેહથી સ્ત્રવવા લાગેલું ધાવણ ધવરાવવા લાગી. ધવરાવી ધરાતાં તેડી જઇને દરએક માતાએ પોતપોતાના પુત્રોને શરીરોપર તૈલ વગેરેનું મર્દન કરી નવરાવ્યા, કેસરી ચંદનના લેપનથી, ભૂષણોથી તથા તિલકોથી શણગાર્યા, રક્ષાને વાસ્તે કાન આગળ આંજણના મસાઓથી ચિન્હિત કર્યા અને સારાં સારાં ભોજનોથી જમાડીને સારી પેઠે લાડ લડાવ્યાં. થોડીવાર પછી ગોવાળીયાઓએ જંગલમાંથી વાળેલી ગાયો પણ તરત વ્રજમાં આવી હુંકાર શબ્દોથી પોતપોતાનાં વાછડાંઓને બોલાવવા લાગી, આવી મળેલાં વાછડાંઓને સ્નેહથી સ્ત્રવતું દૂધ ધવરાવવા લાગી અને વારંવાર ચાટવા લાગી. ગોપીઓને બીજાં ધાવણાં બાળકો છતાં મોટા બાળકો ઉપર અને ગાયોને બીજાં ધાવણાં વાછડાં છતાં મોટાં વાછડાંઓની ઉપર જે અપૂર્વ પ્રેમ ઉત્પન્ન થયો તેનું કારણ બીજું કશું નહિ હતું પણ સર્વના આત્મારૂપ શ્રી કૃષ્ણજ બાળકોરૂપ તથા વાછડાંઓરૂપ બન્યા હતા એજ હતું. સર્વ પ્રાણીઓને ધન, પુત્ર, શરીર, ઇંદ્રિયો અને પ્રાણ એઓની ઉપર જે પ્રેમ હોય છે તેના કરતાં આત્મા ઉપર અધિક પ્રેમ હોય છે અને ધન વગેરેની ઉપર જે પ્રેમ હોય છે તે આત્માને માટેજ હોય છે. જેવો આત્મા ઉપર પ્રેમ હોય છે તેવો પ્રેમ કોઇના ઉપર પણ નથી હોતો એ વાત શાસ્ત્ર તથા અનુભવથી પણ સિદ્ધ છે. ગાયોનો અને ગોપીઓનો માતૃભાવ તો પૂર્વના જેવોજ રહ્યો પણ તેઓને વાછડાંઓની અને બાળકોની ઉપર પ્રેમ પૂર્વના કરતાં અત્યંત અધિક થયો. શ્રી કૃષ્ણ તે તે માતાઓની પાસે તેઓના પ્રથમના બાળકોની પેઠે અને વાછડાંઓની પેઠેજ વર્ત્તવા લાગ્યા, પણ પ્રથમના

બાળકોને માતાઓની ઉપર અને પ્રથમનાં વાછડાંઓને ગાયોની ઉપર જેવી આસક્તિ હતી તેવી આસક્તિ શ્રી કૃષ્ણને તો ક્યાંથીજ હોય? સઘળા વ્રજવાસીઓની પ્રેમરૂપી લતા પ્રથમ શ્રી કૃષ્ણરૂપી કલ્પવૃક્ષની ઉપરજ અધિક અધિક ચડતી હતી પણ આ સમયમાં તો સર્વ બાળકોની ઉપર અધિક અધિક ચડવા લાગી.

આ પ્રમાણે સર્વ વાછડાંરૂપે તથા સર્વ બાળકરૂપે પોતેજ રક્ષ્ય રક્ષકભાવ પામેલા શ્રી કૃષ્ણને વ્રજમાં અને વૃંદાવનમાં ક્રીડાઓ કરતાં એક વર્ષ પૂરૂં થવા આવ્યું. વર્ષ પૂરૂં થવામાં પાંચ સાત દિવસ અધૂરા હતા ત્યારે એક દિવસે શ્રી કૃષ્ણની સાથે વૃંદાવનમાં ગયેલા બલભદ્રને વર્ષ દિવસ થયાં ચાલુ થયેલી સ્નેહની નવાઇનો વિશેષ અનુભવ થયો. ગોવર્ધન પર્વતના ઉપરના ભાગમાં ખડ ચરતી ગાયો વ્રજના પાદરમાં ખડ ચરતાં પોતાનાં મોટાં વાછડાંઓને જોતાંજ સ્નેહથી પરવશ થઇ, શરીરોનાં ભાનને પણ ભૂલી જઇ, ગોવાળોએ કરવા માંડેલા રોકવાના પ્રયત્નને પણ નહિ ગણકારી, પહાડના અતિ વિષમ માર્ગથી પણ નહિ ડરી, પુંછડાંઓને તથા મોહોડાંઓને ઉંચાં કરી અને હુંકાર કરતી કરતી તથા અપાર પ્રાસવા આવવાને લીધે આંચળોમાંથી સ્રવવા લાગેલા દૂધોથી રસ્તાને ભીંજવતી ભીંજવતી બબ્બે પગે દોડીને વાછડાંઓની પાસ આવી પહોંચી. જો કે સઘળી ગાયો ધાવણાં વાછડાંઓવાળી હતી અને આ વાછડાં ધાવણાં નહિ હતાં પણ જૂનાં હતાં તોપણ ગાયો તે વાછડાંઓને ભેટી ધવરાવવા લાગી અને તેઓનાં અંગોને ગળી જતી હોય તેમ બહુજ ચાટવા લાગી. અટકાયતને નહિ ગણકારી ભાગેલી ગાયોની ઉપર ગુસ્સે થયેલા અને અટકાવ કરવાના પોતાના પ્રયત્નો વ્યર્થ જવાથી લજાઇ ગયેલા ગોવાળો ગાયોના રક્ષણને વાસ્તે પહાડના વિષમ માર્ગથી ઉતરવાના કષ્ટને વેઠીવેઠીને નીચે આવ્યા ત્યાં વાછડાંઓને ચારતા પોતપોતાના પુત્રો નજરે પડતાંજ ગાયોની સંભાળને તથા તેઓની ઉપરના ક્રોધને ભૂલી જઇ, પુત્રો ઉપરના પ્રેમથી પરવશ થઇ તથા બન્ને હાથવતે તેઓને તેડી દૃઢ આલિંગન કરવા લાગ્યા. તેઓનાં શરીરોપર હાથ ફેરવવા લાગ્યા, વારંવાર તેઓનાં મુખોનું ચુંબન કરવા લાગ્યા; આનંદનાં અશ્રુઓથી ઘેરાઇ ગયા, રોમાંચિત થઇ ગયા અને છેવટ તેઓથી જૂદું પડવું નહિ ગમતાં છતાં પણ ધીરે ધીરે માંડ માંડ તેઓથી જૂદા પડ્યા તથા જૂદા પડીને પણ પુત્રોનાં આલિંગનના સુખનું સ્મરણ આવવાથી

અશ્રુવ્યાપ્ત થવા લાગ્યા.

"પ્રથમ સઘળા વ્રજને જેવો શ્રી કૃષ્ણ ઉપર પ્રેમ વધતો જતો હતો તેવો હાલ સઘળા બાળકો ઉપર વધતો જાય છે, કેવળ વ્રજનેજ નહિ પરંતુ મને પણ બાળકોની ઉપર પ્રેમ વધતો જાય છે. બાળકોની ઉપરજ નહિ પણ વાછડાંઓની ઉપર પણ અપૂર્વ પ્રેમ વધતો જાય છે અને ગાયોને પણ ધાવણાં વાછડાંઓના કરતાં જૂનાં વાછડાંઓની ઉપર ઉત્કંઠા દિવસે દિવસે વધતી જાય છે. તો આ થવાનું કારણ શું હશે? આ કોઇ દેવની, અસુરની કે મનુષ્યની માયા હશે? માયા હોય તો તે શા કારણથી ગોઠવવામાં આવી હશે? ઘણુંકરીને આ શ્રી કૃષ્ણની માયા હોય એમ જણાય છે. કારણ કે તેની માયા સિવાય બીજા કોઇની પણ માયાથી મને મોહ થવા સંભવ નથી".

આમ વિચાર કરતા બલભદ્ર ધ્યાન દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યા ત્યાં સઘળા બાળકો અને વાછડાંઓ શ્રી કૃષ્ણરૂપજ તેમના જોવામાં આવ્યાં. સર્વને શ્રી કૃષ્ણરૂપ જોઇને આશ્ચર્ય પામેલા બલભદ્રે "શ્રી કૃષ્ણ! બાળકો દેવતાઓના અંશોરૂપ છે અને વાછડાંઓ ઋષિઓના તથા ઋષિપત્નીઓના અંશોરૂપ છે એમ મારા જાણવામાં હતું પણ હમણાં જોતાં તો તમેજ સર્વરૂપ દેખાઓ છો. તો આ પ્રમાણે શા કારણથી બન્યું છે?" એમ પૂછતાં શ્રી કૃષ્ણે તેમને સઘળી હકીકત સંક્ષેપથી કહી સંભળાવી.

બાળકોને તથા વાછડાંઓને હરી લઇ તેઓને બ્રહ્મલોકની અંદર માયાના શયનમાં સુવડાવી બ્રહ્મદેવ "હવે શ્રી કૃષ્ણ શું કરે છે?" એ જોવાને વાસ્તે પાછા એકજ ક્ષણમાં અદૃશ્યરૂપે વૃંદાવનમાં આવ્યા. પણ બ્રહ્મદેવના તે એકજ ક્ષણમાં આ ભૂલોક ઉપર તો એક વર્ષ નિકળી ગયું હતું. બ્રહ્મદેવ આવીને જુવે છે ત્યાં શ્રી કૃષ્ણ તો આગળની પેઠેજ વાછડાંઓની સાથે તથા બાળકોની સાથે ક્રીડા કરતા જોવામાં આવ્યા.

"સર્વ બાળકો તથા વાછડાંઓ મારા માયામય શયનમાં સુતેલાં છે તેઓ હજુ સુધી પાછાં ઉઠેલાં નથી તેં, છતાં અહીં આ બાળકો અને વાછડાંઓ ક્યાંનાં આવ્યાં હશે! નવાં હોય તો તેટલાંજ અને તેવાંજ નહિ હોવાં જોઇએ. જેઓને હું મારા બ્રહ્મલોકમાં મૂકી આવ્યો છું તે સાચાં કે આ સાચાં?"

જેમ પતંગીઓ સૂર્યને પોતાનો પ્રકાશ દેખાડવા જાય તો પોતેજ અંજાઇ જાય છે તેમ મહાપુરૂષને પોતાનો પ્રભાવ દેખાડવા જતો સાધારણ પુરૂષ પોતે-

જ અશક્ત બની જાય છે. એ સિદ્ધાંત પ્રમાણે શ્રી કૃષ્ણને મુંઝાવવા જતાં પોતેજ મુંઝાઇ ગયેલા બ્રહ્મદેવ અનેક તર્કો કરતા હતા અને જોયા કરતા હતા તેટલામાં સર્વે બાળકો અને વાછડાંઓ ચાર ચાર ભુજાઓવાળાં, મેઘસરખી શ્યામસુંદર કાંતિવાળાં, પીળાં રેશમી વસ્ત્રોને ધરનારાં, શંખ, ચક્ર, ગદા તથા પદ્મ એઓથી શોભી રહેલ ભુજાઓવાળાં, કિરીટ, કુંડલ, હાર તથા વનમાળાઓથી દીપી રહેલાં, ચરણોમાં નૂપુરોના તથા હાથોમાં કંકણ આદિના શણગારવાળાં, ચરણોથી તે મસ્તકો સૂધી તુલસીની નવીન તથા કોમળ માળાઓથી ભરપૂર અંગોવાળાં, રતાશવાળી નેત્રોની અણીઓથી જાણે ભક્તલોકોના ઇષ્ટપદાર્થોને ઉત્પન્ન કરવા વાસ્તે રજોગુણને ધરી રહ્યાં હોય એવાં દેખાતાં, ચાંદની જેવાં સ્વચ્છ મંદહાસ્યોથી જાણે ભક્તલોકોને આપેલા ઇષ્ટપદાર્થોનું પાલન કરવાને વાસ્તે સત્વગુણને ધરી રહ્યાં હોય એવાં જણાતાં જૂદા જૂદા બ્રહ્મદેવો સહિત જૂદાં જૂદાં બ્રહ્માંડોએ નૃત્ય તથા ગાયન આદિ અનેક ઉપચારોથી સેવાતાં, અણિમા આદિ સિદ્ધિઓને તથા પ્રધાન આદિ તત્વોને દરેક રોમકૂપમાં ધરી રહેલાં અને સત્ય, જ્ઞાન તથા આનંદ મૂર્ત્તિઓવાળાં જોવામાં આવ્યાં. આ પ્રમાણે જરાવારમાં અનેક બ્રહ્માઓએ તથા બ્રહ્માંડોએ સેવાતા અનેક શ્રી કૃષ્ણો એકી વખતે જોવામાં આવતાં અત્યંત કૌતુકથી ક્ષોભ પામેલા અને અગિયારે ઇંદ્રિયોમાં સ્તબ્ધ થઇ ગયેલા બ્રહ્મદેવ ચાર મુખવાળાં પુતળાં જેવા જણાવા લાગ્યા.

બ્રહ્મદેવને સ્તબ્ધ થઇ ગયેલા, રોમાંચિત થયેલા, પસીનાથી વ્યાપ્ત થયેલા, જોવાને પણ અશક્ત બનેલા અને "આતે શું ?" એમ મુંઝાતા જોઇ શ્રી કૃષ્ણે પોતાની માયાને તિરોહિત કરી દીધી. આથી બહિર્દષ્ટિને પામેલા અને મરણ પામીને પાછા ઉઠયા હોય એવા જણાતા બ્રહ્મદેવ પોતાની દૃષ્ટિને માંડ માંડ ઉઘાડી ચારે બાજુ જોવા લાગ્યા તો વૃંદાવન કે જેમાં સ્વભાવિક દુર્વેરવાળાં સિંહ તથા મૃગ વગેરે પ્રાણીઓ મિત્રોની પેઠે પરસ્પરની સાથે ફરતાં હતાં, ક્રોધ તથા લોભ વગેરે ક્યાંય જોવામાં આવતાં ન હતાં, વૃક્ષો મહાશય પુરૂષોની પેઠે લોકોને આજીવિકા આપતાં હતાં તથા સઘળું પ્રિયજ નજરે પડતું હતું તેની અંદર પ્રથમની પેઠેજ ગોપવંશના બાળકની લીલાનું અનુકરણ કરતા, વાછડાંઓને તથા ગોપબાળકોને ચારે તરફ શોધતા, એકલાજ ફરતા અને જેના હાથમાં દહીં ભાતનો કોળીયો એમને એમજ રહી ગયો હતો એવા શ્રી કૃષ્ણ

જોવામાં આવ્યા. એને જોઇ બ્રહ્મદેવ તરત આકાશમાંથી નીચે ઉતરી, દંડવત્પ્રણામ કરી, ચારે મુકુટોથી શ્રી કૃષ્ણનાં ચરણારવિંદોનો સ્પર્શ કરી, આનંદનાં અશ્રુઓથી તેમનાં બન્ને ચરણોને ભીંજાવી દઇ ઉઠી ઉઠીને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. અને જોવામાં આવેલા મહિમાનું સ્મરણ કરી કરીને પોતાને અહોભાગ્ય માનવા લાગ્યા. પછી ધીરે ધીરે ઉભા થઇ, અશ્રુઓને લુઇ નાખી શ્રી કૃષ્ણને સારી પેઠે જોઇ, માથું નમાવી, હાથ જોડી, ચિત્તને માંડ માંડ સ્થિર કરી ધ્રુજતા ધ્રુજતા ગદ્‌ગદ વાણીથી બોલવા લાગ્યા કે "દેવાધિદેવ! આપ કે જે માયાવીઓના પણ માયાવી છો તેમના ઉપર માયાનો પ્રયોગ કરીને મેં મારૂં ઐશ્વર્ય જોવાની ઇચ્છા કરી એ એક જાતની મોટી મૂર્ખતાજ કરી છે. જેમ પતંગીયો સૂર્યની પાસે કોણમાત્ર તેમ હું આપની પાસે કોણ માત્ર? હું એક અજાણ્યો, મારા ઐશ્વર્યને તમારાથી સ્વતંત્ર ગણનારો અને પદવીના ગર્વથી અંધ બનેલો છું, અપરાધની ક્ષમા કરો. અને "આ બ્રહ્મા મારાથીજ ધણીઆતો છે એમ સમજીને મારા ઉપર દયા કરો. પ્રકૃતિ આદિ ચોવીસ તત્વોથી વીંટાયેલા આ બ્રહ્માંડમાં સાત વેંતની કાયાવાળો હું ક્યાં અને જેના પ્રત્યેક રોમકૂપમાં આવાં આવાં અગણિત બ્રહ્માંડો પરમાણુઓની પેઠે ઉડયા કરે છે એવા આપ ક્યાં? જેમ ગર્ભમાં રહેલો બાળક પગ પછાડે તો તેથી માતાનો અપરાધ કર્યો ગણાતો નથી તેમ આપનાજ ઉદરમાં રહેલો હું મોહાંધ બનીને આપને ઠગવાનું કરવા લાગ્યો તેથી આપનો અપરાધ કરેલો ગણાવો નહિ જોઇએ. હું આપના આ ઇચ્છામય શરીરના મહિમાને જાણવાને પણ અશક્ત છું ત્યારે પછી સર્વના અધિષ્ઠાનરૂપ તમારો બ્રહ્મ સ્વરૂપ મહિમાને તો ક્યાંથીજ જાણી શકું? આ ભૂલોકમાં અને તેમાં પણ આ વૃંદાવનમાં અને તેમાં પણ આ વ્રજભૂમિમાં મને ગમે તેવો ઉંચ નીચ અવતાર આવે પણ તે અવતાર આવવાથી કોઇ પણ વ્રજવાસીના ચરણની રજમાં નહાવાનું મળે તો તેથી હું મારૂં મોટું ભાગ્ય સમજું એમ છું. વ્રજની ગાયોને અને ગોપીઓને હું અતિ ધન્ય સમજું છું કે જેઓનાં દૂધનું આપે વાછડાંઓરૂપે તથા બાળકોરૂપે પાન કર્યું. વ્રજના ગોવાળીયાઓનાં, તેઓના આ બાળકોનાં અને આ વ્રજમાં રહેનારાં પશુ પક્ષીઓના ભાગ્યનું પણ હું કેટલુંક વર્ણન કરી શકું? કે જેઓ અનાયાસે આપના નિત્ય સમાગમને તથા નિત્ય દર્શનને પ્રાપ્ત થાય છે. શ્રી કૃષ્ણ! આ જગતના નાથ તમેજ છો. એટલા માટે આ જગતનું તથા આ

મારા શરીરનું પણ આપનેજ અર્પણ કરૂં છું અને હવે હું રજા માગું છું."

બ્રહ્મદેવે એટલું બોલી ત્રણ પ્રદક્ષિણાઓ ફરી પ્રણામ કરી બ્રહ્મલોકમાં જઇ જે બાળકો તથા વાછડાંઓને પોતે માયાના શયનમાં સુવાડ્યાં હતાં તેમાં-થી જાગ્રત કરી જે સ્થળોમાંથી પોતે હર્યાં હતાં તેજ સ્થળોમાં પાછાં લાવી મૂકી દીધાં.

શ્રી કૃષ્ણ વાછડાંઓને દૂરથી હાંકી લાવીને યમુનાના કિનારાપર આવતાં સર્વ બાળકો બોલવા લાગ્યા કે "શ્રી કૃષ્ણ! તમે જલદી પાછા આવ્યા એ ઠીક થયું, અમોને તમારી ગેરહાજરીમાં જમવું ગમ્યુંજ નહિ તેથી હજુ સૂધી અમોએ એકે કોળીઓ ભર્યો નથી. અહીં આવો હવે જમીએ."

બ્રહ્માના હાથથી હરાઇ બ્રહ્મલોકમાં જવા વગેરેની સઘળી હકીકતનું વિસ્મરણ પામેલા અને તેથી વચમાં એક વર્ષ વ્યતીત થયા છતાં પણ થોડાક ક્ષણોનેજ વ્યતીત થયેલા સમજતા બાળકોનું બોલવું સાંભળીને મનમાં હાસ્ય કરતા શ્રી કૃષ્ણ બાળકોની સાથે બેસી, ભોજન કરી લઇ, આખો દિવસ વૃંદાવનમાં વિહાર કરી સાયંકાળે વાછડાંઓને પાછાં વાળી સર્વ બાળકોને અજગરનું ચામડું દેખાડતા દેખાડતા વ્રજમાં પધાર્યા. મયૂર પિચ્છોના, ધાતુ-ઓના તથા પુષ્પોના શણગારોથી વિચિત્ર અંગોવાળા, વેણુના તથા શીંગડાના નાદથી સર્વના મનનું હરણ કરતા અને ઉપલાલનોથી વાછડાંઓને પ્રસન્ન રાખતા શ્રી કૃષ્ણ બાળકો સહિત વ્રજમાં પધારતાં ગોપીઓની દૃષ્ટિઓને પરમ ઉત્સવ વર્ત્તી રહ્યો. બાળકોએ વ્રજમાં આવી વ્રજવાસીઓની પાસે વાત કરી કે "આજ શ્રી કૃષ્ણે મોટા અજગરને મારી તેથી અમારૂં રક્ષણ કર્યું." બાળકોની વાત સાંભળી સાનંદ વિસ્મય પામેલા વ્રજવાસીઓ વ્રજને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ આવ્યા છતાં પણ વિઘ્નો આવવાથી પુરૂષ પ્રયત્નને નિષ્ફળજ સમજવા લાગ્યા અને વિઘ્નો આવતાં છતાં પણ બાળકોનું રક્ષણ થવાથી દૈવના અનુગ્રહનેજ પ્રબળ માનવા લાગ્યા.

# પ્રકરણ ૯ મું.

## બલભદ્રનું બળ.

**શ્રી** કૃષ્ણ તથા બલભદ્ર નવ નવ વર્ષના થયા ત્યારે વાછડાંઓને ચારવાં છોડી દઇ મોટા ગોવાળોની પેઠે વૃંદાવનમાં ગાયો ચારવા લાગ્યા. ભ્રમરોના, પક્ષીઓના તથા મૃગોના કોમળ શબ્દોથી વ્યાપ્ત રહેતું, મહાત્માઓના ચિત્તો જેવાં સ્વચ્છ તળાવોના શીતળ અને કમળોના સુગંધવાળા પવનથી નિરંતર સેવાતું અને ફળ પુષ્પ તથા પલ્લવ આદિથી ભરપૂર રહેનારાં વૃક્ષોની ઘાટી છાયાવાળું વૃંદાવન શ્રી કૃષ્ણને તથા બલભદ્રને બહુ આનંદ આપવા લાગ્યું. જગો જગોએ રાતાં પલ્લવોના તથા ફળ પુષ્પોના બોજાથી નમ્ર શાખાઓવાળાં અને તેથી ચરણમાં પડતાં હોય એવાં જણાતાં વૃક્ષોને તથા ગુંજાર કરતા ભ્રમરોને અને નૃત્ય કરતા મયૂરો વગેરેને જોઇ શ્રી કૃષ્ણે આનંદના ઉભરાથી બલભદ્રને કહ્યું કે "આર્ય ! આ વૃક્ષો જડ છતાં પણ સદ્ગૃહસ્થોની પેઠે આપની પાસે પુષ્પ તથા ફળ આદિ પૂજનની સામગ્રી હાજર કરી આપના ચરણમાં પ્રણામ કરીને આપનું આતિથ્ય કરતાં હોય એવાં જણાય છે. ભ્રમરો ગાયનોથી, મયૂરો નૃત્યોથી અને કોકિલાઓ ટૌકારારૂપ સ્વાગત શબ્દોથી આપને સન્માન દેતાં હોય એવાં દેખાય છે. પૃથ્વી પણ આપના ચરણોના સ્પર્શથી રોમાંચિત થતી હોય તેમ ખડના અંકુરોને પ્રકટ કરેછે. હરિણીઓ પણ પ્રેમભરેલાં અવલોકનોથી આપના દર્શનનો આનંદ જણાવતી હોય એવી દેખાયછે."

આવી આવી અનેક પ્રકારની પ્રસંગોપાત્ત વાતો કરતા શ્રી કૃષ્ણ બલભદ્રને અને સર્વ ગોવાળીયાઓને પરમ આનંદ આપવા લાગ્યા. કોઇ વખતે ક્રીડા કરીને થાકી જવાથી કોઇ ગોવાળીયાના ખોળામાં માથું મૂકી પોઢી ગયેલા બલભદ્રની પોતે પગચંપી કરતા હતા, કોઇ વખતે મલ્લ યુદ્ધના શ્રમથી થાકી જઇ વૃક્ષની નીચે પાંદડાંઓથી બનાવેલી શય્યા ઉપર પોઢીને બીજા બાળકોની પાસે પગચંપી કરાવતા હતા તથા પાંદડાંઓના પંખાઓથી પવન નખાવતા હતા.

એક દિવસ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગાયોના ધણને ચરાવતા ચરાવતા મિત્રોની સાથે ગોવર્ધન પર્વતની ઉત્તર તરફ યમુનાના કિનારાપર રમણીય તાલવનમાં ગયા કે જે તાલવન સર્વદા સ્નિગ્ધજ રહેતું હતું, ઢેફાંઓથી તથા પથરાઓથી રહિત હતું, ફળોના સુગંધને ચારે બાજુ ફેલાવીને માણસોને પોતાની પાસે આવવા નિમંત્રણ દેતું હોય એવું જણાતું હતું, મોટા સપાટ પ્રદેશવાળું હતું, શ્યામ કાંતિવાળાં ઉંચા ઉંચા તાડોથી વ્યાપ્ત હતું. આ વનમાં આવી મિત્રોની માગણી ઉપરથી શ્રી કૃષ્ણે બલભદ્રને કહ્યું કે "અહો! પાકેલાં તાલફળોથી આ વન સુગંધમય થઇ રહ્યું છે. જો આપની મરજી હોય તો આ સુગંધી શ્યામ તથા સ્વાદિષ્ટ રસવાળાં ફળોને પાડીને આજ અહીંજ ગોઠ કરીએ, આ ફળોના સુગંધ ઉપરથી હું ધારૂં છું કે તેઓનો રસ પણ અમૃત જેવોજ હોવો જોઇએ."

શ્રી કૃષ્ણની તથા મિત્રોની ઇચ્છા જાણી બલભદ્રે તો સઘળાં વૃક્ષોને ચલાયમાન કરી કરીને પાકેલાં ફળો પાડવા માંડયાં. પણ તે ફળોને પડતાં જોઇ ગધેડાના રૂપથી તે વનમાં રહેનારા ધેનુકાસુરે પોતાની પ્રતિષ્ઠાનેજ પડતી માની. એ વન અતિ રમણીય છતાં પણ અનુચરો સહિત ધેનુકાસુરના નિવાસને લીધે રાક્ષસોના નિવાસ જેવું હતું, ઉત્તમ ફળોથી યુક્ત છતાં પણ માણસોને પાપોનાં ફળ આપે એવું હતું, સારભૂત છતાં પણ મનુષ્યોથી અગમ્ય હોવાને લીધે શૂન્ય જેવું હતું અને ઘણાં પ્રાણીઓને તૃપ્તિ આપે એવું છતાં પણ ધનવાળા લોભીપુરૂષના ઘરની પેઠે અર્થીલોકોનાં સંચારથી રહિત હતું. મનુષ્યોને, પક્ષીઓને તથા હિંસક જાનવરોને પણ ત્રાસ આપનારો અને ગધેડાઓનાં રૂપોવાળા ઘણા દૈત્યોથી વીંટાયેલો, ફળોના પડવાનો અને માણસોનો અવાજ સાંભળી અસહનતાથી ઉત્પન્ન થયેલા ક્રોધથી વ્યાપ્ત થઇ ભયંકર ભુંભાટ કરતો, પાછલા પગ ઉલાળતો, ખરીઓથી ધરતીને ખોદી નાખતો, પૂંછડું ફેરવતો, નેત્રોને સ્તબ્ધ કરીને જોતો અને ફાટેલા મોહોડાવાળા કાળ જેવો લાગતો ધેનુકાસુર અવાજની દિશા ઉપર લક્ષ્ય રાખીને વેગથી આવી પહોંચ્યો. ત્યાં વૃક્ષોની નીચે ઉભેલા અને ધ્વજ જેવા ઉંચા કદવાળા બલભદ્ર તેના જોવામાં આવ્યા. ધેનુકાસુર વીજળીના જેવા વેગથી આવી બલભદ્રને બટકું ભરી તરત પાછો ફરી પાછલા પગોની પાટુ મારી ભુંભાટ કરતો ખસી જવા લાગ્યો, તેટલામાં બલભદ્રે એકજ હાથવતે

તેના બન્ને પાછલા પગ પકડી લઇ આકાશમાં ખૂબ ફેરવીને તેને તાડનાજ ઝાડમાં એવો પછાડયો કે જેથી તેના આગલા પગ, કેડ, ડોક તથા પીઠ છુંદાઇ જઇ અનેક અસ્થિઓ નિકળી પડ્યાં અને તેઓની સાથે તાડનાં ફળો પણ ઘણાં ઘણાં પડ્યાં. બલભદ્રે ફેંકેલા ગધેડાના શરીરની પછાટથી એકજ તાડ નહિ પણ એકની ઝપાટથી બીજો અને બીજાની ઝપાટથી ત્રીજો એમ અનેક તાડ કંપાયમાન થતાં ગોવાળીયાઓને અસંખ્યાત ફળોનો લાભ થયો. ધેનુકાસુરને મરણ પામેલો જોઇ ક્રોધથી વ્યાપ્ત થયેલા બીજા ગધેડાઓ પણ તેવીજ રીતે મસ્તી કરવા લાગતાં શ્રી કૃષ્ણે તથા બલભદ્રે તે સઘળાઓને પણ યમપુરીના મહેમાન કરી દીધા.

દુષ્ટ દૈત્યોનો વિનાશ કરી તાલવનને નિર્ભય તથા સર્વોપભોગ્ય કરી, ફળોની મનમાનતી ગોઠ કરી, ગાયોને સારી પેઠે ખડ ચરાવી અને દેવતાઓ તરફથી અભિનંદન પામીને શ્રી કૃષ્ણ બલભદ્ર આદિની સાથે ગાયો સહિત વ્રજમાં પધાર્યા. ગાયોની રજથી ધૂસર થયેલા કેશોમાં બાંધેલા મયૂર પિચ્છોથી તથા જંગલી પુષ્પોથી શોભતા, સુંદર નેત્રોવાળા, મનોહર મંદ હાસ્યવાળા, વેણુ બજાવતા અને જેનીં કીર્ત્તિને સઘળા ગોવાળીયાઓ ગાતા આવતા હતા એવા શ્રી કૃષ્ણનું દર્શન કરવામાં અત્યંત ઉત્કંઠાવાળી ગોપીઓ સાયંકાળે રસ્તાઓમાં ટોળે ટોળાં ઉભી રહેતી હતી. નેત્રોરૂપી પ્યાલાઓથી શ્રી કૃષ્ણના મુખની શોભારૂપી અમૃતનું પાન કરીને દિવસમાં પ્રાપ્ત થયેલા વિરહરૂપી સંતાપથી મુક્ત થતી હતી અને નેત્રાદિકની ચેષ્ટાઓથી શ્રી કૃષ્ણને ઘણું માન આપતી હતી. શ્રી કૃષ્ણ વૃજના રસ્તાઓમાં કટાક્ષોની મધુર ચેષ્ટાઓથી ગોપીઓને માન આપી ઘરમાં પધારતાં, પુત્ર વત્સલા યશોદા શ્રી કૃષ્ણની રૂચી પ્રમાણે તે તે સમયમાં જેવી જોઇએ તેવી સઘળા પ્રકારની બરદાસ્ત કરતાં હતાં અને રોહિણી તે પ્રમાણેજ બલભદ્રની બરદાસ્ત કરતાં હતાં. માતાઓએ તૈલાદિકના મર્દન પૂર્વક નવરાવી સુંદર વસ્ત્રો પહેરાવી સુગંધી પુષ્પોની માળાઓથી તથા અતિ ઉત્તમ ચંદનોથી શણગારેલા અને લાડ લડાવેલા બન્ને ભાઈઓ માતાઓએ પીરસેલ મધુર અન્નાદિકનું ભોજન કરી રમણીય શય્યામાં પોઢીને રાત્રિઓમાં નિદ્રાનું સુખ લેતા હતા.

# પ્રકરણ ૧૦ મું.

## સર્પ દર્પ દમન.

એક દિવસ કોઇ કાર્યના પ્રસંગને લીધે વ્રજમાં બલભદ્ર રોકાઇ જતાં બીજા મિત્રોને સાથે લઇ ગાયો ચારવા પધારેલા શ્રી કૃષ્ણ વૃંદાવનમાં ફરતાં ફરતાં લતાઓરૂપી તથા ફળ પુષ્પાદિકરૂપી રૂચિર અલંકારોવાળાં વૃક્ષોથી શોભી રહેલ યમુનાના તીર ઉપર જઇ કામિનીના કટાક્ષો જેવા કુટિલ તરંગોથી ઉછળતી, શીતળ જળના તથા સુગંધી પુષ્પોના સ્પર્શથી મનોહર પવનવાળી, વનિતાઓનાં નેત્રોની પેઠે શોભી રહેલ અનેક પ્રફુલ્લિત કમળોવાળી, સુંદર આરાઓવાળી, પ્રબળ વેગથી ચાલતી, ગંભીર જળમાં નાહી નાહીને બહાર નિકળતા પવનના વેગોથી વૃક્ષોની શાખાઓને નમાવી દેતી, હંસ, સારસ તથા બતક વગેરે પક્ષીઓનાં જોડાંઓએ ઘણા પ્રેમથી સેવાતી, શીતળતા તથા નિર્મળતા આદિ સઘળા સદ્‌ગુણો ધરાવનારા જળવાળી, યુવતિનાં નિતંબમંડળ જેવા પુષ્ટ તટોવાળી, વનિતાઓની નાભિઓની નાભિઓ જેવી ગંભીર ચકરીઓવાળી. ઉંડા પ્રદેશમાં કૃશ હોવાને લીધે યુવતિના ઉદર જેવા જણાતા પ્રવાહવાળી, નૂપુરોના શબ્દો જેવા સારસ પક્ષીઓના શબ્દોથી મનનું હરણ કરતી, ફીણના પુંજોથી તથા કાંસડાનાં પુષ્પોથી સફેદ સાડીવાળી હોય એવી દેખાતી, જળની ઇંદ્રનીલમણિના જેવી પ્રભાથી નેત્રોને પરમ સંતોષ આપતી અને જળની સ્વચ્છતાને લીધે ઉંડા ઉંડા પેસતા કાચબાઓને પણ જાહેર કરી દેતી યમુનાને જોવા લાગ્યા.

દર્શનનો આનંદ લેતા શ્રી કૃષ્ણ યમુનાના તટોની આસપાસ ફરતા હતા ત્યાં વ્રજથી એક કોસને છેટે અગાધ શ્યામ જળથી ભરેલો હોવાથી મેઘની ઘટાથી ભરપૂર આકાશ જેવો લાગતો, ગંભીર તથા નિષ્કંપ જળથી ભરેલો હોવાથી સમુદ્ર જેવો જણાતો, ઝેરના અગ્નિથી ઉત્પન્ન થયેલા ધૂમાડાથી ઘેરાયેલો, આસપાસ જામેલા સર્પોના મોટા મોટા રાફડાઓને લીધે કોઇને પણ પોતાની પાસે આવવા નહિ દેતો, દેવતાઓને પણ દુસ્તર લાગે એવો, આકાશમાં ફરનારાં પક્ષીઓ પણ જેની ઉપર થઇને ઉડવા જતાં તરતજ જળમાં પડીને

રંધાઇ જતાં હતાં એવો, પવનથી ઉડીને પોતામાં પડતાં તણખલાંઓને તરત ભસ્મમય કરી નાખતો, આસપાસનાં વૃક્ષોને પત્ર પુષ્પાદિકથી તથા રસથી રહિત કરીને ઠુંઠારૂપેજ રહેવા દેતો, તરસથી પીડાતાં પ્રાણીઓને પણ અપેય હોવાથી કદર્થના ઘર જેવો જણાતો અને જેની અંદર મત્સ્ય કે કચ્છપ આદિ કોઇ પણ જળજંતુઓ હતાંજ નહિ એવો એક મોટો હ્રદ જોવામાં આવ્યો. એ હ્રદને જોઇ શ્રી કૃષ્ણ તેથી પાસે જવા લાગ્યા. તેટલામાં એક વૃદ્ધ ગોપે કહ્યું કે "શ્રી કૃષ્ણ! જશો નહિ. આ હ્રદમાં ઘુંટેલા આંજણના પુંજ જેવો કાળો મહા ભયંકર કાલિય નામનો નાગ ગરૂડના ભયથી આવીને ઘણા કાળ થયાં રહ્યો છે."

"મેં આવા આવા દુષ્ટ લોકોના નિગ્રહને વાસ્તેજ અવતાર ધર્યોછે. કાલિય નાગે આ પ્રદેશને ધગધગતા અગ્નિની પેઠે અસ્પૃશ્ય કરી નાખ્યોછે, દુષ્કાલની પેઠે વૃક્ષો તથા ખડોથી પણ રહિત કરી નાખ્યો છે અને વર્ષા કાળની પેઠે કિનારાપર જવાના માર્ગોથી પણ રહિત કરી નાખ્યો છે માટે તેને પૂરતી શિક્ષા કરવી ઉચિત છે. એટલામાટે, બાળલીલાથીજ આ કદંબના ઠુંઠ ઉપર ચડી ભયંકર હ્રદમાં પડીને કાલિય નાગને ત્રોડી પાંડી કહાડી મૂકીશ, કે જેથી જગતમાં મારા બાહુ વીર્યની ખ્યાતિ થશે અને અહીં જવાની ના પાડનારો આ વૃદ્ધ ગોપ પણ મને અટકચાળો જાણીને પોતાના વચનનું અપમાન થયું ગણશે નહિ."

આ પ્રમાણે મનમાં વિચાર કરી વૃદ્ધ ગોપની નજર બચાવી, દૂર નિકળી જઇ, કમરબંધ મજબૂત બાંધી લઇ, તરત કદંબના ઠુંઠ ઉપર ચડી ઘણું ચાંપલ્ય બતાવી ખંભી ઠોકીને શ્રી કૃષ્ણે પોતાના શરીરને એ ભયંકર હ્રદમાં પડતું મૂક્યું. અપરિમિત બળવાળા શ્રી કૃષ્ણના કૂદી પડવાથી સર્પના હ્રદનું જળ બહુજ ક્ષોભ પામતાં તેના ભયંકર મોજાઓ આકાશમાં ચારસો હાથ સૂધી ઉંચા ચડ્યા અને પૃથ્વી ઉપર પણ ચારે તરફ ચારસો ચારસો હાથ સૂધી ફેલાયા. શ્રી કૃષ્ણ મદોન્મત્ત હાથીની પેઠે જળમાં વિહાર કરવા લાગતાં તેમના ભુજદંડોથી ઘુમવા લાગેલું જળ મંદરાચલથી મથાતા મહાસાગરના જેવો ભયંકર અવાજ કરવા લાગ્યું. એ અવાજને સાંભળી તથા પોતાના સ્થાનકને કંપાયમાન થતું જોઇ ક્રોધથી વ્યાકુળ નેત્રોવાળો, વાદળાંઓના સમૂહના સરખી પ્રભાવાળો, નેત્રોની રતાશથી જળને રાતું કરી દેતો, ઝેરથી ભરેલી દાવાનળના

પવન જેવી ફુંફાડીઓ મારતો, વીજળીની પેઠે સબાકા મારતી જીભોવાળો, મોટાં મોટાં પાંચ માથાંઓથી પાંચ શિખરોવાળા પહાડ જેવો લાગતો, ભયંકર શરીરથી આખા હૃદને ઢાંકી દેતો, ક્રોધથી તથા તેજથી સળગી ઉઠયો હોય એવો જણાતો, ઝેરરૂપી અગ્નિથી સઘળા જળને છણ છણ ઉકાળતો, મોહોડામાંથી નિકળતી ધૂમાડાવાળી અગ્નિની જ્વાળાઓથી કાંઠા ઉપરનાં ઠુંઠાંને સળગાવી દેતો અને ફુંફાડીઓના પવનથી કલ્પાંતકાળના પવનની સુસવાટીઓને ઉપમિત કરતો કાલિયનાગ તરતજ ત્યાં આવી પહોંચ્યો. મેઘના જેવી શ્યામ સુંદર પ્રભાવાળા, શ્રીવત્સ નામના ચિન્હથી તથા પીળાં વસ્ત્રથી શોભતા, મંદહાસ્યથી મનોહર મુખવાળા અને કમળના ગર્ભ જેવા સુકુમાર ચરણોવાળા શ્રી કૃષ્ણને નિર્ભય રીતે હૃદમાં વિહાર કરતા જોઇ કાલિયનાગે તરત તેમનાં સઘળાં મર્મોમાં દંશ કરીને અપરિમિત લંબાઇવાળા પોતાના શરીરથી તેને ભરડો લઈ લીધો. સર્પના શરીરથી વીંટાયેલા શ્રી કૃષ્ણને હાથની કે પગની કશી ચેષ્ટા નહિ કરતા જોઈ અત્યંત પીડા પામેલા, પોતાનાં સઘળાં સુખોનો શ્રી કૃષ્ણ ઉપરજ રાખનારા અને દુઃખથી, શોકથી તથા ભયથી મૂઢ બની ગયેલા ગોવાળીયાઓ, કાલિયનાગે કરડ્યા વગર પણ શ્રી કૃષ્ણની પેઠેજ નિશ્ચેષ્ટ બની ગયા. ગાયો, ખૂંટો તથા વાછડાંઓ પણ અતિ દુઃખથી ચીસો પાડવા લાગ્યાં અને ભયને લીધે પોતાની દૃષ્ટિઓને શ્રી કૃષ્ણ ઉપરજ રાખીને નેત્રોમાંથી અશ્રુઓની ધારાઓને ચલાવવા લાગ્યાં.

આ સમયે વ્રજમાં નંદ વગેરે પુરૂષોની ડાબી આંખો અને યશોદા વગેરે સ્ત્રીઓની જમણી આંખો ફરકવા લાગી. આકાશમાં તારાઓ ખરવાના કડાકા તથા પૃથ્વીમાં ભૂકંપના ધડાકાઓ સંભળાવા લાગ્યા અને એ સિવાય બીજા પણ શરીરોમાં, આકાશમાં તથા પૃથ્વીમાં અનેક ઉત્પાતો થવા લાગ્યા. આ ઉત્પાતોને જોઇ તથા શ્રી કૃષ્ણને બલભદ્ર વગર, ગાયો ચારવા ગયેલા જાણી મોટા ત્રાસથી ઉદ્વેગ પામેલા, શ્રી કૃષ્ણના અનિષ્ટની શંકાએ ઘેરી લીધેલા, દુઃખથી, શોકથી તથા ભયથી આતુર થયેલા, દીન થઈ ગયેલા અને જેઓની ચિત્તવૃત્તિ શ્રી કૃષ્ણમાંજ લાગી રહી હતી એવા સર્વે વ્રજવાસીઓ સ્ત્રીઓ સહિત તથા બાળબચ્ચાંઓ સહિત શ્રી કૃષ્ણની શોધ કરવાને વાસ્તે વ્રજમાંથી બહાર નિકળ્યા. શ્રી કૃષ્ણના પ્રભાવને જાણનારા બલભદ્ર સર્વ લોકોને ઉદ્વિગ્ન થયેલા જોઈ મનમાં હસ્યા કરતા હતા, પણ લોક સ્થિતિને અનુસરવા વાસ્તે

કાંઈ પણ નહિ બોલતાં સર્વની સાથેજ ચાલ્યા. શ્રી કૃષ્ણને શોધવા નિકળેલ સર્વ વ્રજવાસીઓ ગાયોનાં પગલાંઓએ, ગાયોના દાંતોથી કપાયેલાં ખડોએ અને બીજાનાં પગલાંઓના મધ્ય મધ્યમાં દેખાતાં કમળ, યવ તથા અંકુશ વગેરેની રેખાઓવાળાં શ્રીકૃષ્ણનાં પગલાંઓએ સૂચવેલા રસ્તાથી કાલિયનાગના હ્રદ તરફ આવતા હતા તેટલામાં દીન તથા ચાલવામાં અશક્ત થઇ ગયા છતાં પણ હ્રદના કિનારાથી દોડ્યા આવતા ગોવાળીયાઓએ ખબર આપી કે "નંદ-રાય! વ્રજવાસીઓ! આપણું સર્વસ્વ નાશ પામે છે. શ્રી કૃષ્ણ કાલિયનાગના હ્રદમાં પડયા છે, બેભાન થઇ ગયા છે અને તેમને કાલિયનાગ ખાઈ જાય છે. પહોંચો, પહોંચો. જલદી ચાલો, જલદી ચાલો."

આ વજ્રપાત જેવી ખબર સાંભળી બહુ પીડાયેલા અને રસ્તામાં પડતા આખડતા નંદ વગેરે સર્વ પુરૂષો, સ્ત્રીઓ તથા બાળકો કાલિયનાગના હ્રદની પાસે આવ્યાં. ત્યાં શ્રી કૃષ્ણને હ્રદની અંદર નાગના શરીરથી વીંટાયેલા અને સઘળી ચેષ્ટાઓથી રહિત થયેલા જોઇ તથા ગાયોને પણ ચીસો પાડતી જોઇ પરમખેદ પામીને રોવા લાગ્યાં, હાહાકાર કરવા લાગ્યાં અને ધરતીપર પડી ગયાં. ગોપીઓ શ્રી કૃષ્ણને સર્પથી ગ્રસ્ત થયેલા જોઇ તેમનાં સ્નેહયુક્ત અવલોકન, મંદહાસ્ય તથા ભાષણ વગેરેને સંભારી સંભારીને પરિતાપ પામવા લાગી. અને સઘળા ત્રૈલોક્યને પણ શૂન્યજ દેખવા લાગી. પરમ દુઃખ પામેલી કેટલી-એક ગોપીઓ સ્ત્રી સ્વભાવને લીધે યશોદાને કહેવા લાગી કે "યશોદા! આ પ્યારા પુત્રને સર્પના કબજામાં આવી ગયેલો જોઇને તમારી છાતી કેમ ફાટી પડતી નથી? તમારી છાતી પથરાથી કે લોઢાથી બનીછે કે શું? હાય! હાય! ધિક્કાર છે. પ્યારો દીકરો તમારા ઘડપણને રદ કરીને ચાલ્યો જાય છે."

સ્ત્રીઓનો કલ્પાંત સાંભળી સાંભળી અપાર દુઃખથી ઘેરાયેલા નંદ તો પુત્રના મુખ ઉપર દૃષ્ટિ રાખી ઝાડના ઠુંઠની પેઠે નિશ્ચેતન જેવા થઇનેજ કિનારા ઉપર ઉભા રહ્યા. યશોદા અતિ વિહ્વળ થઇ હ્રદમાં પડવા જતાં સઘળી ગોપીઓ પણ તેની પછવાડે ચાલી અને બોલવા લાગી કે "અમો પણ શ્રી કૃષ્ણ વિના વ્રજમાં પાછી જવાની નથી. સૂર્ય વિના દિવસ અને ચંદ્ર વિના રાત્રિની પેઠે શ્રી કૃષ્ણ વિના હવે વ્રજ કેમ ગમે?" આ પ્રમાણે સર્વ લોકની વિહ્વળતા જોઇ સર્વને હ્રદમાં પડતા અટકાવી રાખીને બલભદ્રે સંજ્ઞાથી શ્રી કૃષ્ણને કહ્યું કે "શ્રી કૃષ્ણ! શ્રી કૃષ્ણ! મહાબાહુ! આ દુષ્ટ નાગને તરત

શિક્ષા કરો. મનુષ્ય બુદ્ધિવાળાં આ આપણાં સઘળાં બાંધવો તમને મનુષ્ય માનીને કરૂણાજનક વિલાપ કરે છે તે પર લક્ષ આપો."

બલભદ્રે આપેલી સંજ્ઞાને સમજી લઈ અને સર્વ વ્રજવાસીઓને બીજી ગતિ વગરનાં અને પોતાને વાસ્તે અતિ દુઃખ પામતાં જોઇ દયાળુ શ્રી કૃષ્ણે મનુષ્યની પદ્ધતિને અનુસરવું છોડી દઇ યોગશક્તિથી પોતાના શરીરને એવું ફુલાવવા માંડયું કે જેથી કાલિયનાગના સાંધે સાંધા ત્રુટવા લાગ્યા. શ્રી કૃષ્ણે વધારવા માંડેલા શરીરથી તેનું શરીર ત્રુટવા લાગ્યું તેથી તે શ્રી કૃષ્ણને છોડી દઇ પોતાની પાંચે ફણાઓને ઉંચી કરી ફુંફાટા મારતો સામે ઉભો, નસકોરાંઓમાં પણ ઝેરથી ભરેલા, ધગધગતા તાવડા જેવી ભયંકર તથા સ્તબ્ધ આંખોવાળા, ઉંબાડીયા જેવા મુખોવાળાં અતિ કરાલ દૃષ્ટિઓથી વારંવાર સામે જોયા કરતા અને બબે શિખાઓવાળી જીભોથી ગલોફાંઓને ચાટયા કરતા એ નાગને ઝડપ કરવાને વાસ્તે સામે ઉભેલો જોઇ શ્રી કૃષ્ણે ખંભી ઠોકી વીરપણાંની ચેષ્ટાઓથી સઘળા વ્રજને આશ્વાસના આપી. લાગ જોવાને વાસ્તે ગરૂડની પેઠે એ નાગની ચારે તરફ શ્રી કૃષ્ણ ફરવા લાગ્યા અને શ્રી કૃષ્ણની ચારે તરફ તે નાગ ફરવા લાગ્યો. સઘળી કળાઓના આદિગુરૂ હોવાને લીધે ચંચળ પદાર્થોની ઉપર પણ નૃત્ય કરવાની શક્તિ ધરાવનારા શ્રી કૃષ્ણ પરિભ્રમણથી એ નાગને હતશક્તિક કરી નાખી બન્ને હાથની ઝપાટથી તેની સઘળી ફણાઓને નમાવી દઇ યોગશક્તિથી પોતાના શરીરમાં મોટા બોજાનું ગ્રહણ કરી ફણાઓ ઉપર ચડી ઉભીને નાચવા લાગ્યા. અને તે નાગનાં મસ્તકોમાં જે જે મસ્તક ઉંચું થવા લાગ્યું તે તે મસ્તકનું પેનીઓના પ્રહારથી મર્દન કરવા લાગ્યા, જેથી નાગના મ્હોડાં તથા નસકોરાંઓમાંથી લોહી વહેવા લાગ્યું, ખળ લોકોને શિક્ષા કરનારા, અપૂર્વ નૃત્યકળાથી દેવતાઓને પણ આશ્ચર્ય આપતા, નાગનું જે જે માથું નમે નહિ તે તે માથાંને નમાવી દેતા, જે જે ઉંચું થાય તેનું વિશેષ મર્દન કરતા અને માતાપિતા વગેરેના આશીર્વાદરૂપી પુષ્પોથી વધાવાતા શ્રી કૃષ્ણે તાંડવ કરવાના વિચિત્ર પ્રકારોથી નાગફણાઓરૂપી છત્રો ત્રોડી નાખ્યાં. નેત્રોમાંથી ઝેરની વૃષ્ટિને બદલે લોહીની વૃષ્ટિને કરવા લાગેલો અને જેનાં સઘળાંજ ગાત્રો ભાંગી ગયાં એવો કાલિયનાગ કાયર થઇને લોહીના પ્રવાહોવાળાં મુખોથી બોલ્યો કે "હવે ક્ષમા કરો, દયા કરો અને મને જીવતદાન આપો. મને પૂરી શિક્ષા થઇ ચૂકી, હું આપનો

દાસાનુંદાસ છું અને જેમ આજ્ઞા કરો તેમ કરવા હું તૈયાર છું."

આ સમયમાં પરમ ઉદ્વેગ પામેલી નાગપત્નીઓ પણ પોતપોતાનાં બચ્ચાંઓને મોહોડા આગળ કરી શ્રી કૃષ્ણની પાસે આવી પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરવા લાગી કે "મહારાજ! હવે આ સર્પના પ્રાણ જાય છે, માટે અનુગ્રહ કરો અને અમો રાંક સ્ત્રીઓને પતિનું દાન આપો. દાસના પહેલા અપરાધની તો સ્વામીએ ક્ષમાજ આપવી યોગ્ય છે. જેમ આપે દેવતાઓને પણ ન મળે એવી આપની ચરણ રજનો સ્પર્શ આપીને આને ભાગ્યશાળી કર્યો છે તેમજ આને જીવતો રાખીને અમોને પણ ભાગ્યશાળી કરો.

શ્રી કૃષ્ણે નાગની તથા નાગપત્નીઓની વિજ્ઞપ્તિ ઉપરથી કાલિયનાગને છોડી દઈ તેને સંજ્ઞા પ્રાપ્ત થયા પછી આજ્ઞા કરી કે "તું મારા વાહન ગરૂડજીનો અપરાધ કરી ગરૂડજીની બીકથી આ હ્રદમાં આવી રહ્યો છે અને સૌભરિ મુનિના શાપને લીધે ગરૂડજી અહીં આવી શકનાર નથી" એમ જાણતો હોવાથી અહીં રહી નિર્ભયપણાથી લોકોને દુઃખ દે છે તેથી મેં તને આ શિક્ષા કરી છે. હવે તારે અહીં રહેવું નહિ. તું તારા સઘળા પરિવાર સહિત તથા આ સ્થળમાં રહેનારા બીજા સર્પો સહિત સમુદ્રમાં જઇને રહે. તારે હવે કદી પણ ગરૂડજીનો અપરાધ કરવો નહિ અને ગરૂડજી પણ તને મારા ચરણોના પ્રહારથી લાંછિત થયેલો જોઇને તારા પૂર્વના અપરાધની ક્ષમા કરશે."

એવી વિપત્તિ પણ ભલે આવે કે જેના પરિણામમાં ભવિષ્યના તમામ ભય ટળી જતા હોય. જે દુઃખનું પરિણામ સુખરૂપ આવતું હોય તેને દુઃખ નહિ પણ સુખજ ગણવું જોઇએ. તે દુઃખ તરફ દ્વેષ દૃષ્ટિ નહિ રાખતાં તેને શિર સામાન્ય કરવુંજ જોઇએ. સર્વ વિપત્તિઓના મૂળરૂપ અનીતિના રસ્તામાં આગળ પડતો પગ અટકાવે તે આપણી અલ્પ બુદ્ધિમાં ભલે દુશમન સરખો લાગે પરંતુ ખરેખરો મિત્ર તેજ છે અને ખરેખરો હિતેચ્છુ તેજ છે. અને તેના તરફજ માન દૃષ્ટિથી જોવું જોઇએ. આવી રીતે આ વખત કાલિયનાગે પણ શ્રી કૃષ્ણની આજ્ઞાને માથે ચડાવી દિવ્ય વસ્ત્રોથી, માળાઓથી, મણિઓથી, ભૂષણોથી તથા ચંદનોથી તેનું પૂજન કરી પ્રદક્ષિણા પૂર્વક પ્રણામ કરી રજા લઈને ત્યાંથી પોતાના પરિવાર તથા બીજા સર્પો સહિત નિકળી સમુદ્રના દ્વીપમાં જઇને નિવાસ કર્યો. જેથી યમુનાનો એ હ્રદ તથા પ્રદેશ ત્યારથીજ નિર્વિષ અને નિર્મળ થવાને લીધે સર્વ પ્રાણીઓના ઉપયોગમાં

આવવા લાગ્યો. મહાપુરૂષોની સર્વ પ્રવૃત્તિ અન્યના ઉપકારને માટેજ હોય છે.

આ પ્રમાણે કાલિંદીના કલંકરૂપ કાસળને કહાડી જ્યારે દિવ્ય ભૂષણો વગેરેથી શણગારેલા પરંતુ વાસ્તવિક રીતે દિવ્ય ભૂષણો વગેરેને દેદીપ્યમાન કરતા શ્રી કૃષ્ણ એ હૃદમાંથી નિકળી બહાર પધાર્યા ત્યારે તેમને જોઈ જેમ પ્રાણ પ્રાપ્ત થતાં ઈંદ્રિઓ ઉઠે તેમ ઉઠેલા ગોવાળીયાઓએ પ્રેમથી તેમનું આલિંગન કર્યું. શ્રી કૃષ્ણે પ્રણામ કરતાં યશોદા, રોહિણી, નંદ તથા વૃદ્ધ ગોપો શ્રી કૃષ્ણનું આલિંગન કરી આશીર્વચનો આપી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા અને શ્રી કૃષ્ણના પ્રભાવને જાણનારા બલભદ્રે તો કેવળ હાસ્ય પૂર્વક આલિંગનજ કર્યું. ગાયો, ખૂંટો અને વાછડાંઓ પણ પરમ આનંદ પામ્યાં. નંદે ગુરૂ બ્રાહ્મણોની પ્રેરણાથી તે સમયમાં ગાયોનાં તથા સુવર્ણ વગેરેનાં ઘણાં ઘણાં દાનો આપ્યાં. મહા ભાગ્યશાળી યશોદા શ્રી કૃષ્ણને ખોળામાં બેસાડી આનંદથી અશ્રુઓનો પ્રવાહ ચલાવવા લાગ્યાં. માતાનો પ્રેમ ખરેખર અનિર્વચનીય છે.

આખા દિવસના પરિશ્રમથી, ભૂખથી અને તરસથી પીડાયેલ સર્વ વ્રજવાસીઓ વ્રજમાં નહિ જતાં યમુનાના કિનારા ઉપરજ તે રાત્રિ રહી ગયાં. જ્યારે સર્વ લોકો નિદ્રાને વશ્ય થયાં તે સમય કંસનો અનુચર એક દૈત્ય દાવાનળનું રૂપ ધરી જંગલને બાળતો બાળતો વ્રજવાસીઓને તથા તેઓની ગાયોને બાળવા આવતાં અને તેથી મોટી ભાગનાશ તથા કોલાહલ મચી રહેતાં શ્રી કૃષ્ણ, પૂર્વે સદાશિવ જેમ વિષપાન કરી ગયા હતા તેમ દાવાનળનું પાન કરી ગયા. ગોવાળીયાઓ શ્રી કૃષ્ણનાં ચરિત્રોથી વિસ્મય પામીને નંદને તથા યશોદાને કહેવા લાગ્યા કે "તમને આવા પુત્રની પ્રાપ્તિ થઇ છે તેથી તમો ધન્ય છો તથા તમારા ઉપર દૈવનો મોટો અનુગ્રહ છે. આજથી હવે ગોવાળોના, ગોપીઓના, ગાયોના અને વ્રજના રક્ષક, માલેક અને શરણરૂપ તમારા પુત્રજ છે એમ સમજીશું."

આવી રીતે ગોવાળીયાઓમાં પૂજાતા, વખણાતા અને અભિનંદન અપાતા શ્રી કૃષ્ણ સૂર્યોદય થતાં સૂધી યમુનાના કિનારા ઉપરજ રહ્યા. અને પછી સર્વ વ્રજવાસીઓ તથા ગાયો સહિત આનંદ મંગળથી વ્રજમાં પધાર્યા.

# પ્રકરણ ૧૧ મું.

## પ્રલંબપતન અને અગ્નિપાન.

કાળ સર્વથા સ્વતંત્રજ છે. તે મનુષ્યની ઇચ્છાને વશ્ય નથી થતો પરંતુ મનુષ્ય તેની ઇચ્છાને વશ્ય થાયછે. બીજાનું ભૂંડું કરવાને ભર ઉત્સાહમાં આવેલાં મનુષ્યો પોતેજ ભૂંડું થવાનાં ભોગ થઇ પડેછે. અગ્નિનો લય કરવાની ઇચ્છાથી આવેલો પતંગ પોતેજ લય પામે છે.

શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગોવાળની જાતિને છાજતા પણ કેટલાએક અલૌકિક દેખાતા વિહારોથી વ્રજવાસીઓને આનંદ આપતા હતા તેટલામાં પ્રાણીઓને બહુ પ્યારી ન લાગે એવી ગ્રીષ્મ ઋતુ પ્રાપ્ત થઇ. પણ વૃંદાવનના ગુણોને લીધે તે વસંત જેવી દેખાવા લાગી. ઝરણાંઓના ધ્વનિઓથી તમરાંઓને મુંગા જેવાં કરી નાખતું, સૂર્યની કિરણોથી સંતપ્ત થયેલાં વૃક્ષોનાં પત્રોની ઉપર દયાળુ થતું હોય તેમ તેને નદીઓનાં, તળાવોનાં તથા ઝરણાંઓનાં શીકરોથી આર્દ્ર રાખ્યા કરતું, પવનને સૂર્યની લોક સંતાપક કિરણોના સ્પર્શથી અપવિત્ર થયેલો ધારતું હોય તેમ તેને નદીઓનાં, તળાવોનાં તથા ઝરણાંઓનાં જળોમાં નવરાવીનેજ પોતાની અંદર પેસવા દેતું, કમળો વગેરે પુષ્પોના સુગંધથી તથા વૃક્ષોની નિબિડ છાયાઓથી દરેક પ્રાણીઓનું આરાધન કરતું, કિનારાઓનું ઉલ્લંઘન કરીને ચારે કોર ફેલાતા નદીઓના મોજાઓથી પોતાની અંદરની સઘળી ભૂમીને હરીયાળી રાખીને તેમાંથી સૂર્યની પ્રચંડ કિરણોને જરા પણ રસનું અપહરણ કરવા નહિ દેતું અને કોયલના ટૌકારોથી તથા ભ્રમરોના ગુંજારોથી પંચમ સ્વરવાળાં રાગોની ગરજ સારીને મનુષ્યોને મધ્યાન્હની ગરમીના અકળાટથી મુક્તજ રાખ્યા કરતું વૃંદાવન ગ્રીષ્મને નિષ્પ્રભાવજ કરી નાખવા લાગ્યું. સૂર્યની કિરણો વૃંદાવનમાં પેસતાં વૃક્ષોના ઘાટા અંધકારને લીધે આંધળીજ થઈ જતી હોય એવી જણાતી હતી. ગ્રીષ્મની ગરમી વૃંદાવનમાં પ્રવેશ કરતાંજ તેના પ્રભાવને લીધે શિશિરમય થઇ જતી હોય, ચંદનના રસથી ગોઠવાઇ જતી હોય, કર્પૂરમય બની જતી હોય, યમુનાના તરંગોની સહોદર થઇ જતી હોય, પવનથી ચલાયમાન

થતી વૃક્ષોની શાખાઓના અગ્રોનો પ્રહાર પડવાથી છોલાઈ જતી હોય, શીતળ ભૂમિની, શીતળ પુષ્પોની તથા શીતળ જળોની હવાથી શીતજ્વર પામી જતી હોય અને પોતાનો મોટો આધાર સૂર્ય વૃક્ષોથી અંતર્હિત થઇ જતાં નિરાશ્રય બનીને રીબાતી હોય એવી માલુમ પડતી હતી. વૃંદાવનમાં વૃક્ષોની તથા જળની સંપત્તિથીજ ગોવાળીયાઓને વાળાઓની ત્રાટીઓની, ચંદન રસોની, જલમંડપોની, ફુવારાઓનાં ઘરોની, મોતીનાં આભરણોની, સફેદ પુષ્પોની માળાઓની, શીતળ સરબતોની, વાળાના પંખાઓની કે એવા પ્રકારના બીજા શીતળ ઉપચારોની કશી ગરજ ન રહેવા લાગી. એ વૃંદાવન ગ્રીષ્મકાળમાં પણ વૃક્ષોની ઘટાથી અંધકારિત રહેવાને લીધે વર્ષાકાળના આડંબરનું અનુકરણ કરતું હતું, સફેદ પુષ્પોરૂપી દાંતો દેખાડીને ગ્રીષ્મકાળની મશ્કરી કરતું હોય એવું જણાતું હતું, સૂર્યના તાપને પ્રવેશ કરવાનો લાગ પણ નહિ આપતું હતું, સૂર્યની કિરણોએ જગતમાંથી હાંકી કહાડેલી ટંડીને નિર્ભય આશ્રય આપતું હતું, બીજાં વનોમાંથી અતિસંતપ્ત થઇને આવતાં પશુ પક્ષીઓનાં હંફારાનાં દરદને ક્ષણ માત્રમાં મટાડી દેવામાં મોટા વૈદ્ય શાસ્ત્રી જેવું હતું, ગરમીએ અસ્પૃશ્યજ ગણેલું હોય એવું હતું અને સઘળાં સ્થળોમાં જળોને ઉકળતાં જોઈને આવેલા પ્રવાસી લોકોને યમુનાના અગાધ શીતલ પ્રવાહથી વિસ્મય આપતું હતું.

એ વૃંદાવનમાં નિત્ય ગાયોને ચારતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર આદિ ગોવાળીયાઓ કોઇ વખતે ગાયનો કરતા હતા, કોઇ વખતે નાટકોની શુષ્કોક્તિઓ કરતા હતા, કોઇ વખતે નૃત્ય કરતા હતા, કોઇ વખતે નાગેલિયા માંડી રમતા હતા, કોઇ વખતે વાજાંઓ બજાવતા હતા, કોઇ વખતે વૃક્ષોની શાખાઓમાં હીંચકા બાંધી હીંચકતા હતા, કોઇ વખતે રાજાની સવારીની નકલ કરતા હતા અને કોઇ વખતે ગાયન વગેરેની બાબતોમાં પરસ્પરની પ્રશંસા કરતા હતા. વક્ષઃસ્થળમાં રહેલા શ્રી વત્સ (ડાબા સ્તન ઉપર રૂંવાડાંઓની જમણી તરફ વળેલી ચકરી)થી કલંકવાળા ચંદ્ર જેવા દેખાતા, કમળના કેસરા જેવાં પીળાં ઝીણાં વસ્ત્રોને ધરવાથી સંધ્યાકાળનાં વાદળાં જેવા દીસતા, ગોવાળપણાની દીક્ષાને છાજતી નોંઝણાં વગેરે સામગ્રીથી સુશોભિત હસ્તવાળા, ગળામાં કદંબનાં પુષ્પોની તથા મયૂર પિચ્છોની માળાઓથી દેવતાઓને પણ વિસ્મય આપતા અને જેતું જંગલમાં ફરવાના

શ્રમને લીધે છૂટા થઇ ગયેલા કેશોથી વીંટાયેલું મુખ ભ્રમરોથી વીંટાયેલ કમળ જેવું શોભતું હતું એવા શ્રી કૃષ્ણ સઘળા મંડળ સહિત વૃંદાવનમાં ફરતાં ફરતાં વૃક્ષોના સમૂહમાંથી નિકળેલા પવનથી સેવાતાં સેવાતાં અને વનરાજિઓના સૌંદર્યથી આનંદ પામતાં પામતાં ભાંડીર નામના એક પ્રખ્યાત વડ નીચે આવ્યા. એ વડ પત્રોના સંચયથી નિબિડ હોવાથી પૃથ્વીમાં ખડાં થયેલાં વાદળાં જેવો દીસતો હતો, અત્યંત ઉંચા આકારવાળો હોવાથી પહાડ જેવો જણાતો હતો, વિચિત્ર વર્ણોવાળાં ઘણાં ઘણાં પક્ષીઓએ સેવાતો હોવાથી ઘણા યાચકોએ સેવાતા ઉદારદાતાના ઘર જેવો લાગતો હતો, પોતાનાં પલ્લવોથી તથા પોતાની ઉપર લતાઓનાં વિચિત્ર રંગોવાળાં પુષ્પોથી ઇંદ્રધનુષથી શોભી રહેલા મેઘ જેવો દેખાતો હતો, તે પ્રદેશનાં સર્વ વૃક્ષોનું આધિપત્ય કરતો હોય એવો જણાતો હતો અને આશ્રિત લોકોનાં ટાઢ, તડકા તથા વરસાદ વગેરે દુઃખોનું નિવારણ કરનારો હોવાને લીધે મહાશય ગૃહસ્થ જેવો લાગતો હતો. સાયંકાળ સૂધી એ વડની આસપાસ રહેવાનો નિશ્ચય કરી ગાયોને ચરતી કરીને અનેક પ્રકારની ક્રીડાઓથી વિનોદ તથા વ્યાયામ કરવા લાગ્યા.

આ સમયમાં કંસનો અનુચર પ્રલંબ નામનો એક દુષ્ટ દૈત્ય શ્રી કૃષ્ણનું હરણ કરવાને વાસ્તે ગોવાળનું રૂપ ધરી ગોવાળોમાં મળી જઇને તેઓની સાથે ક્રીડા કરવા લાગ્યો. એ દૈત્યને ઓળખી ગયા છતાં પણ તેના વધની ગોઠવણનો વિચાર કરતા શ્રી કૃષ્ણે તેના સમાગમને સ્વીકારી લઇ સર્વ બાળકોની સાથે હરિણાક્રીડિતક નામની રમત કે જેમાં બબ્બે જણ હરિણોની પેઠે ઠેકીને એક બીજાનું ઉલ્લંઘન કરે અને જે હારી જાય તે જીતેલાને પોતાની કાંધપર બેસાડીને અમુક પ્રદેશ સૂધી મૂકી આવે એવી શરત હોય છે તે રમવાનો આરંભ કર્યો. રમવાને વાસ્તે નોખ નોખી બે ટોળીઓ ગોઠવવામાં આવી. તેમાં એકના મુખી શ્રી કૃષ્ણ થયા અને બીજીના બલભદ્ર થયા. રમતાં રમતાં બલભદ્રની ટોળીવાળા જીત્યા ત્યારે શ્રી કૃષ્ણની ટોળીવાળાઓ તેઓને કાંધ ઉપર બેસાડી ભાંડીર વડના થડ સૂધી પહોંચાડવા લાગ્યા. તેઓમાં શ્રી કૃષ્ણની ટોળીવાળો પ્રલંબાસુર બલભદ્રને કાંધપર બેસાડી ભાંડીરવડના થડ પાસે ઉતારવાને બદલે એમને એમ આગળ વધ્યો. પરંતુ તેને માલમ ન હતું કે પોતાને મૃત્યુદેવની ભેટ થવામાં બે ડગલાંનોજ વિલંબ છે. શ્રી કૃષ્ણનું હરણ કરવાની ઇચ્છાથી આવેલો છતાં પણ શ્રી કૃષ્ણને બલવત્તર જાણી તેમનું હરણ કરવાને બદલે

બલભદ્રના હરણનો લાગ આવવાથી તેટલાથીજ રાજી થતા એ પ્રલંબાસુરે ભાંડીર વડથી કેટલેક દૂર જઈ બલભદ્રનો ભાર અસહ્ય લાગવાથી ગોવાળનું રૂપ છોડી દઇ ભાંડીર વડ જેવડું, બળી ગયેલા આંજણના પહાડ સરખું, ગાડાના પરડા જેવી આંખોવાળું અને ભયંકર મુકુટથી સૂર્યે દબાવેલ મોટા વાદળા જેવું લાગતું પોતાનું અસલરૂપ ધરી પ્રબળ વેગથી ચાલવા માંડ્યું. પ્રલંબાસુરથી હરાઇ જતા બલભદ્ર આકાશમાં પ્રલયકાળના મેઘથી ખેંચાઈ જતા ચંદ્ર જેવા જણાવા લાગ્યા અને તેનો વધ કરવાનો કોઇ પણ ઉપાય ધ્યાનમાં નહિ આવવાથી પોતાના આયુષ્યને સંદેહ ભરેલું માની ગભરાવા લાગ્યા. પાછળ ચાલ્યા આવતા શ્રી કૃષ્ણે બલભદ્રને ગભરાતા જોઈ તેમને ઇશ્વરત્વની યાદી આપી કે તરતજ બલભદ્રે સઘળા બ્રહ્માંડના બલથી ભરપૂર થઇ વજ્ર જેવી મુઠી મારીને પ્રલંબાસુરના માથાને તેના ધડમાંજ પેસાડી દીધું. માથા વગરનો અને ધરતીપર ગોઠણીયાભર પડેલો પ્રલંબાસુરનો દેહ આકાશમાંથી નીચે પડેલાં વાદળાં જેવો દેખાવા લાગ્યો અને જેમ પહાડ ગેરૂ નામના ધાતુથી રંગાયેલ જળના ધોધ ચલાવે તેમ લોહીના ધોધ ચલાવવા લાગ્યો.

પ્રલંબાસુરને મરણ પામેલો જોઈ ગોવાળીયાઓ વિસ્મય પામ્યા, "સારૂં થયું, સારૂં થયું" એમ બોલવા લાગ્યા, આશીર્વાદ દેવા લાગ્યા અને પ્રેમથી દૃઢ આલિંગન કરવા લાગ્યા.

શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા સઘળા ગોવાળીયાઓ પાછા ભાંડીરવડની પાસે આવીને જોય ત્યાં પ્રથમ જે પ્રદેશમાં ગાયો મૂકી હતી તે પ્રદેશમાં એકે ગાય તેઓના જોવામાં આવી નહિ. સઘળી ગાયો ચરતી ચરતી એક ઉંચાં ઉંચાં ખડોવાળા બીજા જંગલમાં જતી રહી હતી તેથી એકે જોવામાં નહિ આવતાં આજીવિકા નષ્ટ થવાની શંકાથી ગભરાતા અને ગતપ્રાણ જેવા થઇ ગયેલા સર્વે ગોવાળીયાઓ ગાયોનાં પગલાં વગેરે ઉપરથી રસ્તો શોધી કહાડીને દોડતા દોડતા મુંજાટવી નામના વનમાં ગયા. ત્યાં સઘળી ગાયો આબાદ જોવામાં આવી. ગોવાળીયાઓ થાક્યા અને તરસ્યા છતાં પણ બરાડા પાડી પાડીને ગાયોને પાછી વાળવા લાગ્યા. શ્રી કૃષ્ણે મેઘના જેવા ગંભીર સ્વરથી નામો લઈ લઇને બોલાવાતી ગાયો આનંદને લીધે સામી ગર્જના કરવા લાગી. ગાયોને વાળીને સર્વે ગોવાળીયાઓ મુંજાટવીમાં ચાલ્યા આવતા હતા તે સમયમાં

અકસ્માત્ દાવાનલ સળગેલો તેઓના જોવામાં આવ્યો. જંગલી પ્રાણીઓનો તથા વૃક્ષોનો ક્ષય કરતો, પ્રચંડ પવનથી પ્રેરાતો, બળતાં લાકડાંઓના તડાકા ભડાકાઓથી આખા જંગલને ગજાવી મૂકતો અને જંગલમાં ચોતરફ ફરી વળેલો એ દાવાનલ જોવામાં આવતાં સઘળા ગોવાળીયા તથા પશુઓ ચીસો પાડવા લાગ્યાં. અને શ્રી કૃષ્ણની ઉપરજ પોતાના જીવનનો આધાર મૂકી એકાગ્ર દૃષ્ટિઓથી તેમના મુખની સામેજ જોઇ રહ્યાં: બંધુઓના તથા પશુઓના દીનતા ભરેલા મનોભાવને જાણી લઈ "બીઓ નહિ, નેત્રો વીંચી જાઓ" એમ કહી સર્વેનાં નેત્રો વીંચાવી શ્રી કૃષ્ણે મુખવતે દાવાનલનું પાન કરીને સર્વને અગ્નિથી મુક્ત કર્યાં એટલુંજ નહિ પણ ત્યાંથી પાછાં ભાંડીર વડની નીચે પહોં-ચાડી દીધાં. આંખો ઉઘાડીને જોય ત્યાં ભાંડીર વડની નીચે આવી પહોંચેલા ગોવાળીયાઓ શ્રી કૃષ્ણની શક્તિનો વિચાર કરીને અતિ વિસ્મય પામ્યા અને શ્રી કૃષ્ણને તથા બલભદ્રને કોઇ દેવના અંશ રૂપ માનવા લાગ્યા.

ભાંડીર વડની નીચે વિહાર કરતાં કરતાં સાયંકાળ પ્રાપ્ત થયો ત્યારે બલભદ્ર સહિત શ્રી કૃષ્ણ ગાયોને જંગલમાંથી વાળી વેણુનાદ કરતા કરતા વ્રજમાં પધાર્યા. ગોપીઓ કે જેઓને શ્રી કૃષ્ણ વિના એક ક્ષણ પણ સો યુગ જેવો લાગતો હતો તેઓને સાયંકાળે શ્રી કૃષ્ણનું દર્શન મળતાં પરમ આનંદ થયો. ગોવાળીયા-ઓએ પ્રલંબના વધની અને દાવાગ્નિથી પોતાના રક્ષણની વાત કહી સંભળા-વતાં વૃદ્ધ લોકોને અને સ્ત્રીઓને પરમ વિસ્મય થયો.



# પ્રકરણ ૧૨ મું.

## વર્ષા—શરદ્.

## વેણુ ધ્વનિ.

**ગ્રીષ્મ** ઋતુ સમાપ્ત થઇ રહેતાં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિના તથા જીવનના કારણરૂપ વર્ષાઋતુ પ્રાપ્ત થઇ. ઇંદ્ર ધનુષથી ચિન્હિત થયેલાં વાદળાંઓ જળની વૃષ્ટિ કરવા લાગ્યાં અને પોતાનાં સઘળાં અસ્ત્રોને સજ્જ કરી તૈયાર થયેલો કામદેવ કામિ લોકોની ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. સૂર્ય વાદળાંઓથી અદૃશ્ય થઇ ગયો અને પૃથ્વી નવીન ખડ વગેરેથી અદૃશ્ય થઇ ગઇ. નવીન જળને ખેંચી ખેંચીને લાવતા મેઘના મોટા પવનથી સ્વચ્છ થયેલી પૃથ્વી ખરેખર જુવાનીને પ્રાપ્ત થઇ હોય એવી દેખાવા લાગી. વરસાદે ગરમીને અને પ્રવાસી લોકોનાં ધૈર્યને સાથેજ નષ્ટ કરી નાખ્યાં. વરસાદનાં વાદળાંઓએ પૃથ્વીને અને ખેડુલોકોનાં અંતઃકરણોને સાથેજ તૃપ્ત કરી દીધાં. મયૂરોનો નૃત્યકાળ અને હંસોનો ભાગી જવાનો કાળ સાથેજ પ્રાપ્ત થયા. જંગલો દાવાનળોથી રહિત છતાં પણ ઇંદ્ર ગોપ નામના રાતા જીવડાઓના સમૂહથી ધગધગતા અંગારાઓને ધરી રહ્યાં હોય એવાં દેખાવા લાગ્યાં. જુવાનીને પ્રાપ્ત થયેલા કદંબો ભ્રમરોને મન માનતો આહાર દેવા લાગ્યા. સૂર્યની કિરણોથી તથા દાવાનળોથી બળી ગયેલા પર્વતો વરસાદનું પાણી મળવાથી પાછું જીવન પામતા હોય એવા દેખાવા લાગ્યા. વરસાદથી સીંચાયેલી પૃથ્વીનો નવીન સુગંધ લોકોને વિલક્ષણ આનંદ આપવા લાગ્યો. ભ્રમરોના ગુંજારોથી, દેડકાંઓના શબ્દોથી, કોયલોના પંચમ સ્વરોથી અને મયૂરોના ટૌકારાઓથી વનરાજિઓ શબ્દમય હોય એવી જણાવા લાગી. વરસાદને લીધે પ્રબળ વેગને પામેલી, અત્યંત ભ્રમણ કરતી મોટી મોટી ચકરીઓવાળી અને કિનારાનાં વૃક્ષોને તાણી જતી નદીઓ કામવિકારોથી ઉન્મત્ત થયેલી જુવાન લોકોની મનોવૃત્તિઓનું અનુકરણ કરવા લાગી. વરસાદના હમેશ પડવાને લીધે નિર્બળ થયેલાં ભીનીજ રહ્યાં કરતી પાંખોવાળા પક્ષીઓ થાકી રહેલા પ્રવાસી લોકોની પેઠે વૃક્ષોરૂપી આશ્રયોને છોડવાનું મન નહિજ કરવા લાગ્યા. નવીન વાદળાંઓ-

નાં ઉદરોમાં ડૂબવાથી પ્રકાશ નહિ કરી શકતો સૂર્ય વ્યસનોમાં ડૂબવાથી નિસ્તેજ થયેલા રાજા જેવો જણાવા લાગ્યો. જેમાં હરવા ફરવાના રસ્તાઓ સંદિગ્ધ થઇ ગયા એવી પૃથ્વી અભ્યાસ છૂટી જવાથી સંદિગ્ધ થયેલા વિષયો-વાળી વિદ્યાનું અનુકરણ કરવા લાગી. પ્રવાહોના તથા પવનના જોરથી પડી જતાં મોટાં વૃક્ષો વજ્રથી કપાઇ પડતા પહાડો જેવાં દેખાવા લાગ્યાં. તળાવો વગેરે સંપૂર્ણ ભરાઇ જતાં તેઓમાંથી ચાલીને નીચ રસ્તાઓને અનુસરનારાં ઓગનો અવિવેકી ધનાઢ્ય ગૃહસ્થોનાં અવળા માર્ગોમાં વપરાતાં ધનો જેવાં જણાવા લાગ્યાં. વૃષ્ટિ પડવાથી રાજી થઇ સુંઢો ઉંચી કરીને ભારે ગર્જનાઓ કરતા જંગલી હાથીઓ પૃથ્વી ઉપર આવેલાં વાદળાંઓ જેવા દેખાવા લાગ્યા. બગલીઓની પંક્તિઓથી શોભતાં કાળાં વાદળાંઓ જાણે મોટા મોટા દંતો-સળોવાળા હાથીઓ આકાશમાં એકઠા થયેલા હોય એવાં દીસવા લાગ્યાં. વાદળાંઓમાં છુપો ફરતો ચંદ્ર વ્રજ ભૂમિમાં શ્રી કૃષ્ણના અજ્ઞાતવાસનું અનુકરણ કરતો હોય એવો જણાવા લાગ્યો. શિખરોની ઉપર બેઠેલાં ઘાટાં વાદળાંઓથી અને વરસાદના જળથી સ્વચ્છ થયેલી વનરાજિઓથી ગોવર્દ્ધન ગોવર્દ્ધનની પેઠેજ શોભવા લાગ્યો. જળના પડવાથી હર્ષ પામ્યાં હોય એવાં દેખાતાં કોમળ લીલાં ખડો પોતાનાં પત્રોથી પૃથ્વીને ઢાંકી દેવા લાગ્યાં. વાદ-ળાંઓથી ઘેરાયેલાં ગોવર્દ્ધનનાં શિખરોની પત્ર પુષ્પાદિકની સમૃદ્ધિથી ભરપૂર થયેલાં વૃક્ષોની અને ધાન્યોની સંપત્તિથી ઉચ્છૃંખલ થયેલા સીમાડાઓની શોભાઓ પરસ્પરની હરીફાઇ કરતી હોય એવી દેખવા લાગી. પ્રચંડ પવનોએ બહેકાવેલા અને લડવૈયા હાથીઓની પેઠે ગર્જના કરતા મેઘો પ્રવાસી લોકોને યમદૂતો જેવા જણાવા લાગ્યા. કામદેવને પુષ્પમય અસ્ત્રોથી કામી લોકોનો વધ કરતો જોઇ અંતરિક્ષ પણ બાણ વગરના અને દોરી વગરના ધનુષથી કામી લોકો-નો વધ કરવા લાગ્યું હોય એવું જણાવા લાગ્યું. અવિચ્છિન્ન ધારાઓવાળાં અને અપરિમિત જળને વરસવા લાગેલાં વાદળાંઓએ પૃથ્વીને અને આકાશને પરસ્પરની સાથે અથડાવી દીધેલાં હોય એમ દેખાવા લાગ્યું. લટકતાં મોટાં મોટાં વાદળાંઓવાળું અને પ્રવૃત્ત થયેલા પ્રૌઢ વરસાદવાળું અપર્યંત આકાશ સમુદ્ર જેવું દેખાવા લાગ્યું. ઘાટાં વાદળાંઓથી ઢંકાયેલાં પર્વતોનાં અને મોટાં મોટાં વૃક્ષોનાં શિખરો પરસ્પરથી અન્યૂનજ હોય એવાં દીસવા લાગ્યાં. ધારા-ઓરૂપી નિર્મળ બાણોથી, વીજળીરૂપી સોનેરી બખતરથી અને ઇંદ્ર ધનુષરૂપી

ધનુષથી આકાશ કોઇ સંગ્રામ મચાવવા સજ્જ થયેલું હોય એવું દેખાવા લાગ્યું. કઠોરપણાથી ભરેલા શીતળ પવનો વાદળાંઓરૂપી ડાકલાંઓની ગર્જનાઓથી જળાશયોને તથા વૃક્ષોને ધુણાવી ધુણાવીને તેઓની ઉપર પાણી છાંટતા હોય એવા જણાવા લાગ્યા. ગ્રીષ્મઋતુની ગરમીથી અસંત તપી ગયેલા સૂર્ય અને ચંદ્ર વરસાદની ઠંડી હવાથી સુખ પામીને કોઇ ગુપ્ત સ્થળમાં સુઇ રહ્યા હોય એમ જણાવા લાગ્યું. પાણીની મોટી મોટી પખાલો જેવાં વાદળાંઓના ચાલવાથી આકાશ પણ ચાલતું હોય એવું દેખાવા લાગ્યું. રાત્રિઓનો, દિવસોનો કે દિશાઓનો વિવેક નહિ રહેવાથી પ્રજાઓ ગર્ભવાસનો અનુભવ કરતી હોય એવી દેખાવા લાગી. ગરમીના દોષોથી રહિત થયેલું અને વરસાદથી પુષ્ટ થયેલાં અનેક વૃક્ષોથી શણગાર પામેલું વૃંદાવન દેવતાઓના નંદનવન જેવું દેખાવા લાગ્યું. જેમ ઉત્તમ રાજા કરદ્વારા પ્રજાઓની પાસેથી લીધેલાં ધનને પાછું પ્રજાઓને વાસ્તેજ વાપરે તેમ સૂર્ય કિરણોદ્વારા પૃથ્વીમાંથી ચૂસેલા જળને પાછો પૃથ્વીને વાસ્તેજ વાપરવા લાગ્યો. ગ્રીષ્મઋતુથી કૃશ થઇને પાછી વર્ષાઋતુથી પુષ્ટ થયેલી પૃથ્વી પ્રથમ તપશ્ચર્યાથી કૃશ થઈને પાછી તપનું ફળ મળવાથી પુષ્ટ થયેલી તપસ્વીની કાયા જેવી જણાવા લાગી. પવનોએ પ્રેરેલાં વાદળાંઓ સજ્જનોએ પ્રેરેલા દયાળુ પુરૂષોની પેઠે પ્રાણીઓને જીવનદાન દેવા લાગ્યાં. જેમ કલિયુગમાં વેદોનો પ્રકાશ બંધ પડતાં પાખંડોનો પ્રકાશ થાય છે તેમ અંધકારમાં ગ્રહોનો પ્રકાશ બંધ પડતાં પતંગીયાઓનો પ્રકાશ દેખાવા લાગ્યો. વરસાદ પૂરા જોસથી વરસતો હોય તેટલીવાર અસંત મસ્ત દેખાતી અને વરસાદ શાંત થાય કે તરતજ નિર્બળ જઈ જતી ક્ષુદ્ર નદીઓ કમાણી આવવાના સમયમાં મસ્ત રહેતી અને કમાણી બંધ પડવાના સમયમાં દીન થઈ જતી ત્રણ પચાસીયા લોકોની મનોવૃત્તિઓ જેવી દેખાવા લાગી. દેડકાંઓ મેઘની ગર્જના સાંભળી મૌનવ્રતને ઉજવી મેલીને કોલાહલોથી દિશાઓને ગજાવી મૂકવા લાગ્યાં. નવાં ખડોની પંક્તિરૂપી લીલી સાડી વાળી અને ઈંદ્રિ ગોપ નામના રાતા જીવડાઓને ધારણ કરતી પૃથ્વી રજસ્વલાપણાના ચોથા દિવસની શોભાને પ્રાપ્ત થયેલી યુવતી જેવી દેખાવા લાગી. ધાન્યોની અપાર સંપતિને પ્રાપ્ત થયેલાં ક્ષેત્રો સર્વ લોકોને આનંદ આપવા લાગ્યાં પણ અનાવૃષ્ટિ થવી ધારીને ધાન્યોનો સંગ્રહ કરી બેઠેલા કેટલાએક વેપારી લોકોને મોટો પરિતાપ આપવા લાગ્યાં. જેમ

રાજાઓની મનોવૃત્તિઓ રજોગુણના સેવનથી વિચિત્ર પ્રકારનાં રૂપોને ધારણ કરે તેમ ચકલીઓ નવીન જળના સેવનથી વિચિત્ર પ્રકારના રૂપોને ધારણ કરવા લાગી. પવનથી ઉડતા મોજાઓવાળો અને પ્રબળ પૂરવાળી નદીઓનો સમાગમ પામતો સમુદ્ર કાચા યોગીના અનેક વાસનાઓવાળા અને વિષયોની પંક્તિઓનો સંયોગ પામતા ચિત્તની પેઠે ક્ષોભ પામવા લાગ્યો. વરસાદની ધારાઓના અપાર પ્રહારોને પ્રાપ્ત થતા છતાં પણ વ્યથા નહિ પામતા પર્વતો દુઃખોથી ઘેરાતાં છતાં પણ ધૈર્યથી ભ્રષ્ટ નહિ થતા ભગવદ્ભક્તોની પેઠે શોભવા લાગ્યાં. જગતનું ભલું નહિ કરનારા મેઘોની પાસે પણ સ્થિરતા ધરીને નહિ રહેતી વીજળીઓ ગુણવાન પુરૂષોની પાસે પણ સ્થિરતા નહિ પકડતી મુગ્ધા નાયિકાઓ જેવી દેખાવા લાગી. પોતાની પ્રભાથી પ્રકાશિત કરેલાં વાદળાંઓવડે પોતેજ ઢંકાઇને અપ્રકાશિત રહેતો ચંદ્ર વિવેકી લોકોને પોતાની સ્ફુરણ શક્તિથી પ્રકાશિત કરેલા દેહાદિક પદાર્થોવડે પોતેજ ઢંકાઇને અપ્રકાશિત રહેતા આત્માનું સ્મરણ આપવા લાગી. જેમ સાંસારિક વ્યવહારોથી અસંત તપ્ત થયેલા વિવેકી પુરૂષો જ્ઞાની પુરૂષોના સમાગમથી રાજી થઇને તેઓને અભિનંદન આપે તેમ ગ્રીષ્મઋતુની ગરમીથી અસંત તપ્ત થયેલા મયૂરો મેઘોના સમાગમથી રાજી થઇને તેઓને અભિનંદન આપવા લાગ્યા. નવીન જળનું સેવન કરીને હૃષ્ટ પુષ્ટ થયેલાં વૃક્ષો રસાયનોનું તથા વાજીકરણોનું સેવન કરીને હૃષ્ટ થયેલા કામી લોકોની શોભાને ધરવા લાગ્યાં. જળાશયો મલિન જળથી તથા કાંટાઓ વગેરેથી સંયુક્ત થયા છતાં પણ તેઓમાંજ નિવાસ કરીને રહેતાં સારસ પક્ષીઓ દુઃખદાયી ઘરોને પણ નહિ છોડી શકતા અવિવેકી લોકો જેવાં દેખાવા લાગ્યાં. જેમ કલિયુગમાં પાખંડી લોકોના દુષ્ટવાદોથી વૈદિક માર્ગો ત્રુટી જાય છે તેમ વરસાદના સમયમાં નદીઓનાં ભયંકર પૂરોથી મોટા મોટા પૂલો ત્રુટવા લાગ્યા.

વર્ષાઋતુના પ્રભાવથી રાજી થતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગાયોને તથા ગોવાળીયાઓને સાથે લઇ વૃંદાવનમાં વિહાર કરવાને વાસ્તે પધાર્યા. ગાયો આઉના મોટા બોજાને લીધે વેગથી નહિ ચાલી શકે એવી છતાં પણ શ્રી કૃષ્ણે કરેલા સૂચક શબ્દને સાંભળી પ્રેમને લીધે વેગથી ચાલવા લાગી. અતિ સુંદર લાગતી વનરાજિઓને, વરસાદની ધારાઓને, પર્વતમાંથી પડતા ધોધોને, પરમ તૃપ્તિથી આંખો વીંચી ઓગાળતી ગાયોને અને પાકેલી ખજૂરીઓને તથા

જાંબુઓને જોઇ જોઇને શ્રી કૃષ્ણ આનંદ પામવા લાગ્યા. કોઇ સમયે બહુ વરસાદ પડતાં શ્રી કૃષ્ણ ઝાડની કોતરાડમાં કે ગુફામાં બેસી કંદમૂળ વગેરેનો આહાર કરી અને કોઇ વખતે ઘેરથી આણેલા દહીં ભાતનો આહાર કરી સાયંકાળ પર્યંત વૃંદાવનમાં રહેવા લાગ્યા. વર્ષાઋતુને લગતા આહાર વિહારોથી ગોવાળીયાઓને તથા ગાયોને આનંદ આપતા શ્રી કૃષ્ણ સાયંકાળ પ્રાપ્ત થતાં ગાયોને વાળી નિત્ય વ્રજમાં પધારતાં ગોપીઓને તેમના દર્શનથી થતો આનંદ કવિઓની વર્ણન પદ્ધતિનું ઉલ્લંઘન કરીનેજ વર્ત્તવા લાગ્યો.

વર્ષાઋતુ વ્યતીત થતાં પવનમાં કોમળતા દાખલ કરનારી, જળોને સ્વચ્છતા આપનારી, ખડોને કઠોરતા દેનારી, મયૂરોને મુંગા કરનારી, વાદળાંઓના આડંબરને શિથિલ કરનારી, ચંદ્ર તથા સૂર્યને વાદળાંઓરૂપી બંદીખાનામાંથી મુક્ત કરનારી, નદીઓના પ્રવાહોને વાસ્તે સૂર્યરૂપી વૈદ્યે સરજેલો કર્ષણનો ઉપાય હોય એવી લાગતી, સમુદ્રનો ઉન્માદ ટાળનારી સિદ્ધૌષધિ હોય એવી જણાતી, મયૂરોને નૃત્યવ્રતનું ઉદ્યાપન કરવાની પર્વણી હોય એવી દેખાતી અને વાદળાંઓરૂપી વસ્ત્રોને ખેંચી લઇને ચંદ્રને દિગંબર બનાવી દેનારી, શરદૃઋતુ પ્રાપ્ત થઇ. મેલથી રહિત થયેલાં જળો અને કાંકરીઓથી રહિત થયેલાં ખડો ગાયોને બહુજ રાજી કરવા લાગ્યાં. હંસોરૂપી ચામરોથી, નિર્જલ વાદળાંઓરૂપી સફેદ વસ્ત્રોથી અને ચંદ્રરૂપી સફેદ છત્રથી શોભી રહેતું આકાશ નવીન પટ્ટાભિષેક પામેલા રાજાનો અનુકરણ કરવા લાગ્યું. કુમુદોથી દીપતા જળાશયો અને તારામંડળથી દીપતા આકાશના પ્રદેશો રાત્રિઓમાં પરસ્પરની હરીફાઇથી પોતપોતાના ચમત્કાર દેખાડવા લાગ્યા હોય એવા જણાવા લાગ્યા. મદોન્મત્ત કુંઝડીઓએ શબ્દાયમાન કરેલાં, ડાંગરોના પાકવાથી પાંડુવર્ણવાળાં થયેલાં અને ઘાટાં પાંદડાંઓવાળાં વૃક્ષોથી મોટી સંપત્તિવાળાં થયેલાં વનો લોકોનાં ચિત્તોનું આકર્ષણ કરવા લાગ્યાં. સફેદ થયેલાં વાદળાંઓ વીજળીઓના પ્રહારોથી જખમી થયેલા આકાશે પોતાનાં અંગો ઉપર પાટા બાંધેલા હોય એવાં જણાવા લાગ્યાં. ચક્રવાકોનાં જોડાંઓરૂપી સ્તનોવાળી, કિનારાઓરૂપી નિતંબમંડળોવાળી અને હંસોરૂપી મનોહર હાસ્યોવાળી નદીઓ મલપતી મલપતી પોતાના પતિ સમુદ્રની પાસે જવા લાગી. નદીઓ, તળાવો, ખેતરો, કમળો અને તારાગણો બહુજ શોભા ધરવા લાગ્યાં. મદથી રહિત થવાને લીધે નૃત્યોથી પરવારી રહેલા મયૂરોએ અંગોમાંથી કહાડી નાંખેલાં પીંછડાંઓથી

પૃથ્વી અસખ્ય નેત્રોવાળી હોય એવી જણાવા લાગી. ગાયોનાં દૂધ, ખૂંટોના મદ અને વનોની શોભા દ્વિગુણ દ્વિગુણપણું પામવા લાગ્યાં. કાદવથી રહિત થયેલાં અને કાંસડાઓનાં પુષ્પોથી યુક્ત થયેલાં તીરોવાળી યમુના હંસોનાં તથા સારસોનાં યૂથોથી અધિક શોભા ધરવા લાગી. નવાં પાકેલાં ધાન્યોનું ભક્ષણ કરીને રાજી થતાં પક્ષીઓ ભારે કોલાહલ કરવા લાગ્યાં. વાદળાંઓમાંથી નિર્મુક્ત થયેલો સૂર્ય શત્રુઓના ઘેરાથી મુક્ત થયેલા શૂર પુરૂષની પેઠે તીક્ષ્ણ તેજ દેખાડવા લાગ્યો. દહીં વલોવવાના શબ્દોથી ગાજી રહેલ વ્રજમાં, ગાયોનાં ટોળાંઓમાં, જળાશયોમાં, ધાન્યોની પરમ સંપત્તિવાળાં ખેતરોમાં, ચંદ્રની કિરણોમાં, કમળોમાં અને ખેડુલોકોનાં ચિત્તોમાં શરદૃઋતુ પ્રત્યક્ષ શરીર ધરીને ફરતી હોય એવી જણાવા લાગી. વિચિત્ર વર્ણોવાળાં પુષ્પોથી ઈંદ્રિ ધનુષ જેવો લાગતો, વૃક્ષોના ઘેરાવોથી અનેક તંબુઓવાળો હોય એવો જણાતો, જળનાં ઝરણોથી મોતીની માળાઓ પહેરી બેઠો હોય એવો દેખાતો અને લતાઓના વિસ્તારોથી અનેક મંડપોવાળો હોય એવો શોભતો ગોવર્દ્ધન પર્વત ગોવાળીયાઓને પરમ હર્ષ આપવા લાગ્યો. વર્ષાઋતુથી મલિન થઈને પાછાં શરદૃઋતુથી નિર્મળ થવા લાગેલાં જળો વિષયોના સેવનથી મલિન થઈને પાછાં યોગનાં સેવનથી નિર્મળ થવા લાગેલાં યોગીઓનાં ચિત્તોની ઉપમા ધરાવવા લાગ્યાં. શરદૃઋતુ આકાશમાંથી વાદળાંઓનું, પૃથ્વીમાંથી કાદવનું, જળોમાંથી મેલનું, ખેડુનાં ઘરોમાંથી અલક્ષ્મીનું, કામિનીઓનાં ચિત્તોમાંથી માનનું અને ધાન્યોમાંથી કાચાપણાનું હરણ કરવા લાગી. જેમ ધનની તંગીમાં આવેલા ગૃહસ્થો પોતા તરફનાં ધર્મ દાનોને કોઇ ઠેકાણે બંધ કરે અને કોઇ ઠેકાણે ચાલુ રાખે તેમ જળની તંગીને પ્રાપ્ત થવા લાગેલા પર્વતો કેટલેક ઠેકાણે જળના પ્રવાહો બંધ કરવા લાગ્યા અને કેટલેક ઠેકાણે ચાલુ રાખવા લાગ્યા. જેમ મૂઢ કુટુંબી માણસો નિત્ય ક્ષીણ થતા જતા આયુષ્યને ધ્યાનમાં લેતાં નથી તેમ ક્ષુદ્રજળમાં ફરનારાં પ્રાણીઓ દિવસે દિવસે ક્ષીણ થતા જતા જળને ધ્યાનમાં ન લેવા લાગ્યાં. જેમ અજિતેંદ્રિય કુટુંબી પુરૂષો સંસારના તાપને પામે તેમ ક્ષુદ્ર જળમાં રહેનારાં પ્રાણીઓ સૂર્યના તાપને પામવા લાગ્યાં. જેમ વિવેકી ધીર પુરૂષો શરીરાદિ અનાત્મ પદાર્થોની અહંતા મમતાને ધીરે ધીરે છોડતા જાય તેમ સ્થળો કાદવોને અને ધાન્યો કાચાપણાને ધીરે ધીરે છોડવા લાગ્યાં. જેમ જ્ઞાની પુરૂષ આત્મસ્વરૂપમાં સમાધિ પ્રાપ્ત થતાં શાસ્ત્રોના અભ્યાસને

છોડી દઇને ચુપ થઇ જાય તેમ સમુદ્ર શરદૃઋતુમાં નિશ્ચલતા પ્રાપ્ત થતાં કોલાહલને છોડી દઇને ચુપ થઈ રહ્યો. જેમ યોગીઓ ઇંદ્રિયદ્વારા જતા રહેતા બોધને ઇંદ્રિયોના નિરોધથી જાળવી રાખે તેમ ખેડુ લોકો ક્યારાઓમાંથી જતા રહેતા જળને ક્યારાઓના નિરોધથી જાળવી રાખવા લાગ્યા. જેમ આત્મબોધ દેહાભિમાનથી ઉત્પન્ન થતા તાપનું હરણ કરે તેમ ચંદ્ર શરદૃઋતુના સૂર્યથી ઉત્પન્ન થતા તાપનું હરણ કરવા લાગ્યો. વાદળાંઓથી મુક્ત થઇ તારાગણોના નિર્મળ પ્રકાશથી યુક્ત થયેલું આકાશ વિષય વાસનાઓથી મુક્ત થઈ વેદાંત વાક્યોના નિર્મળ પ્રકાશથી યુક્ત થયેલા ચિત્તની પેઠે શોભવા લાગ્યું. જેમ ઐશ્વર્યની સઘળી પૂર્ણ કળાઓવાળા શ્રી કૃષ્ણ ગોવાળીયાઓ તથા ગાયોના સમૂહથી શોભતા હતા તેમ સઘળી પૂર્ણ કળાઓવાળો ચંદ્ર નક્ષત્રોના તથા તારાઓના સમૂહથી શોભવા લાગ્યો. જેમ સારા રાજાનો ઉદય થતાં ચોર લોકો સિવાય બીજા સઘળા લોકો પ્રફુલ્લિત થાય તેમ સૂર્યનો ઉદય થતાં કુમુદો સિવાય બીજાં સઘળાં કમળો પ્રફુલ્લિત થવા લાગ્યાં. જેમ શ્રી કૃષ્ણની તથા બલભદ્રની લીલાઓથી વ્રજમાં સર્વદા આનંદ વર્ત્તી રહ્યો હતો તેમ શરત્કાળને લીધે કરવામાં આવતી ઉત્સવોની ક્રિયાઓથી સઘળાં શહેરોમાં તથા ગામડાંઓમાં આનંદ વર્ત્તી રહ્યો.

શરદૃઋતુના પ્રભાવથી જેમાં સઘળાં જળો સ્વચ્છ થઈ ગયાં હતાં તથા પુષ્પ વનોનો સમશીતોષ્ણ સુગંધી પવન વાઈ રહ્યો હતો એવા વૃંદાવનમાં શ્રી કૃષ્ણ ગાયોને તથા ગોવાળીયાઓને સાથે લઇ વિહાર કરવાને વાસ્તે પધાર્યા. મયૂર પિચ્છના મુકુટવાળા, સુવર્ણ જેવાં પીળાં વસ્ત્રો તથા ચરણ સુધી લાંબી વનમાળા ધારણ કરતા, અધરના અમૃતથી વેણુના છિદ્રોને પૂર્ણ કરી તે તે રાગોમાં અધરના અમૃતથીજ લોકોત્તર ચમત્કાર દાખલ કરતા હોય એવા જણાતા અને ગોવાળીયાઓએ સ્તુતિ કરાતાં ચરિત્રોવાળા શ્રી કૃષ્ણે પ્રફુલ્લિત થયેલી વનરાજિઓથી શોભી રહેલા, મદોન્મત્ત ભ્રમરોના તથા પક્ષીઓના રમણીય સ્વરોથી લોકોના ચિત્તોનું અકર્ષણ કરતા અને નદીઓ વગેરે જળાશયોથી તથા ગોવર્દ્ધન નામના પર્વતથી ગાયોનો પરમ ઉપકાર કરનારા વૃંદાવનમાં પધારી રાગોના પરમ તત્વથી ભરેલો અને કામદેવને પરમ ઉદય આપનારો વેણુનાદ કરવા માંડયો કે જે છેક વ્રજમાં પહોંચીને વ્રજયુવતીઓનાં ચિત્તોને પરવશ કરવા લાગ્યો. અહર્નિશ શ્રી કૃષ્ણનાં ચમત્કારી ચરિત્રોનું સ્મરણ કરતી વ્રજાંગનાઓ શ્રી કૃષ્ણના વેણુગીતનું શ્રવણ કરી તે ગીતનું

વર્ણન કરવા જતાં અંતઃકરણોમાં કામદેવના વેગથી ક્ષોભ ઉત્પન્ન થવાને લીધે અશક્ત થઇ જવા લાગી. પણ વર્ણન કરવાની અતિ ઉત્કંઠાથી ઘેરાઇ મનથી ક્ષણે ક્ષણે અને શબ્દે શબ્દે શ્રી કૃષ્ણનું આલિંગન કરી નીચે પ્રમાણે પોતાની ધારણાને પાર પાડવા લાગી.

"સખીઓ! પ્રાણીઓને પ્રિયનું દર્શન પ્રાપ્ત થાય એજ નેત્રો પ્રાપ્ત થયાનું ફળ છે. પણ તે ફળ આપણે તેઓનેજ પ્રાપ્ત થયેલું સમજીએછીએ કે જેઓને વૃંદાવનમાં ગાયોને ચરાવતા શ્રી કૃષ્ણનું સ્નિગ્ધ કટાક્ષોવાળું અને જાણે રાગોના મિષથી અધરામૃતનેજ સર્વત્ર ફેલાવી સ્થાવર જંગમ પ્રાણીઓને આનંદ મગ્ન કરી દેતું હોય એવું મુખારવિંદ જોવાની સર્વોત્તમ તક મળતી હશે. અહો! ગોવાળીયાઓના ભાગ્યના મહિમાનું કેટલુંક વર્ણન કરીએ કે વૃંદાવનની અંદર જેઓની સભામાં શ્રી કૃષ્ણ તથા બલભદ્ર આંબાનાં પાંદડાંઓની તથા મયૂર પિચ્છ વગેરેની માળાઓ ધરી વિચિત્ર વેષથી બિરાજે છે. અહો, ગોપીઓ! શ્રી કૃષ્ણના વેણુએ એવું કયું પુણ્ય કર્યું હશે કે જે પુણ્યના યોગથી એ વેણુ, આપણેજ આવગું કરીને ભોગવવા જેવા શ્રી કૃષ્ણના અધરામૃતનું નિરંતર પાન કરે છે. અને પાન કરતાં આપણને વાસ્તે કાંઇ અવશેષ રાખશે કે નહિ એવી આપણને શંકા આવ્યા કરેછે. વૃક્ષો પણ પોતાના કુળમાં ઉત્પન્ન થયેલા વેણુને શ્રી કૃષ્ણના અધરામૃતનું પાન કરતો જોઇ રોમાંચિત થઇ પુષ્પોમાંથી પડતી મકરંદની ધારાઓના મિષથી આનંદાશ્રુ ચલાવતાં હોય એવાં લાગે છે અને જેઓના જળથી એ વેણુ પુષ્ટ થયેલ છે તે નદીઓ પણ પ્રફુલ્લિત થતાં કમળ વનોના મિષથી રોમાંચિત થઇ જતી હોય એવી જણાય છે. સખીઓ! પૃથ્વી પણ પોતાના એક પ્રદેશરૂપ વૃંદાવનને શ્રી કૃષ્ણનાં ચરણારવિંદોથી માન પામતું જોઈ તેથી પોતાની કીર્તિનો ઉદય થતો સમજે છે કે જે વૃંદાવનમાં વેણુના નાદને લીધે શ્રી કૃષ્ણને મંદ મંદ ગર્જનાવાળા મેઘરૂપી માનીને મયૂરો નાચવા મંડી જાય છે અને બીજાં સઘળાં પ્રાણીઓ પોતપોતાના સઘળા વ્યાપારોને બંધ પાડી મયૂરોના એ નૃત્યનું અવલોકન કરવામાં તત્પર થઈ જાય છે. સખીઓ! મૂઢ બુદ્ધિવાળી હરિણીઓ પણ કૃતાર્થ છે કે જેઓ વેણુનાદનું શ્રવણ કરી પોતાના પતિ કાળીઆર મૃગોની સમક્ષમાં પણ શ્રી કૃષ્ણનું પ્રેમાવલોકનોથી પૂજન કરે છે. આપણા સ્વામીઓ તો એવા ક્ષુદ્ર છે કે જો

આપણે તેઓની ગેરહાજરીમાં પણ જરા પણ શ્રી કૃષ્ણ તરફ કામવૃત્તિથી વર્ત્તીએ તો કદી પણ સહન કરે નહિ. જેનું શીલ અને રૂપ વનિતાઓને પરમ ઉત્સવરૂપ લાગે છે એવા શ્રી કૃષ્ણને જોઇ અને તેમણે વગાડેલા વેણુનું વિચિત્ર ગાયન સાંભળી ધૈર્યથી રહિત થઇ જતી દેવાંગનાઓ પણ પોતાની સાથે વિમાનોમાં બેઠેલા દેવતાઓના ખોળામાંજ પસીના વગેરે સાત્વિક ભાવોથી યુક્ત થઈ જાય છે, અંગો ઉપરનાં વસ્ત્રોની સંભાળને પણ ભૂલી જાયછે અને કંપાદિકને લીધે કેશપાસોમાંથી ખરી પડવા લાગેલાં પુષ્પોથી ઘેરાઇ જાય છે. એ થોડા આશ્ચર્યની વાત છે ? ગાયો પણ શ્રી કૃષ્ણના મુખથી નિકળેલું વેણુગીત પોતાના કાનરૂપી પડીયાઓમાં આવતાં જાણે તે પડીયાઓમાંથી તેના સ્રવી જવાની શંકા ધરતી હોય તેમ તે પડીયાઓને ઉંચા કરી સાંભળ્યા કરે છે, દૃષ્ટિઓથી શ્રી કૃષ્ણના સ્વરૂપનું મનમાં ગ્રહણ કરી આલિંગન કર્યા કરે છે અને નેત્રોમાંથી હર્ષાશ્રુઓને ચલાવ્યા કરે છે. સખીઓ! ગાયોજ નહિ પણ ગાયોને ધાવતાં વાછડાંઓ પણ શ્રી કૃષ્ણનું વેણુગીત કાનપર આવતાં રાજી થઇ કાનોને ઉંચા કરી સાંભળ્યા કરે છે, સાંભળવાના વખતમાં ધાવવાની ક્રિયાને પણ ભૂલી જઇ આંચળોમાંથી પોતાની મેળે મુખોમાં ઝરતા દૂધને પણ ગળે નહિ ઉતારતાં કેવળ શ્રી કૃષ્ણની સામેજ જોઇ રહે છે અને હર્ષાશ્રુઓથી વ્યાપ્ત થઇ જાય છે. શ્રી કૃષ્ણ વૃંદાવનમાં વેણુનાદ કરે છે તે સમયે પક્ષીઓ પણ શ્રી કૃષ્ણના દર્શનમાં વૃક્ષોનાં પાંદડાં વગેરે ને આડાં ન પડવા દેવાને વાસ્તે વૃક્ષોના અગ્રો ઉપર બેસી મુનિઓના જેવી એકાગ્રતા ધરી પોતાના શબ્દોને બંધ કરી દઇ નેત્રોને ઉઘાડાંજ રાખીને વેણુનાદને સાંભળ્યા કરે છે. સખીઓ! ચેતન પ્રાણીઓની વાત તો એક તરફ પરંતુ અચેતન પદાર્થોની પણ હકીકત કહીએ તે સાંભળો. શ્રી કૃષ્ણના વેણુગીતનું શ્રવણ થતી વખતે નદીઓ પણ ચકરીઓના મિષથી પોતાના વેગને બંધ પાડી તરંગોરૂપી હસ્તોનું શ્રી કૃષ્ણના ચરણ તરફ વલાણ કરી તેઓ વતે પ્રફુલ્લિત કમળોથી શ્રી કૃષ્ણના ચરણારવિંદને ઢાંકી દઇ ગુપ્ત રીતે ચરણમાં વળગી પડતી હોય એવી જણાય છે. ગોવાળીયાઓ સહિત શ્રી કૃષ્ણને તડકામાં ગાયો ચારતા અને વેણુનાદ કરતા જોઇ લોકોની પીડાનું હરણ કરવા વગેરે સદ્‌ગુણોથી તુલ્ય હોવાને લીધે તેમને પોતાના મિત્ર ગણતો મેઘ પ્રેમને વશ્ય થઇ આકાશમાં ફેલાઇ શ્રી કૃષ્ણની ઉપર છત્રના જેવી શીતળ છાયા

કરીને તેમનું સેવન કરેછે અને પોતાનાં ઝીણાં ઝીણાં બિંદુઓરૂપી પુષ્પોથી તેમનું અર્ચન કરેછે. શ્રી કૃષ્ણના ચરણારવિંદ ઉપરનું લેપનનું કેસર કે જે ચરણારવિંદની લાલીથી રંગાઇને બમણું રાતું થયેલું હોયછે તેને શ્રી કૃષ્ણના વનસ્થલીઓમાં સંચારને લીધે ખડોમાં લાગી રહેલું જોઇ કામદેવથી વ્યાકુળ થયેલી ભીલડીઓ તે કેસરને ખડોમાંથી લઇ લઇ પોતાનાં કુચમંડળો ઉપર તથા મુખો ઉપર ચોપડી ચોપડીને પોતાની કામવ્યથાને શાંત કરે છે માટે તેઓ કૃતાર્થછે. આપણને તો એવા પ્રકારથી પણ કામવ્યથાને શાંત કરવાનું કાંઇ સાધન મળતું નથી. સખીઓ! ગોવર્દ્ધન પર્વત પણ શ્રી કૃષ્ણના દાસોમાં ઉત્તમ હોય એમ જણાયછે. કારણ કે પોતાને શ્રી કૃષ્ણના તથા બલભદ્રના ચર્ણ સ્પર્શથી મળતા આનંદને તૃણાદિક અંકુરોના ઉદ્‌ભિન્ન થવારૂપ રોમાંચના મિષથી જાહેર કરેછે. એટલુંજ નહિ પણ ગાયો તથા ગોવાળીયાઓ સહિત એ બન્ને ભાઇઓને શીતળ જળોથી, સુંદર ખડોથી, ગુફાઓથી અને કંદમૂળોથી માન આપેછે. ગોપીઓ! ગાયોનાં નોંઝણાં તથા શીશકીયાં વગેરે ગોવાળનાં ચિન્હો ધારણ કરતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વૃંદાવનમાં ચારેકોર ગાયોને ચરાવતાં જ્યારે વેણુઓના ઉદાર,સ્વરોથી સુંદર પદો ગાય છે ત્યારે મોટું આશ્ચર્ય તો એ થાય છે કે જંગમ પ્રાણીઓને ગતિ અટકી જવારૂપ સ્થાવરનો ધર્મ પ્રાપ્ત થાય છે અને વૃક્ષોને રોમાંચના ઉદ્‌ગમરૂપ જંગમનો ધર્મ પ્રાપ્ત થાય છે.”

વૃંદાવનમાં વિહાર કરતા શ્રી કૃષ્ણની એવી એવી લીલાઓનું વર્ણન કરતી ગોપીઓ વર્ણન કરતાં કરતાં પ્રેમના આવેશ તન્મય થઇ જતી હતી અને શ્રી કૃષ્ણ સાયંકાળે વૃંદાવનમાંથી વ્રજમાં પધારે ત્યારે આખા દિવસનાં ભૂખ્યાં હોય એવાં નેત્રોથી તેમના મુખારવિંદનું પાન કરતી હતી.

# પ્રકરણ ૧૩ મું.

## ગોવર્દ્ધન યજન.

**શરદ્ઋતુ** અરધી વીતી ત્યારે નંદ વગેરે વૃદ્ધ ગોવાળીયાઓ પ્રતિ વર્ષના નિયમ પ્રમાણે ઇંદ્રિનો યાગ કરવાની સામગ્રીઓ એકઠી કરવા લાગ્યા. ઇંદ્રિનો વાર્ષિક ઉત્સવ કરવાની ઘણી ઘણી સામગ્રીઓને એકઠી થતી જોઇ અને નંદ આદિ વૃદ્ધ લોકોને એ કાર્યના આરંભમાંજ તત્પર થયેલા જોઇ ઇંદ્રિનો મદભંગ કરવાને ઇચ્છતા શ્રી કૃષ્ણે જાણતા છતાં અજાણ્યાની પેઠે નમ્રતા દેખાડી નંદ વગેરે વૃદ્ધ લોકોને પૂછ્યું કે "જે યાગને વાસ્તે તમે આવા બધા સંભ્રમમાં પડ્યા છો તે યાગ ક્યા દેવના ઉદ્દેશથી કરવામાં આવે છે, ક્યા ફળને વાસ્તે કરવામાં આવે છે અને મુખ્યત્વે કઈ કંઈ સામગ્રીઓથી થાય છે? મને આ વાત સાંભળવાની બહુ ઉત્કંઠા છે અને તમો જેવા મહાત્માઓને કશું ગોપ્ય હોતું નથી તેથી પૂછું છું. કોઇ પણ કાર્યના વિચારમાં સ્વકીય જણને દૂર રાખવો નહિ જોઇએ. જે કાંઈ કાર્ય કરવું હોય તે સ્વકીય લોકોની સાથે વિચાર ગોઠવી સિદ્ધાંત કરીનેજ કરવું જોઇએ, પણ ગતાનુગતિક રીતિથી એટલે એક ચાલે તેની પછવાડે બીજાઓએ પણ ચાલવું એવી મેંઢાઓના જેવી પદ્ધતિથી નહિ કરવું જોઇએ. કાર્યો સમજીને પણ કરવામાં આવે છે અને સમજ્યા વગર પણ કરવામાં આવે છે. પરંતુ સમજીને કરનારને જેવું ફળ થાય છે તેવું ફળ સમજ્યા વગર કરનારને થતું નથી. તમોએ જે આ ક્રિયાનો આરંભ કરવો ધાર્યો છે તે શાસ્ત્રથી પ્રાપ્ત છે કે લોક પદ્ધતિથી પ્રાપ્ત છે ? એ વાત મને સારી રીતે સમજાવો."

"શ્રી કૃષ્ણ ! ઇંદ્રદેવ કે જે દેવતાઓનો અને વાદળાંઓનો નિયંતા છે તેનો આ યાગ કરવાનો છે અને તે શાસ્ત્રની આજ્ઞાથી નહિ પણ પરંપરાની પદ્ધતિને અનુસરીને કરવામાં આવે છે. વાદળાંઓ ઇંદ્રને પ્યારાં છે અને તેઓ-માંથી ઇંદ્રના ઉદ્યમને લીધેજ વૃષ્ટિ થાય છે. જેથી ધાન્ય ઉત્પન્ન થતાં પ્રાણીઓ-નું જીવન ચાલે છે. ઇંદ્રિ વાદળાંઓદ્વારા વૃષ્ટિ કરીને મનુષ્યોને જે ધાન્ય આદિ પદાર્થો આપે છે તે પદાર્થોથી ઇંદ્રિનું પૂજન કરવું યોગ્ય છે અને તેને લીધેજ

અમો પ્રતિવર્ષે વ્રજમાં આ યાગ કરીએ છીએ. અને બીજાં માણસો પણ પોતપોતાનાં ગામોમાં કરે છે. વૃષ્ટિ ન થાય તો ખેડ વગેરે સઘળા પુરૂષાર્થો નિષ્ફળ થાય છે, માટે વૃષ્ટિ કરનારા ઇંદ્રનું તેણે સિદ્ધ કરી આપેલા પદાર્થો વડે પ્રથમ પૂજન કરીને પછી તે પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે જેથી ધર્મ, અર્થ તથા કામ એ ત્રણે પુરૂષાર્થોની સિદ્ધિ થાય છે. ઇંદ્ર કૃપા કરીને વૃષ્ટિ કરે તોજ ધાન્ય ઉત્પન્ન થાયછે, પૃથ્વી જળની સંપત્તિથી અમૃતમય થઇ રહે-છે, ખડ વગેરેની વૃદ્ધિથી ગાયોનાં દૂધ વધે છે અને ગાયો, ખૂંટો તથા વાછ-ડાંઓનું જીવન પણ સારી રીતે ચાલે છે. જે દેશમાં ઇંદ્ર સારી રીતે વૃષ્ટિ કરે તે દેશમાંજ પૃથ્વી ધાન્ય વગરની તથા ખડ વગરની નહિ રહેવાથી પ્રાણીઓ ભૂખે મરતાં નથી. સૂર્યે પૃથ્વી વગેરેમાંથી જે જળ પોતાની કિરણોમાં ચૂસી લીધેલું હોય છે તે જળને ઇંદ્ર સૂર્યની કિરણોમાંથી વાદળાંઓમાં નખાવે-છે અને પછી વાદળાંઓને ભેદીને વૃષ્ટિ કરાવે છે. ઇંદ્ર વાયુરૂપી આયુધથી વાદળાંઓને ભેદવા લાગતાં તેઓમાંથી જે અવાજ ઉત્પન્ન થાય છે તેને લોકો ગર્જના એવું નામ આપે છે. શ્રી કૃષ્ણ! આ પ્રમાણે ઇંદ્રની કૃપાથીજ મનુષ્યોને તથા પશુ વગેરેને સુખ સંપત્તિ થાય છે એટલામાટે અમારી પેઠે બીજા લોકો અને રાજાઓ પણ દર વર્ષે આ સમયમાં ઉત્સવ કરી ઇંદ્રનું પૂજન કરે છે. જે માણસ અનાદિ પરંપરાથી પ્રાપ્ત થયેલા આ સદાચારને કોઇ પ્રકારના લોભથી, ભયથી કે દ્વેશથી છોડી દિયે તેનું ભલું થાયજ નહિ".

"જીવો પોતાના કર્મોથીજ જન્મે છે, કર્મોથીજ મરે છે અને સુખ, દુઃખ, ભય તથા કલ્યાણને કર્મોથીજ પામે છે માટે કોઇ દેવ કે ઇશ્વર જીવોને ફળ આપે-છે એમ માનવું યોગ્ય નથી. પૂર્વ મીમાંસાની રીતિ પ્રમાણે કર્મોજ પરબારાં ફળ આપે છે એમ નિશ્ચય થાય છે તો તેમાં દેવતાઓને કે ઇશ્વરને વચ્ચે ઘા-લવાની કશી અગત્ય નથી. કોઇ દેવ કે ઇશ્વર જીવોએ કરેલાં કર્મોનાં ફળોને આપે છે એમ ઘડીભર સ્વીકારીએ તોપણ દેવ કે ઇશ્વર કર્મોનેજ પરતંત્ર છે એમ સિદ્ધ થાય છે. કેમકે કર્મ કરનારને તેણે જેવું કર્મ કર્યું હશે તેવું ફળ તે આપી શકશે. પણ કર્મ નહિ કરે તેને તે કશું ફળ આપી શકવાનો નથી. આ ઉપરથી પોતાની મેળેજ સિદ્ધ થાય છે કે કર્મોને પરતંત્ર રહેવાને લીધે બકરીના ગળાના આંચળ જેવા વ્યર્થ દેવનું કે ઇશ્વરનું કશું કામ નથી. અહીં ઇંદ્ર કે જે પોતપોતાનાં કર્મોને અનુસરનારાં પ્રાણીઓનાં પૂર્વ જન્મના સંસ્કારેજ

કરાવેલાં કર્મને ફેરવી નાખવામાં અસમર્થ છે તેનું શું પ્રયોજન છે? લોકો પોતાના પૂર્વ સંસ્કારને આધીન હોવાથી તે પૂર્વ સંસ્કારનેજ અનુસરે છે અને દેવ, અસુર તથા મનુષ્યો સહિત આ સઘળું જગત પૂર્વ સંસ્કારમાંજ રહેલું છે માટે કર્મની પ્રવૃત્તિ સંસ્કારાધિન છે. તો તે પ્રવૃત્તિમાં અંતર્યામી કહેવાતા ઇશ્વરની પણ કશી અપેક્ષા નથી. પૂર્વ સંસ્કાર પ્રમાણે થતું કર્મજ સર્વનું કારણ છે માટે કર્મનેજ પૂજવું જોઇએ. જીવ કર્મથીજ ઉંચા નીચા દેહ પામીને પાછા કર્મથીજ તેઓને છોડી દે છે. કર્મજ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરૂ અને ઇશ્વર છે. માટે પૂર્વ સંસ્કારને આધીન રહીને કર્મ કરનારાએ પોતાના કર્મનુંજ પૂજન કરવું જોઇએ. "દેવતાઓના ઉદ્દેશથી પદાર્થો હોમવા એજ કર્મ છે, માટે દેવતાઓ વિના કર્મની સિદ્ધિ કેમ થશે?" એમ તમ લોકોના મનમાં હોય તોપણ તે દેવતાઓ કર્મના અંગભૂત ઠરે છે પણ મુખ્ય તો કોઇ રીતે ઠરી શકતા નથી. ઇશ્વરને કર્મોના ફળ આપનાર સમજવામાં પણ ઉપર પ્રમાણે તેને કર્મોમાં અંગપણુંજ આવે છે. મેં આ સઘળો વિચાર પ્રાચીન વખતના વિદ્વાનોના મતને અનુસરીને કહ્યો છે. પરંતુ વાસ્તવિક વિચાર કરીએ તો જેથી જેની આજીવિકા અનાયાસે ચાલે તેજ તેનો દેવ કહેવાય. જેમ ખેડુઓની આજીવિકા ખેડથી ચાલે છે અને વેપારીઓની આજીવિકા વેપારથી ચાલે છે તેમ આપણી આજીવિકા ગાયોથી, પર્વતોથી અને વનોથીજ ચાલે છે માટે આપણો દેવ તો ગાયો, પર્વતો અને વનોજ કહેવાય. જેમ વ્યભિચારણી સ્ત્રી જાર પુરૂષને સેવવાથી સારૂં ફળ પામે નહિ પણ અનર્થનેજ પ્રાપ્ત થાય તેમ જે માણસ એકે આપેલી આજીવિકા ખાઇને બીજાનું પૂજન કરે તે માણસ પણ તેને સેવતાં કશું કલ્યાણ નહિ પામતાં અનર્થનેજ પ્રાપ્ત થાયછે. "આપણી આજીવિકા ગાયોથી ચાલે છે પણ ગાયોની આજીવિકા ઇંદ્રને આધીન છે" એમ પણ સમજવું નહિ, કેમકે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોજ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ છે. અનેક પ્રકારોવાળું જગત રજોગુણથી થએલ સ્ત્રી પુરૂષના સંયોગથી ઉત્પન્ન થાય છે, વાદળાં રજોગુણની પ્રેરણાથીજ સર્વ સ્થળોમાં જળ વરસાવે છે. જો ઇંદ્ર વરસાવતો હોય તો તે સમજુ ઇંદ્રના હાથથી સમુદ્ર, શિલાતલ અને ખારી ધરતીમાં વ્યર્થ વૃષ્ટિ નહિ થવી જોઇએ. આથી સિદ્ધ થાય છે કે સઘળી પ્રજા મેઘથી જીવે છે તેમાં ઇંદ્રનું કશું કામ નથી. આપણને યોગ ક્ષેમને વાસ્તે પણ ઇંદ્રાદિક દેવતાઓની

ગરજ નથી. કેમકે આપણને દેશ, નગર, ગામડાં કે ઘર કાંઇ પણ નથી. આપણે તો વગડાઉ માણસ છીએ અને નિરંતર વન તથા પર્વતોમાંજ રહીએ છીએ. માટે આપણા યોગક્ષેમ કરનાર દેવ તો વનો અને પર્વતોજ છે. બ્રાહ્મણોએ વિદ્યાના યાગો કરવા જોઇએ, ખેડુઓએ હળના યાગો કરવા જોઇએ અને ગોવાળોએ ગાયોના, જંગલોના તથા પર્વતોના યાગો કરવા જોઇએ. સાંભળવામાં આવ્યું છે કે પર્વતો પણ સિંહો તથા વાઘો વગેરેનાં રૂપો ધરી પોતાનાં જંગલોનું રક્ષણ કરેછે અને જંગલોનું છેદન કરનારાઓને ત્રાસ આપેછે. જંગલી લોકો કે બીજા લોકો જો જંગલોનુંજ ભૂંડું કરવા ધારે તો પર્વતો રાક્ષસોના રૂપથી તેઓને મારી નાખે છે. (નવિન ધર્મ ચલાવવો હોય અથવા ધર્મની ચાલતી પદ્ધતિમાં કાંઇ ફેરફાર કરવો હોય તો બ્રાહ્મણોની સહાયતા વિના ચલાવી શકાય નહિ તથા ફેરફાર કરી શકાય નહિ. માટે બ્રાહ્મણોને પણ પોતાના પક્ષમાં લેતાં શ્રી કૃષ્ણ પોતાનો સિદ્ધાંત કહે છે કે) આમ છે. એટલા માટે ગાયોનો, બ્રાહ્મણોનો અને ગોવર્દ્ધન પર્વતનો યાગ આરંભો અને ઈંદ્રના યાગને વાસ્તે જે જે સામાન ભેળા કર્યા છે તે સામાનોથી ગાયો વગેરેના યાગને સિદ્ધ કરો. (યાગની શોભાને વાસ્તે તથા શ્રદ્ધા ઉત્પન્ન કરવા કહે છે કે) વેદીઆ બ્રાહ્મણો પાસે અગ્નિઓમાં સારી રીતે હોમ કરાવો અને બ્રાહ્મણોને ઘણા ઘણા પ્રકારનાં અન્નો, ગાયો તથા દક્ષિણાઓ આપો. કૂત્રાં, ચાંડાલ તથા પતિત પર્યંત બીજાં પ્રાણીઓને પણ યોગ્ય રીતે અન્ન આપવું. ગાયોને ખડ તથા ખાણુ વગેરે ખવરાવવાં. ગોવર્દ્ધનને બલિદાન દેવું. સર્વ લોકોએ શણગારી, જમી, ચંદનાદિકનાં લેપન કરી અને સારાં સારાં વસ્ત્રો પહેરી ગાયો, બ્રાહ્મણો, અગ્નિઓ અને પર્વતને પ્રદક્ષિણા કરવી. ગાયોને પણ ઝુલોથી, ઘંટાઓથી તથા માળાઓ વગેરેથી શણગારી પર્વતની ચારે તરફ પ્રદક્ષિણા કરાવીને પછી વ્રજમાં લઇ જવી. (માથું હલાવી સર્વની સંમતિ મેળવવા વાસ્તે કહે છે કે) ગાયો, બ્રાહ્મણો, પર્વત અને હું એઓને આ યાગ કરવો ઠીક લાગે છે. માટે દૂધપાકથી તે દાળ સૂધી અનેક પ્રકારની રસોઇ રંધાવો. માલપુવા, જલેબી તથા બીજી પણ મીઠાઇઓ તૈયાર કરાવો. દૂધ તથા દહીં વગેરે ગોરસોને ઘરોઘરથી એકઠા કરાવવા. દેવતાઓ ભલે ઈંદ્રની પૂજા કરે પણ આપણે તો પર્વતનીજ પૂજા કરવી. તમો મારૂં કહેવું ન સ્વીકારો તો બળાત્કારથી પણ સ્વીકારાવવાનો તમારા ઉપર મારો હક છે. જો તમોને

મારા ઉપર પ્રીતિ હોય અને આપણે પરસ્પરના સંબંધી હોઇએ તો મારાં વચનોનો સ્વીકાર કરો".

ઇંદ્રનો ગર્વ ટાળવાને તથા પોતાનો પ્રભાવ બતાવવાને ઇચ્છતા પ્રપંચી શ્રી કૃષ્ણનાં વચનો સાંભળી તેઓમાં અમૃતના જેવો સ્વાદ મળતાં રાજી થયેલા ગોવાળીયાઓ નિઃશંકપણાથી બોલ્યા કે "શ્રી કૃષ્ણ! તમે બાળક છતાં પણ તમારી બુદ્ધિ અમોને આનંદ આપનારી તથા અભ્યુદય આપનારી જણાય છે. વ્રજના પરમ શરણરૂપ, પરમ આધાર અને પરમ રક્ષક તમેજ છો. આ સઘળો વ્રજ તમારા પ્રભાવથીજ નિર્ભય રહે છે અને સ્વર્ગનાં જેવાં સુખોથી સંપન્ન થયો છે. તમે જન્મભરથી જે જે કામો કર્યાં છે તે દેવતાઓથી પણ કદી બની શકે નહિ. તમે બળથી, યશથી તથા પરાક્રમથી ઇંદ્ર સમાન છો. પ્રતાપથી, દીપ્તિથી અને પૂર્ણતાથી સૂર્ય સમાન છો. કાંતિથી, લક્ષ્મીથી અને મુખની પ્રસન્નતાથી ચંદ્ર સમાન છો. બળથી, શરીરની શોભાથી અને બાલચરિત્રોથી કદાચ કાર્ત્તિકેય સ્વામી તમારી બરોબરી કરી શકે પણ કોઇ માણસ તો કરી શકેજ નહિ. તમે કુલાભિમાન દર્શાવીને અમારા ઉપર જે હક ધરાવવાનું કહ્યું તેથી અમો રાજી થયા છીએ. તમે ગાયોનો તથા પર્વતનો યાગ કરવા વિષે જે વચન કહ્યું તેનું ઉલ્લંઘન અમારાથી કરી શકાયજ નહિ."

આ પ્રમાણે સઘળા ગોવાળીયાઓ શ્રી કૃષ્ણના મતને અનુસરતાં નંદે આજ્ઞા કરી કે "આજથી ઇંદ્રનો યાગ બંધ કરીને ગાયોનેવાસ્તે પ્રતિવર્ષ પર્વતનો યાગ કરવાનો ઠરાવ કરવામાં આવે છે. વ્રજવાસીઓ! પુષ્કળ ઘી સાકરેવાળાં ભોજનો તૈયાર કરાવો. ઘીના તથા દૂધના કુંડો અને કોઠીઓ ભરાવો. ભાતભાતનાં અન્નોના મોટા મોટા ગંજ કરાવો. સઘળા વ્રજમાં ત્રણરાત સૂધી ગોરસનું વેચાણ બંધ રખાવીને તે ગોરસ એકઠો કરો. નોબતો વગેરે વાજાંઓ વગડાવો, દીન તથા અનાથ વગેરેને અન્નદાન દેવાનું શરૂ કરો અને ગાયોને, ખૂંટોને તથા વાછડાંઓને શણગારવાની ગોઠવણ કરો."

નંદની આજ્ઞાથી ઇંદ્ર યાગને બદલે ગિરિયાગની મોટી ધામધૂમ ચાલવા લાગી. દહીં, દૂધ તથા ઘી વગેરે પુષ્કળ એકઠાં કરવામાં આવ્યાં અને તેઓના મોટા મોટા અવાડા ભરવામાં આવ્યા. અન્નોના પહાડો જેવા ગંજો તૈયાર કરવામાં આવ્યા. યાગ શરૂ થતાં વાજાંઓના શબ્દોની સાથે ખૂંટોની ગર્જનાઓ તથા ગાયોના અને વાછડાંઓના આનંદમય હંભાશબ્દો

સંભળાવા લાગ્યા. ખૂંટોને તથા ગાયોને સોનાનાં શીંગડાંઓથી, ઘંટાઓથી, વિચિત્ર ઝૂલોથી અને પુષ્પોની માળાઓ વગેરેથી શણગારવામાં આવ્યાં. બ્રાહ્મણો સ્વસ્તિવાચન આદિ ક્રિયાઓ કરાવવા લાગ્યા. સ્ત્રીઓ, પુરૂષો તથા બાળકો નવીન નવીન અલંકારોનો તથા વસ્ત્રોનો ઉપયોગ કરી જમણવારોનો આનંદ લેવા લાગ્યાં. ગોવર્દ્ધન પર્વતને અનેક બલિદાનો દેવાવા લાગ્યાં અને શ્રી કૃષ્ણ બીજા દિવ્યસ્વરૂપથી ગોવર્દ્ધનની ઉપર બિરાજી "હું ગોવર્દ્ધન છું" એમ જણાવીને તે બલિદાનોનું ભક્ષણ કરવા લાગ્યા, ગોપબાલના સ્વરૂપથી તે પોતાના દિવ્યસ્વરૂપને પ્રણામ કરવા લાગ્યા, ગોવાળીયાઓને દિવ્યસ્વરૂપથી વરદાનો દેવા લાગ્યા તથા એવા એવા ઘણા પ્રકારોથી ગોવાળીયાઓને ગિરિયાગ ઉપર દૃઢઆસ્થા બેસાડવા લાગ્યા. પ્રણામ તથા સ્તુતિઓ કરવા લાગેલા ગોવાળીયાઓને રૂપાંતરથી ગોવર્દ્ધન ઉપર બિરાજેલા શ્રી કૃષ્ણે આજ્ઞા કરીકે "તમોને જો ગાયોની ઉપર દયા હોય તો હવેથી મારૂંજ યજન કરજો. હું તમારી સઘળી કામનાઓ પૂર્ણ કરનારો પ્રથમ દેવ છું. મારા પ્રભાવથી તમોને ઘણી ગાયો, ઘણી ઘણી સંપત્તિ તથા સર્વદા આનંદ મંગળ પ્રાપ્ત થશે. હું અદૃશ્ય રૂપથી સર્વ જંગલોમાં ફરી ફરી સિંહ આદિ જાનવરોથી તમારૂં, તમારા બાળકોનું અને ગાયોનું રક્ષણ કરીશ. ગાયોને, ખૂંટોને તથા વાછડાંઓને ખડખાણ વગેરેથી તૃપ્ત કરી સર્વને મારી પ્રદક્ષિણા કરાવો".

આ આજ્ઞાને ગોવર્દ્ધનનીજ આજ્ઞા માનતા ગોવાળીયાઓ પોતપોતાનાં શણગારેલાં અને અત્યંત તૃપ્ત કરેલાં ગાયોનાં ધણોને પર્વતની પ્રદક્ષિણા કરાવવા લાગ્યા. રાતાં, પીળાં તથા ધોળાં વગેરે અનેક વસ્ત્રોથી શોભતા, અલંકારોથી તથા મયૂર પિચ્છ વગેરેનાં ભૂષણોથી પણ દીપી રહેલા અને ભુજાઓમાં ધરેલા લાકડી તથા મોરીઓ વગેરે સામાનોનો યથોચિત ઉપયોગ કરતા ગોવાળીયાઓ પર્વતની પ્રદક્ષિણાના મોટા મેલાવડામાં અદ્‌ભુત આનંદ પામવા લાગ્યા. શ્રી કૃષ્ણનાં ચરિત્રોને ગાતી, બ્રાહ્મણોના આશીર્વાદાક્ષતોને ખોળાઓમાં લેતી, બાળકોને રમાડતી અને પરસ્પરના અલંકારોની શોભાની સરખામણી કરતી ગોપીઓએ પણ બળદનાં ગાડાંઓપર બેસી પર્વતને પ્રદક્ષિણા કરી. પ્રદક્ષિણાનું કામ સંપૂર્ણ થતાં ગાયોની આરતી ઉતારી, બ્રાહ્મણોને ઘણી ઘણી દક્ષિણાઓ આપી અને અનાથ તથા પતિત વગેરે લોકોને પણ અન્નાદિકથી સંતુષ્ટ કરી, યાગનાં કૃત્યો આટોપી લઇ પ્રત્યક્ષ જોવામાં આવેલાં આશ્ચર્યથી વિસ્મય પામેલાં સર્વ વ્રજવાસીઓ શ્રી કૃષ્ણની પ્રશંસા કરતાં કરતાં ગાજતે વાજતે પાછાં વ્રજમાં ગયાં. શ્રી કૃષ્ણ પણ ગોવર્દ્ધન ઉપરના દિવ્યસ્વરૂપને પોતાના સ્વરૂપમાં અંતર્હિત કરી લઇ પોતાનું ધારેલું કૃત્ય પાર પાડીને વ્રજમાં પધાર્યા.

# પ્રકરણ ૧૪ મું.

## ઇંદ્ર ગર્વ હરણ.

**ઐશ્વર્યનો** મદ પુરૂષને વિચારથી દૂર રાખે છે, આગળ પાછળના બનાવોને વિસરાવી દે છે અને સ્વશક્તિની તુલના કરવાનો લેશમાત્ર પણ અવસર આપતો નથી. એ મદ જેનામાં રહેલો હોય છે તે પુરૂષનાં દિવ્ય ચક્ષુ તથા ચર્મ ચક્ષુ એ બન્નેપર પોતે પાટા સરખો થઇ પડે છે અને તેથી એક ઉંડી ખાડ તરફ ચાલતાં તથા તે ખાડ પાસે પહોંચ્યા પછી તેની કોર ઉપર છેલ્લું પગલું મૂકયા પછી પણ તે ચેતવણી આપતો નથી. પરંતુ જ્યારે પેલો પુરૂષ એવી ઉંડી ખાડમાં આખડી પડે છે ત્યારે કેમ જાણે પાંખ આવી હોય તેમ એ મદ અધરથીજ ઉડી જાય છે અને પોતાના નિવાસને ક્ષણમાત્રમાં છોડી દે છે. આવો સમય આવવો એ પણ ઐશ્વર્યના મદવાળા પુરૂષનું એક મોટું ભાગ્ય સમજવું. કારણ કે આવો સમય આવવાથી તેને એ દુષ્ટ મદથી છૂટા પડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. જેથી તે વિચાર કરતાં શિખે છે, આગળ પાછળના બનાવોને સ્મરણમાં રાખે છે અને સ્વશક્તિની તુલના કરવાનો વખત લે છે. આ વખત તેનાં બન્ને ચક્ષુ પડદા વગરનાં બની દૂરના પણ સૂક્ષ્મ પદાર્થોને અને તત્વને જોવાની શક્તિ ધરાવતાં થાય છે.

ગયા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે વ્રજમાં ઇંદ્રયાગને બદલે ગિરિયાગ થયો. આ પ્રમાણે પોતાની પૂજાનો ભંગ થયો જાણી શ્રી કૃષ્ણની ઉપર તથા શ્રી કૃષ્ણનું કહેવું માની ગિરિયાગ કરવા પ્રવર્ત્તેલા ગોવાળીયાઓની ઉપર પણ બહુજ ક્રોધાવિષ્ટ થયેલો સ્વર્ગનો રાજા ઇંદ્ર નેત્રોમાંથી અગ્નિની જ્વાળાઓ વરસાવવા લાગ્યો અને વ્રજનો પ્રલય કરી નાખવા તૈયાર થયો. ઐશ્વર્યનું અભિમાન ધરાવનારા ઇંદ્રે જગતના પ્રલયની વખતેજ ઉપયોગી થનારા સાંવર્ત્તક નામના મેઘગણને બોલાવી આજ્ઞા કરી કે "જંગલમાં ફરનારા નંદ આદિ મૂર્ખ ગોવાળીયાઓએ લક્ષ્મીના મદથી બહુજ ઉન્મત્ત થઇ કૃષ્ણનું કહેવું માનીને મારો મોટો અપરાધ કર્યો છે. માટે તમો જો ખરેખરા રાજભક્ત હો અને મારૂં પ્રિય કરવાને ઇચ્છતા હો તો વ્રજ ઉપર તથા વૃંદાવન ઉપર સાત રાત્રિ સુધી પ્રચંડ પવનવાળો અખંડ પ્રબળ વરસાદ વરસાવી એ

ગોવાળીયાઓનો તથા તેઓનાં સઘળાં પશુઓનો ક્ષય કરી નાખો. હું પણ તમારી પછવાડેજ ઐરાવત હાથી ઉપર બેસી વ્રજ ઉપર આવી તમોને પવન તથા કડાકા વગેરેથી પૂરતી મદદ આપીશ. પ્રચંડ પવનવાળા તથા પ્રચંડ વીજળીઓવાળા ભયંકર વરસાદથી ગોવાળીયાઓ તથા ગાયો મરી ગયા વગર રહેશે નહિ. પ્રથમ સઘળી ગાયો મરી જશે એટલે પછી નિર્ધન થવાથી અર્ધમૃત થયેલા ગોવાળીયાઓનો વિનાશ કરવામાં જરા પણ વિલંબ લાગશે નહિ. કૃષ્ણ મૂર્ખ છતાં પોતાને પંડિત માનનાર છે, બહુ બોલનાર છે, ગોવાળીયાઓને અવળે માર્ગે ઉશ્કેરનાર છે અને અક્કડ રહેનાર છે તેનો મદ ઉતારવાને વાસ્તે મને આ ઉપાય યોગ્ય લાગે છે.

દેવતાઓનું કાર્ય કરવાને વાસ્તે દેવતાઓની પ્રાર્થના ઉપરથીજ પૃથ્વીપર અવતરેલા શ્રી કૃષ્ણના સઘળા ઉપકારોને ભૂલી જઈ તેમની ઉપર દોષ મૂકતા, પોતાનું દેવપણું સાચવનાર ગાયોને મારી નાખવાનો દુષ્ટ સંકલ્પ કરતા અને લક્ષ્મીના મદથી અંધ બનવારૂપ જે દોષ પોતાની ઉપરજ મૂકવો જોઇએ તે દોષ ગોવાળીયાઓની ઉપર મૂકી ખરેખર કૃતઘ્ન તથા અવિવેકી બનતા ઇંદ્રે એ પ્રમાણે આજ્ઞા કરતાં તે આજ્ઞાને માથે ચડાવી વ્રજની તથા વૃંદાવનની ઉપર ચડી સાંવર્ત્તક મેઘગણોએ આકાશને ઢાંકી દીધું. વજ્રપાત જેવી ભયંકર ગર્જનાઓ કરવા માંડી, દિવસને અમાવાસ્યાની મધ્યરાત્રિ જેવો કરી નાખ્યો, વીજળીઓના પ્રચંડ સપાટા કરવા માંડ્યા અને હાથીઓની સુંઢો સરખી ધારાઓથી વૃષ્ટિ કરવા માંડી. આકાશમાં પહાડે પહાડો લડવા લાગ્યા હોય એવી ધમચકર થવા માંડી. અગાધ સમુદ્ર પૃથ્વી છોડી દઇને કેમ જાણે આકાશમાં ચડયો હોય એમ સર્વ લોકો માનવા લાગ્યાં. પહાડો જેવાં દેખાતાં દારૂણ વાદળાંઓ આકાશમાં ગાજવા તથા વરસવા લાગતાં પશુ પક્ષીઓની ગતિ તમામ બંધ પડી ગઇ, કલ્પાંતકાળ વર્ત્તી રહ્યા જેવું જણાવા લાગ્યું, વ્રજ તથા વૃંદાવન અત્યંત વિરૂપ થઇ ગયાં, પૃથ્વી જળમય દેખાવા લાગી, હજારો મોટાં મોટાં વૃક્ષો પણ પડી જવા લાગ્યાં, ઘરોનાં છાપરાંઓ ઉડી પડવા લાગ્યાં, ભીંતો ધસાઇ પડવા લાગી, બાળકો હેબતાઈ જવા લાગ્યાં, સ્ત્રીઓ બેભાન સરખી બનવા લાગી, પુરૂષો અગાધ ચિંતામાં ડુબવા લાગ્યા, અંતરિક્ષ સંકોચાઇને પૃથ્વી સાથે લપેટાઇ જવાનો વિચાર કરતું હોય એમ દિસવા લાગ્યું. સૂર્ય મંડળની તથા ગ્રહ નક્ષત્રો વગેરેની સૃષ્ટિજ નષ્ટ થઇ ગઇ હોય એમ જણાવા લાગ્યું, પૂર આ-

વેલી નદીઓ કાળરાત્રિઓ જેવી દેખાવા લાગી, જૂનાં તથા મોટાં મોટાં અનેક વૃક્ષો નદીઓના પ્રવાહોમાં તણાવા લાગ્યાં અને ભય પામેલા ગોવાળીયાઓ પ્રલયકાળ પ્રાપ્ત થયાનીજ કલ્પના કરવા લાગ્યા.

આ ઔત્પાતિક વરસાદથી પીડાતી ગાયો ખડોની પેઠે થર થર ધ્રુજવા લાગી, સાથળ, પગ તથા ખરીઓ પવનના દરદથી ઝલાઈ ગયાં હોય એવાં થઈ જવાથી નિષ્પ્રયત્ન થઇ ગઇ, પેટ તથા આંચળ દુબળાં થઈ જવાથી અસ્થિપંજરમય દેખાવા લાગી, કેટલીએક આતુર થઇને વાછડાંઓ સહિત પડી જવા લાગી, પેટવતે વાછડાંઓને ઢાંકીને ઉભેલી કેટલીએક વાછડાંઓને બચાવવા જતાં પણ અશક્તિથી પડી જઇ તેઓને કચરી નાખવા લાગી અને કેટલીએક રાંક મોહોડાંઓથી શ્રી કૃષ્ણની સામે જોઇ "હવે બચાવો તો ઠીક" એમ પ્રાર્થના કરતી હોય એવી દેખાવા લાગી. ગાયો તથા વાછડાંઓ અનાથની પેઠે બરાડા પાડવા લાગ્યાં, વાછડાંઓ મરવામાંજ ઉન્મુખ થઇ ગયાં, ગોપીઓ તથા ગોવાળીયાઓ પૂર્વનાં સઘળાં સુખોને વિસરી જઇ જગતને દુઃખમયજ દેખવા લાગ્યાં, ગાયો, વાછડાં તથા માણસો જીવવાની આશા છોડી દેવા લાગ્યાં અને સર્વ પ્રાણીઓ સાન્નિપાતિક શીતજ્વરથી પીડાતાં હોય એવાં દેખાવા લાગ્યાં.

આ સમયમાં શ્રી કૃષ્ણે ગાયોની તથા વાછડાંઓની મોટી પાયમાલી થતી જોઇ, માણસોને પણ મરણ દશાથી જરાકજ દૂર રહેલાં જોઇ, પશુઓને મનથી પોતાની પ્રાર્થના કરતાં જોઇ અને માણસોને પ્રત્યક્ષ રીતે શરણાગત થયેલાં જોઈ ઇંદ્રની ઉપર ક્રોધાક્રાંત થઈ મનમાં ઉપાયની ગોઠવણ કરી લઈ બાહુબળ દેખાડવાના ઉત્સાહથી જેમ બ્રાહ્મણ ઉપર ઘી ચૂરમાના ચોસલાંને સહેલથી ઉપાડી લે તેમ એક હાથ વતે આખા ગોવર્દ્ધન પર્વતને ઉપાડી લીધો. અનેક જંગલોવાળો, મોટાં શિખરોવાળો અને એક ગાઉ જેટલી જગાને રોકી ઉભેલો એ પર્વત શ્રી કૃષ્ણના ડાબા હાથના બળથી પૃથ્વીમાંથી ઊખડી ઉપડી આવતાં તેમાંથી શિથિલ થયેલી અનેક શિલાઓ પડવા લાગી, શિખરો ભેદાવા લાગ્યાં, હજારો વૃક્ષો ઉખડી જઇ ઉંધસુંધ પડવા લાગ્યાં, કેટલાંએક શિખરો ધ્રુમવા લાગ્યાં, પાણીનાં ઝરણાંઓ અસ્તવ્યસ્ત થઇ જવા લાગ્યાં, વાદળાંઓ ખસી જવાથી શિખરો નગ્ન જેવાં દેખાવા લાગ્યાં, ઇંદ્ર આદિ દેવતાઓ ગોવર્દ્ધન પર્વતને પાંખો આવવાની કલ્પના કરવા લાગ્યા, વાદળાંઓનો

તથા પથ્થરો પડવાનો અવાજ જૂદો જૂદો ન ઓળખાવા લાગ્યો, શિખરોમાંથી અરધા અરધા બહાર નિકળેલા સર્પો ધ્વજો જેવા દેખાવા લાગ્યા, કંપતાં તથા પડી જતાં વૃક્ષો અનેક પ્રકારનાં પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં, ગુફાઓ ભેદાવા લાગતાં ક્રોધ પામેલા સિંહો વાદળાંઓની ગર્જનાને પોતાની ગર્જનાઓથી મિશ્રિત કરીને દ્વિગુણિતપણું આપવા લાગ્યા, ઉડી ઉડીને આકાશમાં જતાં પક્ષીઓ વરસાદના જોરથી પાછાં હઠી ઉંધે માથે પડી જવા લાગ્યાં, વિષમ સ્થળો સમ થઇ જવાથી તથા સમસ્થળો વિષમ થઇ જવાથી સઘળો આકાર દેહાંતર જેવો દેખાવા લાગ્યો. અસ્તવ્યસ્ત થતાં ઘુમવા લાગેલાં જંગલો જ્વરથી ઘેરાયેલાં હોય એવાં જણાવા લાગ્યાં અને પશુપક્ષીઓની ભાગનાસ થવાને લીધે પરચક્રથી પીડાયેલા દેશના જેવી સ્થિતિ દેખાવા લાગી. શ્રી કૃષ્ણે ઉંચા કરેલા એક હાથથી આકાશમાં ધરાયેલો ગોવર્દ્ધન પૂર્વે પોતાની પાંખો કાપનારા ઇંદ્રની સામે લડવા ઉભો થયો હોય એવો દેખાવા લાગ્યો, વાદળાંઓની સાથે મિશ્રિત થવાથી કળા પૂરેલા મયૂર જેવો દીસવા લાગ્યો, મહાદેવે બાણોથી આકાશમાં થોભાવી દીધેલા ત્રિપુર નગર જેવો જણાવા લાગ્યો, વાદળાંઓથી રોકાયેલી ગુફાઓવાળો હોવાને લીધે સઘળી ઇંદ્રિયોને બંધ કરીને સૂતેલો હોય એવો દેખાવા લાગ્યો, પોતાનું અચળપણું ટળી જવાથી ખેદ પામીને અશ્રુની ધારાઓ ચલાવતો હોય તેમ ઝરણોને ચલાવવા લાગ્યો, શ્યામ દાંડીવાળું તથા નીલપટલથી ઢંકાયેલું મોટું છત્ર હોય એવો દીસવા લાગ્યો અને પક્ષીઓના કોલાહલથી રહિત થઇ જવાને લીધે સમાધિ ધરીને યોગ શક્તિથી આકાશમાં ચઢ્યો હોય એવો જણાવા લાગ્યો.

શ્રી કૃષ્ણે પોતાના શ્રી હસ્તમાં ગોવર્દ્ધનને તોળી સ્થિર કરી ગોવાળીયાઓને કહ્યું કે "તમારે વાસ્તે મેં આ પર્વતને ઉપાડી લઇ તેની નીચેના ખાડારૂપ નિર્ભય ઘર તૈયાર કર્યું છે; માટે જલદી પોતપોતાના પરિવારોને, ઘરના સામાનોને અને ગાયોનાં ધણોને લઇ તેમાં પ્રવેશ કરો. તમારે મારા હાથમાંથી આ પર્વત પડી જવાની જરા પણ ધાસ્તી રાખવી નહિ. આ ખાડો એક ગાઉના વિસ્તારવાળો છે તેથી આમાં મોટા શહેરનું પણ રક્ષણ થઇ શકે એમ છે. આમાં તમને વરસાદની કે પવનની કશી ધાસ્તી રહે એમ નથી."

આ શબ્દો સાંભળી રાજી થયેલા ગોવાળીયાઓ આનંદની કીકીયારી કરી ગાયોને એ મોટા ખાડામાં પ્રવેશ કરાવવા લાગતાં ખાડાની અંદર ગા-

યોના હંભા શબ્દો અને બહાર વાદળાંઓના શબ્દો થવા લાગ્યા. પ્રથમ ગાયોને, ખૂંટોને તથા વાછડાંઓને ખાડામાં દાખલ કરી પછી સ્ત્રીઓને, બાલ બચ્ચાંઓને અને ગાડાંઓની ઉપર ભરેલા સરસામાનોને પણ દાખલ કરવામાં આવ્યા. અને છેવટ સઘળા ગોવાળીયાઓ પોતે પણ અંદર દાખલ થયા. ખાડાના મધ્યમાં ઉંચા સ્તંભની પેઠે ઉભેલા શ્રી કૃષ્ણ એક પગલું પણ નહિ ખસતાં ડાબા હાથથીજ પર્વતને ધરી રહ્યા.

વાદળાંઓએ ઈંદ્રની આજ્ઞાથી બરાબર સાત અહોરાત્ર સૂધી પ્રચંડ વૃષ્ટિ કર્યા કરી. પણ જેમ આત્મજ્ઞાનવાળા યોગીનો સંસારની ખટપટથી પરાભવ થાય નહિ તેમ ખાડામાં રહેલા વ્રજનો એ વૃષ્ટિથી જરા પણ પરાભવ થયો નહિ. દેવતાઓથી પણ ન બની શકે એવું શ્રી કૃષ્ણનું એ કામ જોઇ વિસ્મય પામેલો, પરમ લજ્જાથી ઘેરાયેલો, પ્રતિજ્ઞા ખોટી પડવાથી રાંક થઇ ગયેલો અને નિષ્પ્રયત્ન બનેલો ઈંદ્ર સઘળા મેઘોને પાછા વાળી નિરાશ થઇ સ્વર્ગમાં જતો રહ્યો.

સાત રાત પર્યંત શ્રી કૃષ્ણના અખંડ દર્શનના પ્રભાવને લીધે ગોવાળીયાઓને, ગાયોને, સ્ત્રીઓને કે બાલ બચ્ચાં વગેરેને પણ ભૂખ કે તરસ જણાયાંજ નહિ. વાયુ તથા વરસાદ બંધ પડી જતાં આકાશને સૂર્યના સ્પષ્ટ પ્રકાશવાળું અને વાદળાંઓ વગરનું થયેલું જોઇ શ્રી કૃષ્ણે "હવે ત્રાસ છોડી સર્વ લોકો ખાડાની બહાર નિકળી સુખેથી પોતપોતાનાં ધણ તથા સરસામાનો સહિત વ્રજમાં જાઓ. વરસાદ બંધ પડી ગયો છે, નદીઓનાં પૂર ઉતરી ગયાં છે અને કાંઇ પણ ધાસ્તી જેવું રહ્યું નથી." એમ કહેતાંજ સર્વ ગોવાળીયાઓ ગાયોનાં ધણોને, સ્ત્રીઓને, બાલ બચ્ચાંઓને તથા સરસામાનોને લઈ શ્રી કૃષ્ણનાં પરાક્રમોની સ્તુતિઓ કરતા કરતા બહાર નિકળ્યા અને તેઓ બહાર નિકળ્યા એટલે શ્રી કૃષ્ણે ગોવર્દ્ધન પર્વતને પાછો એજ ઠેકાણે સ્થાપી દીધો. પ્રેમના વેગથી ઘેરાયેલા સર્વે ગોવાળીયાઓએ આલિંગનાદિકથી શ્રી કૃષ્ણને માન આપ્યું અને ગોપીઓએ દહીં, દક્ષત તથા જળ વગેરેથી પૂજન કરી આશીર્વચન આપ્યાં. યશોદા, રોહિણી અને નંદ ગર્ગાચાર્યનાં વચનોનું સ્મરણ કરી જ્યોતિઃશાસ્ત્રને અદ્દભુત માનવા લાગ્યાં અને બલભદ્ર તો શ્રી કૃષ્ણનેજ સર્વ અદ્દભુતોના નિવાસરૂપ જાણતા હોવાથી કશો વિસ્મય ન ધરવા લાગ્યા. શ્રી કૃષ્ણ સઘળા વ્રજવાસીઓને તથા ગાયોને સાથે લઈ વ્રજમાં

પધાર્યા. ગાડાઓમાં બેઠેલી ગોપીઓ શ્રી કૃષ્ણનાં ચરિત્રોને ગાતી ગાતી વ્રજમાં આવી. શ્રી કૃષ્ણનાં પૂતના વધ આદિ ચરિત્રોથી ગોવાળીયાઓને જે વિસ્મય થયો હતો તેમાં આ ગોવર્દ્ધન ધરણથી મોટો ઉમેરો થયો. વ્રજનું રક્ષણ કરનારા શ્રી કૃષ્ણ પ્રથમની પેઠેજ વ્રજમાં તથા વૃંદાવનમાં વિહાર કરવા લાગ્યા.

શ્રી કૃષ્ણનો અપરાધ કરવાથી બહુજ લજાયેલો અને પોતાની ઉપર કૃતઘ્નપણાનો દોષ આવવાથી દીન થઇ ગયેલો ઇંદ્ર શ્રી કૃષ્ણની પાસે અપરાધની ક્ષમા માગવામાંજ પોતાનું કલ્યાણ સમજી એક દિવસે ગોલોકની ગાયોને સાથે વૃંદાવનની અંદર એકાંતમાં શ્રી કૃષ્ણની પાસે આવ્યો. ગોવર્દ્ધનના શિલાતલ ઉપર બિરાજેલા, પોતાના તેજથી વનના પ્રદેશોને તેજોમય કરી મેલતા, ગોપજાતિને છાજતા વેષથી વિસ્મય પામતા, જળથી ભરેલા મેઘના જેવી શ્યામ સુંદર કાંતિવાળા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સથી શોભી રહેલા અને આકાશમાં અંતર્હિત રીતે ઉભેલા ગરૂડજી પોતાની પાંખોવડે જેમના મુખ ઉપર છાયા કરતા હતા એવા શ્રી કૃષ્ણને જોઇ ઇંદ્ર પોતાના કૃત્યથી બહુજ લજાઇ ગયો. આ વખતે પરમાત્માના દર્શનથી ઇંદ્ર પોતાની આંખોની મોટી સંખ્યાને સફળ થયેલી માનવા લાગ્યો. દિવ્ય માળાઓવાળો, દિવ્ય લેપનવાળો, વીજળીની પેઠે ચળકતા મુકુટથી તથા રત્નમય કુંડલોથી દીપતા મુખવાળો અને હજાર નેત્રોથી દર્શન કરતાં છતાં પણ તૃપ્તિ નહિ પામતો ઇંદ્ર શરમાતો શરમાતો સમીપમાં આવી દિવ્ય મુકુટથી ચરણસ્પર્શ કરી હાથ જોડી મેઘના જેવા ગંભીર અને મોટા ઐશ્વર્યનાં લક્ષણોવાળા સ્વરથી બોલ્યો કે "નાથ શ્રી કૃષ્ણ! મેં ઐશ્વર્યના મદથી ઉન્મત્ત થઇ આપના પ્રભાવને નહિ જાણી અને આપને પૃથ્વીમાં અવતરવાને વાસ્તે અમારે જે દીનતા ભરેલી વિજ્ઞપ્તિઓ કરવી પડી છે તેઓને તથા પૃથ્વીમાં અવતરીને આપે અમારા જે ઉપકારો કર્યા છે તેઓને પણ છેક વિસારી મૂકી કેવળ કૃતઘ્નપણાનુંજ અવલંબન કરીને આપનો અપરાધ કર્યો છે તેની હું ક્ષમા માગું છું. મારા જેવા મૂઢ બુદ્ધિવાળાઓ જેઓ અનીશ્વર છતાં પણ ઇશ્વરપણાનું અભિમાન ધરાવે છે તેઓને આપના તરફથી શિક્ષા થવીજ જોઇએ. મેં પ્રલય કરનારાં વાદળાંઓથી વૃષ્ટિ કરવા માંડતાં આપે ગાયોની રક્ષા કરી તેથી મને તથા ગોલોક રહેનારી ગાયોને સંતોષ થયો છે. આપે યોગશક્તિથી થતી હિરણ્ય ગર્ભની ધારણા કે જેના

પ્રભાવથી ભારે પદાર્થ પણ હલકો થઇ જાય છે અને મોટો પદાર્થ પણ નાહાનો થઇ જાય છે તેનો ઉપયોગ કરી ગોવર્દ્ધન પર્વતનું આકાશમાં ધારણ કર્યું તે કામથી કોને વિસ્મય ન થાય ? આપ પોતાનું પૂર્ણપણું ઢાંકીને મનુષ્ય લીલાથી સઘળાં કાર્ય કરો છો તેથી હું રાજી થાઉં છું અને હવે અમારૂં જે કાંઇ કાર્ય અવશેષ છે તેને પણ મનુષ્ય લીલાથીજ સિદ્ધ કરશો એવો ભરોંસો રાખું છું. જેમ પર્વતોમાં હિમાલય, જળાશયોમાં સમુદ્ર અને પક્ષીઓમાં ગરૂડ શ્રેષ્ઠ છે તેમ દેવતાઓમાં આપ શ્રેષ્ઠ છો. હું બ્રહ્માના કહેવાથી આ ગોલોકની ગાયોને સાથે લઇને આવ્યો છું અને આકાશ ગંગાના દિવ્ય જળથી આપનો અભિષેક કરવા ઇચ્છું છું. જેમ હું દેવતાઓના ઇંદ્રની પદવી ધરાવું છું તેમ આ અભિષેકને પ્રાપ્ત થઇ આપ ગાયોના ઇંદ્રની પદવી ધરાવશો અને આજથી ગોવિંદ એ નામ આપીને સર્વ લોકો આપની સ્તુતિ કરશે."

"ઇંદ્ર ! મેં તમારા ઉપર અનુગ્રહ કરવાને વાસ્તેજ તમારા યજ્ઞનો ભંગ કર્યો છે. ઐશ્વર્યના અને લક્ષ્મીના મદથી આંધળા થયેલા લોકોને તથા જેઓના ઉપર અનુગ્રહ કરવાની મને ઇચ્છા થાય છે તેઓને હું પૂરતી શિક્ષા કરી મદ રહિત કરી નાખું છું."

"શ્રી કૃષ્ણ! હવે હું સંપૂર્ણ રીતે મદરહિત થયો છું તેથી આપનું સર્વદા સ્મરણ કર્યા કરીશ. આપની પાસે આવવામાં મારા બે ઉદ્દેશ છે. તેમાં આપનો ગાયોના ઇંદ્રની પદવી ઉપર અભિષેક કરવો એ મુખ્ય ઉદ્દેશ છે અને બીજો ઉદ્દેશ આપને કંશ વગેરેનો વધ કરવામાં ઉતાવળ કરાવવાનો તથા મારા અંશરૂપ અર્જુન જે આપની ફોઇ કુંતીના ઉદરથી અવતરેલ છે તેનું સઘળી રીતે રક્ષણ કરવાની ભલામણ કરવાનો છે. ભારત યુદ્ધનો આધાર આપના અને અર્જુનના ઉપરજ છે માટે આપ અર્જુનની ઇચ્છા પ્રમાણે વર્ત્તશો અને અર્જુન આપની ઇચ્છા પ્રમાણે વર્ત્તશે. આપ મારા ઉપર જેવી કૃપાદૃષ્ટિ રાખો તેવીજ કૃપાદૃષ્ટિ અર્જુન ઉપર રાખી યુદ્ધના પ્રસંગોમાં તથા ઘરમાં પણ અર્જુનનું રક્ષણ કરજો. અને અર્જુન પણ આપને ઘણાં કાર્યોમાં ઉપયોગી થશે."

શ્રી કૃષ્ણ ઇંદ્રના બન્ને ઉદ્દેશોનો અંગીકાર કરતાં ગોલોકની ગાયોએ અને ઇંદ્રે દૂધથી તથા ઐરાવતની સુંઢમાં ભરીને મગાવેલાં આકાશગંગાના જળથી શ્રી કૃષ્ણનો અભિષેક કર્યો. શ્રી કૃષ્ણનો અભિષેક થતી વખતે જગતમાં આનંદ વર્ત્તી રહ્યો, દિવ્ય પુષ્પોની વૃષ્ટિઓ પડવા લાગી, વૃક્ષોમાં ફળ પુષ્પોની

સંપત્તિ વૃદ્ધિ પામી, પવન અનુકૂળ વાવા લાગ્યો, ઋષિઓ વેદમંત્રોથી શ્રી કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા, ગંધર્વો ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી.

ઇંદ્ર તથા ગોલોકની ગાયો શ્રી કૃષ્ણનો અભિષેક કરી રજા લઇને પોતપોતાના લોકમાં ગયાં અને શ્રી કૃષ્ણ એકાંત સ્થળમાંથી ગોવાળીયાઓના સમુદાયમાં આવી ગાયો ચરાવીને સાયંકાળે સર્વની સાથે વ્રજમાં પધાર્યા.



# પ્રકરણ ૧૫ મું.

## કદંબ ક્રીડા.

શરદૃઋતુ તથા ગોવર્દ્ધનોત્સવ વગેરે આનંદોથી ક્ષણ માત્રની પેઠે વ્યતીત થઇ જતાં હેમંતઋતુ પ્રાપ્ત થઇ. જળ અત્યંત શીતળ થવા લાગ્યાં, રાત્રિઓ વધવા માંડી, દિવસો ટુંકા થવા લાગ્યા, ગરમી બીજાં સઘળાં સ્થળો છોડીને ફક્ત યુવતીઓનાં કુચમંડળોમાંજ ભરાઇ રહેવા લાગી, કમળો હિમથી બળી જવા લાગ્યાં, ઝાકળ સાયંકાળ સૂધી પણ સૂર્યને તિરોહિત જેવોજ રાખવા લાગી, નદીઓના પ્રવાહ દુર્બળ થવા લાગ્યા, અગ્નિનું સેવન સર્વ લોકોને પ્યારૂં લાગવા માંડયું, ટાઢ વિરહિણી સ્ત્રીઓને પણ અધરક્ષતયુક્ત કરવા લાગી, ઘણીખરી પુષ્પ જાતિઓ ક્ષય પામવા લાગી, ગુલદાઉદીઓ પ્રફુલ્લિત થવા લાગી, રાત્રિઓ વિરહી લોકોને વિકટ જણાવા લાગી, ભોજનો ભાવવા લાગ્યાં, વ્યાયામ આનંદ આપવા લાગ્યો, યમુના અતિ પવિત્ર છતાં પણ સ્થલચર પ્રાણીઓને અસ્પૃશ્ય જેવી જણાવા લાગી; વાનરાઓ ચણોઠીના ઢગલાઓમાં અગ્નિનું અભિમાન ધરી તાપવા લાગ્યા, જંગલોમાં ફરતાં પશુઓ તથા માણસો શીત જ્વરથી ઘેરાયેલાંની પેઠે ધ્રૂજવા લાગ્યાં, નિર્ધન લોકોનાં જાડાં ખડખડવા લાગ્યાં, દૂધ તથા ઘી વગેરેની સમૃદ્ધિ વ્રજવાસીઓને શીતકાળથી નિર્ભય રાખવા લાગી, તુષારથી ઢંકાયેલોજ રહેતો ચંદ્ર ઠંડીની બીકથી રજાઇઓ ઓઢીનેજ ચાલતો હોય એવો દેખાવા લાગ્યો, શ્રી કૃષ્ણમાં આસક્ત થયેલી ગોપકન્યાઓ શ્રી કૃષ્ણ-નો પ્રસંગ મળ્યા વિના પણ અધરમાં પ્રાપ્ત થયેલા ક્ષતોથી લજ્જાવા લાગી અને શ્રી કૃષ્ણ ભક્તવત્સલપણાથી તે કન્યાઓના મનોરથોને પૂર્ણ કરવાનો લાગ જોવા લાગ્યા.

માગશર માસમાં વ્રજની ગોપકન્યાઓએ હવિષ્ય જમવાનો નિયમ રાખી જગદંબાના પૂજનરૂપ વ્રતનો આરંભ કર્યો. એ કન્યાઓ નિત્ય વહેલી વહેલી યમુનાના જળમાં નાહી સૂર્યોદય થયા પછી જગદંબાની રેતીમય મૂર્ત્તિ બનાવીને તેમાં સુગંધી ચંદન, પુષ્પ, બલિ, ધૂપ, દીપ, અનેક પ્રકારનાં નૈવેદ્યો, કુંપળીયાં, ફળો તથા અક્ષતોથી જગદંબાનું પૂજન કરતી હતી. અને પૂજન

કરતી વખતે દરેક કન્યા "હે કાત્યાયનિ ! હે મહામાયા ! હે મહાયોગિનિ ! હે અધિશ્વરિ ! શ્રી કૃષ્ણને મારા પતિ કરજો. હું તમને નમન કરૂં છું." એ મંત્રનો જપ કરતી હતી. જેઓનાં ચિત્તો શ્રી કૃષ્ણમાંજ લાગી રહ્યાં હતાં એવી એ કન્યાઓ પ્રભાતમાં વહેલી વહેલી ઉઠી પરસ્પરનાં નામોથી પરસ્પરને જગાડી પરસ્પરના હાથ ઝાલી ઉંચા સ્વરથી શ્રી કૃષ્ણનાં ગીતો ગાતી ગાતી નિત્ય યમુનાજીમાં નહાવાને વાસ્તે જતી હતી.

એ કુમારિકાઓ કોઇ દિવસે યમુનાના તટપર આવી હમેશની પેઠે પોતાનાં વસ્ત્રોને કિનારાપર મૂકી આનંદથી ગીતો ગાતી જળમાં વિહાર કરતી હતી ત્યાં તેઓને વ્રતનું ફળ દેવા સારૂ શ્રી કૃષ્ણ પોતાના મિત્રોની સાથે પધારી તેઓનાં વસ્ત્રોને કિનારાપરથી ઉપાડી લઇ તરત કદંબના ઝાડ ઉપર ચડી જઇ હસવા લાગ્યા અને તેમની સાથેના તેમના મિત્રો પણ હસવા લાગ્યા.

"રમણીય અંગોવાળી અબળાઓ ! તમોને તમારાં વસ્ત્રો જોઇતાં હોય તો અહીં આવીને લિયો. હું આ હાંસીની વાત કરતો નથી પણ ખરી કહું છું. તમોએ વ્રતરૂપ તપશ્ચર્યા કરેલી છે અને વળી તે તપશ્ચર્યાથી તમો કૃશ થવાને લીધે ચીડાઇ જાઓ એવી થયેલી છો તેથી તમારી હાંસી કરી શકાયજ નહિ. હું કદી ખોટું બોલ્યો નથી એ વાત આ મારા સઘળા સોબતીઓ જાણે-છે. સુંદરીઓ ! ચાહે તો તમે અનુક્રમથી એક એક અહીં આવીને પોતપોતાનાં વસ્ત્રો લિયો અને તેમ કરવું અનુકૂળ ન લાગે તો સઘળી સાથે આવીને લિયો."

શ્રી કૃષ્ણને હસતા જોઇ અને તેમનાં હાસ્ય વચનો સાંભળી પ્રેમથી આર્દ્ર થયેલી, લજાયેલી, પરસ્પરની સામે જોઇને હસવા લાગેલી, શીતળ જળમાં કંઠ સૂધી ડૂબીને ઉભેલી, ટાઢથી ધ્રૂજતી અને નર્મ વચનોથી ચિત્તમાં પરમ આકર્ષણ પામેલી ગોપકન્યાઓ બહાર નિકળતાં શરમ પામી જળમાંજ ઉભી રહી.

"શ્રી કૃષ્ણ ! અનીતિ નહિ કરો. અમો તમને ઘણા દહાડા થયાં ઓળખી-એ છીએ. તમે નંદરાયના પ્યારા પુત્ર છો અને વ્રજમાં વખણાઓછો, પણ આવું કૃત્ય કરવામાં તમારી શોભા નથી. અમોને હવે કેટલીવાર સૂધી જળમાં ઉભાડી રાખી ધ્રૂજાવ્યા કરશો ?"

"શ્યામસુંદર ! તમે વ્રજના માલેક છો અને અમો તમારી દાસીઓ છીએ. તેથી બીજું જે કાંઇ કહો તે કરવા તૈયાર છીએ. પણ આવી આજ્ઞા તો અ-

મારાથી શી રીતે ઉઠાવી શકાય ?"

"જેમ દાસીઓએ માલેકની આજ્ઞા પ્રમાણે ચાલવાનો પોતાનો ધર્મ સમજવો જોઇએ તેમ માલેકે પણ અયોગ્ય આજ્ઞા નહિ કરવાનો પોતાનો ધર્મ સમજવો જોઇએ. તમો તમારા ધર્મ ઉપર ધ્યાન આપીને અમોને વસ્ત્રો આપો. નહિ આપો તો તમારા પિતાની પાસે અને છેવટ કંસની પાસે પણ તમારી ફરિયાદ કરીશું."

ઉપર પ્રમાણે અનુક્રમે મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા ગોપકન્યાઓનાં વચનો સાંભળી શ્રી કૃષ્ણ બોલ્યા કે "સુંદરીઓ ! તમો જો મારી દાસીઓ હો અને મારૂં કહ્યુંજ કરવાને ધારતી હો તો અહીં આવીને મારી પાસેથી પોતપોતાનાં વસ્ત્રો લિયો."

શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી પ્રેમથી વિહ્વળ થયેલી અને ઠંડીથી પીડાતી સઘળી કન્યાઓ બન્ને હાથ વતે પોતાનાં અંગો ઢાંકી ધ્રુજતી ધ્રુજતી જળમાંથી બહાર નિકળી કદંબના વૃક્ષની પાસે આવી. એઓને ખરેખરી કન્યાઓ જોઇ તેઓના શુદ્ધ ભાવથી પ્રસન્ન થયેલા શ્રી કૃષ્ણ સઘળાં વસ્ત્રોને પોતાની કાંધ ઉપર મૂકી મંદહાસ્ય પૂર્વક બોલ્યા કે "તમો વ્રતના નિયમવાળી છતાં વસ્ત્ર રહિત થઇને જળમાં નાહી છો એ વ્રતભંગરૂપ અપરાધ થયો છે માટે તે અપરાધની નિવૃત્તિને વાસ્તે બન્ને ભુજાઓની વચમાં લલાટ રહે એવી રીતે હાથ જોડી મને પ્રણામ કરી સુખેથી વસ્ત્ર લિયો." શ્રી કૃષ્ણના કહેવાથી વસ્ત્ર રહિત નહાવાને વ્રતભંગરૂપ માની તે વ્રતને પૂર્ણ કરવાની ઇચ્છાથી સઘળી કુમારિકાઓએ તે પ્રમાણેજ હાથ જોડીને શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા. કુમારિકાઓને એ પ્રમાણે નમેલી જોઇ તેથી પ્રસન્ન થયેલા દયાળુ શ્રી કૃષ્ણે તેઓને વસ્ત્રો પાછાં આપ્યાં.

શ્રી કૃષ્ણે વસ્ત્રો હરી લઇને બહુજ ઠગાઇ કરી, લાજ મૂકાવી, ઉપહાસ કર્યો અને જેમ રમકડાંઓને રમાડે તેમ રમાડી તોપણ શ્રી કૃષ્ણના સમાગમથી સુખ મળેલું માનતી એ કુમારિકાઓએ જરા પણ તેમના ઉપર દોષારોપ કર્યો નહિ. શ્રી કૃષ્ણના એવી રીતના સમાગમે જેઓનાં ચિત્તોને ખેંચી લીધાં હતાં એવી ગોપકન્યાઓ પોતપોતાનાં વસ્ત્રો પહેરી લઇ ત્યાંથી ખસી જવાને બદલે ત્યાંજ ઉભી રહીને આંગિક સમાગમની ઇચ્છાથી લજ્જા ભરેલાં નેત્રો વડે તેમની સામેજ જોવા લાગી. પોતાના ચરણ સ્પર્શની કામનાથીજ જેઓએ વ્રત કર્યું

હતું એવી એ કન્યાઓના મનોભાવને જાણી લઈ*प्रागुपनयनात् कामचारः कामवादः काममक्षः એ ધર્મ શાસ્ત્રના વચન ઉપર ધ્યાન આપીને શ્રી કૃષ્ણે તેઓને કહ્યું કે "ભલી ગોપીઓ! મારૂં સેવન કરવાનો જે તમારો સંકલ્પ છે તે તમારા કહ્યા વગર પણ મારા સમજવામાં આવ્યો છે. તેમાં મારાથી વસ્ત્રોનું હરણ કરવા વગેરે ક્રિયાઓથી સંમતિ પણ અપાઈ ચુકીછે. માટે તે તમારો સંકલ્પ ગમે તે રીતે પણ સત્ય થયા વગર રહેશે નહિ. જેઓ મારામાંજ આસક્તિ રાખે તેઓની તે આસક્તિ એક જાતની કામનારૂપ છતાં પણ બીજી સઘળી કામનાઓને શાંત કરવામાં બહુ ઉપયોગી થાય છે, અને પોતે પણ અંતે કામનારૂપ નહિ રહેતાં મારા સ્વરૂપના અનુસંધાનરૂપે પરિણામને પામે છે. અબળાઓ! હવે વ્રજમાં જાઓ. તમોએ જે ફળના ઉદ્દેશથી જગદંબાનું પૂજન કર્યું છે તે ફળ તમોને આવતી શરદૃઋતુની રાત્રિઓમાં પ્રાપ્ત થશે."

એ પ્રમાણે શ્રી કૃષ્ણે આજ્ઞા કરતાં પોતાના મનોરથોને પૂર્ણ થયા માની રાજી થતી અને ફળ પ્રાપ્તિમાં કાળ વિલંબ પડવાથી કાંઈક ખેદ પામતી ગોપકન્યાઓ શ્રીકૃષ્ણની પાસેથી જવું નહિ ગમતાં છતાં પણ લોક વ્યવહારને અનુસરી વ્રજમાં ગઈ અને માતા પિતાના તંત્રમાં રહેતાં છતાં પણ શ્રી કૃષ્ણના ધ્યાનમાંજ તત્પર રહેવા લાગી.

મદોન્મત્ત થયેલા ખૂંટોને લડાવતા, બળવાન ગોવાળીયાઓને મલ્લ યુદ્ધ કરવાનો ઉત્સાહ આપતા, ખૂંટોનાં યુદ્ધોને તથા ગોવાળીયાઓનાં મલ્લ યુદ્ધોને જોઈ આનંદ પામતા, ગાયો ચારવાને વાસ્તે વૃંદાવનના પ્રદેશોમાં ફરીફરીને તે પ્રદેશોને પૃથ્વીના સઘળા પ્રદેશો કરતાં અધિક ભાગ્યશાળી કરતા અને અનેક પ્રકારની લીલાઓથી માતા પિતા વગેરેને પરમ આનંદ આપતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યા. કિશોર અવસ્થા વ્યતીત થયાને ઘણા દિવસો નહિ થયાં છતાં પણ ખરેખરા જુવાન જેવાજ દેખાવા લાગ્યા, તે તે ચરિત્રોથી દેવતાઓને પણ વિસ્મય આપવા લાગ્યા અને હેમંતઋતુને છાજતા આહારવિહારોથી વર્ત્તવા લાગ્યા.

---

*ઉપનયન સંસ્કારથી પેહેલાં યથેચ્ટ વિહાર, યથેષ્ટ ભાષણ અને યથેષ્ટ ભક્ષણ કરવામાં દોષ નથી.

શ્રી કૃષ્ણની લીલાઓ જોવાથી આનંદમગ્ન રહેતા વ્રજવાસીઓને હેમંતઋતુના દિવસો એક ક્ષણની પેઠે વ્યતીત થવા લાગ્યા. પણ માતાપિતાઓએ બીજા ગોવાળીયાઓની સાથે તરતમાં પરણાવી દીધેલી અને શરદ્‌ઋતુ આવવાની વાટ જોયા કરતી પેલી ગોપકન્યાઓને તો એક એક યુગ જેવા જણાવા લાગ્યા.

હેમંતઋતુ વ્યતીત થતાં શિશિરઋતુ પ્રાપ્ત થઇ. રાત્રિઓ કાંઇક કાંઇક ટુંકી થવા લાગી, દિવસો કાંઇક કાંઇક લાંબા થવા લાગ્યા, સૂર્યનું તેજ કાંઇક કાંઇક વધવા લાગ્યું, જળની શીતળતા કાંઇક કાંઇક ન્યૂન થવા લાગી, ઠંડીનું જોર નરમ પડવા લાગ્યું શેલડીઓના વાડોમાં ચીચોડાઓ ફરવા લાગ્યા, ગામડાંઓનાં લોકોમાં નવો ગોળ ખાવાનો મહોત્સવ જામી રહ્યો, ગામડાંઓનાં પાદરો ધાન્યોનાં ગંજોથી ભરપૂર દેખાતી ખળાવાડોથી શોભી રહ્યાં, વાડોમાં ઉત્પન્ન થતાં વાલોર વગેરે શાકો ગામડીયા લોકોને મેવાનો આનંદ આપવા લાગ્યાં, ખેડુઓનાં છોકરાંઓ શેલડીઓ છોલી છોલીને દાંતોની મજબૂતીની પરીક્ષા દેવા લાગ્યાં, ગામઝાંપાઓમાં બેઠેલા રાજકીય હવાલદારો ખેડુઓને દાનવો જેવા જણાવા લાગ્યા, વાડોમાં ચડેલી ગોળની કડાઓ અદેખાં માણસોનાં હૃદયોની પેઠે ઉકળવા લાગી, વાડોમાં ભરાઈ બેસનારા દીપડાઓ શેલડીઓ ઉપડી જવાથી નિરાશ્રિત થઇને પહાડોમાં ભાગી જવા લાગ્યા, શહેરો તથા ગામડાંઓમાં નવાં પરણેલાં દંપતિઓ રંગની પિચકારીઓથી તથા અબીલ ગુલાલોથી ખેલવા લાગ્યાં, વૃજમાં ઘેર ઘેરં વસંતપંચમીનો ઉત્સવ કરવામાં આવ્યો, વસંતના જન્મોત્સવ સંબંધી ગાયનો થવા લાગ્યાં અને સ્વામીઓની સાથે રંગની પિચકારીઓથી ખેલતી ગોપકન્યાઓ શ્રી કૃષ્ણને જોવા ઉભેલા જોઇ પિચકારીઓની ધારાઓથી બચવાના મિષથી પોતાનાં ભીંજાએલાં કપડાંઓવાળાં અંગોનું વારંવાર પરિવર્ત્તન કરી શ્રી કૃષ્ણને અંગોની સુકુમારતા તથા શોભા દેખાડવા લાગી.

# પ્રકરણ ૧૬ મું.

## પ્રેમ ભક્તિ-ભૂલનો પસ્તાવો.

**બાલ્યાવસ્થા** વ્યતીત થવા આવતાં જેમ યુવાવસ્થાનાં ચિન્હો દેખાવા લાગે તેમ શિશિરઋતુ વ્યતીત થવા આવતાં વસંતઋતુનાં ચિન્હો દેખાવા લાગ્યાં. ડોલર વગેરે લતાઓમાં લાગેલી કળીઓ સંયુક્ત કામી જનોની મનોવૃત્તિની સાથે પ્રફુલ્લિત થવા લાગી, પુષ્પોમાં આસક્ત થયેલી ભ્રમરોની પંક્તિનો ગુંજાર કામદેવના ધનુષ્યની દોરીના ટંકારનું અનુકરણ કરવા લાગ્યો, ખાખરાઓની પંક્તિઓ યુવતિઓના કુચમંડળ ઉપરના નખક્ષતો જેવાં કેસુડાંઓથી દીપ્ત થવા લાગી, દક્ષિણ દિશાનો પવન લતાઓને નૃત્યનું શિક્ષણ આપવા લાગ્યો, વનરાજિઓ કોકિલાઓના પંચમ સ્વરોથી રાજી થતી હોય તેમ પુષ્પ વૃષ્ટિઓ કરવા લાગી, પુષ્પોના પરાગો દિશાઓને ધોળે દિવસે અંધકારમય કરવા લાગ્યા, પવન ધોળે દિવસે પુષ્પોના સુગંધને ચોરવા લાગ્યો, પુષ્પોનો સુગંધ પવનથી ચોરાતાં છતાં પણ વૃદ્ધિ પામવા લાગ્યો, આંબાઓની મંજરીઓ મુગ્ધાઓને પ્રૌઢાની વિદ્યાઓનું અધ્યયન કરાવવા લાગી, ચંપકો ચારે તરફ વિજય મેળવતા કામદેવને સુવર્ણમય પુષ્પોથી વધાવતા હોય એવા દેખાવા લાગ્યા, પુષ્પોનો મકરંદ ઉપવનોની પેઠે માનવતીઓનાં ચિત્તોને પણ આર્દ્ર કરી દેવા લાગ્યો, વૃક્ષોનાં પલ્લવો કામી લોકોના મનોરથોની સાથે નાચવા લાગ્યાં અને વૃંદાવનમાં ગાયો ચરાવતા શ્રી કૃષ્ણ વસંતથી થયેલી વૃંદાવનની અપૂર્વ શોભાને જોઇ "ગોપકન્યાઓને આ ઋતુમાં સમાગમ દેવાનું વચન અપાયું હોત તો ઠીક" એમ કલ્પના કરવા લાગ્યા તથા ગોપકન્યાઓ પણ વસંતમાં ઉન્મત્ત થયેલા કામદેવથી બહુ પીડાવાને લીધે પોતાને આવતી શરદ્ઋતુ સુધી જીવતી રાખવા વાસ્તે કામદેવની પ્રાર્થનાઓ કરવા લાગી.

શ્રી કૃષ્ણનો વેણુનાદ ગોપીઓની પેઠે વૃંદાવનમાં ગાયોને, હરિણીઓને તથા પક્ષિઓને પણ ચિત્રિત મૂર્ત્તિઓ સમાન કરી દેવા લાગ્યો. શ્રી કૃષ્ણ પોતાના ડાબા ખભા ઉપર ડાબો ગાલ ધરી હૃદયમાં આવેલા ચમત્કારોથી પોતાની ભમરોને નચાવતાં નચાવતાં અને વેણુનાં છિદ્રોની ઉપર પોતાની

કોમળ અંગુલિઓ ફેરવતાં ફેરવતાં જ્યારે જ્યારે સ્વરોની વિવિધ ઘટનાઓને ઉદય આપતા હતા ત્યારે ત્યારે આકાશમાં શ્રવણ કરવાને ઉભી રહેતી દેવાંગનાઓ પણ પોતાનાં શરીરોનાં ભાન ભૂલી જતી હતી, નદીઓ પોતાની ગતિઓને બંધ કરી કિનારાઓપર વધીને શ્રી કૃષ્ણના ચરણની રજનું ગ્રહણ કરવા ઇચ્છતી હોય એવી જણાતી હતી, વૃક્ષો તથા લતાઓ વિશેષ ફળ પુષ્પાદિકથી ભરપૂર થઇ નમી નમીને મકરંદની ધારાઓ ચલાવતાં હતાં, જળાશયોમાં રહેનારાં હંસ તથા સારસ વગેરે પક્ષીઓ કિનારાપર આવી ચૂપ થઇ આંખો મીંચીને શ્રવણનો આનંદ લેતાં હતાં; મેઘ છત્રના જેવી છાયા કરી ઝીણાં ઝીણાં બિંદુઓની વૃષ્ટિ કરતાં કરતાં મંદમંદ ગર્જનાથી મૃદંગની ગરજ સારતો હતો અને સાંભળવા ઉભેલા સદાશિવ આદિ દેવતાઓ રાગવિદ્યાના આચાર્યો છતાં પણ શ્રી કૃષ્ણે પોતાની કલ્પનાથીજ ઉપજાવેલી નવીન પદ્ધતિઓના તત્વનો નિશ્ચય નહિ કરી શકાયાથી મસ્તકો નમાવી મોહ પામી જતા હતા.

પુષ્પોના ગુચ્છ તથા મયૂરોનાં પિચ્છો વગેરેથી વિચિત્ર વેષવાળા, ગોવાળીયાઓ તરફથી વારંવાર પરમ માન પામતા, વેણુના સ્વરોથીજ ગાયોનેજ ચરવા જવા તથા જંગલમાંથી પાછી વળવા વગેરે ક્રિયાઓની ચેતવણી આપતા, ભ્રમરોથી ઘેરાયેલી વનમાળાવાળા, ગોવાળપણાને છાજતી અનેક ક્રીડાઓ કરતા, ધ્વજ વજ્ર તથા કમળ આદિની રેખાઓવાળાં ચરણકમળોથી પૃથ્વીને ગાયોની ખરીઓ વગેરેથી થયેલી વ્યથાનું ઉપશમન કરતા, સ્નેહીના ખભા ઉપર હાથ મૂકી વેણુનાદની ગતિઓની સમજણ આપતા, કોઇ સમયે હાથમાં માળા લઇને ગાયોની ગણતરી કરતા, ગાયોની ખરીઓની રજથી ખરડાઇ રહેલી માળાઓવાળા અને પ્રકટ થવા લાગેલા યૌવનના ચમત્કારથી ઘુમતાં નેત્રોવાળા શ્રી કૃષ્ણ સાયંકાળે સઘળી ગાયોને વાળીને હસતે મ્હોડે હાથીના જેવી ગંભીર ચાલથી વ્રજમાં પધારતા હતા તે સમયે ગોપીઓ તેમનાં દર્શન કરીને બ્રહ્માનંદ જેવા સુખમાં મગ્ન થતી હતી અને દિવસોમાં તો તેમનાં ચરિત્રો ગાઇનેજ સમય વીતાડતી હતી.

એક દિવસે સઘળા ગોવાળીયાઓ તથા બલભદ્રની સાથે વ્રજમાંથી ગાયો ચરાવવાં પધારેલા શ્રી કૃષ્ણ ગાયોને ચરાવતાં ચરાવતાં વૃંદાવનથી કેટલેક દૂર નિકળી ગયા. ત્યાં વસંતઋતુના સૂર્યના તીવ્ર તડકામાં ઘાટી તથા વિસ્તારવાળી છાયાઓથી છત્રોની ગરજ સારતાં અનેક વૃક્ષોને જોઇ પોતાના સોબતી-

ઓને કહેવા લાગ્યા કે "મિત્રો! પરોપકારને વાસ્તેજ જીવનારાં આ ભાગ્યશાળી વૃક્ષોને જુવો કે જેઓ પોતે વાયુ, વરસાદ, તડકો તથા હિમ એઓને સહન કરીને આપણને એ સઘળાં દુઃખોમાંથી બચાવે છે. અહો! જન્મભરમાં પરોપકારની વાતજ નહિ જાણતા અને બીજાઓને પીડી પીડીને સ્વાર્થનું સંપાદન કરતા કૃપણ લોકોના જન્મ કરતાં આ વૃક્ષોનો જન્મ અત્યંત ઉત્તમ છે. તેઓ કોઇને પણ નહિ પીડતાં પોતેજ પીડા ખમીને કેવળ નિષ્કામપણાથી સર્વ પ્રાણીઓનો ઉપકાર કરે છે. અર્થી લોકો જેમ મહાશય સુજનની પાસેથી કદી પણ નિરાશ થઇ પાછા વળતા નથી તેમ વૃક્ષોની પાસેથી પણ નિરાશ થઇને પાછા વળતા નથી. વૃક્ષો પોતાનાં પાદડાંઓથી, પુષ્પોથી, ફળોથી છાયાથી, મૂળીયાંઓથી, છાલોથી ગંધથી, ગુંદરથી, અંકુરોથી, ડાળીયાઓથી અને છેવટ કાષ્ટોથી તથા ભસ્મથી પણ બીજાઓની કામનાઓને પૂર્ણ કરે છે. આ ઉપરથી માણસોએ પણ શિખામણ લેવી જોઇએ કે ધનથી, બુદ્ધિથી, વાણીથી અને છેવટ પ્રાણોથી પણ પરોપકાર કરવો એજ આ જન્મનું સાફલ્ય છે."

આ પ્રમાણે પ્રાસંગિક વાતોથી પણ સુબોધ આપતા શ્રી કૃષ્ણ પાંદડાંઓના, ગુચ્છોના, ફળોના, પુષ્પોના તથા કુંપળીયાંઓના સમૂહોથી નમી રહેલી શાખાઓવાળાં એ વૃક્ષોના મધ્યના રસ્તાથી યમુનાના કિનારાપર પધાર્યા. સઘળા ગોવાળીયાઓએ તથા શ્રી કૃષ્ણે એ સ્થળમાં સ્વચ્છ, શીતળ તથા સુખદાયી જળ આનંદથી પીધું અને પછી ગાયોને ચારવા માંડી. યમુનાના સુંદર ઉપવનમાં ગાયોને ચારતાં ચારતાં ભૂખ્યા થઇ ગયેલા ગોવાળીયાઓએ બલભદ્રની તથા શ્રી કૃષ્ણની પાસે જઈ ક્ષુધાની પીડાનું નિવેદન કરતાં શ્રી કૃષ્ણે તેઓને કહ્યું કે "અહીંથી થોડેક દૂર વેદવાદી બ્રાહ્મણો સ્વર્ગની ઇચ્છાથી આંગિરસ નામનું સત્ર (એક જાતનું યજન) આરંભી બેઠેલા છે. ત્યાં જઇ તમો અન્નની માગણી કરો. અમારા મોકલવાથી ત્યાં જઇને અન્ન માગવામાં તમારે કશું લજાવા જેવું નથી. તે છતાં પણ લજાતા હો અથવા તેઓ આપશે કે નહિ એવો સંશય ધરાવતા હો તો ત્યાં જઇને મારૂં તથા આ મારા મોટા ભાઇનું નામ લેજો."

શ્રી કૃષ્ણની આજ્ઞાથી ગોવાળીયાઓએ તે બ્રાહ્મણોની પાસે જઇ હાથ જોડી દંડવત્પ્રણામ કરી પ્રાર્થના કરી કે "બ્રાહ્મણો! શ્રી કૃષ્ણના અને બલભદ્રના કહેવાથી અમો ગોવાળીયાઓ તમારી પાસે આવ્યા છીએ. શ્રી કૃષ્ણ

તથા બલભદ્ર ગાયો ચારતા ચારતા સર્વ ગોવાળીયાઓ સહિત અહીંથી નજદીકમાંજ આવેલા છે અને ભૂખ્યા થઈ જવાને લીધે તમારી પાસેથી અન્ન લેવાની ઇચ્છા કરે છે. માટે જો શ્રદ્ધા હોય તો અન્ન આપો.,,

સ્વર્ગાદિકરૂપ ક્ષુદ્ર ફળોનેજ ઇચ્છનારા, જન્મભર શ્રૌતસ્માર્ત્ત ક્રિયાઓ કરીનેજ કાળ ગુમાવનારા, ખરા પરમાર્થની બાબતમાં મૂર્ખ છતાં પણ વિદ્વત્તાનું મિથ્યાભિમાન ધરાવનારા અને શ્રી કૃષ્ણના તાત્વિક સ્વરૂપને નહિ જાણવાથી તેમને મનુષ્યજ ગણનારા એ વેદીઆ બ્રાહ્મણોએ ગોવાળીયાઓની સામે પણ જોયું નહિ અને સાંભળ્યા છતાં પણ શઠપણાથી નહિ સાંભળ્યા જેવું કરી હા કે ના એમ કાંઇ પણ જવાબ આપ્યો નહિ. ત્યારે નિરાશ થયેલા ગોવાળીયાઓએ પાછા શ્રી કૃષ્ણ અને બલભદ્રની પાસે આવી તે હકીકત કહી સંભળાવી. “યાચક લોકોનું અપમાન થાય એ સ્વાભાવિક છે. પણ યાચક લોકો જો અપમાનને ગણકારે તો તેઓ ભૂખ્યાજ મરે” ઇત્યાદિ લોક સ્થિતીને દેખાડતા અને વિદ્વાન બ્રાહ્મણોની ડાંડાઇ સાંભળીને હસતા શ્રી કૃષ્ણે ફરીવાર ગોવાળીયાઓને કહ્યું કે “બ્રાહ્મણોએ અપમાન કર્યું તો હવે તેઓની સ્ત્રીઓની પાસે જઈ મારા તથા મોટાભાઇના આવવાની ખબર આપી અન્નની માગણી કરો. એ સ્ત્રીઓ મારાપર સ્નેહ રાખે છે તેથી તમોને મનમાનતું અન્ન આપશે.” ગોવાળીયાઓએ શ્રી કૃષ્ણના કહેવાથી બ્રાહ્મણોના સત્રની પત્નીશાળામાં જઇ સારા સારા શણગાર ધરી બેઠેલી બ્રાહ્મણીઓને જોઇ પ્રણામ કરી કહ્યું કે “વિપ્રપત્નીઓ! ગોવાળીયાઓ સહિત શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગાયો ચારતા ચારતા આ પ્રદેશની નજીકમાં આવેલા છે, અને પોતાના અનુચરો સહિત ભૂખ્યા થયાછે. માટે તેઓને વાસ્તે તથા તેઓના અનુચરોને વાસ્તે અન્ન આપો. અમોને શ્રી કૃષ્ણેજ અહીં મોકલ્યા છે.”

શ્રી કૃષ્ણના દર્શનમાંજ ઘણા દિવસ થયા ઉત્સુક થયેલી અને તેઓનાં ચરિત્રોની વાતો સાંભળવાથી પરવશ થઇ રહેલ મનોવૃત્તિઓવાળી એ બ્રાહ્મણીઓ શ્રી કૃષ્ણને નજદીકમાં આવેલા સાંભળી ત્યાં તરત જઇ પહોંચવાને વાસ્તે અદ્‌ભુત સંભ્રમ ધરી સુંદર સુંદર પાત્રોમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એ ચારે પ્રકારનું ઘણું ઘણું ઉત્તમ અન્ન ભરી જેમ નદીઓ સમુદ્ર તરફ ચાલે તેમ વેગથી શ્રી કૃષ્ણ તરફ ચાલી. પતિઓએ, ભાઇઓએ, બંધુઓએ અને પુત્રોએ કંસ તરફથી ખટપટીપણાનો આરોપ આવવાની બીકને લીધે

તથા શ્રી કૃષ્ણને કામી સમજવાને લીધે ઘણો ઘણો અટકાવ કર્યા છતાં પણ લાંબા દિવસોથી ચરિત્રોનાં શ્રવણને લીધે શ્રી કૃષ્ણમાંજ લાગી રહેલ ચિત્તોવાળી બ્રાહ્મણીઓ એમાંના કોઇને પણ નહિ ગણકારતાં આસોપાલવોનાં નવીન પલ્લવોથી શોભી રહેલા યમુનાંના ઉપવનમાં ગઇ. ત્યાં બલભદ્રની સાથે તથા મિત્રોની સાથે અનેક વિનોદ કરતા, શ્યામસુંદર કાંતિવાળા, સુવર્ણ જેવાં પીળાં રેશમી વસ્ત્રોવાળા, મયૂરપિચ્છો, પુષ્પો તથા કુંપળીયાંઓથી નટની પેઠે વિચિત્ર લાગતા વેષવાળા, એક હસ્તથી ક્રીડા કમળને વારંવાર હલાવ્યા કરતા, બીજા હસ્તને મિત્રના ખભા ઉપર ધરી ઉભેલા, કપોળોમાં વાંકા કેશોથી અલંકૃત થયેલા અને અતિ મનોહર મુખ કમળથી મંદહાસ્ય કરતા શ્રી કૃષ્ણ તેઓના જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણનાં ચમત્કારી ચરિત્રો ઘણી ઘણીવાર સાંભળવામાં આવેલ હોવાને લીધે જેઓનાં ચિત્તો શ્રી કૃષ્ણમાંજ મગ્ન થઇ રહેલાં હતાં એવી બ્રાહ્મણીઓ તેનું પ્રત્યેક્ષ દર્શન કરી તેમના ભાવનામય સ્વરૂપને નેત્રોરૂપી છિદ્રોદ્વારા હૃદયોની અંદર સ્થાપી લઇ લાંબા કાળ સુધી હૃદયોથીજ તે સ્વરૂપનું આલિંગન કરી જેમ સુષુપ્તિ અવસ્થામાં સઘળી વૃત્તિઓ ચિદાભાસના બિંબરૂપ કૂટસ્થનું આલિંગન કરીને સઘળા સંતાપોથી રહિત થાય છે તેમ સર્વ સંતાપોથી રહિત થઇ.

સર્વ પ્રાણીઓની બુદ્ધિઓના સાક્ષી શ્રી કૃષ્ણ એ બ્રાહ્મણીઓને સંસાર સંબંધી સઘળી આશાઓ છોડી દઇ કેવળ પોતાના સમાગમને વાસ્તેજ આવેલી જાણી હસતા મુખારવિંદથી બોલ્યા કે "ભલી બ્રાહ્મણીઓ! તમો ભલે આવી. બેસો. અમો તમારૂં કયું કામ કરી આપીએ ? (લજાઇને કશું નહિ બોલતી જોઇ) તમો અમોને જોવાની ઇચ્છાથી આવી છો એ તમોને ઘટે છે. પણ હવે પાછી તમારી યજ્ઞભૂમિમાં જાઓ. કેમકે તમારા ગૃહસ્થાશ્રમી ભર્ત્તાઓ તમારા સાહાય્યથીજ યજ્ઞને સમાપ્ત કરી શકશે. યજ્ઞાદિક કર્મો સપત્નીક યજમાનોથીજ થાય એવી જે વૈદિક મર્યાદા છે તે તમારા જાણવામાં છે."

મહારાજ ! આપે આવું ક્રૂર વચન નહિ બોલવું જોઇએ. પણ 'જે જીવ પરમાત્માને પ્રાપ્ત થાય તેને પાછું ફરવું રહેતુંજ નથી. એ શ્રુતિના વચનને સત્ય કરો. કેમકે શ્રુતિનું વચન આપની પ્રતિજ્ઞારૂપ ગણવામાં આવે છે. અમો અમારા સઘળા બંધુજનોનું ઉલ્લંઘન કરી કેવળ આપના ચરણનુંજ સર્વદા સેવન કરવાની ઇચ્છાથી અહીં આવેલી છીએ. માટે આપ અમોને

દાસીપણાની પદવી આપો. હવે અમો અહીંથી પાછી જઇએ તોપણ અમારાં માવતરો, સ્વામીઓ, પુત્રો કે બંધુઓ અમારો સ્વિકાર કરે તેમ નથી. પ્રાણનાથ! આ પ્રમાણે છે એટલામાટે આપના ચરણ કમળમાં મસ્તકો મૂકીને અમો પ્રાર્થના કરીએ છીએ કે હવે આપના ચરણ સિવાય અમોને બીજી કોઇ પણ ગતિ ન શોધવી પડે તથા ન મળે એવીજ કૃપા કરો."

"તમો મને પરમાત્મા જાણો છો તેજ પ્રમાણે મને અંતર્યામી જાણવો પણ યોગ્ય છે. અને એ પ્રમાણે જાણીને એમજ સમજો કે અંતર્યામીની પ્રેરણાથી તમારા સ્વામીઓ, માવતરો, ભાઇઓ, પુત્રાદિક અને બીજા લોકો પણ તમારા ઉપર કશી દ્રોષદૃષ્ટિ નહિ રાખતાં ઉલટા વધારે અનુકૂળ થઇને રહેશે. (દેવતાઓને પ્રત્યક્ષ દેખાડીને) જુવો, આ દેવતાઓ પણ તમોને એમ કરવામાં સંમતિ આપે છે. માનસિક સંગથી જેવી સુખની અને સ્નેહની અભિવૃદ્ધિ થાય છે તેવી અંગ સંગથી થતીજ નથી. એટલામાટે સર્વદા મારામાં મન રાખ્યા કરવાથીજ તમો મને તરત પ્રાપ્ત થશો. લોક રીતિ પ્રમાણે જોતાં પણ સિદ્ધ થાય છે કે શ્રવણથી, દર્શનથી, ધ્યાનથી તથા વર્ણનથી જેવો ભાવ રહે છે તેવો સમીપમાં રહેવાથી રહેતો નથી.

ગોપીઓ અને બ્રાહ્મણીઓ ભક્તિ ભાવથી સમાન છતાં પણ વેદ શાસ્ત્રની મર્યાદા પ્રમાણે તેઓમાં અંતર રાખવાનું યોગ્ય ગણતા શ્રી કૃષ્ણે અન્નોનો સ્વીકાર કરી આંગિક સ્વીકાર નહિ કરતાં તેઓને પાછી જવાની આજ્ઞા કરી એટલે બ્રાહ્મણીઓ ત્યાંથી પાછી વળી યજ્ઞભૂમિમાં ગઇ અને શ્રી કૃષ્ણ એઓએ નિવેદન કરેલાં અન્નોથી ગોવાળીયાઓને જમાડી પછી પોતે પણ આરોગ્યા.

સ્ત્રીઓ યજ્ઞભૂમિમાં આવતાં કોઇ પણ બ્રાહ્મણે તેઓનો દ્વેષ કર્યો નહિ. એટલુંજ નહિ પણ તેઓની પ્રશંસા કરી ઉલટો પોતાના દુર્વિચાર ઉપર ફિટકાર નાખ્યો. આ સમયમાં એક બ્રાહ્મણી કે જે પોતાના સ્વામીએ ઘરમાં કેદ કરી રાખવાથી શ્રી કૃષ્ણની પાસે જઇ શકી નહતી તેની સંભાળ લેવાને વાસ્તે એ બ્રાહ્મણીઓ તેની પાસે ગઇ, ત્યાં તો તે સ્ત્રી શ્રી કૃષ્ણનું ધ્યાન ધરી દેહબંધનથી મુક્ત થયેલીજ જોવામાં આવી. મરણ પામેલી બ્રાહ્મણીને અગ્નિસંસ્કાર આપી, સ્ત્રીઓની શ્રી કૃષ્ણ ઉપર અલૌકિક ભક્તિ જોઇ અને પોતાનાં અંતઃકરણોને ભક્તિ વગરનાં જોઈ બહુજ પશ્ચાત્તાપ પામેલા બ્રાહ્મણો પરસ્પર બોલવા લાગ્યા કે "આપણે શ્રી કૃષ્ણથી વિમુખ છીએ એટલામાટે આપણા

શુદ્ધ માતાપિતાથી થયેલા જન્મને, ઉપનયન આદિ સંસ્કારોને, વિદ્યાભ્યાસને, બ્રહ્મચર્ય આદિ વ્રતોને, વિદ્વત્તાને, કુળને, ક્રિયાઓને અને ચાતુરીને ધિક્કાર છે, આપણે સર્વ મનુષ્યોના ગુરૂ કહેવાતા છતાં પણ પોતાનાજ અર્થમાં ચુકયા તેથી પ્રભુની માયા સર્વથી પ્રબળ છે એમ સિદ્ધ થાય છે. જુવો, સ્ત્રીઓને પણ શ્રી કૃષ્ણમાં કેવી અખંડ ભક્તિ છે કે જે ભક્તિએ તેઓના સઘળા સાંસારિક પાશોને કાપીજ નાખ્યા. સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર, વિદ્યાભ્યાસ, તપ; આત્મ વિચાર કે જેઓથી ચિત્ત શુદ્ધિ થાય એવી સંધ્યાવંદન આદિ ક્રિયાઓ એઓમાંનું કશું પણ નથી અને આપણને તે સઘળું છે તે છતાં પણ એઓ પરમાત્માની દૃઢ ભક્તિવાળી છે અને આપણે ભક્તિના લેશથી પણ રહિત છીએ, એ કેવું આશ્ચર્ય છે? આપણે જેઓ ખરા સ્વાર્થમાં ગાફલ છીએ અને ઘર ધંધાની લોતાડમાંજ પડ્યા છીએ તેઓને દયાળુ શ્રી કૃષ્ણે ગોવાળીયાઓ દ્વારા પોતાનું સ્મરણ આપ્યું, સંસારમાંથી તરવાના ઉપાયો-ની ચેતવણીજ આપી. પરંતુ આપણે આપણી બુદ્ધિના દોષને લીધે શ્રી કૃષ્ણ-ના એ અભિપ્રાયને નહિ સમજી શકતાં કેવળ તેને ગોવાળીયાઓદ્વારા અન્નની યાચના કરતાજ સમજ્યા. આત્મલાભથીજ પૂર્ણ કામ, મોક્ષ આદિ ચારે પુરૂષા-ર્થોના સ્વામી અને જેને લક્ષ્મી પણ સર્વથી વિરક્ત રહી પોતાના ચાંચલ્ય તથા ગર્વ આદિ સઘળા દોષોને છોડી દઇ ચરણસ્પર્શની આશાથીજ સેવે છે એવા શ્રી કૃષ્ણ પોતે ભૂખ્યા થાય અને ભૂખ્યા થઇને પોતાના અનુચરોને આપણી પાસે અન્નની માગણી કરવા મોકલે એ વાત સંભવેજ કેમ? આપણે કે જે-ઓ કીટ પતંગ જેવા છીએ તેઓનું પ્રભુને શું પ્રયોજન હોય? યોગેશ્વરોના પણ ઇશ્વર અને સર્વમય વિષ્ણુ ભગવાન યદુકુળમાં જન્મીને ગુપ્તપણે વ્રજમાં રહ્યા છે એમ ઘણા મહાત્માઓના કહેવાથી સાંભળ્યું છે તોપણ આપણે સમજી શક્યા નહિ એ કેવી દુર્ભાગ્યતા!! નહિ નહિ. આપણે આપણને દુર્ભા-ગ્ય ગણીએ છીએ એ આપણી ભૂલ થાય છે. કારણ કે આપણી સ્ત્રીઓ શ્રી કૃષ્ણમાં પરમભાવ ધરાવે છે તેથી આપણે તો ભાગ્યશાળીજ છીએ. સ્ત્રીઓની ભક્તિ ઉપરથીજ આપણને પણ આ આટલો સદ્વિચાર પ્રાપ્ત થયો છે.”

આ પ્રમાણે શ્રી કૃષ્ણના અપરાધી બનેલા બ્રાહ્મણો પોતાના અપરાધનું સ્મરણ કરી પશ્ચાતાપ કરવા લાગ્યા અને શ્રી કૃષ્ણનાં તથા બલભદ્રનાં દર્શન કરવા ઉત્કંઠિત પણ થયા. પરંતુ કંસના ત્રાસને લીધે દર્શન કરવા જવાનું

માંડી વાળી જ્યાં હતા ત્યાંજ બેસી રહ્યા અને "શ્રી કૃષ્ણ આપણી સ્ત્રીઓની ભક્તિ ઉપર ધ્યાન આપી આપણા સઘળા અપરાધની ક્ષમા કરશે" એમ ધારવા લાગ્યા.

મનુષ્ય લોકને અનુસરતી લીલાઓથી ગોવાળીયાઓને પ્રસન્ન કરતા, સંસારમાંથી ભક્ત લોકોનો ઉદ્ધાર કરવાની ગોઠવણો કરતા, કંસ આદિ દુષ્ટ લોકોના પ્રારબ્ધના છેડાની રાહ જોતા, ચમત્કારી કામોથી વ્રજવાસીઓને વિસ્મય આપતા અને દિવસે દિવસે ગોપીઓનાં અંતઃકરણોનું અધિક અધિક આકર્ષણ કરતા શ્રી કૃષ્ણ બ્રાહ્મણીઓએ આપેલા અન્નોથી ગોવાળીયાઓ સહિત તૃપ્ત થઈ દૂર પ્રદેશમાંથી પાછા વૃંદાવનમાં પધારી આખો દિવસ ગાયો ચારી સાયંકાળે સર્વ મંડળ સહિત બલભદ્રની સાથે વ્રજમાં પધાર્યા અને આખા દિવસના પરિશ્રમની શોભાથી પણ સર્વ લોકોનાં નેત્રોને પરમ ઉત્સવ આપવા લાગ્યા.



# પ્રકરણ ૧૭ મું.

## ભક્ત વશ્યતા.

**વસંતઋતુ** પૂરેપૂરા સાઠ દિવસ સૂધી રહેવાના સ્વભાવવાળી છતાં પણ શ્રી કૃષ્ણની અલૌકિક લીલાઓના આનંદમાં સર્વદા મગ્ન રહેનારાં વ્રજવાસીઓને એક દિવસ જેવડીજ જણાઇ વ્યતીત થઇ જતાં અને તે પછી ગ્રીષ્મઋતુ પણ એવીજ રીતે વ્યતીત થઇ જતાં સર્વ પ્રાણીઓને જીવન આપનારી વર્ષાઋતુ પ્રાપ્ત થઇ.

અષાઢ માસના શુક્લપક્ષની એકાદશી પ્રાપ્ત થતાં તે દિવસે નંદરાયે ઉપવાસ કર્યો. વિષ્ણુ પૂજન તથા રાત્રિનું જાગરણ કરી બીજે દિવસ એક કળાજ બાકી રહેનારી દ્વાદશીમાં પારણું કરી લેવાની તાણને લીધે અરૂણોદયથી પહેલાંજ સ્નાન કરવાને વાસ્તે તેઓ યમુનામાં ગયા. તેઓ યમુનાના જળમાં પેસતાં વરૂણદેવની નોકરી કરનારો એક અસુર "અરૂણોદયથી પહેલાં જે કોઇ માણસ જળમાં આવે તેને પકડીને મારી પાસે લાવવો" એવા પ્રકારની વરૂણની આજ્ઞા પ્રમાણે તેને પકડીને વરૂણ લોકમાં વરૂણની પાસે લઇ ગયો. નંદરાયની સાથે યમુનાના કિનારાપર આવેલા ગોવાળીયાઓ નિકળવાનો સમય પ્રાપ્ત થયા છતાં પણ નંદરાયને જળમાંથી પાછા નહિ નિકળેલા જોઈ યમુનાના પૂરમાંજ તણાઇ ગયેલા માની "હે શ્રીકૃષ્ણ! હે બલભદ્ર! જલદી આવી પહોંચો, જલદી આવી પહોંચો" એવો ભય ભરેલો કોલાહલ કરવા લાગતાં શ્રી કૃષ્ણ તરત કિનારાપર જઇ પહોંચી ગોવાળીયાઓને અભય આપી યમુનામાં પ્રવેશ કરીને વીજળીના કરતાં પણ અધિક વેગથી વરૂણની પાસે પધાર્યા. સભામાં શ્રી કૃષ્ણને પધારેલા જોઇ તેમના દર્શનથી બહુજ આનંદ પામેલા વરૂણદેવે ઉભા થઇ સત્કાર કરી મહાપૂજાથી પૂજી વિજ્ઞપ્તિ કરી કે "પ્રભુ! આજ આપના ચરણની રજ મળવાથી મારા જન્મનું સાફલ્ય થયું અને મુક્તિ પણ મને હસ્તગતજ થઇ છે એમ હું માનું છું. કર્ત્તવ્યને તથા અકર્ત્તવ્યને નહિ જાણનારો આ મારો મૂર્ખ નોકર તમારા પિતાને અહીં લાવેલો છે. તે વિષે આપ ક્ષમા કરો અને સુખેથી આપના પિતાને અહીંથી તેડી જાઓ. મારા નોકરે જે અપરાધ કર્યો તે મેં પણ કર્યો ગણાય, એટલા માટે આપે મારા ઉપર પણ દયા કરવી."

એટલું બોલીને વરૂણદેવે તરત સોંપી દીધેલા નંદરાયને સાથે લઇ શ્રી કૃષ્ણ પાછા તેજ રસ્તાથી યમુનાના કિનારાપર પધારતાં સઘળા ગોવાળીયાઓ અત્યંત પ્રસન્ન થયા અને શ્રી કૃષ્ણના અલૌકિક ચરિત્રથી પરમ વિસ્મય પામ્યા. કોઇ દિવસે પણ નહિ જોવામાં આવેલું વરૂણદેવનું મોટું ઐશ્વર્ય જોવામાં આવવાથી અને વરૂણદેવે શ્રી કૃષ્ણની પાસે કરેલી દાસના જેવી નમ્રતા જોવામાં આવવાથી વિસ્મય પામેલા નંદરાયે સઘળી હકીકત ગોવાળીયાઓને કહી સંભળાવતાં તેઓ શ્રી કૃષ્ણના પ્રભાવનો અને શ્રી કૃષ્ણની સાથે પોતાના ગાઢ સંબંધનો વિચાર કરી "આ કોઇ મોટો દેવ શ્રી કૃષ્ણરૂપે અવતરેલ છે અને જો તેમજ હોય તો તે કૃપા કરીને અમોને પોતાનો લોક દેખાડે તો ઠીક." એમ ઉત્સુક થવા લાગ્યા પણ તેવી માગણી કરવામાં શરમાવા લાગ્યા. સર્વ પ્રાણીઓની બુદ્ધિઓના સાક્ષી શ્રી કૃષ્ણે પોતાના પરમભક્ત ગોવાળીયાઓના સંકલ્પને જાણી લઇ તે સંકલ્પને સિદ્ધ કરવાને વાસ્તે તેઓને યમુનાનાં બ્રહ્મહ્રદ એ નામથી ઓળખાતા હ્રદમાં યોગશક્તિથી લઇ જઇને પોતાના શેષશાયી સ્વરૂપનો લોક દેખાડ્યો. અને તે દેખાડીને તરત પાછા બહાર ખેંચી લીધા. એ લોકમાં શેષનાગના શરીર ઉપર પોઢેલા અને સઘળા દેહ ધારી વેદો જેમની સ્તુતિ કરતા હતા એવા શ્રી કૃષ્ણને જોઇ નંદ વગેરે સઘળા ગોવાળીયાઓ સાનંદાશ્ચર્ય પામ્યા ; પણ થોડીવાર પછી શ્રી કૃષ્ણની ઇચ્છાથી માયાનું આવરણ આવી પડતાં તે વાતને ભૂલી જઇને શ્રી કૃષ્ણને મનુષ્યજ માનવા લાગ્યા.

શ્રી કૃષ્ણ પોતાના પિતાની અને સર્વ ગોવાળીયાઓની સાથે પાછા વ્રજમાં પધારી હમેશની પેઠે ગાયોની સંભાળ વગેરે ક્રિયાઓ કરવા લાગ્યા, વર્ષાઋતુને છાજતાં આહાર વિહારો કરવા લાગ્યા, માતાપિતાની, રોહિણીની તથા બલભદ્રની સેવામાં તત્પર રહેવા લાગ્યા અને વર્ષાઋતુ વીતી જઇને શરદ્‌ઋતુ પ્રાપ્ત થતાં ગઇ હેમંતઋતુમાં ગોપીઓને જે વચન આપ્યું હતું તે વચનને સિદ્ધ કરવા ઉદ્યુક્ત થયા.

શરદ્‌ઋતુની રાત્રિઓને પ્રફુલ્લિત થતાં મલ્લિકાનાં પુષ્પોથી, રત્નમય જેવા દેખાતા તારા ગણોથી અને શીત, મંદ તથા સુગંધ પવનથી કામ વિહારમાં અત્યંત અનુકૂળતા ધરાવનારી જોઇ શૃંગાર રસના અધિદેવ શ્રી કૃષ્ણે ઈંદ્રાદિકના મદની પેઠે કામદેવના મદને પણ ઉતારવાના ઉદ્દેશથી ગોપીઓની સાથે રમણ કરવાની ઇચ્છા કરી. તે સમયમાંજ પ્રજાઓના ગરમીથી થયેલા

સંતાપને શાંત કરનારો, કામદેવથી ઉત્પન્ન થતા સંતાપને વધારનારો અને લાંબા કાળના પ્રવાસથી આવેલો પ્રિય પોતાની પ્રિયાના મુખપર કેસરાદિકથી લેપન કરે તેમ રતાશથી પૂર્વ દિશાના મુખપર લેપન કરતો હોય એવો જણાતો ચંદ્ર ઉદય પામ્યો. અખંડ મંડળવાળા, લક્ષ્મીજીના મુખની પેઠે શોભતા, અને ઉદયકાળની રતાશને લીધે કેસરી રંગથી રંગાયેલ હોય એવા દેખાતા ચંદ્રને જોઈ માતાપિતા વગેરેને માયાથી વ્યામોહ ઉપજાવી શ્રી કૃષ્ણ વૃંદાવનમાં પધાર્યા અને ત્યાં થોડી વારમાંજ આકાશમાં ઉંચા ચડેલા ચંદ્રની કિરણોથી સઘળા વૃંદાવનને દુગ્ધમય તથા અમૃતમય જેવું થયેલું જોઈ જેથી ગોપવનિતાઓનાં ચિત્તો તરતજ પરવશ થઇજાય એવું અતિ રમ્ય ગાયન કરવા લાગ્યા. કામદેવને અતિ ઉદ્દીપ્ત કરનારું એ ગાયન સાંભળવામાં આવતાંજ શ્રી કૃષ્ણના સમાગમમાં અત્યંત ઉત્સુક થયેલી અને કામાતુર થયેલાં અંતઃકરણોને કબજામાં રાખવા અસમર્થ થયેલી વ્રજાંગનાઓ શ્રી કૃષ્ણનો આવગો ઉપભોગ લેવાની ઇચ્છાને લીધે પોતપોતાના ઉદ્યોગને પરસ્પરથી પણ અજાણ્યો રાખી ગીત ધ્વનિના અનુસારથી શ્રી કૃષ્ણની પાસે જવા તૈયાર થઈ. શ્રી કૃષ્ણની સૂચના આપનારા ગાયનધ્વનિનું શ્રવણ થતાંજ જાણે સંસાર સંબંધી સઘળા પાશોથી મુક્ત થઇને સ્વતંત્ર થયેલી હોય એવી દેખાવા લાગી. જેઓ ગાયોને દોહતી હતી તેઓ દોહોવાને અધવચ છોડી દઇને, જેઓ રસોઇ કરતી હતી તેઓ રંધાઈ રહેલા અન્નોને પણ ચુલાઓ ઉપરથી નહિ ઉતારીને, જેઓ દૂધ ગરમ કરતી હતી તેઓ દૂધને ઉભરાતાં મેલી દઇને, જેઓ પીરસતી હતી તેઓ પીરસણીને પડતી મૂકીને; જેઓ બાળકોને ધવરાવતી હતી તેઓ સ્તન વછોડાવી બાળકોને રોતાં મૂકીને, જેઓ સ્વામીઓની સેવા કરતી હતી તેઓ તેમને અધવચ રઝળાવીને, જેઓ ભોજન કરતી હતી તેઓ ભોજન છોડી દઇને, જેઓ લીંપતી હતી તેઓ લીંપવું પડતું મેલીને, જેઓ સ્વચ્છ સ્નાન કરવાની ઇચ્છાથી અંગોની ઉપર પીઠી વગેરે ચોળતી હતી તેઓ અંગોને ખરડાએલાં-જ રાખી દઇને, જેઓ અંજન આંજતી હતી તેઓ એક એક નેત્રને અંજન વગરનું રાખી દઇને, જેઓ વસ્ત્રો પહેરતી હતી તેઓ અવળાં સવળાં વસ્ત્રો પહેરી લઇને અને જેઓ આભરણો ધરતી હતી તેઓ એક અંગનાં આભરણો બીજા અંગમાં ધરી લઇને મોટા સંભ્રમથી શ્રી કૃષ્ણની પાસે જવાને પોતપોતાના ઘરોમાંથી બહાર નીકળી. કેટલીએકને પતિઓએ, માતાપિતા-

ઓએ, ભાઇઓએ તથા બંધુ વગેરેએ અટકાવવા માંડી તોપણ જેઓનાં ચિત્તો શ્રી કૃષ્ણેજ હરી લીધાં હતાં એવી તે વ્રજાંગનાઓ કોઇની પણ ધમકીને નહિ ગણકારતાં ચાલવાજ લાગી. સ્વામી વગેરેએ ઘરનાં બારણાં બંધ કરી દેવાથી અંદર ગોંધાઈ રહેલી કેટલીક ગોપીઓ નેત્રો મીંચી મનમાં શ્રી કૃષ્ણના સમાગમની ભાવના કરી દૃઢ ધ્યાન ધરવા લાગી. અને બીજી ઘણી ઉતાવળથી ચાલવાને લીધે અસંત કંપતાં કુંડળોવાળી, શ્વાસના વેગથી કુચમંડળ ઉપર થરથરતી કાંચળીઓવાળી, પસીનાનાં બિંદુઓથી વ્યાપ્ત થયેલાં મુખોવાળી અને પરસ્પરથી વહેલાં પહોંચવાની ઉત્કંઠા ધરતી અનેક ગોપીઓ રાત્રિના સમયમાં વનભૂમિમાં ચાલવા વગેરે કોઇ પણ વિઘ્નને નહિ ગણકારી જેમ વર્ષાકાળની નદીઓ સમુદ્ર પાસે આવી પહોંચે તેમ શ્રી કૃષ્ણની પાસે આવી પહોંચી.

"ભલી વ્રજાંગનાઓ! તમે ભલે આવી. હું તમારૂં કયું પ્રિય કરી આપું? તમો સંભ્રમથી આવેલી જણાઓ છો તેથી મારે પૂછવું પડે છે કે વ્રજમાં કાંઈ પીડા તો ઉત્પન્ન નથી થઈ? તમારે અહીં આવવાનું જે કાંઈ કારણ ઉત્પન્ન થયું હોય તે કહો."

વચનોની ચાતુરીથી વિશેષ મોહ ઉપજાવતા ઉત્તમ વક્તા શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી સઘળી ગોપીઓ જરા શરમાઈ કંઈપણ નહિ બોલતાં મંદમંદ હસવા લાગી.

"સુંદરીઓ! આ રાત્રિનો સમય જાતે ભયંકર છે અને તેમાં આ જંગલની અંદર ઘાતકી પ્રાણીઓ ફરવા નિકળવાનો પણ સંભવ છે, માટે પાછી વ્રજમાં જાઓ. સ્ત્રીઓએ આવા સ્થળમાં ઉભું રહેવું યોગ્ય નથી. તમારાં માબાપ, ભાઇઓ, અને પતિઓ તમોને ઘરમાં નહિ દેખીને ચારે તરફ શોધ કરવા લાગ્યાં હશે, માટે જલદી જાઓ. બંધુઓને ત્રાસ નહિ આપો."

કામવિલાસના લટકાવાળા પ્રેમ યુક્ત છણકાથી સઘળી ગોપીઓ મુખ મરડી આડું જોવા લાગી.

"સતીઓ! તમો પ્રફુલ્લિત પુષ્પોવાળા, પૂર્ણચંદ્રની કિરણોથી રંગાયેલા તથા યમુનાના પવનની મંદગતિથી કંપિત થતાં વૃક્ષોનાં પલ્લવોથી શોભી રહેલા આ વૃંદાવનને જોવા આવેલી હો તો હવે વન જોવાઇ રહ્યું છે માટે

તરત વ્રજમાં જાઓ અને તમારા સ્વામીઓની સેવા કરો. ઘરમાં વાછડાંઓ ભાંભરતાં હશે અને છોકરાંઓ રોતાં હશે, તેઓને ધવરાવો."

ગોપીઓનાં નેત્રો ક્રોધથી ક્ષોભ પામવા લાગ્યાં.

"અથવા તમો મારા ઉપરના સ્નેહથી ખેંચાઈને અહીં આવેલી હો તો એ તમોને ઘટેછે. મારા ઉપર સર્વ લોકો પ્રીતિ રાખે છે તે પ્રમાણે તમારી પણ સ્વાભાવિક પ્રીતિ મારા ઉપર હોય એ સંભવિત છે. ભલા સ્વભાવવાળી ગોપીઓ! ભર્ત્તાનું તથા ભર્ત્તાના બંધુઓનું નિષ્કપટપણાથી સેવન કરવું અને છોકરાંઓનું પોષણ કરવું એજ સ્ત્રીઓનો ઉત્તમ ધર્મ છે. પતિ ખરાબ સ્વભાવવાળો, કુરૂપ, વૃદ્ધ, જડ, રોગી કે નિર્ધન હોય તોપણ તે જ્યાં સુધી મહાપાતકી ન થયો હોય ત્યાં સુધી પોતાનું કલ્યાણ ઇચ્છનારી સ્ત્રીઓએ તેનો ત્યાગ નહિ કરવો જોઇએ, કુલીન સ્ત્રીને જાર પુરૂષનો પ્રસંગ સ્વર્ગની હાનિ કરનાર, કીર્ત્તિનો વિનાશ કરનાર, તુચ્છ, કષ્ટરૂપ, ભયંકર અને સર્વ પ્રકારે નિંદિત છે. શ્રવણથી, દર્શનથી, ધ્યાનથી અને ગુણ કીર્ત્તનથી જેવો મારામાં ભાવ રહે છે તેવો અંગ સંગથી રહે નહિ, માટે ઘેર જાઓ."

શ્રી કૃષ્ણને વાસ્તેજ સંસારનાં સઘળાં સુખોનો ત્યાગ કરી લજ્જા તથા ભયને નહિ ગણકારતાં દોડી આવેલી ગોપીઓ પોતાના પ્રિય શ્રી કૃષ્ણનું આ ઉદાસીન સરખું વિપ્રિય ભાષણ સાંભળી પોતાના સંકલ્પને વ્યર્થ થયેલા જોઇ બહુ ખેદ પામી, અપાર ચિંતાથી ઘેરાઈ ગઈ, શ્વાસથી સૂકાતા હોઠોવાળાં મુખોને નીચાં નમાવી પગના અંગુઠાઓથી ધરતીને ખોતરવા લાગી, આંજણવાળાં આંસુઓથી સ્તનમંડળોને ભીંજાવવા લાગી અને મોટા દુઃખના બોજાથી દબાઇ ચુપ થઇને ઉભી રહી. પણ થોડીવાર પછી, રોઈ રોઇને ઉફરી ગયેલી આંખોને વસ્ત્રોના છેડાઓથી લુઈ નાખી કાંઇક ક્રોધના આવેશને લીધે ગદ્દગદ વચનોથી બોલી કે "પ્રભુ! આપે આવું ક્રૂર વચન નહિ બોલવું જોઇએ. અમો સંસારનાં સર્વ સુખોનો ત્યાગ કરી આપના ચરણારવિંદની શરણે આવેલી છીએ. આપ સ્વતંત્ર છો એ ખરી વાત છે, પણ તે સ્વતંત્રતાનો ઉપયોગ અમોને છોડીઆપવામાંજ કરવો એ યોગ્ય નથી. નારાયણ સ્વતંત્ર છતાં પણ ભક્ત લોકોની ઇચ્છાને અનુસરે છે. સઘળાં ઉપદેશ વાક્યો ઇશ્વરની સેવાનેજ લાગુ પડતાં હોવાથી આપે અમોને જે અમારો ધર્મ બતાવ્યો તે ધર્મ પણ તમારા સેવનથીજ અમોને સિદ્ધ થશે. તમોજ સર્વ પ્રાણી-

ઓના આત્મા હોવાથી પરમ પ્રિય અને પરમબંધુ છો તેથી તમારા કહેવા પ્રમાણે તમારૂં સેવનજ અમારે માટે સર્વથા શ્રેયસ્કર છે. આ વખત અમો તમારી પાસે ગૃહવ્યવહારનું શિક્ષણ લેવા માટે આવેલી નથી. જેમ વિદ્વાન લોકો આપનેજ નિરતિશય પ્રિય આત્મારૂપ સમજી સર્વને છોડી દઇને આપમાંજ પ્રેમ જોડે છે તેમ અમોએ પણ સર્વને છોડી દઇને આપમાંજ પ્રેમ જોડ્યો છે. જન્મ, મરણ તથા ચિંતા આદિ દુઃખોનેજ આપનારાં સર્વ બંધુઓને નિષ્પ્રયોજન ગણી અમોએ ઘણા કાળથી આપમાં જે આશા ધરી છે તેને નિષ્ફળ નહિ કરો. અમારૂં ચિત્ત આપે હરી લીધેલ હોવાથી હવે તેનું વલણ ઘર તરફ થવું અસંભવિતજ છે. તમારી ચરણ ચંપીમાં આસક્ત થઈ રહેલા અમારા હાથ હવે ઘરનાં કામકાજમાં લાગે તેમ નથી અને અમારા પગ પણ અહીંથી ઘર તરફ એક પણ પગલું ખસવાની ચોખ્ખી ના પાડે છે. શ્રી કૃષ્ણ ! તમોએ હાસ્ય સહિત જોવાથી, મધુર ગાયન કરવાથી અમોમાં જે આ કામાગ્નિ ઉત્પન્ન થયેલો છે તેને જો અધરામૃતના સેચનથી શાંત નહિ કરો તો તે વિરહાગ્નિની મદદથી બમણા જોસવાળો થઇ અમોને આપના દેખતાંજ બાળી દેશે. લક્ષ્મીની પણ વિશેષ વિશેષ સ્પૃહાના પાત્રરૂપ આપના ચરણારવિંદનો સ્પર્શ જ્યારથી અમોએ કર્યો છે ત્યારથી અમોને આ સંસાર ઉપર લેશ માત્ર પણ રૂચિ રહી નથી. આપના ચરણમાં રહેવાને વાસ્તે અમો વેદથી તથા લોકથી બાહ્ય થવાનું પણ સ્વીકારી લઇએ છીએ. કારણ કે જેની કૃપાદૃષ્ટિને માટે દેવતાઓ પણ પ્રયાસ કરે છે એવાં લક્ષ્મીજી આપના વક્ષઃસ્થળમાં પોતાને આવગું સ્થાન મળ્યા છતાં પણ આપના ચરણારવિંદની રજ મેળવવાને વાસ્તે પોતાની શોક્ય તુલસીની સાથે મુશકેલી ભરેલા નિવાસને પણ સ્વીકારી લે છે. આપના કેશોથી વીંટાયેલા મુખારવિંદને, મંદહાસ્યયુક્ત અવલોકનને, અભયદાન દેનારી ભુજાઓને, લક્ષ્મીના નિવાસરૂપ વક્ષઃસ્થળને તથા અમૃતથી ભરેલા અધરને જોવાથી કામાતુર થઇ અમો ઘરબારની માલેકીને છોડી દઇ આપની દાસીઓ થવાને ઇચ્છીએ છીએ. દીનબંધો ! આપનો જન્મજ વ્રજવાસીઓના સંતાપોનું હરણ કરવાને વાસ્તે થયો છે. માટે આ દાસીઓનાં કામજ્વરથી તપ્ત થયેલાં સ્તનમંડળો ઉપર સઘળા તાપોનું નિવારણ કરનારૂં આપનું હસ્તકમળ ધરો.”

વ્રજાંગનાઓનાં દીનતાથી તથા પરવશપણાથી ભરેલા કાલાવાલા સાંભળી

કામદેવથી નહિ પણ દયાથી ઘેરાયેલા મહાયોગેશ્વર શ્રી કૃષ્ણ આત્મારામ છતાં પણ તેઓને રમાડવા લાગ્યા. પ્રિયની પ્રાપ્તિથી પ્રફુલ્લિત થયેલ મુખવાળી તે વ્રજાંગનાઓથી વીંટાયેલા, ઉદાર લીલાવાળા અને ચાંદની તુલ્ય મનોહર હાસ્યવાળા તથા ડોલરનાં પુષ્પો જેવી દાંતોની પ્રભાવાળા શ્રી કૃષ્ણ તારકાઓથી વીંટાયેલા ચંદ્રની પેઠે શોભવા લાગ્યા. તે પોતે ગાવા લાગ્યા, સ્ત્રીઓનાં ગાયનો સાંભળવા લાગ્યા તથા સેંકડો સ્ત્રીઓને સાથે લઇ વૃંદાવનમાં વિચરવા લાગ્યા. ગોપીઓ પોતાનાં ઉન્નત કુચમંડળોથી શ્રી કૃષ્ણને ભીંસવા લાગી, ભ્રમિત કીકીઓવાળાં તૃષાતુર નેત્રોથી જોવા લાગી, હાથીને વીંટી વળતી હાથણીઓની પેઠે શ્રી કૃષ્ણને વીંટી વળી ઉભવા લાગી, મધુર ગીતોથી ગાવા લાગી, નર્મ વચનોથી હસવા લાગી અને અનેક પ્રકારના વિલાસોથી રમવા તથા રમાડવા લાગી. રતિથી વ્યાકુળ થયેલી વ્રજાંગનાઓના કુચમંડળોપર પડેલા કેશપાશો શ્રી કૃષ્ણના અંતઃકરણને બાંધી લેવા સજ્જ કરેલા નાગપાશો જેવા શોભવા લાગ્યા. શ્રી કૃષ્ણ વ્રજાંગનાઓની સાથે શીતળ રેતીવાળા યમુનાના કિનારાપર જઈ તે નદીના તરંગોથી તથા કુમુદોના સુગંધવાળા પવનથી આનંદ પામવા લાગ્યા અને હાથ પસારવાથી, આલિંગનથી, સ્તન વગેરે અવયવોના સ્પર્શથી, નખાગ્રોના પ્રહારથી, હાંસીના વચનોથી, ક્રીડાઓથી, મંદહાસ્યોથી તથા લીલાયુક્ત અવલોકનોથી વ્રજાંગનાઓના કામદેવને ઉદ્દીપ્ત કરી કરીને તેઓને રમણ કરાવવા લાગ્યા. દયાથી પરવશ થયેલા શ્રી કૃષ્ણ જેમ જેમ અધિક માન આપવા લાગ્યા તેમ તેમ ગોપીઓ પોતાને ત્રૈલોક્યની સઘળી સ્ત્રીઓથી અધિક ગુણોવાળી માનવા લાગી, શ્રી કૃષ્ણને કામાતુર થઈ પોતાના કબજામાં આવેલા ગણવા લાગી, શ્રી કૃષ્ણ કામના બતાવતા છતાં પણ માનથી મરડાવા લાગી અને કેટલીક રીતે સ્વતંત્ર વર્ત્તણુક ચલાવવા લાગી.

બ્રહ્માદિક દેવતાઓને પણ વશ્ય કરનારા શ્રી કૃષ્ણ એ ગોપીઓના ગર્વને તથા ગર્વથી કરવામાં આવતી કેટલીએક સ્વતંત્ર વર્ત્તણુકને જોઇ તેની શાંતી કરવાને વાસ્તે તથા શાંતિ કરીને પછી પ્રસન્ન થવાને વાસ્તે તેઓમાંની એક વ્રજાંગનાને સાથે લઈ તેજ સ્થળમાં અંતર્હિત થઈ ગયા.

# પ્રકરણ ૧૮ મું.

## વિયોગ અને સંયોગ.

સુખ સમુદ્રમાં જેમ એકાએક દુઃખનો ડુંગર ખડો થાય તેમ ગર્વિષ્ટ ગોપીઓને માટે બન્યું. હાથણીઓ હાથીને નહિ દેખવાથી જેમ પરિતાપ પામે તેમ ગોપીઓ શ્રી કૃષ્ણને નહિ દેખવાથી પરિતાપ પામવા લાગી. શ્રી કૃષ્ણના લીલા યુક્ત ગમનથી, સ્નેહથી, મંદહાસ્યથી, ચમત્કાર ભરેલાં અવલોકનોથી, મનોહર ભાષણોથી, વિહારોથી અને વિભ્રમોથી અત્યંત આકર્ષાયેલ ચિત્તોવાળી અને અત્યારે વળી વિરહના વખતમાં તેના સ્મરણથી બીજું સઘળું ભાન ભૂલી તદ્રૂપ થયેલી વ્રજવનિતાઓ વાસુદેવના વિલાસ-યુક્ત સર્વ વિહારોનું અનુકરણ કરવા લાગી. વિરહના વિષમય વિષમ વેગમાંથી બચવા ખાતર અન્ય કિલષ્ટ કાર્યોને અનિષ્ટ ગણી પોતાના પ્રિયની ઇષ્ટ ચેષ્ટાઓમાં તનમનથી તદ્રૂપ થયેલી વૃંદાવનરૂપ રંગ ભૂમી પર કૃષ્ણ બાળ ચરિત્ર નાટકનો રસ ભરેલો દ્રશ્યપ્રયોગ કરવામાં કાળક્ષેપ કરવા માંડ્યો.

શ્રી કૃષ્ણના જેવી લીલા કરતી કોઈ ગોપીએ પૂતનાનું અનુકરણ કરતી બીજી ગોપીનું સ્તનપાન કરવા માંડ્યું; બાળક બનીને રૂદન કરતી કોઈ ગોપીએ ગાડાનું અનુકરણ કરતી બીજી ગોપીને પાટુઓ મારવા માંડી; દૈત્યનો વેષ લઇ ઉભેલી એક ગોપી બાળકપણાની ભાવના કરનારી બીજી ગોપીને હરી ગઈ. એક ગોપીએ વાછડાનું અનુકરણ કરતી બીજી ગોપીને પ્રહાર કર્યો અને એકે બગલાનું અનુકરણ કરતી બીજી ગોપીને પ્રહાર દીધો. જેમ શ્રી કૃષ્ણ દૂર ગયેલી ગાયોને બોલાવતા હતા તેમ બોલાવીને તેનું અનુકરણ કરતી, વેણુ બજાવતી અને ક્રીડા કરતી એક ગોપીને બીજી ગોપીઓ વાહવાહ કહેવા લાગી. એક ગોપીના ખભા ઉપર હાથ મૂકીને ચાલતી બીજી ગોપી બોલવા લાગી કે "હું શ્રી કૃષ્ણ છું. મારી સુંદર ચાલ જુવો." એક ગોપીએ "વાયુથી તથા વરસાદથી બીશો નહિ. હું તમારા રક્ષણનો ઉપાય કરૂં છું." એમ બોલી યત્ન કરીને પોતાનું વસ્ત્ર ઉંચું ઉપાડ્યું. એક ગોપી બીજી ગોપી ઉપર ચડી તેના મસ્તકને પગવડે દબાવી ને બોલી કે "હે દુષ્ટ સર્પ! જતો રહે. હું તારા જેવા દુષ્ટોને શિક્ષા કરવા અવતરેલો છું." એક ગોપી બોલવા

લાગી કે "આ દાવાનલને જુવો. તરત આંખો મીંચી જાઓ. હું તમારૂં સહેજમાં રક્ષણ કરીશ. એક ગોપીએ માળાથી ખાંડણીયાની સાથે બાંધવાનો દેખાવ કરતાં બીજી ગોપી પોતાના મોહોડા ઉપર વસ્ત્ર ઢાંકીને ભયનું અનુકરણ કરવા લાગી.

આ પ્રમાણે શ્રી કૃષ્ણની લીલાઓનું અનુકરણ કરતી, ઉંચા સ્વરોથીજ શ્રી કૃષ્ણનાંજ ગીતો ગાતી અને ઉન્મત્તની પેઠે બોલતી સઘળી ગોપીઓ સાથે મળીને ઉન્મત્તની પેઠેજ શ્રી કૃષ્ણને એક વનમાંથી બીજા વનમાં શોધવા લાગી. અને સર્વ પદાર્થોમાં આકાશની પેઠે અંદર તથા બહાર વ્યાપી રહેલા શ્રી કૃષ્ણની ખબર વૃક્ષોને પૂછવા લાગી.

"હે પીપળા ! હે વડ ! હે પીપર ! નંદનો દીકરો પ્રેમ ભરેલાં હાસ્યથી અને અવલોકનથી અમારાં અંતઃકરણોની ચોરી કરીને જતો રહ્યો છે તે ક્યાંય તમારા જોવામાં આવ્યો છે ?"

આ વૃક્ષો ઉંચાં હોવાથી શ્રી કૃષ્ણને આ વનમાં ક્યાંય પણ દેખતાં હશે એમ ધારી તેઓના તરફથી કંઈ જવાબ નહિ મળતાં—

"હે આસોપાલવ ! હે ચંપક ! માનવતી સ્ત્રીઓના માનનું મંદહાસ્યથીજ હરણ કરનારા શ્રી કૃષ્ણ અહીં તમારી પાસેથી થઈને નિકળ્યા હતા ?"

આ વૃક્ષો મોટાં છે અને વળી પોતાનાં પુષ્પોથી ઘણાંનો ઉપકાર કરનારાં છે તેથી તેઓ આપણને અવશ્ય સમાચાર દેશે એવી આશા ધરેલી છતાં નિરાશ થતાં—

"શ્રી કૃષ્ણના ચરણમાં અત્યંત પ્રેમ રાખનારી ભલી તુલસી ! તારાપર ગુંજાર કરતા ભ્રમરોની સાથે તારૂં ધારણ કરનારા અને તને અત્યંત પ્યારા શ્રી કૃષ્ણ તારા જોવામાં આવ્યા છે ?"

શ્રી કૃષ્ણ નિરંતર તુલસીને ધારણ કરે છે તેથી તેને તેમની ખબર અવશ્ય હોવી જોઇએ અને તેથી તે આપણને કહેશે, એવી ધારણામાં પાર નહિ પડતાં—

"માલતી ! ચંબેલી ! જુઇ ! તમોએ શ્રી કૃષ્ણને દીઠા છે ? તેઓ પોતાના હસ્તકમળના સ્પર્શથી તમોને રાજી કરતા અહીંથી નિકળ્યા છે ? રાણ ! ફનસ ! ખીજલા ! કંચનાર ! જાંબુ ! બોલસરી ! આંબા ! કદંબ ! તમારો જન્મ પરોપકારને વાસ્તેજ છે. વળી તમો યમુનાના કિનારાપર રહેનારાં હોવા-

થી તીર્થવાસી છો, માટે શ્રી કૃષ્ણના વિરહથી દુઃખી થતી આ અબળાઓને શ્રી કૃષ્ણની ખબર આપો. હે પૃથ્વી! તેં કયું તપ કર્યું છે કે શ્રી કૃષ્ણના ચરણનો સ્પર્શ મળવાના હર્ષને લીધે તું રોમાંચિત થયેલી જણાય છે. આ હર્ષ તને હમણાંજ શ્રી કૃષ્ણનો સ્પર્શ મળવાથી થયો છે અથવા વામનાવતારના ચરણનો સ્પર્શ મળવાથી થયો છે કે વરાહ ભગવાનના શરીરનું આલિંગન મળવાથી થયો છે? આ પ્રફુલ્લિતપણું જો હમણાંજ શ્રી કૃષ્ણના ચરણ સ્પર્શથી થયું હોય તો તું અમોને શ્રી કૃષ્ણના ખબર આપ. સખી મૃગલી! તારાં વિશાળ નેત્રો પોતાની વિશાળતાનું સાફલ્ય મેળવવા ભાગ્યશાળી થયાં છે કે શું? અરે! શ્રી કૃષ્ણ અવસ્ય અહીં આવેલા જણાય છે. કારણ કે તેમણે પહેરેલી પુષ્પમાળા કે જે પ્યારીનો અંગસંગ કરવાના સમયમાં તેના સ્તનમંડળ ઉપરના કેસરી ચંદનથી રંગાયેલી હશે તેનો સુગંધ અહીં આવે છે. વૃક્ષો! એક હાથ પ્યારીના ખભા ઉપર ધરી બીજા હાથમાં કમળ લઇને ફરતા શ્રી કૃષ્ણે સ્નેહ ભરેલાં અવલોકનોથી તમારા પ્રણામોનો સ્વીકાર કર્યો છે કે શું?"

આ પ્રમાણે ઉન્મત્તની પેઠે શ્રી કૃષ્ણની શોધ કરતી ગોપીઓ વૃંદાવનમાં આગળ વધી ત્યાં એક પ્રદેશમાં શ્રી કૃષ્ણનાં પગલાં તેણીના જોવામાં આવ્યાં. ધ્વજ, વજ્ર, કમળ, અંકુશ અને યવ આદિ રેખામય ચિન્હોથી એ શ્રી કૃષ્ણનાંજ પગલાં છે એવો નિશ્ચય કરી જરા આગળ ચાલતાં તેની સાથે એક સ્ત્રીનાં પગલાં પણ જોવામાં આવ્યાં.

"અરેરે!! ઓ સખીઓ! આ શ્રી કૃષ્ણનાં પગલાંઓની સાથે કોઇ ગોપીનાં પગલાં પણ જણાય છે. તે આ સ્થળે શ્રી કૃષ્ણના ખભાપર હાથ મૂકીને ચાલેલી જણાય છે. એણે ઇશ્વરનું આરાધન સંપૂર્ણ કરેલું હશે, જેથી આપણ સર્વને છોડી શ્રી કૃષ્ણ તેને એકનેજ પોતાની સાથે લઇ ગયા. આવો આપણે શ્રી કૃષ્ણની ચરણ રજમાં લોટીએ. પણ નહિ નહિ. શ્રી કૃષ્ણના સમાગમનો આપણ સર્વને સમાન હક છતાં કેવળ સ્વાર્થપરાયણ થઇ એ સમાગમને આવગો કરી બેઠેલી આપણી શોક્ય એ ગોપીનાં પગલાં પણ તેની સાથે છે માટે આ સ્થળે એ ચરણરજમાં આપણે લોટવું નહિ. પણ ચાલો જરા આગળ શ્રી કૃષ્ણનાં પગલાં તેનાથી જરા જૂદાં પડેલાં હોય તો તેમાં લોટીએ. જુવો જુવો. અહીં તો એ શોક્યનાં પગલાં દેખાતાં પણ નથી, માટે નક્કી આ ખંડમાં નહિ ચાલી શકવાથી શ્રી કૃષ્ણે તેને પોતાના ખભાપર બેસાડી હશે.

નજર કરો, આ ઠેકાણે શ્રી કૃષ્ણે તેનો ચોટલો ગુંથેલો હોય એવાં ચિન્હો દેખાય-છે. આ પગલાંઓપર ધ્યાન આપો. પેનીની જરા પણ આકૃતિ નહિ જણાતાં ફક્ત આગલા ભાગની આકૃતિજ ઉંડી પડેલી છે તેથી જણાય છે કે તેના ચોટલામાં ગુંથવા માટે શ્રી કૃષ્ણે આ વૃક્ષોમાંથી પુષ્પો ચુંટેલાં છે."

શ્રી કૃષ્ણ પૂર્ણ કામ અને આત્મારામ હોવાથી સ્ત્રીઓના વિલાસોમાં આસક્ત નહિ હોવા છતાં પણ "જગતમાં કામી પુરૂષો કામિનીઓની આગળ કેવા દીન બની જાય છે અને કામી લોકો દીન બની જાય છે ત્યારે કામિનીઓ તેઓની કાંધપર કેવી ચડી બેસે છે?" એ દેખાડવાને વાસ્તે સઘળી ગોપીઓને વનમાં છોડી દઇને જે એક ગોપીને એકાંતમાં લઇ ગયા હતા તે ગોપી પોતાનેજ, સઘળી સ્ત્રીઓમાં ઉત્તમ માનવા લાગી. અતિ ગર્વ પામેલી એ ગોપીએ શ્રી કૃષ્ણ પોતાને વશ થઇ ગયા છે એમ માની તેને કહ્યું કે "હવે હું ચાલી શકતી નથી. માટે જ્યાં જવાની તમારી ઇચ્છા હોય ત્યાં મને તેડીને લઇ જાઓ." શ્રી કૃષ્ણ બોલ્યા કે "ત્યારે મારી કાંધ ઉપર બેસ." આથી બહુજ રાજી થયેલી એ ગર્વિષ્ટ ગોપી તેમની કાંધપર બેસવા સજ્જ થઇ તેટલામાં તો શ્રી કૃષ્ણ તેની પાસેથી અંતર્હિત થઇ ગયા- અને તેથી બહુજ પસ્તાયેલી તે ગોપી ઉંચા સ્વરથી પોકાર કરવા લાગી કે "હે નાથ! હે સુંદર! હે પ્યારા! અરે ક્યાં છો? હે મિત્ર! આ તમારી કંગાલ દાસીને દર્શન દિયો."

આ શબ્દ શ્રી કૃષ્ણના માર્ગને શોધતી શોધતી ચાલી આવતી પેલી સઘળી ગોપીઓને કાને પડ્યો. જેથી તેઓ ત્યાં આવી અને તેના મોહોડાથી સઘળી હકીકત સાંભળીને અતિ વિસ્મય પામી. અને તેને પણ સાથે લઇ શ્રી કૃષ્ણ-ની શોધ કરવા લાગી.

જ્યાં સૂધી ચંદ્રનો પ્રકાશ દેખાયો ત્યાં સૂધી તો તેઓ વૃંદાવનમાં આગળ આગળજ ચાલી ગઇ પણ જ્યારે વૃક્ષોનો ગાઢ અંધકાર જોવામાં આવ્યો ત્યારે સઘળી પાછી વળી. પાછી વળીને ઘેર નહિ જતાં વૃંદાવનમાંજ ફરવા લાગી. શ્રી કૃષ્ણના સંબંધનીજ વાતો કરતી, શ્રી કૃષ્ણની લીલાઓનુંજ અનુ-કરણ કરતી, શ્રી કૃષ્ણના ગુણોનુંજ ગાયન કરતી અને એમ કરવાથી શ્રી કૃષ્ણ-મયજ થઇ ગયેલી એ ગોપીઓને પોતાનાં ઘરોનું સ્મરણ પણ આવ્યું નહિ. શ્રી કૃષ્ણનુંજ અખંડિત ચિંતન કરતી એ સઘળી ગોપીઓ પાછી યમુનાના કિનારા-પર આવી તેમના પાછા પધારવાની આશા ધરી ભેળી થઇને નીચેના અર્થવાળાં

વિરહનાં ગીતો ગાવા લાગી.

"પ્યારા ! તમારા જન્મથી વ્રજનો વધારે ઉત્કર્ષ થયો છે અને તેને લીધેજ લક્ષ્મીજી પણ સર્વદા વ્રજમાંજ રહી વ્રજવાસીઓને આનંદ આપે છે. આ પ્રમાણે સઘળો વ્રજ આનંદ પામ્યા કરે છે તેમાં તમારે વાસ્તેજ પ્રાણોનું અર્પણ કરનારી આ ગોપીઓ તમને શોધવાને વાસ્તે દુઃખી થઇને વનમાં રઝળ્યા કરે છે, માટે દર્શન આપો. પ્રાણનાથ ! ભક્તલોકોના મનોરથોને પૂરનારા ! આ વગર પગારની દાસીઓને તમે શરદ્ઋતુના તળાવમાં પ્રફુલ્લિત થયેલા કમળના ગર્ભની શોભાને હરી લેનારી દૃષ્ટિથી મારો છો એ શું વધ કરતા નથી ? શસ્ત્રથી જે વધ થાય તેજ વધ કહેવાય અને દૃષ્ટિથી જે વધ થાય તે વધ ન કહેવાય ? આમ છે એટલા માટે દૃષ્ટિથીજ હરી લીધેલાં અમારાં પ્રાણોને પાછાં આપવા દર્શન આપો. અઘાસુર, કાલિયનાગના ઝેરથી બગડેલું જળ, વીતોળીયો, તોફાની વરસાદ, દાવાનળ અને એવા એવા પ્રકારના બીજા ઘણા ઘણા ત્રાસોમાંથી અમારૂં રક્ષણ કર્યા છતાં હમણાં શામાટે ઉપેક્ષા કરો છો ? તમે અમારી જેમ ઘણી ઘણી વાર રક્ષા કરી છે તેમ હમણાં પણ રક્ષા કરવી યોગ્ય છે. આપ કાંઈ સાધારણ મનુષ્ય નથી. પણ સર્વના અંતર્યામી ઇશ્વર છો અને બ્રહ્મા આદિ દેવતાઓની પ્રાર્થના ઉપરથી સઘળા જગતનું રક્ષણ કરવા માટે અવતર્યા છો. તો સર્વનું રક્ષણ કરવાના બિરૂદવાળા આપને આ પ્રમાણે ભક્ત જનની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. પ્યારા ! સંસારના ભયથી શરણાગત થયેલાઓને અભય આપનાર, સઘળા મનોરથોને પૂર્ણ કરનાર, અને લક્ષ્મીજીના હસ્તનું ગ્રહણ કરનાર આપનું હસ્તકમળ અમારા મસ્તક પર ધરો. વ્રજનાથ ! વ્રજવાસીઓની પીડાઓને હરનારા ! મંદહાસ્યથીજ માનિનીઓનાં માનને ત્રોડનારા ! પ્રભુ ! આ આપની દાસીઓનો સ્વીકાર કરો અને પ્રથમ તો કમળ સરખું આપનું મુખ દેખાડો. પ્રણામ કરનારાં પ્રાણીઓનાં પાપોને કાપનારૂં, કૃપાને લીધે પશુઓની પાછળ પણ ચાલનારૂં, સૌભાગ્યને લીધે લક્ષ્મીજીના નિવાસ રૂપ થયેલું અને પરાક્રમને લીધે કાલિયનાગની ફણો ઉપર પણ નાચેલું આપનું ચરણારવિંદ અમારાં સ્તનો ઉપર ધરીને અમારા કામજ્વરને શાંત કરો. કમળ સમાન નેત્રોવાળા પ્રભુ ! વિચક્ષણ લોકોનાં અંતઃકરણનું હરણ કરનારી સુંદર રચનાવાળી આપની વાણીથી મોહ પામેલી આ દાસીઓને અધરામૃત પાઇને જીવાડો. તમારો

વિરહ થયો કે તે ક્ષણમાંજ અમો મરી જાત, પણ આટલીવાર સુધી જીવતી રહેલી છીએ તેનું કારણ તમારી કથાઓરૂપી અમૃતના સેવન સિવાય બીજું કશું નથી. કપટી ! તમારૂં હસવું, પ્રેમથી જોવું, વિહારો અને હૃદયમાં લાગી રહેનારી રહસ્ય વાતો અમારાં અંતઃકરણોને ક્ષુબ્ધ કરી નાખેછે તેને લીધે અમારૂં મન તમારી કથાઓરૂપી અમૃતથી પણ શાંત નહિ થતાં તમારા દર્શનને ઇચ્છે છે. પ્રાણનાથ ! જ્યારે આપ ગાયોને ચારવાને વાસ્તે વ્રજમાંથી વનમાં પધારો છો ત્યારે કમળો કરતાં પણ અધિક સુકુમાર આપનાં ચરણો કાંકરીઓથી, ખડોથી, અને અંકુરોથી ક્લેશ પામતાં હશે, એમ ધારી અમારૂં મન અસ્વસ્થ થઇ જાય છે. તો આવી રીતે અમો આપની ઉપર અકૃત્રિમ પ્રેમ રાખીએ છીએ તે છતાં આપ અમારા ઉપર શા માટે દગો કરો છો. નિત્ય સાયંકાળે શ્યામ કેશોથી વીંટાવાને લીધે અને ગાયોની રજથી વ્યાપ્ત થવાને લીધે ભ્રમરોથી વીંટાયેલ તથા પરાગથી વ્યાપ્ત કમળ જેવું જણાતું મુખ દેખાડીને અમારા મનમાં વારંવાર કામજ્વરને ઉત્પન્ન કરો છો પરંતુ પાસે પ્રાપ્ત થઇ રસદાનના ઔદાર્યથી તે જ્વરને શાંત કરતા નથી તેથી અવશ્ય આપ કપટી છો. આપે આ પ્રમાણે દીર્ઘ સમય લગી કપટ કર્યું પણ હવે તો એ સઘળું કપટ છોડી દઇને અમોને આપના ચરણ કમળનો સંસર્ગ થવા દો જેથી અમારા સઘળા પરિતાપ શાંત થાય. જ્યારે આપ દિવસના વનમાં ફરોછો ત્યારે આપને નહિ દેખવાથી અમોને એક એક નિમેષ પણ યુગ જેવડો લાગે છે અને સાયંકાળે જ્યારે પાછા વનમાં પધારો છો ત્યારે અમોને આપના દર્શનમાં આડી આવતી પાંપણો પણ ગમતી નથી. આ રીતે ક્ષણ માત્ર પણ આપનું દર્શન નહિ મળતાં મોટું દુઃખ થાય છે અને ક્ષણ માત્ર પણ દર્શન મળતાં મોટું સુખ થાય છે. અને તેથીજ અમો સર્વ સંગનો ત્યાગ કરી સંન્યાસીઓની પેઠે આપની પાસે આવેલી છીએ, તે છતાં આપ અમારો ત્યાગ કરવાનું પગલું કેમ ભરો છો ? અરે માયાવી ! આપના ગાયનથી મોહ પામી પતિ, પુત્ર, ભાઇઓ અને બાંધવોનો ત્યાગ કરી પોતાને ચરણે શરણ થયેલ અબળાઓનો આ રાત્રિ સમયમાં આપ વિના બીજો કોણ ત્યાગ કરે ? પ્રાણનાથ ! તમારા હસતા મુખારવિંદથી, પ્રેમપૂર્વક જોવાથી અને એકાંતના સંકેતોથી ઉત્પન્ન થયેલો કામદેવ અમારા મનને બહુ ગભરાવી નાખે છે. પ્રભુ ! આ વ્રજમાં આપનો જન્મ થયો તે વૃંદાવન વાસીઓનાં સર્વ દુઃખોને મટાડનારો તથા જગતના મંગળરૂપ છે.

માટે અમારૂં પણ દુઃખ મટાડવા તથા મંગળ થવા એવું ગુપ્તમાં ગુપ્ત ઔષધ આપો કે જેથી અમારાં હૃદયોના તમામ રોગ મટી જાય. આવાં ગુપ્ત ઔષધને ફક્ત આપજ જાણો છો."

આ પ્રમાણે ગાતી અને વિચિત્ર વિલાપો કરતી ગોપીઓ શ્રી કૃષ્ણના દર્શનની ઉત્કંઠાથી છેવટ ઉંચે સ્વરે રોવા લાગતાં પીળાં વસ્ત્રોવાળા, હસતા મુખારવિંદવાળા તથા જગતને મોહ ઉપજાવનારા કામદેવને પણ મોહ ઉપજાવી દેનારા શ્રી કૃષ્ણ તે ગોપીઓના મધ્યમાં પ્રકટ થયા. પ્રિયતમ શ્રી કૃષ્ણને પ્રકટ થયેલા જોઇ પ્રાણ આવવાથી જેમ સઘળી ઇંદ્રિયો જાગ્રંત થઇ ઉઠે તેમ પ્રફુલ્લિત નેત્રોવાળી સઘળી ગોપીઓ એક સામટી ઉભી થઇ, કોઈ ગોપીએ શ્રી કૃષ્ણનું હસ્તકમળ પોતાની અંજલીમાં લીધું, કોઇએ ચંદનથી શોભી રહેલા તેમના બીજા હસ્તને પોતાના ખભા ઉપર ધર્યો, કોઇએ તેમનું ચાવેલું પાન પોતાની અંજલીમાં લીધું, કોઇએ તેમનું ચરણકમળ પોતાના વૃક્ષઃસ્થળમાં ધર્યું, કોઇએ પ્રેમના કોપથી હોઠ ડસીને તેમના ઉપર કટાક્ષોરૂપી બાણો ફેંકવા માંડયાં, કોઇએ નિમેષ વગરનાં નેત્રોથી તેમનું મુખારવિંદ જોવા માંડયું અને કોઇએ નેત્રરૂપ દ્વારથી તેમને હૃદયમાં લઇને યોગીની પેઠે આનંદ મગ્ન થવા માંડયું. જેમ મુમુક્ષુ લોકો ઇશ્વરને પામીને, સંસારી લોકો બ્રહ્મવેત્તાને પામીને અને અંતઃકરણની વૃત્તિઓ સુષુપ્તિના સાક્ષીને પામીને સઘળા સંતાપોથી મુક્ત થાય તેમ વ્રજાંગનાઓ શ્રી કૃષ્ણને પામીને સઘળા સંતાપોથી મુક્ત થઈ.

શ્રી કૃષ્ણ સઘળી વ્રજાંગનાઓને સાથે લઇ ચંદ્રની કિરણોથી અત્યંત પ્રકાશી રહેલા, ઉઘડી રહેલાં અનેક પુષ્પોથી સુગંધમય થયેલા, ભ્રમરોના ગુંજારથી જાણે આવવાનું આમંત્રણ આપતો હોય એવા જણાતા અને તરંગોના ચલનથી જેમાં કોમળ રેતી પથરાઇ ગઇ હતી એવા યમુનાના કિનારાપર પધાર્યા. જેમ કર્મકાંડમાં પરમાત્માને નહિ દેખવાને લીધે આતુર થયેલી મનોવૃત્તિઓ જ્ઞાનકાંડમાં પરમાત્માને જોઇ તેના આનંદથી પૂર્ણકામ થઇને સઘળી કામનાઓને છોડી દિયે તેમ પ્રથમ શ્રી કૃષ્ણના દર્શનથી આતુર થયેલી વ્રજાંગનાઓએ પછી શ્રી કૃષ્ણના દર્શનના આનંદથી પૂર્ણકામ થઇને હૃદયના સઘળા સંતાપો છોડી દીધા. વ્રજાંગનાના મનોરથોનો તો છેડોજ આવી ગયો.

આવી રીતે પૂર્ણકામ થયા છતાં પણ ગોપીઓએ પ્રેમને લીધે પોતાનાં

કુચમંડળોપરના કેસરોથી ખરડાયેલાં વસ્ત્રોનું આસન બિછાવી આપતાં શ્રી કૃષ્ણ તે આસન ઉપર બિરાજ્યા. અને ગોપીઓ પ્રેમપૂર્વક તેની સેવા કરવા લાગી. શ્રી કૃષ્ણનાં બન્ને ચરણોને અને હસ્તને પોતાના ખોળાઓમાં લઇ ચાંપતાં ચાંપતાં હાસ્ય તથા લીલા ભરેલાં અવલોકનોથી રમતીયાળ થતી ભ્રકુટીઓ વડે શ્રી કૃષ્ણનો ચમત્કારિક સત્કાર કરી બીજી વાતોના પ્રસંગમાં લાવી કાંઇક પ્રણયકોપ બતાવી ગોપીઓ પૂછવા લાગી કે "પ્રપંચ પ્રવીણ પ્રિયતમ! આ પ્રશ્નપર જરા ધ્યાન આપજો. કેટલાએક પુરૂષો પોતાને ભજનારાઓને તેઓના ભજનના પ્રમાણમાં ભજે છે, કેટલાએક પુરૂષો તેઓના ભજનની અપેક્ષા નહિ રાખતાં નહિ ભજનારને પણ ભજે છે અને કેટલાએક પુરૂષો ભજનારને પણ ભજતા નથી તેમ નહિ ભજનારને પણ ભજતા નથી તો આ ત્રણે પ્રકારના પુરૂષો કેવી કેવી જાતની ચિત્તવૃત્તિવાળા ગણાય? એ અમો જાણવા માગીએ છીએ, માટે તે વિષે સારી રીતે વિવેચન કરી અમોને સમજાવો."

"સખીઓ! જેઓ પોતાને ભજનારનેજ ભજે છે તેઓ બીજાને નહિ પણ પોતાનેજ ભજે છે. કેમકે એ ભજન કેવળ સ્વાર્થ મેળવવાના ઉદ્યમરૂપ હોવાથી વાસ્તવિક રીતે જોતાં ગાય ભેંસની ચાકરી કરવા જેવું સ્વાર્થરૂપ છે. તેથી તેમાં સાચો સ્નેહ નહિ રહેવાથી સુખ નથી અને દેખીતા ફળનો ઉદ્દેશ હોવાથી ધર્મ પણ નથી. નહિ ભજનારને ભજનારા બે પ્રકારના છે. એક તો દયાળુ લોકો અને બીજા માતાપિતાના જેવા સ્નેહી લોકો દયાળુ થઇને ભજવામાં નિર્દોષ ધર્મ રહ્યો છે અને સ્નેહથી ભજવામાં ખરો પ્રેમ રહ્યો છે. હવે ત્રીજા પ્રકાર વિષે કહું છું તેપર ધ્યાન આપો. જેઓ ભજનારને પણ ભજતા નથી અને નહિ ભજનારને પણ ભજતા નથી, તેઓ કાંતો આત્મારામ હોય છે, કાંતો પુર્ણ કામ હોય છે, કાંતો મૂઢ હોય છે અને કાંતો કૃતઘ્ન હોય છે."

શ્રી કૃષ્ણને વાતમાં સપડાઈ ગયેલા અને ચાર પ્રકારમાં છેલ્લી કોટિમાં અને કૃતઘ્નની પંક્તિમાં આવી ગયેલા માની સઘળી ગોપીઓ અરસપરસ આંખની ઇશારતો કરવા લાગી અને છાનું છાનું હસવા લાગી.

"સુંદરીઓ! મને તો એ ચાર પ્રકારમાંથી કોઇ પણ પ્રકાર લાગુ પડતો નથી, પણ હું તો પરમ દયાળુ અને પરમ સ્નેહી છું. કેમકે મને ભજનારાઓનું ધ્યાન મારામાંજ રાખવા વાસ્તે હું, ભજતા હોય તેઓને પણ તરત ભજતો

નથી. જેઓ મને ભજે તેઓને હું તરત ભજું નહિ તેથી તેઓનું ધ્યાન મારામાંજ રહે એ સ્વાભાવિક છે. જેઓ ધનને ઇચ્છતા હોય તેઓને ધન તરતજ મળે તો તેઓનું ધ્યાન ધનમાં રહે નહિ પણ જો ઘણે કાળે માંડમાંડ મળે તો તે મળ્યા પહેલાં તથા મળ્યા પછી પણ તેઓનું ધ્યાન ધનમાંજ રહે. સખીઓ ! યોગ્યાયોગ્ય નહિ જોવાથી લોકનો, ધર્મ અધર્મ નહિ જોવાથી વેદનો અને સ્નેહ છોડી દેવાથી સંબંધીઓનો પણ મારે વાસ્તેજ ત્યાગ કરી બેઠેલી તમો સર્વનું ધ્યાન નિરંતર મારામાંજ રખાવવાને વાસ્તે હું અંતર્હિત થયો હતો અને હવે તમોને મળ્યો છું તે પણ બહુ આતુરતા કરાવીને મળ્યો છું. ગોપબાળાઓ ! તમારાં સઘળાં વચનો મેં અદૃશ્ય રહીને સાંભળેલાં છે. તમારો ખરો અને નિર્દોષ પ્રેમ જોઇને મારાથી કહ્યા વગર રહેવાતું નથી કે હું ઘણે કાળે પણ તમારા પ્રેમનો યોગ્ય બદલો આપી શકું તેમ નથી. ત્રોડી ત્રોડાય નહિ એવી ઘરરૂપ બેડીને છેક ત્રોડી નાખીને તમોએ મારૂં ભજન કર્યું છે એ તમારા ઉપકારનું ઋણ તમારી સુશીલતાથીજ મારા ઉપરથી ઉતરવું જોઇએ. પણ મારા તરફના પ્રત્યુપકારથી ઉતરે તેમ નથી."

આ પ્રમાણે કોમળ વચનોથી ગોપીઓનો સઘળો સંતાપ ટાળી નાખી બહુજ પ્રસન્ન કરી શ્રી કૃષ્ણે તેઓની સાથે રાસક્રીડા કરવાનો આરંભ કર્યો.

ગોપીઓ પરસ્પર હાથો ગુંથી લઇ મંડલાકારથી ઉભી ગઇ અને શ્રી કૃષ્ણ પોતાની અચિંત્ય યોગશક્તિના મહિમાથી બબ્બે ગોપીની વચમાં એક એક સ્વરૂપથી ઉભા રહ્યા. શ્રી કૃષ્ણે પોતાનાં બન્ને પડખાંની ગોપીઓના કંઠમાં હાથ નાખ્યા કે જેથી પ્રત્યેક ગોપી શ્રી કૃષ્ણને પોતાનીજ પાસે અને પોતાનુંજ આલિંગન કરીને ઉભેલા માનવા લાગી. ઉભવાની ગોઠવણ બરોબર થઇ રહ્યા પછી રાસોત્સવ ચાલુ થયો. દેવતાઓ પોતપોતાની સ્ત્રીઓ સહિત જોવા માટે આકાશમાં આવી ઉભા. ત્યાં વિમાનોની મોટી ભીડ જામી, દુંદુભિઓ વાગવા લાગ્યાં, પુષ્પોની વૃષ્ટિઓ પડવા લાગી અને ગંધર્વો તથા અપ્સરાઓ શ્રી કૃષ્ણના યશને ગાવા લાગ્યાં. ગોપીઓનાં કંકણ તથા ઝાંઝર વગેરેની ઘુઘરીઓનો તુમુલ શબ્દ થઇ રહ્યો. જેમ સુવર્ણના બબ્બે મણકાઓની વચમાં એક એક નીલમણિ શોભે તેમ બબ્બે ગોપીઓની વચમાં શ્રી કૃષ્ણ શોભવા લાગ્યા. જાણે ભાંગી પડશે તેમ વળી જતા મધ્ય ભાગવાળી ગોપીઓ મેઘમંડળમાં શોભતી વીજળીઓની પેઠે શોભવા લાગી, તેઓનાં મુખોની

ઉપર પસીનાનાં બિંદુઓ મોતીની માળાઓની પેઠે શોભવા લાગ્યાં, એક સરખી રીતે પગ ઉપાડવા મેલવાની તથા તાળીઓ પાડવા વગેરેની ચમત્કારિક ક્રિયાઓ થવા લાગી, ગોપીઓના કેશોની તથા વસ્ત્રોની ગાંઠો પોચી પડી પડીને અપૂર્વ રસ આપવા લાગી, ભ્રમરોનાં ચલનો કામદેવના ચિત્તનું પણ આકર્ષણ કરે એવાં થવા લાગ્યાં, મંદહાસ્યો પુષ્પ વૃષ્ટિઓથી પણ અધિક શોભવા લાગ્યાં, ગોપીઓનાં ચલાયમાન થતાં સ્તનો કામદેવરૂપી મહાસાગરને તરવાને વાસ્તે તેમાં નાખેલા કુંભો જેવાં દીપવા લાગ્યાં અને સઘળી ગોપીઓ શ્રી કૃષ્ણનાં ચરિત્રોને ગાવા લાગી. નાચતી, અનેક પ્રકારના રાગોથી રંગાયેલા કંઠોવાળી, રતિમાં પ્રીતિવાળી અને શ્રી કૃષ્ણના સ્પર્શથી રાજી થતી ગોપીઓ એવા ઉંચા સ્વરોથી ગાવા લાગી કે તેથી આખું જગત ભરપૂર થઇ ગયું હોય એવું જણાવા લાગ્યું. કેટલીક ગોપીઓએ શ્રી કૃષ્ણના સ્વરની સાથે પોતાના સ્વરની ગતિઓ નહિ મળતાં તે સમયેજ ધ્રુવતાલ કરીને પોતાના સ્વર ઉંચા કર્યા, કે જેથી શ્રી કૃષ્ણ પ્રસન્ન થઇને વાહવાહ કહેવા લાગ્યા, સત્કાર કરવા લાગ્યા અને ઘણું માન આપવા લાગ્યા.

રાસના શ્રમને લીધે માળાઓ અને વસ્ત્રો શિથિલ થઇ જતાં કોઇ ગોપી શ્રી કૃષ્ણનો ખભો ઝાલીને ઉભી રહેવા લાગી, કોઈ ગોપી પોતાના ખભા ઉપર રહેલા શ્રી કૃષ્ણના શ્રીહસ્તને સુંઘી રૂંવાડાં ઉભાં થઇ જતાં તેનું ચુંબન કરવા લાગી, કોઇ ગોપી શ્રી કૃષ્ણના ગાલને તેના ગાલની સાથે લગાવીને તેમનું ચાવેલું પાન લેવા લાગી અને કોઈ ગોપી શ્રી કૃષ્ણના શ્રીહસ્તને પોતાના સ્તનમંડળ ઉપર ધરીને વિશ્રામ લેવા લાગી.

થાક ઉતરી જતાં વળી પાછો તેવોને તેવો રાસવિહાર શરૂ થયો. ગોપીઓના વિહાર સમયમાં સ્ત્રીઓ સહિત ગંધર્વો તથા કિન્નરો ગાતા હતા તથા વાજાં બજાવતા હતા, પણ તેઓ સઘળા રસના આવેશથી મોહ પામીને નાચવા લાગી જતાં ગોપીઓનાં કંકણો તથા ઝાંઝરોજ વાજાંઓનું કામ કરવા લાગ્યાં અને પુષ્પોમાં લંપટ થયેલા ભ્રમરોજ ગવૈયાઓનું કામ કરવા લાગ્યા. ગાલો ઉપર આવી પડેલા કેશપાશોથી અને પસીનાની કણીઓથી ગોપીઓનાં મુખો બહુ શોભવા લાગ્યાં, નૃત્યના આવેશને લીધે કેશપાશોમાંથી પુષ્પો ખરી પડવા લાગતાં કેશપાશોજ જાણે તાલની ગતિથી રાજી થઇ માથાં હલાવીને ગોપીઓના ચરણોની ઉપર પુષ્પ વૃષ્ટિ કરતા હોય એવા જણાવા લાગ્યા.

ગોપીઓ જેમ આલિંગન, હસ્ત સ્પર્શ, સ્નેહ ભરેલાં અવલોકન અને ચમત્કારી મંદહાસ આદિ ઉત્તમ વિલાસોથી શ્રી કૃષ્ણની સાથે રમવા લાગી તેમ શ્રી કૃષ્ણ પણ તેઓની સાથે એવાજ પ્રકારના ઉત્તમ વિલાસોથી રમવા લાગ્યા. જેમ બાળક પોતાની શોભાથીજ શોભા પામેલાં પ્રતિબિંબોની સાથે રમે તેમ શ્રી કૃષ્ણ પોતાનાજ ચમત્કારોથી ચમત્કાર પામેલી ગોપીઓની સાથે ક્રીડા કરવા લાગતાં તેને જોઈ દેવતાઓની સ્ત્રીઓ પણ કામાતુર થવા લાગી અને ચંદ્ર પણ ગ્રહ નક્ષત્રાદિકના મંડળ સહિત વિસ્મય પામીને ઘણીવાર સૂધી થોભીજ રહ્યો. શ્રી કૃષ્ણનો અંગસંગ મળવાની પ્રીતિથી પરવશ થયેલી ગોપીઓ છૂટી જતા કેશોની અને શિથિલ થઇ જતાં વસ્ત્રોની સંભાળ લેવાને પણ અશક્ત થઇ ગઈ. પોતે આત્મારામ છતાં પણ પોતાનું વચન પાળવાને વાસ્તે જેટલી વ્રજાંગનાઓ હતી તેટલાંજ સ્વરૂપો ધરીને તેઓની સાથે વિહાર કરતા દયાળુ શ્રીકૃષ્ણ અત્યંત વિહારથી થાકી ગયેલી વ્રજાંગનાઓનાંમુખોને પોતાના શ્રીહસ્તોથી લુવા લાગ્યા અને તેઓને થાકી રહેલી જોઇ સર્વને સાથે લઈ યમુનાના જળમાં વિહાર કરવા પધાર્યા અને ત્યાં શ્રીકૃષ્ણ તથા ગોપીઓની જળક્રીડા શરૂ થઈ.

ગોપીઓનાં સ્તનમંડલો ઉપર પછડાઈ પછડાઈને વીંખાઈ જતા જલના તરંગો પોતે હરેલા તેના શ્રમના બોજાથી દબાઇને વીંખાઈ જતા હોય એવા દેખાવા લાગ્યા. પાણી ઉછાળી ઉછાળીને શ્રી કૃષ્ણને ભીંજાવતી ગોપીઓ તેને કામી લોકોના અધિરાજ્યનો પટ્ટાભિષેક આપતી હોય એવી જણાવા લાગી. જળમાં ડુબકીઓ મારી મારીને અનેક પ્રકારની ચેષ્ટાઓથી ગોપીઓને છેતરતા શ્રીકૃષ્ણ તેઓની લજ્જાને શોધી શોધીને જળના પ્રવાહની સાથે દૂર ચલાવી દેતા હોય એવા જણાવા લાગ્યા. હાથેવતે પાણી ઉછાળતી ગોપીઓ નષ્ટ થઈ ગયેલી પોતાની લજ્જાનું તેને સદ્દગતિ દેવાને વાસ્તે તીર્થજળથી તર્પણ કરતી હોય એવી દેખાવા લાગી. અંગો ઉપરથી ઉંચાં ચડી ચડીને જળ ઉપર આવતાં તેણીઓનાં વસ્ત્રો કામદેવે પોતાની ફોજને વાસ્તે પટમંડપો ઉભા કરવા માંડેલા હોય એવાં જણાવા લાગ્યાં. ગોપીઓનાં નેત્રો અંજનથી રહિત થયા છતાં પણ કામદેવના ગુપ્ત ભંડારનું અવલોકન કરવામાં અધિક શક્તિ દેખાડવા લાગ્યાં. નીલમણિના સ્યામ કાંતિવાળું યમુનાનું જળ ડુબકીઓ મારીને ગોપીઓને છેતરતા શ્રી કૃષ્ણને અંદર ગુપ્ત રહેવામાં બહુ અનુકૂળ થવા લાગ્યું. જળમાં લાંબા થયેલા ગોપીઓના ચોટલાઓ જળની

અંદર પેસીને બહુજ ઠગાઈ કરતા શ્રી કૃષ્ણને બાંધી લેવાને વાસ્તે તેણીએ પાશ ગોઠવેલા હોય એવા દીસવા લાગ્યા. ઠગાઇ કરીને જળની અંદર ગુપ્ત રહેવા ઇચ્છતા શ્રી કૃષ્ણને ગોપીઓના સ્તનમંડળના તથા નિતંબમંડળના આઘાતથી ઉછળતું જળ ઉઘાડા કરી નાખવા લાગ્યું. શ્યામ છતાં પણ ગોપીઓની કાંતિથી દૂધ જેવું થઈ જતું યમુનાનું જળ શ્રી કૃષ્ણની કાંતિના સંસર્ગથી પોતાની અસલ પ્રભાને પાછી મેળવવા લાગ્યું.

આ પ્રમાણે હાથી જેમ હાથણીઓની સાથે જલક્રીડા કરે તેમ શ્રી કૃષ્ણે ગોપીઓની સાથે ઘણી વાર સૂધી જલક્રીડા કરી અને પછી તેઓને સાથે લઈ જળથી બહાર પધારીને પુષ્પોથી સુગંધમય થયેલા યમુનાના ઉપવનમાં પણ મનમાનતી ક્રીડાઓ કરી. પરંતુ વજ્રોલિમુદ્રાના આશ્રયથી પોતાના ચરમ ધાતુને જરા પણ હાનિ નહિ પહોંચવા દેતાં ગોપીઓનાજ ચરમધાતુનું આકર્ષણ કર્યું ; જેથી કામદેવ સંપૂર્ણ રીતે મદહીન થઇને લજ્જાનેજ વશ્ય થઈ ગયો.

પાછલી બે ઘડી રાત અવશેષ રહેતાં પ્રભાતમાં ઉઘડનારાં પુષ્પોના તાજા સુગંધથી ભરપૂર થએલો મંદ પવન દિશાઓમાં પ્રસરવા લાગતાં, ચંદ્ર પશ્ચિમ દિશામાં સારી પેઠે ઉતરેલો જોવામાં આવતાં, કુકડાઓ કોલાહલ કરવા લાગતાં, કુમુદો સંકોચાવા લાગતાં, ચંદ્રની પ્રભા મધ વગરના મધપોડાનું અનુકરણ કરવા સજ્જ થતાં અને તારાઓ અન્યાયથી મેળવેલી સંપત્તિઓની પેઠે ગુમ્મ થવા લાગતાં શ્રી કૃષ્ણે વ્રજાંગનાઓને વ્રજમાં જવાની આજ્ઞા કરી. શ્રી કૃષ્ણની પાસેથી દૂર થવું નહિ ગમતાં છતાં પણ તેમની આજ્ઞાને માથે ચડાવીને સઘળી ગોપીઓ વ્રજમાં પોતપોતાને ઘેર ગઈ. સ્ત્રીઓ જ્યાંસુધી ઘરમાં કે શયનમાં નહિ હતી ત્યાં સૂધી પણ શ્રી કૃષ્ણની યોગશક્તિના પ્રભાવથી સઘળા ગોવાળો પોતપોતાની સ્ત્રીને પોતાની પાસેજ રહેલી અને સેવા કરતી માનતા હતા. તેથી કોઇને પણ પોતાની સ્ત્રી ઉપર ઇર્ષ્યા ઉત્પન્ન થઈ નહિ અને એ રાત્રિના પ્રદોષ સમયે સ્ત્રીઓની સાથે તેઓના પતિઓને જે વિવાદ થયો હતો તેનું પણ તેઓને વિસ્મરણ થઈ ગયું. ગોપીઓ શરીરોથી ઘરમાં રહેલી છતાં પણ ચિત્તોથી શ્રી કૃષ્ણની પાસેજ રહેવા લાગી. શ્રી કૃષ્ણ ગાયો ચારવા વૃંદાવનમાં પધાર્યા હોય ત્યારે તેમનાં ચરિત્રોનાં ગીતોથીજ દિવસોને વ્યતીત કરવા લાગી, શ્રી કૃષ્ણ સાયંકાળે પાંછા વ્રજમાં પધારે ત્યારે તેમના મુખારવિંદનું દર્શન કરીને પોતાને કૃતાર્થ માનવા લાગી, રાત્રિમાં પતિની સેવા કરતાં પણ તેના શરીરમાં શ્રી કૃષ્ણનુંજ ધ્યાન કરવા લાગી અને કોઇ કોઇ સમયે રાત્રિમાં પ્રથમની પેઠેજ શ્રી કૃષ્ણની સાથે કામવિહાર કરવા લાગી.

# પ્રકરણ ૧૯ મું.

## પરાક્રમ.

એક દિવસે દેવયાત્રા કરવાનું કૌતુક ઉત્પન્ન થતાં સઘળા ગોવાળો ગાડાં જોડીને અંબાજીના વનમાં ગયા. ત્યાં જઈ સરસ્વતી નામની પવિત્ર નદીમાં નાહી સઘળાઓએ વિવિધ ઉપચારોથી જગદંબાનું તથા સદાશિવનું પૂજન કર્યું અને બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ તથા અન્ન વગેરેનાં ઘણાં ઘણાં દાનો આપ્યાં. પૂજન તથા દાન આદિ ક્રિયાઓ કરી તીર્થોપવાસ કરીને સઘળા ગોવાળીયાઓ સરસ્વતીના કિનારા ઉપરજ રાત રહ્યા. સર્વ સુઇ જતાં એક મોટા અજગરે આવી નંદરાયને ગળવા માંડ્યા અને મોટો કોલાહલ થઈ પડ્યો. ગોવાળીયાઓ બળતાં લાકડાંઓથી અજગરને મારવા લાગ્યા પણ કોઈ રીતે અજગરે નંદરાયને છોડ્યા નહિ, આથી મોટો ત્રાસ વર્ત્તી રહેતાં શ્રી કૃષ્ણે આવીને તેને પોતાનું ચરણ અડાડ્યું કે તરતજ તે અજગર વિદ્યાધર બની ગયો. દિવ્ય શરીરવાળા તે વિદ્યાધરને નમ્ર થઇ ઉભેલો જોઇ શ્રી કૃષ્ણે નામ, ઠામ તથા હકીકત પૂછતાં તે બોલ્યો કે "હું સુદર્શન નામનો વિદ્યાધર છું. મેં લક્ષ્મીનો તથા દિવ્ય રૂપનો ગર્વ ધરીને આંગિરસ ગોત્રના કેટલાએક ઋષિઓના કદ્રુપડાપણાની હાંસી કરી હતી તેથી તેઓએ શાપ આપીને મને અજગર બનાવી દીધો હતો. હાલ હું ધારૂંછું કે તેઓએ મને જે શાપ આપ્યો તે મારા અનુગ્રહને વાસ્તેજ આપ્યો હતો. એઓએ શાપ ન આપ્યો હોત તો મને આપના ચરણનો સ્પર્શ ક્યાંથી મળત? હવે મને આજ્ઞા આપો એટલે હું મારા લોકમાં જાઉં."

શ્રી કૃષ્ણે આજ્ઞા આપતાં સુદર્શન વિમાનમાં બેસી પોતાના લોકમાં ગયો અને શ્રી કૃષ્ણના ચરિત્રથી વિસ્મય પામેલા ગોવાળીયાઓ એ વિષયની વાતોથીજ રાત્રિ વ્યતીત કરી પ્રાતઃકાળમાં પારણાં કરી ત્યાંથી પાછા વ્રજમાં આવ્યા.

એક દિવસે શ્રી કૃષ્ણ વૃંદાવનમાં પધારી ચંદ્રની કિરણોથી, શીત તથા મંદ પવનથી અને પુષ્પોના સુગંધથી ચિત્તનું આકર્ષણ કરતા પ્રદોષ કાળને માન દેવાને વાસ્તે પ્રથમની પેઠેજ ગોપીઓની સાથે વિહાર કરતા હતા અને

ગોપીઓ તેમનાં ગાયન વગેરેમાં મોહ પામીને પોતાના શરીરોનું ભાન પણ ભૂલી ગઇ હતી તે સમયમાં શંખચૂડ નામનો એક દુષ્ટ યક્ષ ત્યાં આવી નિર્ભય-પણાથી ગોપીઓને ઉપાડી જવા લાગતાં અને તેથી મોટો કોલાહલ થઇ રહેતાં શ્રી કૃષ્ણે તેની પાછળ દોડી મુઠીના પ્રહારથીજ તેનું માથું ત્રોડી નાખી તેના મુકુટમાંથી એક અમૂલ્ય મણિ લઇ લીધો અને ગોપીઓનું રક્ષણ કરી સૌની સાથે પાછા વ્રજમાં પધારીને તે મણિ પ્રેમપૂર્વક બલભદ્રને આપ્યો.

એક દિવસે ગોવર્દ્ધનનાં શિખરોની પાસે ગાયો ચારતા ગોવાળીયાઓમાં કેટલાએક ઘેટાઓના પાળક, કેટલાએક ઘેટાઓના ચોર અને કેટલાએક ઘેટા બનીને રમત કરતા હતા. તે સમયે યમદાનવનો પુત્ર માયાવી વ્યોમાસુર ચોર બનીને ઘેટાઓને ઉપાડી ઉપાડી પર્વતની ગુફામાં નાખવા લાગ્યો અને ગુફાના દ્વારને શિલાથી બંધ કરી દેવા લાગ્યો. જેથી ફક્ત ચાર પાંચજ ગોવાળીયાઓ અવશેષ રહ્યા. શ્રી કૃષ્ણે એ દુષ્ટને એમ કરતો જાણી સિંહ જેમ નાહરને પકડે તેમ પકડયો. એ દુષ્ટ દૈત્ય પર્વત જેવડું રૂપ ધરીને પોતાને છોડાવવા લાગ્યો. પરંતુ તેટલામાં તો શ્રી કૃષ્ણે તેને ધરતીપર પાડી પશુની પેઠે મારીજ નાખ્યો.

કોઇ સમયે શ્રી કૃષ્ણ ગોપીઓની સાથે પ્રદોષ કાળમાં વિહાર કરતા હતા. તેટલામાં કંસનો અનુચર અને કંસની આજ્ઞાથી મોટા ખૂંટનું રૂપ ધરી વૃંદાવનમાં રહેતો અરિષ્ટાસુર વ્રજમાં આવી ગાયોને ત્રાસ આપવા લાગ્યો. કોયલા જેવો કાળો, તીક્ષ્ણ શીંગડાંવાળો, સૂર્ય જેવી આંખોવાળો અસ્ત્રાઓ જેવી ખરીઓવાળો, જાણે કાળનુંજ રૂપાંતર હોય એવો દેખાતો, ઉગ્ર જીભથી વારંવાર હોઠ ચાટયા કરતો, અભિમાનથી પૂછડું ઉછાળતો, કઠણ કાંધવાળો, મોટા કદવાળો, છાણથી તથા મૂત્રથી ખરડાયેલો, વહાણના સઢની પેઠે લટકતા ગળાના ચામડાથી અતિ ઉગ્ર લાગતો, માથાને વારંવાર વૃક્ષોમાં પછાડવાથી જખમી થયેલો અને ઉગ્ર ગર્જનાથી ગાયોના ગર્ભોને પાડી નાખતો એ દૈત્ય ઋતુ વગર પણ ગાયોના ઉપર ચપળતા કરવા લાગતાં, કેટલાંએક વાછડાંઓને, ગાયોને તથા ખૂંટાને શીંગડાંઓથી ચીરી નાખવા લાગતાં અને તેથી વ્રજમાં ભારે ત્રાસ વર્તી રહેતાં શ્રી કૃષ્ણ સિંહના જેવી ગર્જના કરી તાળીઓના અવાજથી તેને ક્રોધાક્રાંત કરીને તેની સામે

થયા. શ્રી કૃષ્ણને આવતા જોઇ અરિષ્ટાસુર પણ તેમના પેટમાં શીંગડાં ઘોંચી દેવાની ઇચ્છાથી માથું નમાવી તેમની સામે ચાલ્યો. દૈત્યને સામે ચાલ્યો આવતો જોતા છતાં પણ પોતાના સ્થાનકથી ચલાયમાન નહિ થતા શ્રી કૃષ્ણે એ દૈત્ય પાસે આવ્યો કે તરતજ તેનાં શીંગડાં પકડી લઈ અઢાર પગલાં પાછો હઠાવી દઈ ફેંકી દીધો. ધરતીપર પડવાથી લોહીની ધારાઓને સ્ત્રવતો સર્વ અંગોમાં પસીનાથી તથા ક્રોધથી વ્યાપ્ત થયેલો અને ભારે ફુંફાટા મારતો એ દૈત્ય ઉભો થઈ વળી સામે આવતાં શ્રી કૃષ્ણે તેનાં શીંગડાં પકડી ધરતીપર પછાડી પગથી દબાવી ગળું મરડી નાખી ભીના વસ્ત્રની પેઠે નીચોવ્યો તથા યમદંડ જેવું ડાબું શીંગડું કહાડી લઇને તેના પ્રહારોથીજ તેને મારી નાખ્યો. આ સમય સર્વ પ્રાણીઓ બહુજ રાજી થઇ શ્રી કૃષ્ણનાં વખાણ કરવા લાગ્યાં અને દેવતાઓ જયજય શબ્દો બોલવા લાગ્યા.



# પ્રકરણ ૨૦ મું.

## પડતીનાં પૂર્વરૂપ.

અરિષ્ટાસુર મરણ પામતાં કંસને નિર્બળ થયેલો જાણી તરતજ તેનો વધ કરાવવાની યુક્તિ ગોઠવવાને વાસ્તે તેજ વખતે નારદજીએ મથુરામાં જઈ કંસને એકાંતમાં મળી અરિષ્ટાસુરના મરણની, શ્રી કૃષ્ણને વ્રજમાં મૂકી દઇ તેને બદલે યશોદાની દીકરી લઇઆવવારૂપ વસુદેવના કપટની અને યશોદાની દીકરી શિલાતલ ઉપરથી છટકી જઇને વિંધ્યાચલમાં દેવી થયાની ખબર આપી. આથી કંસ બહુજ ઉદ્વેગ પામ્યો, શ્રી કૃષ્ણને પ્રત્યેક ક્ષણે વધતા જતા અગ્નિ સમાનજ ગણવા લાગ્યો, શ્રી કૃષ્ણના પૂતના વધ તથા ગોવર્દ્ધન ધારણ આદિ અચિંત્ય કાર્યોનો વિચાર કરી પોતાને કાળગ્રસ્ત જેવોજ ગણવા લાગ્યો અને બેભાન સરખો બની ગયા છતાં પણ જીવવાની આશાથી શ્રી કૃષ્ણને મારી નાખવાના ઉદ્યોગની વેતરણ કરવા લાગ્યો.

નારદ ખબર આપી ગયા પછી કંસે પોતાના શયનગૃહમાં આવી મનમાં ને મનમાં અનેક યુક્તિઓ ગોઠવી છેક મધ્ય રાત્રિએ સઘળી મથુરાને અતિ શાંત તથા મુંગી જોઈ તેજ વખતે કેશી નામના એક દૈત્યને શ્રી કૃષ્ણનો વધ કરવા વાસ્તે વ્રજ તરફ મોકલીને પછી વસુદેવ વગેરે સઘળા મુખ્ય મુખ્ય યાદવોને તથા પદભ્રષ્ટ કરેલા પોતાના પિતા ઉગ્રસેનને પણ પોતાની પાસે બોલાવતાં ઉગ્રસેન, વસુદેવ, કંક, સત્યક, દારૂક, ભોજ, વિકદ્રુ, અક્રૂર, કૃતવર્મા તથા વિપૃથુ વગેરે યાદવો હાજર થયા અને કંસે તેઓની સમક્ષ નીચે પ્રમાણે બોલવા માંડ્યું.

"યાદવો ! તમો સઘળાં કાર્યોને જાણનારા, શાસ્ત્રોમાં તથા ન્યાય વૃત્તાંતમાં પણ અતિ કુશળતા ધરાવનારા, કર્ત્તવ્ય કરવામાં કદી પણ નહિ ચૂકનારા, સદાચરણના માર્ગમાં પર્વતોની પેઠે નિષ્કંપ રહેનારા, ધર્મ, અર્થ તથા કામ એઓનાં રહસ્યોને જાણનારા, નિષ્કપટ વૃત્તિવાળા, ગુરૂઓને ઘેર નિવાસ કરી સંપૂર્ણ કેળવણી પામેલા, રાજ્યના સલાહકાર, રાજ્યનું હિત ઇચ્છનારા, ઉત્તમ કીર્ત્તિઓથી જગતમાં પ્રસિદ્ધિને પામેલા, શત્રુઓના દેશોને પાયમાલ કરનારા, શરણાગતોનું રક્ષણ કરનારા, ધનુર્વિદ્યાના પારને પામેલા અને જેઓના પ્રમા-

ણિકપણામાં કદી પણ ખામી ન આવે એવા છો. તેથી જેને તમારી મદદ હોય એવો રાજા પોતાના રાજ્યનું તો શું પણ સ્વર્ગલોકના રાજ્યનું રક્ષણ કરવાને પણ સમર્થ થાય, એમાં કશો સંશય નથી. તમો મારી ઇચ્છાને અનુસર્યા ન હોત અને પોતાના પરાક્રમથી મને પૂરતો ટેકો આપ્યો ન હોત તો આજ ક્યારનુંએ યદુકુળનું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું હોત.

આ પ્રમાણે તમારો ઉપકાર સ્વીકાર્યા પછી મારે ખેદયુક્ત થઇ કહેવું પડે-છે કે આ યદુરાજ્યની ઉપર નંદના વ્રજમાં વધતા જતા શ્રી કૃષ્ણ નામના મોટા અનર્થની આજ દિવસ સૂધી તમોએ શા માટે ઉપેક્ષા કરી છે? હું કે જે તમારા ઉપરજ આધાર રાખીને ગાફલ રહ્યો છું, ગુપ્ત જાસુસોરૂપી ચક્ષુઓથી રહિત છું અને ખરૂં જોતાં હૃદય વગરના જેવો છું તેને અનર્થમાં ડુબાવવાને વાસ્તે આ દુષ્ટ વસુદેવે પોતાના પુત્રને નંદના ઘરમાં ગુપ્ત રાખ્યો છે. નહિ ગણકારવામાં આવતા વ્યાધિની પેઠે અને વધતા જતા સમુદ્રની પેઠે એ કૃષ્ણ આપણનાં મૂળ કાપ્યા કરે છે. એ કૃષ્ણેજ પૂતનાનાં પ્રાણ લીધાં છે, કાલિય-નાગને યમુનાના હૃદમાંથી કહાડી મૂક્યો છે, ધેનુકનો વધ કર્યો છે, પ્રલંબને લાંબો કરી નાખ્યો છે, અરિષ્ટનું રિષ્ટ કર્યું છે, બકને યમલોકમાં દાખલ કર્યો છે અને ગોવર્દ્ધનનું ધારણ કરીને ઇંદ્રને પણ મદહીન કર્યો છે, કૃષ્ણનાં આવાં આવાં પરાક્રમો સાંભળી અને તે વળી બાલ્યાવસ્થામાંજ કરેલાં જાણી મારા મનમાં ચિંતા અને ભય ઉત્પન્ન થાય છે. માણસથી કદી પણ આવાં પરાક્રમો બની શકે નહિ અને તેથી હું ધારૂં છું કે મારો પૂર્વ જન્મનો શત્રુ વિષ્ણુજ આ જન્મમાં પણ મને મારવા વાસ્તેજ કૃષ્ણરૂપે અવતરેલો છે. જેમ કાગડો જેને માથે બેસે તેનીજ આંખો કહાડે તેમ વસુદેવે પણ મારા આશ્રયમાં રહીને મારૂંજ અનિષ્ટ કર્યું છે. નારદજીના કહેવાથી મને પાકી ખબર મળી છે કે વસુદેવે પોતાના પુત્રને યશોદાના શયનમાં મૂકી યશોદાની દીકરીને અહીં લાવીને મારી નજરે કરી હતી. વસુદેવ મારી પાસે ખાય પીએ છે અને મારૂંજ મૂળ કાપે છે તેથી તે કેવો કૃતઘ્ન છે? એ તમારા જાણવામાં આવવુંજ જોઇએ. ધર્મ શાસ્ત્રોમાં બ્રહ્મહત્યા, ગોવધ તથા સ્ત્રીવધ વગેરે ઉગ્ર પાપોનાં પણ પ્રાયશ્ચિત્તો નિકળે છે પરંતુ કૃતઘ્નપણાનું પ્રાયશ્ચિત્ત ક્યાંય પણ નિકળતુંજ નથી. જે પુરૂષ બાંધવ થઇને ઠગાઇ કરવાને વાસ્તેજ પ્રીતિ દેખાડે અને અંદરખાનેથી મૂળ કાપ્યા કરે તેને પતિત અને નરકનો અધિકારીજ સમજવો જોઇએ."

વસુદેવ તરફ જોઇ વધારે આવેશમાં આવી કરડી અને ધિક્કાર ભરેલી નજરથી—

"નીચ વસુદેવ! મારૂં શુભ ઇચ્છવામાં તારૂં કલ્યાણ છે કે તારા દીકરાનું શુભ ઇચ્છવામાં તારૂં કલ્યાણ છે? જેમ હાથીઓની લડાઇ થાય તેમાં વૃક્ષોનોજ વિનાશ થાય છે અને હાથીઓ તો લડાઇ બંધ થયા પછી ભેળા રહી ખાયપીએ છે, તેમ બાંધવોમાં પણ જ્યારે કજીયો કે કુસંપ ઉત્પન્ન થાય ત્યારે કજીયાને કે કુસંપને ઉઠાવનારાનોજ વિનાશ થાય છે અને બાંધવો તો પાછા ભેળા થઇ જમે રમે છે. એ સિદ્ધાંત તારી ક્ષુદ્ર બુદ્ધિમાં ક્યાંથી પ્રવેશ કરી શકે? તારે ચેતવું જોઇએ કે યાદવોમાં મતભેદ ઉત્પન્ન કરાવનારો તુંજ છે અને તેથી તારો વિનાશજ પ્રાપ્ત થયો છે. વૃથાવૃદ્ધ વસુદેવ! તેં સ્વજનોમાંજ વિરોધ ઉત્પન્ન કરાવી આ અત્યુત્તમ યદુકુળને શોચનીય કર્યું છે. પોતાના કુળરૂપ ઉત્તમ બગીચાની અંદર કુસંપરૂપ ઝેરી વૃક્ષ વાવી તેં તારા ધોળામાં ધૂળ નાખ્યા જેવું કર્યું છે. જેનું માથું ધોળું થઇ ગયું હોય તે વૃદ્ધ ન કહેવાય પણ જેની બુદ્ધિ પરિપક્વ થઇ હોય તેજ વૃદ્ધ કહેવાય છે. મારા પિતાએ તથા મેં આજ સૂધી તારૂં જે પોપણ કર્યું તથા તારૂં માન રાખ્યું તેનો બદલો તું સરખા કૃતઘ્ન તરફથી બીજો શો હોય? તું ધારે છે કે કંસનો વિનાશ થાય તો મારો દીકરો મથુરાનું રાજ્ય કરે. પણ એ આશા સફલ થવાની આશા તારે સ્વપ્નમાં પણ રાખવી નહિ. તારો પુત્ર મારી સામે થતાં તેના, તારા તથા તને અનુસરનારાઓના લલાટ લેખ ફરી ચૂક્યા એમજ તારે સમજવું. મેં આજ સૂધીમાં કોઇ વૃદ્ધનો, બ્રાહ્મણનો કે સ્ત્રીનો વધ કર્યો નથી અને હવે પછી પણ મારા હાથથી તેવું કામ ન કરવાનોજ મારો નિશ્ચય છે તેથી હું તને મારી નાખતો નથી પણ તારી નજર આગળ તારા દીકરા કૃષ્ણ તથા બલભદ્રને તો હું માર્યા વગર કદી પણ છોડવાનો નથી."

ગર્વ તથા કંઇ માન ભરેલી નજરથી બીજી તરફ જોઇ—

"વૃદ્ધ યાદવો! આ વસુદેવ કે જે અહીંજ જન્મેલો છે, અહીંજ માતા-પિતાના તથા મારા હાથથી પોષણ પામેલો છે, યાદવોમાં અગ્રણી ગણાય છે, મારો બનેવી છે, કુલીન છે અને ધર્માત્માપણાનું માન પામે છે તેણે ઉઠીને યાદવોને કેવું નીચું જોવરાવ્યું છે? મારા વધનો ઉપાય ગોઠવીને કેવું અવિશ્વાસ્યપણું કર્યું છે અને કૃતઘ્નતા કરીને યાદવોની જાતને કેવો બટ્ટો બેસાડ્યો છે?

હવે આ વિરોધમાં મારો વિજય કે વધ ગમે તે થાય પણ યાદવો તો કોઈ ઉત્તમ સભામાં વાતચિત કરીશકે કે મોહોડું ઢાંક્યા વગર સજ્જનોના રસ્તાઓમાં પણ હરીફરી શકે એવું રહ્યું નથી. અક્રૂર! મારે અને કૃષ્ણને અશામ્ય વૈર ઉત્પન્ન થયું છે. આ વખત હું નજર કરૂં છું ત્યાં તમારા જેવો બીજો કોઈપણ મારો હિતેચ્છુ દેખાતો નથી. હું તમારો આશ્રય લઈ મોટું કામ કરવા ઇચ્છું છું. તમે કૃષ્ણને, બલભદ્રને તથા નંદ આદિ સઘળા ગોવાળીયાઓને અહીં બોલાવી લાવવાને વાસ્તે મારી આજ્ઞાથી વ્રજમાં જાઓ. ત્યાં જઇ નંદને કહેવું કે મહારાજ કંસ ધનુર્યાગ (ધનુષનો યજ્ઞ) કરે છે. માટે તે ઉપર અનેક પ્રકારની ભેટો તથા કર લઇને તમો સઘળા ગોવાળીયાઓ સહિત મથુરામાં આવો. તમારો પુત્ર કૃષ્ણ તથા વસુદેવનો પુત્ર બલભદ્ર મલ્લયુદ્ધમાં બહુ પ્રવીણ થયેલા સાંભળવામાં આવ્યા છે; તેથી મહારાજા કંસ તેઓને રાજ્યકીય મલ્લોની સાથે લડાવી જોવા ઇચ્છે છે અને ધનુર્યાગને તથા તે પ્રસંગમાં અતિ ઉત્તમ રીતે શણગારવામાં આવેલી મથુરાને જોવાને વાસ્તે બીજા પણ ઘણા ઘણા લોકોને બોલાવવામાં આવ્યા છે. અક્રૂર ! મલ્લયુદ્ધની ચેતવણી આપવી એ તમને યોગ્ય ન જણાય તો બીજી યુક્તિથી પણ ગમે તેમ સમજાવી કૃષ્ણ અને બલભદ્ર અહીં આવે એમજ કરવું. સાંત્વના ભરેલી મધુર રીતિથી સમજાવતાં છતાં તેઓ અહીં આવવાની ના પાડે તો મને તરત ખબર મોકલાવજો એટલે પછી જેમ યોગ્ય જણાશે તેમ કરવામાં આવશે. પ્રિય અક્રૂર! જો તમને વસુદેવે ખૂટવેલા ન હોય તો રથ લઇને તરત વ્રજમાં જાઓ અને એઓને અહીં બોલાવી લાવી મને રાજી કરો.”

કંસે વસુદેવને ઘણાં ઘણાં દુર્વચનો કહ્યાં અને તેમના દેખતાંજ અક્રૂરને વ્રજમાં જવાની આજ્ઞા કરી, તોપણ વસુદેવે ધીરજનો તથા ક્ષમાનો આશ્રય કરી મનને સમુદ્ર જેવું ગંભીર તથા નિષ્કંપ રાખીને કંસની સામે કાંઈપણ ભાષણ કર્યું નહિ. ત્યાં બેઠેલા બીજા સઘળા યાદવો નીચાં મોહોડાં કરી કંસ ન જાણે એવી રીતે મંદ સ્વરથી પરસ્પરમાં કંસને વારંવાર ધિક્કારવા લાગ્યા. અક્રૂર તો શ્રી કૃષ્ણના તથા બલભદ્રના પરાક્રમને સંપૂર્ણ જાણતા હતા અને દુષ્ટ કંસની કાલ પકવતાને પણ સમજતા હતા તેથી તરસથી વ્યાકુલ થયેલો માણસ જેમ જળ મળવાથી રાજી થાય તેમ કંસની આજ્ઞા મળવાથી રાજી થયા અને શ્રી કૃષ્ણને તથા બલભદ્રને જોવાની ઉત્કંઠાને લીધે તેજ વખત

રથમાં બેસી મથુરામાંથી નિકળીને વ્રજ તરફ ચાલતા થયા.

વસુદેવને તિરસ્કાર પામતા જોઈ બીજા સઘળા યાદવો લજાઇ ગયા, હાથવતી પ્રેતપોતાના કર્ણોને દબાવી નીચાં મોહોડાં કરી ગુપ્ત રીતે બડબડવા લાગ્યા અને કંસને કાળગ્રસ્ત થયેલોજ માનવા લાગ્યા. પણ અંધક નામનો એક અતિ વૃદ્ધ યાદવ તો સભામાં સ્પષ્ટ બોલ્યો કે "કંસ તું મોટાનો દીકરો થઇને બાંધવોની સમક્ષમાં આવું અબદ્ધ ભાષણ કરે છે એ તને કોઇ રીતે શોભતું નથી. તું જો પોતાને યાદવ ન માનતો હો તો જેમ યાદવો તને બળાત્કારથી યાદવ રાખવા ઇચ્છતા નથી તેમ તને આવી સ્થિતીમાં જોવા પણ ઇચ્છતા નથી. અમો તને ફિટકાર આપવા કરતાં તારા આ વૃદ્ધ પિતા ઉગ્રસેનને વધારે ફિટકાર આપીએ છીએ કે જેણે તારા જેવા કુપુત્રને ઉત્પન્ન કરી ઉછેર્યો છે. ફક્ત ઉગ્રસેનનેજ નહિ પણ સઘળા યદુકુળને પણ હું નિર્ભાગ્ય કહી શકું છું, કે જેને તારા જેવા આત્મશ્લાઘી, મૂર્ખ અને કુળચ્છેદી રાજાના તંત્રમાં રહેવું પડે છે. દીકરા! પોતાના ગુણો પોતાના કહેવાથી નહિ પણ બીજાઓના કહેવાથીજ પ્રમાણ ગણાય છે. તું હમણાં આ સભામાં જે નીચ વચનો બોલ્યો તેથી કેવળ તારો સ્વભાવ અને અભિપ્રાય ખુલ્લો પડ્યા સિવાય બીજું કશું કાર્ય થયું નથી. ગર્વ વગરના અને મહાત્માઓ પણ જેને માન આપતા હોય એવા ગુરૂજનનું અપમાન કે જે બ્રહ્મહત્યાથી પણ અધિક પાપરૂપ છે તેમાંથી સારા પરિણામની આશા કોણ રાખી શકે? જે અગ્નિ છે તે અગ્નિ નથી પણ માનનીય વૃદ્ધ લોકોનો ક્રોધજ ખરો અગ્નિ છે. તે પુણ્યથી પ્રાપ્ત થવાની સદ્દગતિને પણ ભસ્મ કરી નાખે છે. તું આ વૃદ્ધ અને માન્ય વસુદેવને તેના પુત્રનાં રક્ષણની બાબતમાં ધિક્કારે છે પણ હું તેજ બાબતમાં તારા આવૃથા અને નીચ બકબકાટને ધિક્કારૂં છું. પુત્ર દારૂણ હોય તોપણ પિતા તેના ઉપર દારૂણતા કદી વાપરેજ નહિ. મા બાપો પુત્રોને વાસ્તે કેવી કેવી ભયંકર આપદાઓ વેઠે છે એ તારાથી પણ અજાણ્યું ન હોવું જોઇએ. વસુદેવે પોતાના પુત્રને ગુપ્ત રાખ્યો એ અકર્તવ્ય કર્યું છે એમ તું માનતો હો તો તારા પિતાનેજ પૂછી જો. તેં વસુદેવની અને સઘળા યદુવંશની નિંદા કરીને સઘળા યાદવોનું વૈર વહોરી લીધું છે. જો વસુદેવે પોતાના પુત્રનું રક્ષણ કર્યું એ ન કરવાનું કામ કર્યું એમ ઠરે તો ઉગ્રસેને તને બાલ્યાવસ્થામાંજ શા માટે મારી નાખ્યો નહિ? એ વિચાર ઉભો થાય છે. શ્રી કૃષ્ણનો અને બલભદ્રનો જન્મ પણ થયો નહોતો ત્યારથીજ તેં તેઓને

શત્રુ ગણવા માંડ્યા છે અને તેઓ તો મોટા થયા પછીજ તને શત્રુ ગણે છે. માટે પહેલો અપરાધી તનેજ ગણવો જોઇએ. તેં શ્રી કૃષ્ણ તથા બલભદ્રની ઉપર જાહેર દ્વેશ જણાવ્યો અને વસુદેવનું અપમાન કર્યું તેથી તારા તરફ સઘળા યાદવોનાં અંતઃકરણો ઉશ્કેરાઇ ગયાં છે. તેં શ્રી કૃષ્ણનો દ્વેષ આરંભ્યો છે ત્યારથી દેખાવા માંડેલા કેટલાએક ખરાબ નિમિત્તો ભવિષ્યમાં મથુરાને વિધવાપણું પ્રાપ્ત થવાની સૂચના આપે છે. બુધ તથા શુક્ર અતિચારથી સૂર્યનું ઉલ્લંઘન કરીને પશ્ચિમ દિશામાં ઉદય પામતા જોવામાં આવે છે. પ્રાતઃકાળમાં એક મોટો દંડાકાર પરિઘ સૂર્યમંડળના મધ્ય ભાગમાં જોવામાં આવે છે. પશુઓ તથા પક્ષિઓ વિપરીત ઉચ્ચારણ કરતાં કરતાં અવળા માર્ગમાં જાય છે. એક કૃત્યાવડી શ્મશાનમાંથી નિકળી નિશ્વાસોમાંથી અંગારાઓની વૃષ્ટિ કરતી અને ભયંકર અવાજ કરતી સવાર સાંજ શહેરને આંટો ફરી જાય છે. અકસ્માત્ ઉલ્કાપાતો તથા ભૂકંપ થાય છે. દિશાઓ ધૂમાડાઓથી વ્યાપ્ત થયેલી હોય એવી જોવામાં આવે છે અને જેઓથી દિવસો રાત્રિઓ જેવા દેખાય એવાં સૂર્ય ગ્રહણો વારંવાર થયા કરે છે, સર્વ તો ભદ્ર નામના ચક્રમાં જોતાં પણ રાહુએ તથા વક્ર થઇને આવેલા મંગળે ચિત્રા નક્ષત્રમાં રહીને મૃગશિર નામના તારા જન્મ નક્ષત્રને વેધ્યું છે અને ધૂમકેતુએ પણ પોતાના પૂંછડાથી ભરણી વગેરે તેર નક્ષત્રોને વીંધ્યાં છે, જેઓમાં મૃગશિર તથા તેથી દશમું ચિત્રા નક્ષત્ર આવી જાય છે. જોશી લોકો જે જે નિમિત્તોને રાજાનો વિનાશ કરનારાં કહે છે તે સઘળાં નિમિત્તો અમારા જોવામાં આવે છે. તું પણ સ્વજનોનો દ્વેષી, રાજધર્મથી વિમુખ અને કારણ વગરના ક્રોધથી વ્યાપ્ત થતો દેખાય છે. વસુદેવ જેવા માનનીય અને ઉત્તમ કક્ષાના માણસને ધિક્કારતાં હવે તારા ચિત્તને શાંતિ ક્યાંથીજ થાય? પોતાના કુળનુંજ ભૂંડું કરનારની સેવા કરી અમો કંટાળ્યા છીએ અને તેથી તારાપરનો અમારો સઘળો સ્નેહ પણ છૂટી ગયો છે. તું ગમે તેમ બોલ્યો પણ આ બુદ્ધિમાન વસુદેવે સમયની બરાબર પરિક્ષા કરીને તારા ઉપર ક્ષમા રાખી છે. હું તને મારો છેલ્લો અભિપ્રાય જણાવું છું કે જો તારે કલ્યાણની ઇચ્છા હોય તો વસુદેવને સાથે લઈ શ્રી કૃષ્ણની પાસે જઈ કોઈ પણ રીતે સંધી કર."

વૃદ્ધ અંધકનાં વચનો સાંભળી કંસની આંખો લાલચોળ થઈ ગઈ.

પરંતુ તે કંઈ પણ નહિ બોલતાં ત્યાંથી ઉઠી બીજા ઘરમાં ચાલ્યો ગયો. મસ્તકપર ફરતું કાળચક્ર મનુષ્યની આંખ ઉઘડવા દેતું નથી. યાદવો પણ ત્યાંથી ઉઠી કંસના માઠા ભવિષ્યની વાતો કરતા કરતા તથા કચવાતા કચવાતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

મથુરામાંથી મધરાતેજ ચાલેલા અક્રૂર રથથી રસ્તો કાપવા લાગ્યા, શ્રી કૃષ્ણના શરીરમાં જમણા નેત્રના સ્ફુરણ વગેરે ચિંન્હો પ્રગટ થઈ થઈને પિતા તુલ્ય બાંધવના સમાગમની સૂચના આપવા લાગ્યાં, કંસ વહેલો વહેલો ઉઠીને ધનુર્યાગ વગેરેની ગોઠવણ કરવા લાગ્યો, મથુરામાં મોટી ધામધૂમ મચી રહી અને વૃંદાવનમાં ઘોડારૂપથી રહીને સર્વ પ્રાણીઓને દુઃખ દેનારો કેશી દૈત્ય દૂતના મોહોડાથી કંસની આજ્ઞાનું શ્રવણ કરી શ્રી કૃષ્ણનો વિનાશ કરવાની વૃથા ધારણાથી વ્રજ ઉપર ચડી આવ્યો.

# પ્રકરણ ૨૧ મું.

## કેશીનો કાળ.

સૂર્યે પોતાનાં સોનેરી કિરણોથી પૃથ્વીને પ્રકાશમાન કરી અને વ્રજના ગોંદરામાં ગાયો, વાછડાં તથા ગોવાળો દાખલ થવા લાગ્યા. તેટલામાં ડાબલાઓના પ્રહારોથી પૃથ્વીને ખોદી નાખતો, વેગથી વૃક્ષોને ભાંગી નાખતો, હણેણાટીઓથી વાદળાંઓની પણ સ્પર્દ્ધા કરતો, ઠેકવાથી વાયુનું પણ ઉલ્લંઘન કરતો, કેશવાળી ધુણધુણાવવાથી નક્ષત્રોને પણ ધુણધુણાવતો, ગાયોનાં તથા માણસોનાં માંસ ખાવાથી પુષ્ટ થયેલો અને પોતાના રહેવાના પ્રદેશને માણસોનાં અસ્થિઓ વગેરેથી સ્મશાન તુલ્ય કરી મેલનારો અને વૃંદાવનના ઘણા ઘણા પ્રદેશોને ઉજડ તથા અસેવ્ય કરી નાખનારો એ કેશી દૈત્ય કે જે ઘોડાનું રૂપ ધરીને રહેલો હતો તે કાલધર્મની પ્રેરણાથી ત્યાં દાખલ થયો અને તોફાન કરવા લાગ્યો. ગાયો, વાછડાંઓ, ગોવાળીયાઓ, ગોપીઓ અને બાળકો ચીસો પાડી દોડી દોડીને શ્રી કૃષ્ણને શરણે ગયાં. દુષ્ટને દંડ દેવા માટે શ્રી કૃષ્ણ સર્વ વ્રજવાસીઓને અભય આપી કેશીની સામે થયા અને કેશી પણ ઉંચી ડોક કરી તથા દાંત ખુલ્લા કરી હણહણાટી કરતો કરતો શ્રી કૃષ્ણની સામે થયો. જેમ વાદળું ચંદ્રની સામે જાય તેમ કેશીની સામે જતા શ્રી કૃષ્ણને જોઇ કેટલાએક હિતેચ્છુ ગોવાળીયાઓ મનુષ્ય બુદ્ધિથી શ્રી કૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

"આ દાનવ મહા પાપી તથા મહા બળવાન છે અને કંસનો બહિશ્ચર પ્રાણ હોય એવો છે. માટે તમારે તેની સામે જવાનું સાહસ કરવું એ યોગ્ય નથી."

ગોવાળીયાઓ આ પ્રમાણે બોલતાજ હતા તેટલીવારમાં શ્રી કૃષ્ણ તો એ ઘોડાની સમીપમાં જઈ પહોંચ્યા. ડાબા જમણા મંડળોમાં ફર્યા કરતો, પગોથી અનેક વૃક્ષોને ભાંગતો, લાંબી કેશવાળીઓમાંથી તથા લલાટની વળીઓમાંથી પસીનાનો સ્રાવ કરતો, મોહોડામાંથી ફીણના જથાને વરસાવતો અને હણેણાટીથી દિશાઓને ગજાવતો એ અસુર મોહોડાના છાંટાઓથી શ્રી કૃષ્ણને ભીંજાવવા લાગ્યો, પગથી ઉડાવેલી ઝીણી રજ વડે તેને ઢાંકી દેવા લાગ્યો, આગલા બે પગથી છાતીમાં તથા પડખાંઓમાં પ્રહાર કરવા લાગ્યો

અને ભયંકર દાંતો વડે બટકાં ભરવા લાગ્યો. એ દુષ્ટ દૈત્ય છેવટ છાતીમાં છાતી પછાડવાને વાસ્તે આવતાં શ્રી કૃષ્ણે પોતાનો હાથ લાંબો કરી તેના મહોડામાં નાખ્યો અને યોગશક્તિથી હાથને એવો સ્થૂલ કર્યો કે જેથી એ દૈત્ય તે હાથને ચાવવાને કે ભેદવાને પણ અશક્ત થઇ પડ્યો, એટલુંજ નહિ પણ સઘળા દાંતો ઉખડી પડવાને લીધે મોહોડામાંથી ફીણવાળા લોહીનો પ્રવાહ ચલાવવા લાગ્યો. જેમ ચિકિત્સાથી રહિત રાખેલો રોગ વધે તેમ મોહોડામાં પેઠેલો શ્રી કૃષ્ણનો હાથ એકદમ વધી જતાં એ કેશી દૈત્યના હોઠ ફાટી ગયા, ગલોફાં ચીરાઇ ગયાં, આંખો વિકૃત થઇને નિકળી પડી, ચારે પગ જેમના તેમ રહી ગયા, સઘળા અંગોમાંથી પસીનો ચાલવા લાગ્યો અને ગુહ્યદ્વારોમાંથી લાદ તથા મૂત્ર નિકળી જવા માંડયાં. શ્રી કૃષ્ણના વૃદ્ધિ પામેલા હાથથી ઓખો થયેલો, ચીરાઇ ગયેલો, લોહીછાણ થયેલો અને શ્વાસ રૂંધાઈ જતાં ઘુમવા લાગેલો કેશી જેમ બલહીન થઇ ગયો તેમ છેવટ જરાવારમાંજ પ્રાણહીન પણ થઇ ગયો.

જગદંબાએ કાપી નાખેલા મહિષાસુરના શરીરની પેઠે કેશીનું શરીર ધરતીપર પડી જતાં રાફડામાંથી સર્પને ખેંચી લે તેવી રીતે શ્રી કૃષ્ણે તેના મોહોડામાંથી પોતાના હાથને કહાડી લીધો. કેશીના દાંતો વાગવાથી જખમી થયેલો શ્રી કૃષ્ણનો હાથ હાથીઓના દાંતોથી ઘવાયેલા વૃક્ષના થડની પેઠે શોભવા લાગ્યો. ગોવાળીયાઓ, ગોપીઓ તથા બાળકો કેશીના મરણથી રાજી થઇ શ્રી કૃષ્ણની પ્રશંસા કરવા લાગ્યાં, વિસ્મયરૂપી સમુદ્રમાં ડૂબેલાં હોય એવાં દેખાવા લાગ્યાં અને કંસના ભયથી સાવ છૂટાં થઇ ગયાં.

શ્રી કૃષ્ણ કેશીને મારી સ્નાન કરવાને વાસ્તે યમુનાના એકાંત પ્રદેશમાં પધારતાં નારદમુનિ આકાશ માર્ગથી તેમની પાસે આવી તેમના નમનને સ્વીકારી અભિનંદન આપીને બોલ્યા કે "જગદીશ્વર! મેં અંતર્હિત રહીને પૂતના વધ વગેરે તમારાં સઘળાં અપૂર્વ પરાક્રમો જોયાં હતાં અને આ પરાક્રમ પણ તેવીજ રીતે જોયું છે. બીજાં સઘળાં કામોથી મને જે આનંદ થયો હતો તે આનંદ આ કેશીના વધરૂપ એક કામથી થયેલા આનંદની પાસે કશી ગણત્રીમાં નથી. તમારા આ પરાક્રમથી ઇંદ્રને પણ મોટો આનંદ પ્રાપ્ત થયો છે અને તે હવે કંસના વધની વાટ જુવે છે. કંસનો વધ થયા પછી પણ આપના હાથથી મોટા મોટા સંગ્રામો થવાના છે, મહાભારતના સંગ્રામમાં આપની મદદથીજ અર્જુનને યશ મળવાનો છે અને તે સંગ્રામોથી પૃથ્વી ભાર રહિત થવાની છે કે જે જોઇને હું તથા સર્વ દેવતાઓ પ્રસન્ન થઇશું."

આટલું બોલી અનુજ્ઞા લઇને નારદજી અંતર્હિત થઇ જતાં શ્રી કૃષ્ણ યમુનામાં સ્નાન કરી ગોવાળીયાઓને મળી સાયંકાળે વ્રજમાં પધાર્યા.

# પ્રકરણ ૨૨ મું.

## અક્રૂરનો ભક્તિભાવ
## અને
## ગોપીઓનો પ્રેમ પ્રલાપ.

**વાંચનારને** યાદ હશે કે પોતાના બચાવની ભાંજગડમાં ઘેરાયેલા કંસે કેશી દૈત્યને વ્રજ ઉપર મોકલ્યા પછી તરતજ એક ખાનગી સભા ભરી શ્રી કૃષ્ણ તથા બલભદ્રને મથુરામાં બોલાવી મારી નાખવા માટે યુક્તિ ગોઠવી તેઓને તેડી લાવવા સારૂ અર્ધરાત્રેજ અક્રૂરને વ્રજ તરફ રવાના કર્યા હતા. રસ્તામાં ચાલતાં પરમભક્ત અક્રૂર વિચાર કરવા લાગ્યા કે "મેં શું તપ કર્યું હશે, શું દાન કર્યું હશે અને શું શુભ કર્મો કર્યાં હશે કે જેથી આજ મને પરમાત્મા શ્રી કૃષ્ણનું દર્શન થશે. અરે! પણ શૂદ્રને જેમ ગાયત્રીનો ઉપદેશ દુર્લભછે તેમ મારા જેવા વિષયી પુરૂષને તેનું દર્શન થવું તો દુર્લભજ ગણાય. પણ નહિ. નદીના પ્રવાહમાં તણાતાં ખડોમાંના કોઈ ખડને જેમ કિનારો પ્રાપ્ત થઇ જાય છે તેમ કાળના પ્રવાહમાં તણાતા જતા જીવોમાં કોઇ જીવને ઉદ્ધારનો સમય પણ પ્રાપ્ત થઈ જાય છે. હું ધારૂં છું કે મારૂં પાપ નષ્ટ ન થયું હોત અને મારો જન્મ સફલ ન થવો હોત તો મને આવી પ્રવૃત્તિજ પ્રાપ્ત થાત નહિ. કંસ જો કે યાદવોનું ભૂંડું કરનાર છે તોપણ તેણે મારા ઉપર તો અતિ અનુગ્રહજ કર્યો છે. હું હવે થોડાજ વખતમાં વ્રજમાં જઇ પહોંચીશ, પરંતુ શ્રી કૃષ્ણ મને દર્શન આપશે કે નહિ? મને આવી શંકા શા માટે થાય છે? તેઓ તો કૃપાસિંધુ અને ભકતવત્સલ છે. વાહ! આ મૃગો મને જમણા ઉતરે છે તેથી દર્શન તો અવશ્ય મળશે એમજ જણાય છે. આજ પ્રભાતમાં મેં કોઇ સારા માણસનું મોહોડું દીઠું હશે કે જેથી મને આજ શ્રી કૃષ્ણનો સમાગમ થતાં મારો જન્મ સફળ થશે. હું વ્રજમાં જઇ રથમાંથી ઉતરીને તરત શ્રી કૃષ્ણ તથા બલભદ્રના ચરણમાંજ પડીશ અને તેઓના મિત્રોને પણ પ્રણામ કરીશ. હું ચરણમાં પ્રણામ કરીશ ત્યારે શ્રી કૃષ્ણ મારા મસ્તક ઉપર હાથ મૂકશે કે નહિ? હું કંસનો મોકલેલો જાઉં છું તેથી રખેને મને શત્રુ સમજીને મારા

માથા ઉપર હાથ ન મૂકે. પણ ચિંતા નહિ. શ્રી કૃષ્ણ અંતર્યામી હોવાથી મારી મનોવૃત્તિને જાણતાજ હોવા જોઈએ. હું હાથ જોડી ઉભો રહીશ ત્યારે તેઓ હસીને કૃપાદૃષ્ટિથી મારી સામે જોશે ? મને બાથમાં ઘાલીને આલિંગન કરશે ? અને "કાકા અક્રૂર" ! એમ કહી બોલાવશે ? જો તેઓ મને પ્રેમપૂર્વક માન આપે તો મારૂં જીવિત સફળ થાય અને જો ન આપે તો રદજ થઇ જાય એમાં જરા પણ સંશય નથી. પણ તેઓ પરમાત્મા હોવાથી તેમની દૃષ્ટિમાં કોઇ શત્રુ, મિત્ર કે ઉપેક્ષ્ય છેજ નહિ અને તેથી મને માન આપવાનું પણ એમને શું કારણ હોય? પરંતુ તેમ ન બને. કારણ કે કલ્પવૃક્ષ ઉદાસીન છતાં પણ આશ્રિતોને ફળ આપે છે."

આ પ્રમાણે અનેક સંકલ્પ વિકલ્પો કરતા અક્રૂર વ્રજની સમીપમાં આવી પહોંચ્યા અને તેટલામાં સૂર્યદેવે પણ અસ્તાચલમાં પ્રવેશ કર્યો. શ્રી કૃષ્ણ ગાયોની સાથે થોડીવાર પહેલાંજ વ્રજમાં પધારી ગયા હતા તેથી વ્રજના દરવાજાની પાસે રજમાં ઉઠી રહેલાં શ્રી કૃષ્ણનાં પગલાં કમળ તથા અંકુશ વગેરેની રેખાઓ ઉપરથી ઓળખવામાં આવતાં રોમાંચિત થયેલા અને આનંદાશ્રુઓથી વ્યાકુળ થયેલા અક્રૂર તરતજ રથમાંથી ઉતરી પડી તે પગલાંઓમાં લોટી પડ્યા. લોટી પાછા ઉઠી રથપર બેસીને વ્રજમાં દાખલ થયા. આ વખતે આકાશ સંધ્યાકાળની રતાશને છોડવા લાગ્યું હતું, ચંદ્રનું પાંડુરવર્ણવાળું મંડળ પૂર્વ દિશામાં ઉદય પામવા લાગ્યું હતું. પક્ષીઓ પોતપોતાના માળાઓમાં દાખલ થઇ ગયાં હતાં, દિશાઓ અંધકારથી જરા જરા મુક્ત થવા લાગી હતી, વ્રજવાસીઓનાં નાહાનાં બાલબચ્ચાંઓ સુઇ રહ્યાં હતાં, પાંજરાઓમાં રહેલાં પોપટ વગેરે પક્ષીઓ મુંગાં થઇ રહ્યાં હતાં, ગોવાળીયાઓને વાળુનો સમય પ્રાપ્ત થયો હતો, ગોપીઓ રસોઇ પકાવવા લાગી હતી, ગાયો દોહોવાતી હતી, ગાયોનાં દૂધોની શેડોના ધમકારા ચારે કોર સાંભળવામાં આવતા હતા, નહિ દોહોવાયેલી કેટલીએક ગાયો વાછડાંઓને ધવરાવવાની ઉતાવળથી ભાંભરતી હતી અને ગોવાળો મોરીઓ હાથમાં લઇ ગાયોને તથા વાછડાંઓને બાંધવા વાસ્તે કોલાહલ કરતા હતા.

વ્રજમાં દાખલ થતાંજ "શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વ્રજમાં છે કે નહિ ?" એમ ગોવાળોને પૂછતા અને તેઓના કહેવાથી શ્રી કૃષ્ણ અને બલભદ્રની વ્રજમાં સ્થિતિ હોવાનું જાણીને ખુશી થતા અક્રૂર નંદના દરવાજા આગળ

આવી રથમાંથી ઉતરી આનંદાશ્રુથી વ્યાપ્ત થતા દ્વારમાં પેઠા, ત્યાં તરતજ ગાયોના મંડળમાં દોહોવાને વાસ્તે ફરતા, શરદૃત્રુતુનાં કમળ જેવાં નેત્રોવાળા, કિશોર અવસ્થાને શોભાવતા, મોટી મોટી ભુજાઓવાળા; કાંતિથી સઘળી દિશાઓને અંધકાર રહિત કરતા, ઉત્તમ ભૂષણોથી તથા પુષ્પમાળાઓથી અલંકૃત થયેલા અને અંગો ઉપરની સૌભાગ્યસૂચક રેખાઓથીજ જણાઈ રહેતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર તેમના જોવામાં આવ્યા. સ્નેહથી વિહ્વળ થયેલા, રોમાંચોથી વ્યાપ્ત થયેલા અને હર્ષાશ્રુઓથી ઘેરાઇ ગયેલા અક્રૂર તરતજ તેમના ચરણમાં પડ્યા, પણ પોતાની ઓળખાણ આપવામાં કે બીજી હકીકત કહેવામાં સમર્થ થયા નહિ. શ્રી કૃષ્ણ તો સઘળું જાણતાજ હતા તેથી તેમણે ચક્રના ચિન્હવાળા પોતાના શ્રીહસ્ત વડે અક્રૂરને ચરણ આગળથી ખેંચી લઈ છાતીમાં ઘાલી પ્રેમપૂર્વક તેમનું આલિંગન કર્યું અને બલભદ્ર પણ તેવીજ રીતે આલિંગન કરી હાથથી હાથ ઝાલી માનપૂર્વક તેમને ઘરમાં તેડી ગયા. ખબર મળવાથી બહુજ રાજી થયેલા નંદે પાસે આવી પ્રણામ કરી ઉત્તમ આસન ઉપર બેસાડી અક્રૂરનું યોગ્યરીતે આરાધન કર્યું, શ્રી કૃષ્ણ તથા બલભદ્રને અક્રૂરની ઓળખાણ કરાવી અને પોતાના પરમમિત્ર વસુદેવનું કુશળ પૂછ્યું. બલભદ્રે તેમને ભોજન શાળામાં તેડી જઇ સારી રીતે જમાડ્યા, મુખવાસોથી તથા ચંદન પુષ્પાદિકથી પણ પ્રસન્ન કર્યા અને પાછા વિશ્રામગૃહમાં લઇ આવીને સુંદર પલંગપર બેસાડ્યા. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર તરફથી ઘણું માન મળતાં અક્રૂર પોતે રસ્તામાં કરેલા સઘળા મનોરથોને સફળ થયા ગણવા લાગ્યા અને શ્રી કૃષ્ણને નિરખી નિરખીને મનમાં નિરૂપણ કરવા લાગ્યા કે "જળથી ભરપૂર મેઘના જેવી કાંતિવાળા, કદાવર શરીરવાળા, વિસ્તીર્ણ વક્ષઃસ્થળમાં શ્રીવત્સથી શોભતા, મોટી ભુજાઓવાળા અને પીળાં વસ્ત્રોવાળા આ શ્રી કૃષ્ણ સાક્ષાત્ વિષ્ણુજ છે કે જેના હાથથી યાદવોની ઉન્નતિ થવાની છે, અનેક શત્રુઓનો વિનાશ થવાનો છે, પૃથ્વીનો ભાર ઉતરવાનો છે, કંસનો વધ થવાનો છે અને સર્વ જગતનું કલ્યાણ થવાનું છે. જેણે ત્રિવિક્રમાવતાર ધરી ત્રણ પગલાંઓથી પૃથ્વીને ભરી લીધી હતી, રામાવતાર ધરી રાવણને માર્યો હતો, નૃસિંહાવતારથી હિરણ્યકશિપુને માર્યો હતો, પરશુરામાવતારથી પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રિય કરી હતી અને બીજા પણ અનેક અવતારોથી ત્રૈલોક્યનું શુભ કર્યું હતું તેજ વિષ્ણુ હાલ પૃથ્વીનો

ભાર ઉતારવાને વાસ્તે આ શ્રી કૃષ્ણરૂપે અવતર્યા છે. હવે મારે પ્રથમ શ્રી કૃષ્ણની તથા બલભદ્રની સાથે વિચાર ગોઠવીને પછી નંદરાયની પાસે કંસની આજ્ઞા જણાવવી યોગ્ય છે." આમ અક્રૂર હજુ બોલવાનો વિચારજ કરતા હતા તેટલામાં શ્રી કૃષ્ણ તથા બલભદ્ર બોલ્યા કે "કાકા ! તમો ભલે આવ્યા. મથુરામાં આપણા ભાયાતો તથા સંબંધીઓ કુશળ છે ? જ્યાં સૂધી કુળમાં અંગારા જેવો અમારો મામો કંસ જીવે છે ત્યાં સૂધી યાદવોનું કુશળ પૂછતાં પણ અમારે સંકોચાવું પડે છે. અહો! અમારાં માબાપને માથે બહુ બહુ વિપત્તિઓ પડી. એઓને અમારે વાસ્તેજ બંધનમાં રહેવું પડ્યું હતું અને આગલા પુત્રોનું કંસના હાથથી મરણ જોવું પડ્યું હતું. અમો આપના દર્શનને ઇચ્છતાજ હતા તે આજ પ્રાપ્ત થયું એ બહુ સારૂં થયું છે. આપને અહીં આવવાનું કારણ હોય તે આપે અમારી પાસે જણાવવું જોઇએ."

"શ્રી કૃષ્ણ! બલભદ્ર! કંસ ધનુર્યાગ કરે છે તે પ્રસંગ ઉપર તમોને, નંદને તથા સઘળા વ્રજવાસીઓને બોલાવવા વાસ્તે તેણે મને અહીં મોકલ્યો છે. આવતી કાલે તમો મારી સાથે મથુરામાં આવો અને નંદ આદિ ગોવાળીયાઓ પણ વાર્ષિક કર તથા અનેક ભેટો લઇને આવે. એ યજ્ઞમાં ભારે ધામધૂમ થવાની છે અને લોકોનો પણ મોટો મેળાવડો થવાનો છે. ત્યાં આવી તમો સ્વજનોને મળો અને તમારો પિતા વસુદેવ કે જે સર્વદા દુઃખ ભોગવી ભોગવીને દીન થઇ ગયેલ છે, પુત્રોના વધથી બહુ કલેશ પામેલ છે, કંસના હાથથી હમેશ પીડાયા કરે છે, દશાના યોગથી દુર્બળ થઇ ગયેલ છે, વૃદ્ધ છે, દુઃખોથી શિથિલ થયેલ છે, કંસના ભયથી તથા તમારી ગેરહાજરીથી સીદાયા કરે છે અને રાત દિવસ અંતઃકરણમાં દાહજ પામ્યા કરે છે તેને પણમળો. શ્રી કૃષ્ણ ! ઘણા પુત્રો જણ્યા છતાં પણ કોઇ પુત્રના હાથથી સ્તનગ્રહણના સુખને નહિ પામેલી, સીદાતી, કાંતિથી રહિત થયેલી, પુત્રોના શોકથી સૂકાયા કરતી, તમારા દર્શનની ઉત્કંઠા રાખ્યા કરતી, વાછડા વગરની ગાયની પેઠે શોકરૂપી અગ્નિથી દાહ પામ્યા કરતી, આંખોમાંથી શ્રાવણ ભાદરવા જેવો પ્રવાહ ચલાવ્યા કરતી, સર્વદા મેલાં વસ્ત્રો પહેરીને રહેતી, રાહુએ ગ્રસ્ત કરેલી ચંદ્રની પ્રભા જેવી લાગતી, ઉપવાસો કર્યા કરતી, તમે બાલ્યાવસ્થાથીજ છોડી દીધેલી, તમારા આ ચંદ્ર જેવા મુખના રૂપને નહિ જાણતી અને તમને રમાડવાનો કે તમારા બાલ્યાવસ્થાનાં અવ્યક્ત મધુર વચનો સાંભળવાનો જેને

લાગજ મળ્યો નથી એવી તમારી માતા દેવકીને પણ તમારે જોવી જોઇએ છીએ. બાપ શ્રી કૃષ્ણ! દેવકી જો તમને જન્મ આપીને પરિતાપ પામ્યા કરે તો પછી તેને સારા પુત્રથી લાભ શો? પુત્ર વગરની સ્ત્રીને એક પ્રકારનોજ શોક રહે છે પણ પુત્રવાળી સ્ત્રીને જો પુત્ર નિષ્ફળ થાય તો ધિક્પ્રજાતપણાનો જે પરિતાપ થાય છે તેનું વર્ણનજ કરી શકાતું નથી. બીજાઓને પણ અભય આપનારા અનુપમ ગુણોવાળા તમે પુત્રરૂપે પ્રકટયા છતાં દેવકીને કોઇ પ્રકારનો પણ શોક રહે એ અત્યંત અનુચિત ગણાય. તમારાં વૃદ્ધ માબાપ પરાઇ નોકરી કરે છે અને તમારે વાસ્તેજ દુર્મતિ કંસ તરફથી હમેશ તિરસ્કાર પામ્યા કરે છે. પૃથ્વીના જેવી ધીરજ વાળી દેવકીને તમારે હવે શોકરૂપી સમુદ્રમાંથી તારવી જોઇએ છીએ. સુખને યોગ્ય છતાં અતિ દુઃખિત, વૃદ્ધ અને પુત્રની ઉપર પ્યારવાળાં વસુદેવ અને દેવકીને પુત્ર જન્ય સુખ આપવાથી તમને ધર્મની પ્રાપ્તિ થશે. શ્રી કૃષ્ણ! તમે જેમ દુષ્ટ કાલિયનાગનું દમન કર્યું, ગોવર્દ્ધન પર્વતનું ધારણ કર્યું અને અરિષ્ટાસુર તથા કેશીને પરલોકમાં મોકલી ધર્મનું સંપાદન કર્યું તેમજ માતાપિતાને પણ દુઃખથી મુક્ત કરીને ધર્મનું સંપાદન કરો. જેઓએ ગઇ રાતે દુષ્ટ કંસની સભામાં તમારા પિતા વસુદેવને મોટો તિરસ્કાર પામતા જોયા છે તેઓના નેત્રોમાંથી હજી સૂધી પણ અશ્રુઓ સૂકાયાં નહિ હોય. પુત્રે ગમે તેમ કરીને પણ માબાપના કરજમાંથી મુક્ત થવું જોઇએ."

શ્રી કૃષ્ણે તથા બલભદ્રે અક્રૂરનાં વચનો સાંભળી જરા પણ આનાકાની નહિ કરતાં સઘળી બાબતનો સ્વીકાર કર્યો તેટલામાં નંદ આદિ વૃદ્ધ વૃદ્ધ ગોવાળીયાઓ પણ અક્રૂરને મળવાં તેની પાસે આવી બેઠા.

યાદવોમાં ઉત્તમ અક્રૂર! નિર્દય કંસના હાથ તળે તમે શી રીતે રહી શકો છો? હું ધારૂં છું કે, જેવી ખાટકીના હાથ તળે રહેનારા ઘેટાઓની સ્થિતિ હોય તેવીજ કંસના હાથ તળે રહેનારા તમ લોકોની સ્થિતિ હશે. રૂદન કરતી અને ચીસો પાડતી પોતાની બેનને પણ નહિ ગણકારી તેનાં છોકરાંઓને મારી નાખનારા નિર્દય કંસની તમો પ્રજા છો તેથી તમને કુશળ પ્રશ્ન તો કેમજ પૂછી શકાય! તમારૂં અહીં આવવું શા કારણથી થયું છે?"

"નંદ! તમે જે કાંઇ કહો છો તે સઘળું ખરૂંછે. કંસ મોટી ધામધૂમથી ધનુર્યાગ કરેછે તે પ્રસંગ ઉપર તમોને બોલાવવાને વાસ્તે તેણે મને અહીં

મોકલ્યો છે; માટે તમે તથા સઘળા ગોવાળીયાઓ વાર્ષિક કર લઈને તથા ઘી, માંખણ વગેરે અનેક ભેટો લઈને સહકુટુંબ મથુરામાં આવો. ત્યાં મોટો મેલાવડો થવાનો છે. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર મારી સાથે રથમાં બેસીને આવશે માટે તેઓને વાસ્તે જૂદા વાહનની કશી જરૂર નથી. આપણે પ્રભાતમાંજ અહીંથી રવાના થવાનું છે."

નંદે અક્રૂરના મુખથી કંસની આજ્ઞાનું શ્રવણ કરી શ્રી કૃષ્ણ તથા બલભદ્રને મથુરામાં લઇ જવાની બાબતમાં બહુજ ગભરાવા માંડ્યું. પણ શ્રી કૃષ્ણને તથા બલભદ્રને મથુરામાં જવા ઉત્કંઠિત થયેલા જોઈ તથા કંસની આજ્ઞાને અનિવાર્ય જાણી સઘળા વૃદ્ધ લોકોની સલાહથી મથુરામાં આવવાનું સ્વીકારી લીધું અને કોટવાળના મુખથી વ્રજમાં સાદ ફેરવાવ્યો કે "મહારાજા કંસ ધનુર્યાગનો મહોત્સવ કરે છે તે પ્રસંગ ઉપર સઘળાં દેશી માણસો મથુરામાં જાય છે તેમ આપણે પણ જવાનું છે. સર્વ પ્રકારના ગોરસોને તથા બીજી પણ ભેટોને સાથે લેજો અને સર્વ લોકો પ્રભાતમાં વહેલાં વહેલાં ગાડાં જોડજો. આવતી કાલે સાયંકાળેજ સર્વને મથુરામાં પહોંચવાનું છે."

આ સાદ ફરવા ઉપરથી શ્રી કૃષ્ણને મથુરામાં જવાના સાંભળી ગોપીઓ અત્યંત વ્યથિત થઇ ગઈ. કરમાઈ ગયેલાં મુખકમળોવાળી, શિથિલ થઈ જતાં વસ્ત્રોને પણ નહિ સંભાળી શકતી, શ્રી કૃષ્ણના ધ્યાનથી બીજાં સઘળાં કૃત્યોને ભૂલી ગયેલી, શરીરના ભાનથી પણ રહિત થયેલી અને શ્રી કૃષ્ણની મધુર લીલાઓનું સ્મરણ કરી કરીને વિરહથી વિહ્વળ થતી ગોપીઓ ટોળેટોળાં મળીને આંસુની ધારાઓ ચલાવતી ચલાવતી બોલવા લાગી કે "હે દૈવ! તું પ્રાણીઓને મૈત્રી તથા સ્નેહથી ભેળાં કરીને હજુ તેઓએ મૈત્રીનાં અને સ્નેહનાં ફળો પૂરેપૂરાં ન ભોગવ્યાં હોય તે પહેલાંજ તેઓને પાછાં જૂદાં પાડી નાખે છે તેથી તારૂં નિર્દયપણું સિદ્ધ થાય છે એટલુંજ નહિ પણ તારી બુદ્ધિએ બાળકના જેવીજ છે એમ સિદ્ધ થાય છે. શ્યામ કેશોથી વીંટાયેલું, શોકને ટાળી નાખે એવા મંદહાસ્યથી મનનું હરણ કરનારૂં અને કમળ સરખાં નેત્રોવાળું શ્રી કૃષ્ણનું મુખ અમોને પ્રત્યક્ષ દેખાડી પાછું તેને તરતમાંજ પરોક્ષ કરવાની ઇચ્છાવાળો તું ખરેખર ક્રૂર છે છતાં અક્રૂર એવું મિથ્યા નામ ધરી અમારાપર આ અસહ્ય જુલમ ગુજારવા આવ્યો છે. પણ આપણી ભૂલ થાય છે. સખીઓ આ પ્રમાણે દૈવને દોષ દેવો એ યોગ્ય નથી. એ દોષ

શ્રી કૃષ્ણનેજ આપવો જોઇએ. તે પોતાને વાસ્તે આતુર રહેનારી અને ઘરબાર વગેરે સઘળું છોડી દાસી થઇને રહેલી આ સઘળી સ્નેહાધીન સુંદરીઓનો ત્યાગ કરી, અરે ! સઘળો ગુણપાડ વિસારીને પણ જતા રહેવા તૈયાર થયેલ છે. જુવો તો ખરી ! મથુરામાં નવી વિલાસિનીઓના સમાગમની લાલચમાં ઘેરાયેલા શ્રી કૃષ્ણ આપણુની કશી ત્રીઠ જાણવાનું મનમાં પણ લેતા નથી. હવે તો મથુરાની સ્ત્રીઓનાં નસીબ ઉઘડવાનો સમય પ્રાપ્ત થયો છે. સખીઓ! શ્રી કૃષ્ણ મથુરામાંથી પાછા અહીં આવે એ આશા રાખવી પણ ફોકટ છે, કેમકે શહેરની સ્ત્રીઓના વિલાસોથી એમનું મન એવું તો ભમી જશે કે તે પાછું આપણી તરફ વળશેજ નહિ. ગામડાંની સ્ત્રીઓમાં શહેરની સ્ત્રીઓનાં જેવાં નખરાં તો ક્યાંથીજ હોય ?"

ગોપીઓ આ પ્રમાણે પ્રલાપોજ કરતી હતી અને નંદ, શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વગેરે પ્રયાણની ગોઠવણજ કરતા હતા તેટલામાં રાત્રિ વ્યતીત થઇ અને પ્રભાત કાળ પ્રાપ્ત થયો. ગોવાળીયાઓ ગાડાંઓમાં ગોરસોની કોઠીઓ તથા સરસામાન ભરવા લાગ્યા. પક્ષીઓ બોલવા લાગતાં, ચંદ્રની કિરણો આકાશમાંથી સમેટાવા લાગતાં, તારાઓ આકાશમાં ગુમ થઈ જવા લાગતાં, પૂર્વ દિશા કસુંબી સાડી જેવી જણાવા લાગતાં, પવનથી પડતાં ઝાકળનાં ટીપાંઓથી ધરતી ભીંજાવા લાગતાં અને ગાયોના સંચારોથી ગલીઓ વ્યાપ્ત થવા લાગતાં અક્રૂરે શ્રી કૃષ્ણને તથા બલભદ્રને રથમાં બેસાડી પોતે સારથિની જગાપર બેસીને ઘોડા હાંક્યા. ગોવાળીયાઓએ પણ ગોરસોની કોઠીઓથી તથા બીજી પણ રાજાને દેવાની ઘણી ભેટોથી ભરેલાં ગાડાંઓ તે રથની પાછળ હાંકવા માંડ્યા.

આ સમયમાં દહીં વલોવવા વગેરે ઘરનાં સઘળાં કામકાજોને પડતાં મૂકી વિરહથી ગભરાતી ગોપીઓ રસ્તાઓમાં તથા ગલીઓમાં ટોળે ટોળે મળી ઉભી રહીને વાતો કરવા લાગી કે "શ્રી કૃષ્ણને મથુરામાં ઘસડી જતા આ ક્રૂર માણસનું 'અક્રૂર' એવું નામ છાજતું નથી. આ નમેરી શ્રી કૃષ્ણ પણ રથમાં ચડી બેઠા છે. ઢોંગા ગોવાળીયાઓ તાકીદ કરે છે અને ઘરડા લોકો કશું નહિ બોલતાં જેમ થાય તેમ થવા દે છે. આ સમયમાં બીજું કશું નહિ પણ દૈવજ આપણી વિરૂદ્ધ થયેલું જણાય છે. ગોપીઓ ! દૈવ દૈવ તે શું કરો છો ? ચાલો. આપણે સઘળી એકઠી થઇ રથને ઘેરી લઇ હાથ પકડી શ્રી કૃષ્ણને

ઉતારી લઇએ. તેમનો વિરહ આપણાથી ક્ષણ માત્ર પણ સહન થઇ શકે તેમ નથી; માટે હવે લાજને શું કરવી છે? વૃદ્ધ લોકો તથા બાંધવો આપણને શું કરી શકશે? પ્રાણ છોડી દઇએ તે કરતાં લાજ છોડી દેવી એ સારૂં છે. જેની સાથે વિહાર કરતાં રાત્રિઓ અમૃતથી તથા આનંદથીજ ગોઠવાયેલી હોય એવી જણાતી તેના વિરહના દુરંત દુઃખને શી રીતે તરી શકાય?"

વિરહથી અત્યંત આતુર થઇ શ્રી કૃષ્ણમાંજ આસક્ત બની આ પ્રમાણે વાતો કરતી ગોપીઓ વાતો કરવાથી થાકી જઇ છેવટ લાજ છોડી દઇને ઉંચા સ્વરથી રોવા લાગી અને કેટલેક સૂધી શ્રી કૃષ્ણના રથની પછવાડે ચાલી જઇ તેમના તરફથી કાંઇ સાંત્વના મળવાની આશા રાખી ઉભી રહી. પોતાના પ્રયાણના સમયમાં પ્યારી ગોપીઓને પરિતાપ પામતી જોઇ શ્રી કૃષ્ણે ગુપ્ત રીતે દૂત મોકલીને "હું તમોને મળ્યા વગર રહીશ નહિ" એમ કહેવરાવ્યું; પણ જ્યાં સૂધી શ્રી કૃષ્ણના રથની ધ્વજા અને રજ દેખવામાં આવ્યાં ત્યાં સૂધી ચિત્તોને તેઓમાંજ લગાવી ગોપીઓ ચિત્રમાં આળેખેલી પુતળીઓની પેઠે ઉભી રહી અને છેવટ નિરાશ થઈ પોતપોતાને ઘેર જઇ શ્રી કૃષ્ણનાં ચરિત્રો ગાવાથી કાંઇક ધીરજ ધરીને કાળક્ષેપ કરવા લાગી.

# પ્રકરણ ૨૩ મું.

## મોહ પામેલી મથુરાં

## ધનુર્ભંગ.

**સંકલ્પની** સિદ્ધિને પામેલા અક્રૂર પોતાના વેગવાળા રથથી યમુનાના કિનારાપર આવી શ્રી કૃષ્ણ તથા બલભદ્રને રથના રક્ષણની ભલામણ કરી અને રથમાંજ બેઠા રહેવાનું કહી પોતે યમુનાના "શેષહ્રદ" માં સ્નાન વિધિ કરવા ગયા, અને એ કારણથી શ્રી કૃષ્ણનો રથ યમુનાના કિનારાપર થોભતાં પાછળ ચાલ્યા આવતા ગોવાળીયાઓ પોતાનાં ગાડાંઓ સહિત આગળ વધીને ચાલતા થયા.

અક્રૂર શેષહ્રદમાં સ્નાન કરી જળમાં ડૂબકી દઈ ગાયત્રીનો જપ કરતા હતા તેટલીવારમાં શ્રી કૃષ્ણ તથા બલભદ્ર બન્ને ભાઇઓ જળની અંદર તેના જોવામાં આવ્યા. "હું એઓને રથમાં બેઠા રહેવાનું કહી અહીં આવ્યો છું તે છતાં તેઓ જળમાં કેમ આવ્યા? અને જળમાં આવ્યા છે ત્યારે રથમાં નહીં હોય." એમ વિચાર કરી અક્રૂર પોતાના મસ્તકને જળમાંથી ઉંચું કરી રથને જોવા લાગ્યા; ત્યાં તેઓ રથમાંજ બેઠેલા તેમના જોવામાં આવ્યા. "આ બન્ને ભાઇઓ જળમાં આવ્યાની મને ભ્રાંતિ થઇ કે શું?" એમ ધારી નિશ્ચય કરવાને વાસ્તે અક્રૂરે ફરીવાર જળમાં ડૂબકી દીધી; ત્યાં હજાર ફણાઓથી શોભી રહેલા શેષનાગની ઉપર પોઢેલા, મેઘના જેવી શ્યામ સુંદર કાંતિવાળા, ચાર ભુજાઓવાળા, કમળ સરખાં નેત્રોવાળા, ચક્રાદિક આયુધોથી દીપી રહેલા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સ નામના ચિન્હવાળા, કૌસ્તુભમણિ તથા વનમાળાને ધારણ કરતા અને બ્રહ્માદિક દેવતાઓ તથા અનેક પાર્ષદોથી સ્તુતિ કરાતા શ્રી કૃષ્ણ તેમના જોવામાં આવ્યા. જળમાં શેષશાયીનાં દર્શન કરી બહુજ રાજી થયેલા, રોમાંચિત બનેલા અને આનંદનાં અશ્રુઓથી વ્યાપ્ત થયેલા અક્રૂર તેમને દંડવત્પ્રણામ કરી હાથ જોડી ધીરજ રાખી ગદગદ વાણીથી સ્તુતિ કરવા લાગતાં હજુ એ સ્તુતિ અપૂર્ણજ હતી તેટલામાં નટ જેમ પોતાના નાટકને સમેટી લિયે તેમ શ્રી કૃષ્ણે જળમાં પોતાના શેષશાયી સ્વરૂપને અંતર્હિત કરી

લીધું. ભગવત્સ્વરૂપને અંતર્હિત થયેલું જોઇ જળમાંથી બહાર નિકળી આવશ્યક વિધિ સંપૂર્ણ કરીને અક્રૂર વિસ્મય પામતા પામતા તરત રથમાં આવ્યા.

"તમને જળમાં ઘણીવાર કેમ લાગી? તમારા મુખ વગેરેની ચેષ્ટાઓ ઉપરથી અનુમાન થાય છે કે તમે કાંઇક અદ્‌ભુત જેવું દીઠું હોય, જો કાંઇ જોવામાં આવ્યું હોય તો કહો કે શું દીઠું?"

"જેમાં સઘળાં અદ્‌ભુતોના નિવાસરૂપ સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે એવા આપનેજ મેં જળમાં જોયા, તો પછી હવે બીજું કયું અદ્‌ભુત જોવું પાછળ રહ્યું?" આ પ્રમાણે શ્રી કૃષ્ણને જવાબ દઇ અક્રૂરે રથને હાંકવા માંડ્યો. રથ ચાલવા માંડતાં માંડતાં માર્ગમાં જે જે ગામ આવ્યાં તે તે ગામના લોકો શ્રી કૃષ્ણને તથા બલભદ્રને જોઇ પોતાનાં નેત્રોનું સાફલ્ય થયેલું માનવા લાગ્યા અને તેઓનાં સ્વરૂપોમાંથી પોતાની દૃષ્ટિઓને પાછી ખેંચવાને પણ અસમર્થ થઇ પડ્યા.

સૂર્ય પશ્ચિમ દિશામાં લટકી મધ્યાન્હ સમયના પોતાના પ્રચંડ પ્રતાપને ખોઇ બેસવાથી ખેદ પામતો હોય તેમ કાંઈક ગ્લાનિ પામેલો દેખાવા લાગ્યો તે સમયમાં શ્રી કૃષ્ણનો રથ મથુરાના પાદરમાં આવી પહોંચ્યો. પ્રથમથી પહોંચેલા ગોવાળીયાઓ પાદરમાં ઉતારો ગોઠવી રાહ જોતા હતા તેઓને મળી શ્રી કૃષ્ણે વિનયથી અક્રૂરને કહ્યું કે "તમે રથ સહિત મથુરામાં જાઓ અને અમો અહીં ઉતારો કરીને પછી શહેર જોવા આવીશું."

"શ્રી કૃષ્ણ! મારે તમો સર્વને મારે ઘેર ઉતારો દેવો જોઇએ. પણ હમણાં તેમ કરવાનો સમય નથી તેથી ભલે અહીંજ ઉતારો કરો, પણ મારી ભલામણ એ છે કે તમો શહેર જોવા આવો ત્યારે વસુદેવને ઘેર જવાનું કરશો નહીં. કારણ કે કંસ તમારે વાસ્તેજ એ બિચારા વૃદ્ધનું અપમાન કરે છે અને વારંવાર મથુરામાંથી નિકળી જવાનું કહે છે તેમાં તમારા ત્યાં જવાથી વળી ઉમેરો થશે. હવે તમો બન્ને ભાઇઓએ જે રીતે વસુદેવ તથા દેવકી સુખી થાય એવી ગોઠવણ કરવાની છે."

"કાકા! અમો મથુરામાં રાજમાર્ગોને જોતા જોતા અચાનક અમારા પિતાને ઘેર જઇ ચડીએ તો શી હરકત છે? જો તમારી સંમતિ હોય તો ફરતા ફરતા પરબારા કંસના દરબારમાંજ જઇ ચડીએ."

"શ્રી કૃષ્ણ! બલભદ્ર! હાલ કોઇ રીતે પણ વસુદેવને ઘેર જવાનું અને

યોગ્ય જણાતું નથી. ફરતા ફરતા કંસના દરબારમાં જઇ ચડો તોપણ ઘણી સંભાળથી જજો એ મારી ભલામણ છે."

આ પ્રમાણે ભલામણ દઇ અક્રૂર રથ સહિત મથુરામાં જઈ કંસને સર્વે ગોવાળીયાઓ સહિત શ્રી કૃષ્ણ તથા બલભદ્રના આવવાની ખબર આપી પોતાને ઘેર ગયા. આ તરફ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર નંદના ઉતારામાં પોતાનો ઉતારો કરી કેટલાએક ગોવાળીયાઓને સાથે લઇ શહેર જોવાને વાસ્તે પધાર્યા. ઉંચા દરવાજાઓવાળી, સોનાનાં કમાડોવાળી, અદ્ભુત કિલ્લાવાળી, કિલ્લાને ફરતી મોટી મોટી ખાઇઓવાળી અને અનેક બગીચાઓથી શોભી રહેલી મથુરાને ધનુર્યાગના પ્રસંગને લીધે અતિ ઉત્તમ રીતે શણગારવામાં આવી હતી, સઘળા રસ્તાઓમાં સુગંધી જળ છાંટવામાં આવ્યું હતું, જ્યાં ત્યાં પુષ્પો, જવારા, સાળની ધાણી, તથા ચોખાઓ વેરણવામાં આવ્યા હતા, ઘેરઘેર દીપમાળાઓની ગોઠવણ કરી રાખવામાં આવી હતી. દહીં તથા ચંદનથી પ્રોક્ષિત કરેલા પૂર્ણ કુંભો, પુષ્પમાળાઓ, પલ્લવો, કેળના થંભો, સોપારીનાં વૃક્ષો તથા ધ્વજા પતાકાઓ સર્વ ઘરોનાં દ્વારોમાં ગોઠવવામાં આવ્યાં હતાં, બજાર બહુજ સુશોભિત કરવામાં આવી હતી અને દરેક દુકાનમાં વેચવાના પદાર્થો જોનારાઓનાં અંતઃકરણોનું આકર્ષણ કરે એવી રીતે રાખવામાં આવ્યા હતા. મિત્રોથી વીંટાયેલા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર મથુરામાં પ્રવેશ કરી જોવાના કૌતુકથી રાજમાર્ગોમાં ફરવા લાગતાં અને તે ખબર આખા શહેરમાં ફેલાઇ જતાં દરેક રસ્તામાં શ્રી કૃષ્ણને તથા બલભદ્રને જોવાને વાસ્તે લોકોની મોટી ગરદી થવા લાગી. કેટલીએક સ્ત્રીઓ મહેલોની જાળીઓમાં તથા અગાશીઓમાં ચડી ચડીને જોવા લાગી: કેટલીએક સ્ત્રીઓ તરત જઇ પહોંચવાના સંભ્રમને લીધે એક આંખને આંજ્યા વગરનીજ રાખી દઇને, કેટલીએક પગમાં એક એક ઝાંઝરજ પહેરીને, કેટલીએક ભૂષણોને તથા વસ્ત્રોને અવળાં ધરી લઇને, કેટલીએક બે વસ્ત્રોમાંથી એક વસ્ત્રજ પહેરીને, કેટલીએક પોતાનાં બાળકોને અરધાં ધવરાવેલાંજ છોડી દઇને, કેટલીએક સૂતી ઉઠીને, કેટલીએક અભ્યંગ કર્યા છતાં નહાવું પડતું મેલીને અને કેટલીએક થાળીઓમાં અરધું જમણ છોડી દઇને રાજમાર્ગોમાં એકઠી થવા લાગી. મદોન્મત્ત હાથીના જેવી ચાલવાળા શ્રી કૃષ્ણ મંદહાસ્યોથી, અવલોકનોથી તથા બીજી પણ શારીર ચેષ્ટાઓથી તેઓનાં અંતઃકરણોનું હરણ કરવા લાગ્યા અને દૃષ્ટિઓને પરમ ઉત્સવ

આપવા લાગ્યા. જેનું વર્ણન ઘણા લોકોનાં મોહોડાંથી ઘણીવાર સાંભળવામાં આવ્યું હતું એવા શ્રી કૃષ્ણને પ્રત્યક્ષ જોઇ તેમના આનંદમય સ્વરૂપને નેત્રોરૂપ દ્વારથી હૃદયોમાં લઇ આલિંગન કરીને સઘળી સ્ત્રીઓ રોમાંચિત તથા સંસારની ચિંતાથી મુક્ત થવા લાગી. મહેલો ઉપર તથા અગાશીઓ ઉપર ચડેલી સ્ત્રીઓ એ બન્ને ભાઇઓને પુષ્પવૃષ્ટિઓથી વધાવવા લાગી. તેઓ જે જે બજારમાં ગયા તે તે બજારના વ્યાપારીઓ, કંસનો ભય છતાં પણ પાન સોપારી વગેરેથી તેમનો સત્કાર કરવા લાગ્યા અને "ગોપીઓએ તથા ગોવાળીયાઓએ એવાં શું તપ કર્યાં હશે કે જેથી તેઓને આવા નર રત્નોનાં નિત્ય દર્શન મળે છે?" એમ સર્વ લોકો બોલવા લાગ્યા.

મથુરાના રાજમાર્ગોમાં ફરતાં ફરતાં શ્રી કૃષ્ણે કોઇ રંગારા ખત્રીને અનેક સુંદર વસ્ત્રો લઈ સામે આવતો જોઇ તે પાસે આવતાં તેની પાસે માગણી કરી કે "આ વસ્ત્રો અમોને શોભી નિકળે એવાં છે અને તેથી તે તું અમોને આપ. એમ કરવાથી જરૂર તારૂં કલ્યાણ થશે."

"તમો જંગલી માણસો ક્યાંથી આવ્યા છો અને કોના દીકરા છો? તમારૂં બેવકુફપણું જોઇ મને હસવું આવે છે. પહાડો અને જંગલોમાં ભટકતાં હમેશ આવાંજ વસ્ત્રો પહેરતા હશો કેમ? આ રાજ વસ્તુની માગણી કરતાં તમને શરમ થતી નથી! જલદી અહીંથી જતા રહો અને જો જીવવાની ઇચ્છા હોય તો ફરીવાર આવી અઘટિત માગણી કરતા નહિ. અમો દરબારી માણસ છીએ અને તેથી જે કોઇ અભિમાની જણાય કે અયોગ્ય માગણી કરે તેને કેદ કરી લઇએ, લુંટી લઇએ અને મારી પણ નાખીએ; એટલી અમોને સત્તા છે. મૂર્ખાઓ! રસ્તે પડો.

તુચ્છ બુદ્ધિવાળો એ મૂર્ખ અને અભિમાની ખત્રી હજી તો બકવાદજ કરતો હતો તેટલામાં શ્રી કૃષ્ણે તેના માથામાં એવી થપ્પડ મારી કે જેથી તે ગતપ્રાણ થઇને ધરતીપરજ પડી ગયો. ખત્રી મરણ પામતાં રસ્તામાં કોલાહલ થઇ રહ્યો અને તે ખત્રીની સ્ત્રીઓ રોતી રોતી તથા કૂટતી કૂટતી ચોટલા છૂટા મૂકીને ફરિયાદ કરવાને વાસ્તે કંસના દરબારમાં ગઇ. પોતાનો મુખી માણસ મરણ પામતાં તેના હાથ નીચેનાં સઘળાં માણસો કે જેઓ તેની સાથેજ હતાં તેઓ વસ્ત્રોની ગાંસડીઓ મૂકી મૂકીને બચવાની ઇચ્છાથી જ્યાં ત્યાં નાસી ગયા; અને શ્રી કૃષ્ણ તથા બલભદ્ર તે ગાંસડીઓમાંથી

મનગમતાં વસ્ત્રો પહેરી લઇ, બીજાં વસ્ત્રો પોતાની સાથેના ગોવાળીયાઓને આપી દઇ તથા બાકીનાં કેટલાંક વસ્ત્રો રસ્તામાંજ પડતાં મૂકી દઇ ત્યાંથી આગળ ચાલ્યા.

રસ્તામાં ચાલતાં એક દરજી સામો મળ્યો. તેણે તેઓના સ્વરૂપની શોભાથી રાજી થઇ કહ્યા વગરજ તેમનાં વસ્ત્રો જોઇએ તેવાં બેસતાં કરી આપતાં શ્રી કૃષ્ણે તથા બલભદ્રે તેનું તથા તેના વંશજોનું પણ કલ્યાણ થાય એવાં આશીર્વચન આપ્યાં.

જેવાં જોઇએ તેવાં વસ્ત્રો પ્રાપ્ત થયા પછી પુષ્પમાળાઓની ઇચ્છા થતાં બન્ને ભાઇઓ ફુલ બજારમાં નીકળી ગયા અને ત્યાં શ્રી દામા નામના એક મોટા માળીની દુકાને જઈ ચડ્યા. માળીએ ઉભો થઇ તેઓની માગણી વગરજ ઘણું માન આપી તેઓને તથા તેઓની સાથેના ગોવાળીયાઓને ઉત્તમ ઉત્તમ પુષ્પોની માળાઓ પહેરાવી આપી; પણ કંસની બીકને લીધે બીજી કાંઇ વાતચિત કરી નહિ. માળીને શુભ આશીર્વાદ આપી આગળ ચાલતાં પૂનમના ચંદ્ર સરખા મુખવાળી અને જેના અવયવોમાં વાંસામાં નિકળેલી ખુંધ વગર બીજું કશુંપણ કુરૂપપણું નહિ હતું એવી એક જુવાન દાસી હાથમાં ઉત્તમ ચંદનનું પાત્ર લઇ સામે મળી.

"સુંદરી! આ ચંદન તું કોને વાસ્તે લઈ જાય છે? આમાંથી જો અમોને આપે તો તારૂં તરતજ કલ્યાણ થાય."

રૂપથી, સુકુમારપણાથી, રસિકપણાથી, હસવાથી, જોવાથી અને બોલવાથી મોહાંધ થયેલી તે કુબ્જા શ્રી કૃષ્ણની સામે જોઇ બોલી કે "શ્યામસુંદર! હું મહારાજ કંસની ચંદન ઘસી તૈયાર કરનારી દાસી છું. મારૂં તૈયાર કરેલું ચંદન કંસને બહુજ પસંદ પડે છે. હમણાં હું આ ચંદન લઇને મહારાજાના સ્નાનગૃહમાં જાઉં છું, પણ આ ચંદન તમો વિના બીજા કોઇને પણ લાયક નથી, માટે લ્યો આ ઉત્તમ સુગંધી અને શીતળ ચંદનનો આપ ઉપભોગ કરો. તમો ક્યાંથી આવો છો? મને પણ ઓળખતા નથી?"

"અમો પરદેશી મલ્લ છીએ." અહીં ધનુર્યાગ તથા દેશની સમૃદ્ધિ જોવા માટે આવ્યા છીએ.એમ કહી શ્રી કૃષ્ણે તે ચંદન લઇ બલભદ્ર તથા સર્વ ગોવાળોના લલાટમાં ચર્ચી પોતે પણ પોતાના લલાટપર લગાવ્યું, અને પછી પોતાના દર્શનનું ફળ દેખાડવાને વાસ્તે પેલી કુબ્જાના પગોના ફણાઓને પોતાના

એ ચરણથી દબાવી તર્જની તથા અંગુઠાથી હડપચી પકડીને તેના શરીરને એવી રીતે ઉંચું કર્યું કે જેથી સઘળી ખુંધ ટળી જતાં એ કુબ્જા સ્વર્ગમાંથી ઉતરી આવેલી ઉર્વશી અપ્સરા જેવી દેખાવા લાગી.

શ્રી કૃષ્ણના સ્પર્શના પ્રભાવથી રૂપ, ગુણ તથા ઔદાર્યથી સંપન્ન થયેલી સરલ તથા સમાન થયેલાં અંગોવાળી, મોટા નિતંબથી તથા સ્તનમંડળથી દીપતી અને કામદેવને વશ્ય થયેલી કુબ્જાએ કૃષ્ણના વસ્ત્રોનો છેડો પકડી મંદહાસ્ય કરતાં તેને કહ્યું કે "હવે તમે ક્યાં જવાના છો? તમોને મેં પકડી લીધા છે. ચાલો, મારે ઘેર પધારો. હું તમોને રેઢા મૂકી શકું તેમ નથી, તમે મારા ચિત્તનું મથન કરી નાખ્યું છે માટે તેને સ્વસ્થ નહિ કરો ત્યાં સૂધી હું જવા દઇશ નહિ."

કુબ્જાનું વચન સાંભળી શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા ગોવાળોનાં મોહોડાં સામે જોઇ ગાંભીર્ય રાખવા છતાં પણ મંદહાસ્યથી તેને કહેવા લાગ્યા કે "સુંદરી ! હું જે કામને વાસ્તે અહીં આવ્યો છું તે કામ સિદ્ધ કર્યા પછી તારે ઘેર આવીશ. અમારા જેવા ઘરબાર વગરના વટેમાર્ગુ લોકોની તારે ઘેરજ સારી બરદાસ્તજ થાય." એટલું બોલી મધુર વચનથી તેને રજા દઈ સૌ આગળ ચાલતા થયા.

શ્રી કૃષ્ણ જે જે બજારમાં ગયા તે તે બજારમાં વેપારીઓ તેમની, બલભદ્રની તથા ગોવાળીયાઓની પુષ્પોના હારોથી, અનેક પ્રકારની ભેટોથી, તાંબૂલોથી તથા ચંદનોથી પૂજા કરવા લાગ્યા. મથુરાની યુવતિઓ એમનું દર્શન થતાંજ કામદેવથી વ્યાકુલ થવા માંડી કે તેણીઓને પોતાનાં ખસી જતાં વસ્ત્રોની, કેશપાશોની તથા કંકણોની ખબર રહી નહિ; એટલુંજ નહિ પણ ચિત્રમાં આળેખેલ સરખાં શરીરોનું પણ ભાન રહ્યું નહિ.

હિમાલયના વનમાં ઉત્પન્ન થયેલા સિંહો જેવા મદોન્મત્ત દેખાતા એ બન્ને ભાઇઓ શહેરના લોકોને ધનુર્યાગનું ધનુષ રહેવાની જગા પૂછતા પૂછતા કંસની આયુધશાળામાં ગયા. ત્યાં ઇંદ્રના ધનુષ જેવું અદ્ભુત, ઘણા યોદ્ધાઓની ચોકીમાં રાખેલું અને પુષ્પ ગંધાદિકથી પૂજેલું મોટું ધનુષ તેઓના જોવામાં આવ્યું. "જેનો યજ્ઞ થવાનો છે તે ધનુષનાં દર્શન કરવાને અમો આવેલા છીએ" એમ કહી આયુધશાળાના ઉપરીને સાથે લઇ તેઓ ધનુષની પાસે ગયા અને પાસે જતાંજ શ્રી કૃષ્ણે તે ધનુષને ઉપાડવા માંડ્યું. રક્ષક લોકો રૂવાબથી

મનાહ કરતાં છતાં પણ તેમણે કોઇને નહિ ગણકારી બન્ને હાથથી ઉપાડી, તોળી, દોરી ચડાવીને એવું નમાવ્યું કે જેથી તે ધનુષના બે કટકાજ થઇ ગયા. જેમ હાથી શેલડીના સાંઠાને ભાંગી નાખે તેમ શ્રી કૃષ્ણે એ ધનુષને ભાંગી નાખતાં તેના શબ્દથી પૃથ્વી ચલાયમાન થઇ ગઇ, સૂર્ય ઝાંખો પડી ગયો, આકાશ તથા ભૂમંડલ ભમતાં હોય એમ જણાવા લાગ્યાં, દિશાઓનું મંડલ નાદમયજ હોય એમ દેખાવા લાગ્યું, કંસનો દરબાર સમુદ્રમાં ચાલતા વહાણની પેઠે કંપવા લાગ્યો અને કંસ મનસ્વી છતાં પણ ઉદ્વિગ્ન થઈ ગયો. ધનુષના રક્ષકો ઉપરીની આજ્ઞાથી આયુધોને સજ્જ કરી કૃષ્ણને પકડી લેવાની ઇચ્છાથી "મારો બાંધો" એમ બોલતાં ચારે તરફથી ફરી વળતાં બન્ને ભાઇઓએ ધનુષના કટકાઓના પ્રહારોથી તેઓને યમલોકમાં મોકલી દીધા; જેમાંથી તેઓનો ઉપરી માંડમાંડ નાસી છૂટયો.



# પ્રકરણ ૨૪ મું.

## ભય ટાળવાની ભલામણો
## કુવલયાપીડની કાળ યાત્રા.

**શ્રી** કૃષ્ણના સપાટામાંથી છૂટેલા આયુધશાળાના ઉપરીએ બહુજ વેગથી તથા સંભ્રમથી કંસની પાસે જઇ હાંફતાં હાંફતાં કહ્યું કે "મહારાજ ! કોઇ શ્યામ અને પીળાં વસ્ત્રોવાળા બે પુરૂષો જેમ આકાશમાંથી ઉતરી આવ્યા હોય તેમ અચાનક આયુધશાળામાં આવેલા મારા જોવામાં આવ્યા. હું તેઓનાં નામ ઠામ પૂછી શકયો નથી પણ તેમાંનો એક મેઘ જેવો શ્યામ હતો અને બીજો કૈલાસ જેવો શ્વેતવર્ણ હતો. બન્ને જણ હાથી સરખા મદોન્મત્ત, સિંહ સરખા પરાક્રમી અને કામદેવ જેવા સ્વરૂપવાન હતા. એઓમાંથી જે શ્યામ હતો તેણે લાકડીની પેઠે સહેલથીજ આપનું મોટું ધનુષ અમારી મનાઇ અને અટકાવના યત્ન છતાં પણ ઉપાડી લીધું, દોરી ચડાવીને લીલામાત્રમાં ખેંચ્યું અને ખેંચતાંજ ભાંગી નાખ્યું. જે ધનુષ દેવતાઓથી પણ ન ઉઠાવી શકાય અને વજ્રથી પણ ન ભેદી શકાય તે ધનુષને ભાંગી નાખ્યું એમ કહેવામાં મારી ભૂલ થાય છે. ખરૂં તો એ છે કે એ ધનુષ તેના હાથથી ખેંચાતાંજ ટંકાર કરીને બટકી પડયું. તેનો અવાજ થતાં ધરતી અને આકાશ હાલકલોલક થઇ ગયાં, દિશાઓ અંધકારમય બની ગઇ અને અમો પણ ચકિત થઇ ગયા. મેં સંભ્રમમાં પડ્યા છતાં પણ એઓને પકડી લેવાની આજ્ઞા કરતાં મારા હાથ નીચેના યોદ્ધાઓ આયુધો લઇને તેઓને ઘેરી વળ્યા પરંતુ તેઓ તો એ ધનુષના કટકાઓથીજ તે સઘળાઓને પુરા કરી આયુધશાળામાંથી નિકળી ગયા. મહારાજ ! આ પ્રમાણે આ અતર્કિત બનાવ બન્યો છે અને તેઓ મારાથી ઓળખી શકાયા નથી. માટે હવે આપને યોગ્ય જણાય તેવી તજવીજ કરો." આ પ્રમાણે સઘળી હકીકત સાંભળીને પણ ધનુર્યાગના ઉત્સવને ચાલુ રાખવાના ઇરાદાથી આ ધનુર્ભંગની વાત ગુપ્ત રાખવા વાસ્તે કંસ કાંઇ પણ નહિ બોલતાં તેને રજા આપી પોતે વિચાર કરવાને વાસ્તે સભામાંથી ઉઠીને મહેલમાં ગયો.

ગોવાળીયાઓ સહિત આયુધશાળામાંથી નિકળેલા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર પ્રથમની પેઠેજ છેક સાયંકાલ સૂધી શહેરમાં ફર્યા અને સૂર્ય અસ્ત પામતાં શહેરમાંથી નિકળીને પાછા ઉતારાપર આવ્યા. શહેરમાં જેઓએ એઓનાં તેજ, પ્રગલ્ભતા, રૂપ અને પરાક્રમ જોયાં તેઓ તો તેમને મનુષ્ય નહિ પણ દેવકુમારજ ગણવા લાગ્યા. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ઉતારાપર આવી દૂધ ભાત જમી, ઉતારાના રક્ષણનો બંદોબસ્ત કરી, શહેરમાં ફરતાં કંસના કર્ત્તવ્યની જે કાંઇ ખબર મળી હતી તથા તે ઉપરથી જે કાંઈ અટકળ બાંધવામાં આવી હતી તેના અનુસારથી આવતી કાલે પોતાના કર્ત્તવ્યની ગોઠવણ કરી લઈ તે રાત્રે ઉતારામાંજ આનંદથી પોઢી રહ્યા.

આયુધશાળાના ઉપરીની ફરિયાદ સાંભળવાથી શ્રી કૃષ્ણ તથા બલભદ્રને માટે અતિ વિસ્મય પામેલો અને લાંબા લાંબા નિઃસ્વાસ મૂકતો કંસ આવતી કાલના કર્ત્તવ્યની મનમાં ગોઠવણ કરતો કરતો સુંદર દીવાઓથી પ્રકાશિત થયેલા ઘરમાં એકલોજ બેઠો હતો; ત્યાં પોતાની છાયામાં પોતાના મસ્તકનેજ ન દેખવા લાગ્યો, બગીચા તરફ દૃષ્ટિ કરતાં સઘળાં વૃક્ષોને સોનાનાં દેખવા લાગ્યો અને ચિંતાને લીધે બન્ને કાન ઉપર હાથ મૂકી બેસતાં પ્રાણઘોષને ન સાંભળવા લાગ્યો. આવાં નિમિત્તોને લીધે અસંત ચિંતાગ્રસ્ત થયા છતાં પણ લાંબા કાળના ઉજાગરાથી તે જરા નિદ્રાવશ થયો તેટલામાં કેટલાંએક ભયંકર સ્વપ્નાંઓ તેના જોવામાં આવ્યાં. મુડદાંઓનું આલિંગન કર્યું, ગધેડાપર સવાર થઇને ચાલ્યો, ઝેર ખાધું, જાસુદના પુષ્પોની માળાઓ પહેરી, તૈલનો અભ્યંગ કર્યો, છાણના ઢગમાં એકાએક ડૂબી ગયો, નગ્ન થઇને એકલોજ દક્ષિણ દિશામાં ચાલ્યો અને રાતાં વસ્ત્રોવાળી કોઈ કાળી સ્ત્રીના હાથથી ખેંચાયો. આવાં અનેક ભયંકર સ્વપ્નોને લીધે કંસની નીદ્રા થોડીવારમાંજ ઉડી ગઈ, જે ફરીવાર ઘણી મહેનત કર્યા છતાં પણ આવી નહિ; શ્રી કૃષ્ણ તથા બલભદ્રને યુક્તિથી મારી નખાવવાને વાસ્તે મનમાં ગોઠવેલા કેટલાએક વિચારોને અમલમાં લાવવાની ઉતાવળથી કંસને એ રાત્રિ બહુજ લાંબી જણાવા લાગી તેમજ પોતાના પ્રાણની ધાસ્તીને લીધે બહુ ટુંકી પણ માલમ પડી.

પ્રભાત થતાં પ્રબળ ચિંતાથી અને જાગ્રતમાં તથા સ્વપ્નમાં તરત અનિષ્ટ આપનારાં અનેક નિમિત્તો દેખાયા છતાં પણ કોઈ પ્રકારે નહિ છોડતી

દુરાશાથી કંસ વહેલો વહેલો ઉઠી શારીર ક્રિયાઓને પહોંચી લઇ દૈવને પણ પુરૂષાર્થથી ત્રોડી પાડવાની ઉમેદ ધરાવતો ઘરમાંથી બહાર નિકળી ધનુર્યાગના મુકરર કરેલા સ્થાનને અને ત્યાં ગોઠવવામાં આવેલી બેઠકોને જોવાને વાસ્તે ગયો. ધનુર્યાગના સ્થાનમાં જૂદા જૂદા વર્ગના લોકોને બેસાડવાને વાસ્તે જૂદી જૂદી મજબૂત બેઠકો કરવામાં આવી હતી. બેઠકો ઉપર ચડવાની નિસરણીઓ ઘણી સગવડવાળી બનાવવામાં આવી હતી. હજારો માણસો એકી વખતે બેસી શકે અને જે કાંઈ ફૂલ થાય તેને સર્વે બરોબર જોઈ શકે એવી યુક્તિઓ વાપરેલી હતી. રાજાઓને વાસ્તે તથા ઉંચા વર્ગના અમલદારોને માટે ઉંચી બેઠકો ગોઠવવાની સાથે તેમાં તેઓનાં હાથ તળેનાં માણસોને આવજાવ કરવામાં પણ કશી અડચણ ન આવે એવી રચના કરવામાં આવી હતી. બેઠકોના વિસ્તીર્ણ મંડપને વિચિત્ર વસ્ત્રોથી, ધ્વજા પતાકાઓથી તથા પુષ્પોની માળાઓથી સણગારવામાં આવ્યો હતો. સઘળી બેઠકો ઉપર યોગ્યતા પ્રમાણે વિચિત્ર બિછાનાંઓ બિછાવવામાં આવ્યાં હતાં. બેઠકોના મધ્યમાં મલ્લોને લડાવવાનો અતિ સુંદર અખાડો કરવામાં આવ્યો હતો. અખાડામાં મલ્લોને વાસ્તે જે જે સામગ્રીઓ જોઇએ તે સઘળી તૈયાર રાખવામાં આવી હતી. સ્ત્રીઓની ઉપર કોઈ પણ પુરૂષની નજર ન પડે અને સ્ત્રીઓની નજર સઘળી ક્રિયાઓની ઉપર અને સઘળા પુરૂષોની ઉપર પડે એવી કેટલીએક બેઠકો સ્ત્રીઓને વાસ્તે ગોઠવવામાં આવી હતી. કંસે એ સ્થાનમાં જઇ ફરી ફરીને સઘળું નજરે જોઈ જે જે કાંઈ ખામી જોવામાં આવી તે સઘળી ટાળી નાખવાની આજ્ઞા કરી, સર્વે લોકોને આમંત્રણો મોકલાવ્યાં અને પછી પોતાના ઘરમાં જઇ એકાંતમાં ચાણૂર તથા મુષ્ટિક નામના બે પ્રખ્યાત મલ્લોને બોલાવ્યા. પ્રબળ શક્તિવાળા એ મલ્લો હાજર થતાં કંસે તેને નીચે પ્રમાણે ભલામણ કરી.

"તમો લાંબા કાળથી મારા રાજ્યમાં નોકર છો અને મારા તરફથી મોટા મોટા સત્કારોને પામેલા છો. જો મારા તરફના સત્કારનું તથા આજ દિવસ સૂધી રાખવામાં આવેલી પ્રીતિનું તમોને કાંઇ પણ સ્મરણ હોય તો તમો આજ મારૂં એક મોટું કામ કરી આપો. તે કામ એ છે કે નંદના વ્રજમાં ઉછરીને મોટા થયેલા બલભદ્ર તથા શ્રીકૃષ્ણ નામના બે ગોવાળીયાઓને હું તમારી સાથે અખાડામાં ઉતારનારો છું. તમોએ તેઓને પાડી નાખી નિ:સંશય રીતે

તરતજ મારી નાખવા. એઓ બાળક હોવાથી ચપળજ હશે પણ નિયુદ્ધની ક્રિયાઓમાં પ્રવીણ નહિ હોય એમ ધારી તમારે જરા પણ બેદરકારી ન રાખવી. પ્રથમથી સાવચેત થઈ પરિપૂર્ણ યત્નવાળા થજો. હું પૂર્ણ રીતે જાણું-છું કે એઓ બાળક છતાં પણ મલ્લ યુદ્ધના પૂરા કસરતી છે. જો તમો અખા-ડામાંજ એઓને મારી નાખશો તો તેમાં મારૂં હિત રહ્યું છે અને તમોને પણ મોટામાં મોટાં ઇનામો આપવામાં આવશે."

"મહારાજાધિરાજ! એ વિષે હવે આપે નિશ્ચિંતજ રહેવું. જો તેઓ અમારી સામે મલ્લ યુદ્ધમાં ઉતરે તો તેઓને તમો આ વખતથીજ મુવેલા સમજો."

આ પ્રમાણે કહી એ બન્ને મલ્લ રજા લઇ પોતાને ઘેર જતાં કંસે હાથી-ઓના મોટા મહાવતને બોલાવી કેટલોક સ્નેહ દેખાડીને ભલામણ કરી કે "આપણા કુવલયાપીડ નામના મદોન્મત્ત, પ્રબળ અને માણસોની ઉપર જલદી ઝડપ કરવાની ટેવવાળા મુખ્ય હાથીને તારે સમાજના દ્વારમાં ઉભો રાખવો અને જ્યારે બલભદ્ર તથા શ્રી કૃષ્ણ દ્વાર આગળ આવે ત્યારે તેને તેઓની સામે હાંકી ઝડપ કરાવી તેની પાસે મરાવી નાખવા. જો આ કામ પાર પડશે તો હું તને એ નોકરીનો પૂરેપૂરો અને અત્યંત વખાણવા જેવો બદલો આપીશ." મહાવત એ ભલામણને માથે ચડાવી ત્યાંથી જઈ હાથીને સજ્જ કરવા લાગ્યો.

મલ્લોને તથા મહાવતને ભલામણ કરવાથી પોતાના કૃત્યને સિદ્ધ થયેલું સમજતો બિચારો કંસ મુકુટ આદિ રાજકીય પોશાક ધરી મોટા દમામથી પ્રેક્ષા મંડપમાં જઇ પોતાને વાસ્તે મુકરર કરેલા, પૂર્વ તરફ મુખવાળા, સુવ-ર્ણમય તથા અતિ ઉચ્ચ હોવાને લીધે મેરૂ પર્વતના શિખર જેવા જણાતા, વિચિત્ર કારીગિરીઓથી શોભતા અને ધ્વજા પતાકાઓથી તથા પુષ્પોથી અ-પૂર્વ રીતે શણગારેલા રાજમંચ ઉપર બેઠો. થોડીજવારમાં તાબાના રાજાઓ, અધિકારીઓ તથા બીજા પણ અનેક લોકોથી સભામંડપ ભરપૂર થઇ ગયો. રત્નોની તથા સુવર્ણોની પ્રભાઓથી ચળકતી, ઉંચી ઉંચી પતાકાઓવાળી અને દ્વારોમાં સુંદર ચક નાખેલી અંતઃપુરની બેઠકો પાંખોવાળા પર્વતો જેવી શોભતી હતી અને તે બેઠકોથી સભામંડપ સાયંકાળનાં વાદળાંઓથી ઘેરા-યેલા મહાસાગર જેવો શોભતો હતો. જે જે શિલ્પકારોએ જે જે બેઠકો ગોઠવી હતી તે તે બેઠકોપર તેના તેના શિલ્પોની સામગ્રીઓનાં ચિત્રો આળે-

બેલાં હતાં. અંતઃપુરોની બેઠકોમાંથી નિકળતા ભૂષણોની ઘુઘરીઓના અવાજો જુવાન લોકોનાં ચિત્તોનું આકર્ષણ કરવા લાગ્યા અને ભૂષણોનાં રત્નોની પ્રભાઓ તે લોકોનાં નેત્રોને આંજી નાખવા લાગી. પુષ્પોના ગુચ્છો વગેરેના આકારોની વિચિત્ર કારીગિરીઓવાળા ઝિલ્લાઓથી બિછાવેલી અને વિમાનો જેવી લાગતી વેશ્યાઓની ખુલ્લી બેઠકો સઘળા પુરૂષોનાં નેત્રોને પોતાથી અળગાં નહિ પડવા દેતી હતી. ધોળાં વસ્ત્રોવાળો, ધોળાં ચામરોવાળો અને હીરામય અલંકારોને ધરી સિંહાસન ઉપર બેઠેલો કંસ જેમ શરદૃઋતુનાં વાદળાંઓમાં ચંદ્ર શોભે તેમ શોભવા લાગ્યો. કંસના રાજકીય ભપકાથી વિસ્મય પામતા સર્વ લોકો આવી આવીને જય જય શબ્દોના ઉચ્ચારણ પૂર્વક પ્રણામ કરીને પોતપોતાની બેઠકોમાં દાખલ થતા ગયા. પુષ્પોની માળાઓથી તથા અત્તર વગેરે સુગંધી પદાર્થોથી લોકોનાં યથોચિત આરાધનો થવા લાગ્યાં, વાજાંઓ વાગવા લાગ્યાં અને મહામંડપ કંપાયમાન થતા સમુદ્ર જેવો દીસવા લાગ્યો. કંસે ચિંતાથી ગ્રસ્ત છતાં પણ મુખને પ્રફુલ્લિત રાખી મલ્લતાલની ઢબથી વાજાં વગાડવાની આજ્ઞા કરી. મલ્લતાલના ધ્વનિઓ થવા લાગતાં તેઓથી ઉત્સાહ પામેલા ચાણૂર, મુષ્ટિક, કૂટ, શલ અને તોશલક નામના મલ્લો સઘળી રીતે સજ્જ થઇ પોતપોતાના ઉસ્તાદો સહિત અખાડામાં દાખલ થયા. મલ્લ યુદ્ધના સંપ્રદાયને જાણનારા અને તે સંબંધી તકરારોનો ઇનસાફ આપનારા લોકોને અખાડાની નજદીક બેસાડવામાં આવ્યા. મલ્લો થાકી રહે ત્યારે તેઓના શ્રમને શાંત કરવાને વાસ્તે અનેક પ્રકારનાં શરબતો પણ તૈયાર રાખવામાં આવ્યાં. કંસે દૂત મોકલીને નંદ વગેરે વ્રજના ગોવાળોને બોલાવવામાં આવતાં તેઓ મંડપમાં દાખલ થઇ કંસના ચરણોમાં અનેક ભેટો ધરીને પોતાને વાસ્તે મુકરર કરવામાં આવેલી એક જૂદી બેઠકમાં બેઠા.

શ્રી કૃષ્ણ તથા બલભદ્ર કે જેઓ જાણી જોઇનેજ ગોવાળીયાઓની સાથે સભામંડપમાં નહિ આવ્યા હતા તેઓ ઉતારામાંથીજ મલ્લોના જેવો વેષ ધરી ખંભીઓ ઠોકતા ઠોકતા પાછળથી રંગદ્વારની પાસે આવ્યા. ત્યાં મહાવતે હાંકેલા કુવલયાપીડ નામના મદોન્મત્ત હાથીયે સામે થઇ તેઓને અટકાવ્યા અને સુંઢને કુંડલાકાર કરી ભયંકર ગર્જના કરતાં તેઓના ઉપર ઝડપ કરવા માંડી. શ્રી કૃષ્ણે તરતજ સજ્જ થઇ મેઘનાદ જેવી ગંભીર વાણીથી "અમોને જલદી રસ્તો આપ. નહિ તો તને અને તારા હાથીને યમદ્વારમાં મોકલી

આપીશ. કંસને પણ યમપુરીમાં જવાની ઉતાવળ થયેલી જણાય છે કે જેથી તે આવા ઉપાયો ગોઠવી મને ભય પમાડવા ઇચ્છે છે." એમ મહાવતને કહી હાથીને ક્રોધાક્રાંત કરવાને વાસ્તે તાળીઓ પાડવા માંડી, ખંભી ઠોકવા માંડી, અને સિંહનાદ કર્યો. હાથીએ દોડીને તરત સુંઢવડે શ્રી કૃષ્ણને પકડ્યા પણ તેટલામાં તે તો તેને ખૂબ પ્રહાર દઈ સુંઢમાંથી તથા દંતોસળોના અગ્રમાંથી છટકી જઇને તેના પગોમાં સંતાઇ ગયા. ક્રોધ પામેલા હાથીએ શ્રી કૃષ્ણને નહિ દેખતાં છતાં પણ ગંધ ઉપરથી જાણી લઇ પગોના મધ્યમાં સુંઢ નાખીને પકડ્યા, પણ શ્રી કૃષ્ણ તો બળાત્કારથી ઝડપ કરીને તરત બહાર નિકળી ગયા તથા જરાવારમાં દંતોસળ આગળ આવી, જરાવારમાં પગોના મધ્યમાં પેસી જઇ, જરાવારમાં તેની સુંઢને પોતાની છાતીના મધ્યમાં લઇ લેવાથી વ્યર્થ કરી અને જરાવારમાં પાછળ જઇ પુંછડું ખેંચી ખેંચીને તે હાથીને નિર્બળ કરવા અને ગભરાવવા લાગ્યા. મોટા કદવાળો, વ્યાકુળ થયેલો, શ્રી કૃષ્ણને નહિ મારી શકતો અને ચકરીઓ ખાવાથી પોતાનાં ગાત્રોમાંજ મથન પામતો એ કુવલયાપીડ હાથી મોટો અવાજ કરવા લાગ્યો. શ્રી કૃષ્ણે પાછળ જઇ પુંછડું પકડીને તેને સો હાથ સુધી પાછળ ખેંચ્યો. પુંછડું પકડાવાથી ડાબી તથા જમણી તરફ પરિવર્ત્તન કરતા હાથીની સાથે, બાળક જેમ વાછડાથી સાથે ભમે તેમ શ્રી કૃષ્ણ તેથી વિરૂદ્ધ જમણી તથા ડાબી તરફ અંગનું પરિવર્ત્તન કરીને ભમવા લાગ્યા અને પછી હાથીની સામે આવી સુંઢ પર થપ્પડ મારીને ભાગ્યા. હાથી તેમની પાછળ દોડ્યો. હાથી ફક્ત સુંઢવડે અડકી શકે પણ પકડી શકે નહિ એવી રીતે શ્રી કૃષ્ણ રસ્તામાં બેસી બેસીને પાછા ઝડપથી ઉઠી ઉઠીને ભાગવા લાગ્યા અને હાથી તેમને તે તે ઠેકાણે બેઠેલાજ જાણીને વારંવાર ધરતીપર દંતોસળ પછાડવા લાગ્યો અને તેથી તેના બન્ને દંતોસળ ભાંગી જતાં તે ગોડણભર પડી ગયો. અસંત વ્યથિત થયેલો અને રોપને લીધે અપાર મદને ઝર્યા કરતો એ હાથી મહાવતની પ્રેરણાથી ઉભો થઇ વળી પાછળ દોડતાં શ્રી કૃષ્ણે તેની સામે આવી ઝડપથી ઠેકી એક ચરણ તેની સુંઢ ઉપર અને બીજું ચરણ તેના કુંભસ્થળની નીચે મૂકી બન્ને હાથથી તેના બન્ને દંતોસળોને કહાડી લઇ તે દંતોસળોવડેજ તેને મારવા માંડ્યો. વજ્ર જેવા દંતોસળના પ્રહારથી વ્યથા પામતાં એ પ્રખ્યાત હાથી મૂતરવા લાગ્યો, લાદોડા કરવા લાગ્યો અને ધરતીપર પડી જઇને ચીસો પાડવા લાગ્યો. શ્રી કૃષ્ણે હાથીની પાછળ જઇ જેમ ગરૂડ પર્વતના છિદ્રમાંથી નાગને ખેંચીને કહાડી લીએ તેમ હાથીના શરીરમાંથી તેનું પુંછડું ખેંચીને કહાડી લીધું અને દંતોસળના પ્રહારથીજ હાથીને તથા તેના મહાવતને પણ મારી નાખ્યો. હાથીને તથા તેના મહાવતને માર્યા પછી તે હાથીના પાદરક્ષકોને પણ મારી નાખી એક દાંત શ્રી કૃષ્ણે અને બીજો દાંત બલભદ્રે પોતાના ખભા ઉપર ધરી લીધો.

# પ્રકરણ ૨૫ મું.

## કંસ વિધ્વંસ.

**કંસની** મોટી આશાના મુખ્ય સ્થાનરૂપ એ બળવાન હાથી યથાબળ પોતાનું કામ બજાવી યમદ્વારનો પરોણો થવા માટે કંસના રંગદ્વારને છેલ્લું નમન કરી ચાલી નીકળવાથી રસ્તો છૂટ થતાં હાથીના લોહીના અને મદના છાંટાઓથી ખરડાયેલા, દંતોસળરૂપ આયુધવાળા અને તુષારના બિંદુઓવાળા કમળની પેઠે પસીનાનાં બિંદુઓથી શોભતા મુખવાળા શ્રી કૃષ્ણ બલભદ્રનો હાથ પકડી કેટલાએક ગોવાળીયાઓની સાથે મહામંડપમાં પધાર્યા. તેમને મલ્લો વજ્રપાતરૂપે, સાધારણ લોકો અપૂર્વ ચમત્કારીરૂપે, સ્ત્રીઓ કામદેવરૂપે, મીત્ર ગોવાળીયાઓ વિદૂષકરૂપે, દુષ્ટ રાજાઓ શૌર્યના નિધાનરૂપે, દેવકી તથા વસુદેવે બહુ કષ્ટ પામેલ બાળકરૂપે, મહાત્માઓ પરબ્રહ્મરૂપે અને કંસે મૃત્યુરૂપે દીઠા. સ્વર્ગમાંથી અશ્વિનીકુમારો ઉતર્યા હોય એવા શોભતા, ખંભીઓ ઠોકવાથી તથા સિંહનાદોથી રંગ મંડપને ગજાવી મૂકતા અને ગંભીર ચાલથી પૃથ્વીને કંપાવતા એ બન્ને ભાઇઓને મંડપમાં આવેલા, એઓનાં દર્શનથી શહેરના લોકોને રાજી થતા અને સર્વ યાદવોને એમના ઉપર પ્રીતિ ધરાવતા જોઇ દુર્બુદ્ધિ કંસ મનસ્વી છતાં પણ ધૈર્યથી ભ્રષ્ટ થવા લાગ્યો. વિચિત્ર વેષોવાળા, વિચિત્ર આભરણોવાળા, કાંતિવડે સર્વના અંતઃકરણોનું આકર્ષણ કરતા અને મોટી મોટી ભુજાઓવાળા એ બે ભાઇઓને જોઇ હર્ષના પૂરમાં નિમગ્ન થયેલાં લોકો તેઓને નેત્રોથી પીતાં હોય, જીભોથી ચાટતાં હોય, નાસિકાઓથી સુંઘતાં હોય અને બાહુઓથી આલિંગન કરતાં હોય એવાં જણાવા લાગ્યાં. સાંભળવામાં આવેલાં એમનાં બાલચરિત્રોનું સ્મરણ કરી કરીને પુરૂષો એક બીજાને સાથે કંઇ કંઇ વાતો કરવા લાગ્યા અને સ્ત્રીઓ ગોપીઓનાં ભાગ્યોની પ્રશંસા કરવા લાગી.

વાજાંઓ પૂર જોસથી વાગતાં હતાં, શ્રી કૃષ્ણ કંસને મારવાની યુક્તિઓ વિચારી વિચારીને સિંહની પેઠે ઉત્સાહથી ભરપૂર થતા હતા, તેની ચેષ્ટાઓ જોઇ સઘળો મંડપ લોકોના ઘોંઘાટથી ગાજ્યા કરતો હતો, કંસ શ્યામતાને પકડતા મુખથી હતપ્રાય જેવો દેખાતાં છતાં પણ ક્રોધ ભરેલી રીતે

શ્રી કૃષ્ણની સામે જોયા કરતો હતો અને સઘળા લોકો કંસના તરતમાં મ-રવાનોજ તર્ક કર્યા કરતા હતા તેટલામાં ચાણૂરે જળથી ભરપૂર મેઘના જેવા સ્વરથી શ્રી કૃષ્ણ તથા બલભદ્રને અખાડામાં બોલાવી કહ્યું કે "શ્રી કૃષ્ણ! બલભદ્ર! તમોને મલ્લયુદ્ધ કરવામાં નિપુણ સાંભળી રાજાએ તે જોવાની ઇચ્છાથી આજે આ મેલાવડો કર્યો છે, રૈયત જો મનથી, વચનથી તથા કર્મથી રાજાનું પ્રિય કરે તોજ કલ્યાણને પ્રાપ્ત થાય છે. રાજાનું પ્રિય કરવું એ તમારૂં અને અમારૂં બન્નેનું કામ છે. ગોવાળ લોકો જંગલોમાં ગાયો ચારતાં નિશ્ચિંત હોવાને લીધે થોડા વખતમાંજ નિયુદ્ધકલામાં પ્રવીણ તથા બલવત્તર બની જાય એ સ્વાભાવિક છે."

ચાણૂર હજુ પુરેપુરૂં બોલી રહ્યો ન હતો તેટલામાં શ્રી કૃષ્ણ પોતાને મલ્લયુદ્ધ કરવું અભીષ્ટ છતાં પણ ચાણૂરને અને કંસને લોકોમાં અકારા કરવાની ઇચ્છાથી બોલ્યા કે "ચાણૂર મલ્લ! શહેરમાં રહેનારા તમો અને જં-ગલમાં વસનારા અમો પણ કંસની રૈયત છીએ. તેથી કંસનું પ્રિય કરવામાં તમોને અને અમોને લાભ છે એટલુંજ નહિ પણ આપણને કંસ આજ્ઞાંકિત કરે એ પણ તેમનો મોટો અનુગ્રહ સમજવો જોઇએ, અને તેથી અમો તેમની નજર આગળ નિયુદ્ધ કરવાની ના પાડતા નથી. પરંતુ બાળક છીએ તેથી તમારી સાથે નહિ પણ અમારા વડીયાઓની સાથે અખાડામાં ઉતારવા-ની માગણી કરીએ છીએ. એ માગણી સ્વીકારવામાં આવે તો તેથી સભા-સદોને પણ કશો અધર્મ પ્રાપ્ત થાય નહિ."

"તમો બન્ને ભાઇઓ બાળક નથી પણ કીશોર છો. તમોએ વૃંદાવનમાં મોટાં મોટાં યુદ્ધો કરેલાં છે એ અમારા સાંભળવામાં આવ્યું છે. વળી હજાર હાથીના જોરવાળા કુવલયાપીડ હાથીને તો હમણાંજ મારીને આવ્યા છો. તેથી તમારા બળવાનપણામાં પણ કશો સંશય નથી. તમોને બળવાન મલ્લોની સાથે લડાવવા એમાં કશી અનીતિ નથી, માટે મહારાજા કંસની આજ્ઞા પ્રમાણે તારે મારી સાથે અને બલભદ્રે મુષ્ટિકની સાથે લડવું પડશે."

આ પ્રમાણે ચાણૂરે રાજાનો હુકમ સંભળાવતાં અને તે ઉપરથી સઘળા સભાસદો પરીક્ષક તરીકે બેસાડેલા મોટા મોટા યાદવોની સામે જોવા લાગતાં એ પરીક્ષક લોકો બોલ્યા કે "મલ્લયુદ્ધ શસ્ત્રબળથી નહિ પણ ફક્ત શારીર બળથીજ થાય છે માટે તેમાં લડનારાઓના વડીયાપણાનો નિશ્ચય કરવાની

પહેલી જરૂર છે. અન્યોન્યને હઠાવવા, સ્થિરતા રાખવી, શૌર્ય રાખવું, સ્થિરતા રાખ્યા છતાં પણ હાથપગ વગેરે અવયવો ચલાવવા, પરસ્પરનાં મર્મસ્થળોનો સ્પર્શ નહિ કરવો અને દાવપેચોની સાથે બળ વાપરવું એ છ સાધનોથી મલ્લ-યુદ્ધમાં વિજય મેળવી શકાયછે; પણ તેમાં જેને જેની સામે લડવાનો ઉત્સાહ ન હોય તેને તેની સામે લડવાની ફરજ પાડવાનો સંપ્રદાય નથી. મલ્લયુદ્ધમાં જેમ જળ વગેરેથી પરિશ્રમ ટાળવાનો, ગોબરના ભૂકા વગેરેથી પસીનો ટાળ-વાનો અને ગેરૂ વગેરેથી લેપન કરવાનો વખત દેવાની તેમજ જણ ચત્તો થઇ ગયા પછી પ્રતિસ્પર્દ્ધિને કશી ક્રિયા નહિ કરવા દેવાની જરૂર છે તેમ પ્રથમથી લડનારાઓની ઇચ્છા, અવસ્થાસામ્ય તથા બલસામ્ય જોવાની પણ જરૂર છે. આ ચાણૂર મલ્લે કેવળ રાજાને રાજી કરવાને વાસ્તે તથા પોતાનો પ્રતાપ દેખાડવાને વાસ્તે ઘણી ઘણીવાર મલ્લશાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરીને કેટલાએક મલ્લોને ચત્તા પડી ગયા પછી પણ મારી નાખ્યા છે એ આપણા જાણવામાં છે, તેથી હાલ તે વિષે પણ વિચાર કરવો યોગ્ય છે.”

“પરીક્ષક લોકો! જો કે હું બાળક છું અને આ ચાણૂર મલ્લ પહાડ જેવડા કદવાળોછે તોપણ એની સામે લડવાની હું ખુશી બતાવુંછું. મલ્લશાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવાની મારી ઇચ્છા નથી અને જેમ શસ્ત્રયુદ્ધ વૈર ભરેલું હોયછે તેમ મલ્લયુદ્ધ વૈર ભરેલું કદી હોતું નથી તોપણ આ વખતની મહારાજની તથા ચાણૂર-ની હિલચાલ ઉપરથી જેમ જણાયછે તેમ ચાણૂર તરફથી જો કાંઇ વૈર ભરેલી ક્રિયા થતી જોવામાં આવશે તો પછી મને પણ તેવી ક્રિયા કરવાની જરૂર પડશે. જેમ શસ્ત્રયુદ્ધમાં શત્રુને કાપી નાખવાથી વિજય મળ્યો ગણાય છે તેમ મલ્લયુદ્ધમાં સામા જણને ચત્તોપાટ પાડવાથીજ વિજય મળ્યો ગણાય છે, શસ્ત્રયુદ્ધમાં વિજય મેળવનારને જેવી કીર્ત્તિ તથા પદવી મળે છે તેવી મલ્લયુદ્ધમાં વિજય મેળવનારને મળતી નથી, શસ્ત્રયુદ્ધમાં જેમ મરવાથી પણ ઉત્તમ ગતિ મળે-છે તેમ મલ્લયુદ્ધમાં મળતી નથી અને જેવું શસ્ત્રયુદ્ધ મહાત્માઓની પ્રશંસાનું પાત્ર છે તેવું મલ્લયુદ્ધ મહાત્માઓની પ્રશંસાનું પાત્ર નથી. એ સઘળું મારા જાણવામાં છે તેથી મારા તરફથી કશો અન્યાય થવાનો નથી પરંતુ મારે પરીક્ષક લોકોને જણાવી રાખવું જોઇએ કે જેમ ખાનગી બચાવ કરવાનો હક સહુ લોકોનો છે તેમ મારો પણ છે. મલ્લયુધ્ધનો માર્ગ કે જે ધર્મથી નહિ

પણ કેવળ બળથી અને ક્રિયાઓથીજ નિકળેલો છે તેમાં જો રાજાની સૂચનાથી અથવા પોતાની કીર્ત્તિ વધારવાને વાસ્તે સામા મલ્લનો વધ કરવામાં આવે તો તે વધનું પાપ કર્ત્તાને અને રાજાને બન્નેને પ્રાપ્ત થાય છે. ખરેખરી રીતે તો કર્ત્તાથી પણ રાજાને વિશેષ પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણે બોલી શ્રી કૃષ્ણ તરતજ ચાણૂરની સામે અખાડામાં ઉતર્યા. કંસે ઘોંઘાટ બંધ કરવાની આજ્ઞા કરતાં સઘળાં લોકો નિશ્ચલ તથા નિઃશબ્દ થઈને તે યુદ્ધ જોવા લાગ્યાં. મલ્લયુદ્ધ શરૂ થતાં બન્નેના અંગોના ધડાકાઓ પરસ્પર પછડાતા પહાડોના ધડાકાઓ જેવા સંભળાવા લાગ્યા. તેઓ એક બિજાને આલિંગનથી તથા છાતીની ભીંસથી રોકી દેવા લાગ્યા, બળ વાપરી દૂર કરી નાખવા લાગ્યા, ધરતીપર પાડી નાંખવા લાગ્યા, ઉપાડી ઉપાડીને પછાડવા લાગ્યા, ધુણધુણાવવા લાગ્યા, બે પગની અંદર પેસીને પાછળ ફેંકી દેવા લાગ્યા, વચનોથી તિરસ્કાર કરવા લાગ્યા, કોણીઓથી તથા ગોઠણોથી પ્રહાર કરવા લાગ્યા, પરસ્પરને આંગળીઓ દેવા લાગ્યા, હાંસડી ઉપર અંગુઠાથી તથા પેટ ઉપર આંગળીઓથી દબાવવા લાગ્યા, આડા પગ નાખીને એક બીજાને ચલાયમાન કરવા લાગ્યા, ગોઠણ તથા છાતી વગેરે અંગોમાં ગોઠણ તથા છાતી વગેરે અંગો પછાડવા લાગ્યા, પાછળ હઠી હઠીને સામા વધવા લાગ્યા, ગોઠણ તથા પગોને ગોટપોટ કરી નાખવા લાગ્યા અને એવી રીતની બીજી પણ અનેક ક્રિયાઓ કરવા લાગ્યા. શ્રી કૃષ્ણ ચાણૂરથી જરા પણ ઓછા ઉતરતા નહિ હતા તોપણ દયાથી ઘેરાયેલી સ્ત્રીઓ પરસ્પર નીચે પ્રમાણે વાતો કરવા લાગી.

"અરેરે ! આ રાજાના સભાસદો કે જેઓ રાજાની નજર આગળ બળીયાના અને નબળાના યુદ્ધને પોતે પણ સ્વીકારે છે તેઓને આ મોટો અધર્મ પ્રાપ્ત થાયછે. વજ્ર જેવો કઠણ અને પહાડ જેવડો ઉંચો આ દુષ્ટ મલ્લ ક્યાં ? અને અત્યંત કોમળ શરીરવાળા તથા હજુ જેને પૂરી જુવાની પણ આવી નથી એવા આ શ્રી કૃષ્ણ ક્યાં ? આ સભામાં અવસ્ય ધર્મનું ઉલ્લંઘન થાયછે. જ્યાં અધર્મ ઉઠવાનો હોય ત્યાં બેસવું કે ઉભવું પણ નહિ જોઇએ. સમજુ માણસે એવી સભામાં આવવુંજ નહિ જોઈએ. સભામાં આવી અન્યાયને જોતાં છતાં ચુપ રહે અથવા અન્યાયનું બોલે તેને નરકમાંજ જવું પડે છે."

એક તરફથી સ્ત્રીઓ આ પ્રમાણે વાતો કરતી હતી તે તથા બીજી

તરફથી પુત્રના અપાર બળને નહિ જાણતાં દેવકી અને વસુદેવ અપાર ખેદ પામતાં હતાં તે જોઇ શ્રી કૃષ્ણે ક્રમે ક્રમે પોતાના બળનો અપૂર્વ ચમત્કાર દેખાંડવા માંડ્યો. શ્રી કૃષ્ણનાં અંગોના વજ્ર જેવા કઠણ પ્રહારોથી ચાણૂર વારંવાર ગ્લાનિ પામવા લાગ્યો, સભામાં આનંદના શબ્દો ઉઠવા લાગ્યા, કેટલાએક સભાસદો વચનોથી તથા તાળીઓ પાડવાથી શ્રી કૃષ્ણને અભિનંદન આપવા લાગ્યા, કંસનું મોઢું નિસ્તેજ થઇ ગયું તથા પસીનાથી ઘેરાઈ ગયું અને કંસે ડાબા હાથનો ઇસારો કરી વાજાં વાગતાં અટકાવ્યાં પણ તે સમયે આકાશમાં દેવદુંદુભિઓ વાગવા લાગ્યાં. શ્રી કૃષ્ણે અપાર બળ પ્રકટ કરતાં પૃથ્વી કંપવા લાગી, સભામંડપ સમુદ્રમાં ચાલતા વહાણની પેઠે ઘુમવા લાગ્યો અને ચલિત થયેલા કંસના મુકુટમાંથી સર્વોત્તમ મણિ નીચે પડી ગયો. શ્રી કૃષ્ણે શિથિલ થયેલ જીવિતવાળા ચાણૂરને બન્ને હાથથી નમાવી છાતીમાં ગોડણ મારી માથામાં મુઠીનો પ્રહાર દેતાં ચાણૂરનાં બન્ને નેત્રો નિકળી પડીને છાતીપર ઘંટાઓની પેઠે લટકવા લાગ્યાં. ચાણૂરને જીવિતથી રહિત થયેલો જાણતા છતાં પણ તેના હાથ પકડી ઉપાડી આકાશમાં ફેરવી કૃષ્ણે તેને ધરતીપર પછાડ્યો. મરણ પામેલા ચાણૂરના પહાડ જેવા શરીરથી અખાડાનો મોટો ભાગ રોકાઇ ગયો.

મદોન્મત્ત ચાણૂર મરણ પામતાં બલભદ્રે તેજ વખતે મુષ્ટિકને પકડ્યો. અને શ્રી કૃષ્ણે તોશલકને પકડ્યો. બલભદ્રે ઘણીવાર સૂધી મુષ્ટિકની સામે લડી મલ્લયુદ્ધ સંબંધી મંડળો ફરવાના અનેક ચમત્કારો સભાસદોને દેખાડી છેવટ મુષ્ટિકના મસ્તકમાં એવી એક વજ્ર જેવી મુષ્ટિ મારી કે જેથી મોહોડામાંથી લોહી નાખતો, વીખાઈ ગયેલી આંખોવાળો અને ખોપરી ફાટી ગયેલો મુષ્ટિક મરણ પામીને ધરતીપર પડ્યો. શ્રી કૃષ્ણે પણ પર્વતના શિખર જેવા તોશલકને ઉપાડી આકાશમાં મોટા વેગથી સો વાર ફેરવી ધરતીપર પછાડી ભીંસ દેતાં તે પણ મોહોડામાંથી લોહી નાખતો નાખતો મરણ પામ્યો. તોશલક મરણ પામતાં એવીજ રીતે શ્રી કૃષ્ણે શલને અને બલભદ્રે કૂટને પકડી યુદ્ધના દાવ પેચોથી નિર્બલ કરી મારી નાખ્યા.

પાંચ મુખ્ય મલ્લો મરણ પામતાં, બાકીના સઘળા મલ્લો પ્રાણ બચાવવાને વાસ્તે ભાગી જતાં, જોવા બેઠેલા સઘળા લોકો ભયથી ક્ષુબ્ધ થઈ સ્તબ્ધ થઇ જતાં, સ્તનોમાંથી ચાલવા લાગેલા ધાવણના સ્રાવથી ઉત્પીડિત થયેલાં

દેવકી હર્ષાશ્રુઓથી વ્યાપ્ત થયેલાં નેત્રો વડે શ્રી કૃષ્ણના મુખની સામે જોઇ રહેતાં, વસુદેવ ઘડપણને છોડી દઈ ફરીવાર જુવાની પામ્યા હોય એવા દેખાવા લાગતાં, યાદવો આનંદના ઉદ્દઘોષો કરવા લાગતાં અને સ્ત્રીઓ નેત્રોરૂપ ભ્રમરોથી શ્રી કૃષ્ણના મુખારવિંદના મકરંદનું પાન કરવા લાગતાં કંસનું મુખ લલાટમાંથી ભમરોના મધ્યમાં થઈને ઉતરતા પસીનાના પ્રવાહથી વ્યાકુલ થઇ ગયું, હૃદય નિઃશ્વાસરૂપ પવનથી ઉદ્દીપ્ત થયેલા સંતાપરૂપ અગ્નિને લીધે બળવા લાગ્યું, શરીર રોપને લીધે પ્રભાતના સૂર્ય જેવું રાતું દેખાવા લાગ્યું અને જેમ સૂર્યની કિરણોથી રક્ત થયેલ વૃક્ષપત્ર ઉપરથી ઝાકળનાં ટીપાં પડે તેમ તેના મુખ ઉપરથી પસીનાનાં બિંદુઓ ઢળવા લાગ્યાં.

"મને આ પાપી કૃષ્ણ તથા બલભદ્રનાં મ્હોડાં જોવાં ગમતાં નથી, માટે તેઓને સભામંડપમાંથી તથા શહેરમાંથી પણ ક્હાડી મૂકો. મારૂં ભૂંડું કરવામાંજ તત્પર રહેનારા આ પાપી નંદને લોઢાની બેડીઓ પહેરાવીને કેદ કરી લીયો, હમેશ મારો દ્વેપ કરનારા દુષ્ટ વસુદેવને તીક્ષ્ણ દંડથી અહીંજ પૂરો કરી નાખો અને નંદના વ્રજમાં રહેનારા ગોવાળોની ગાયો વગેરે જે કાંઇ મિલકત હોય તે સઘળી ખાલસા કરી લીયો. હવે પછી કોઈ પણ ગોવાળને વ્રજનો અધિપતિ કરી સ્થાપવોજ નથી."

ક્રોધથી વ્યાપ્ત થયેલો કંસ આ પ્રમાણે સિપાઈ લોકોને આજ્ઞા કરવા લાગતાં, એ આજ્ઞાનું શ્રવણ કરી વસુદેવ તથા દેવકી બેભાન બની જતાં અને નંદ આદિ સઘળા ગોવાળો થરથર ધ્રુજવા લાગતાં શ્રી કૃષ્ણ અગ્નિની જ્વાળાઓને જન્મ આપતાં હોય એવાં નેત્રોવડે કંસની સામે જોઈ સિંહના જેવી તથા વાયુએ પ્રેરેલા મેઘના જેવી ઝડપથી તરાપ મારી કંસની બેઠક ઉપર ચડી ગયા. સઘળા લોકોએ શ્રી કૃષ્ણને અખાડામાંથી ઠેકતાં દીઠા નહિ, પણ કંસની બેઠક ઉપર ઉભેલાજ દીઠા અને કાલધર્મથી ઘેરાયેલો કંસ પણ શ્રી કૃષ્ણને આકાશમાંથી આવેલ માનવા લાગ્યો. તરતજ તેણે પોતાની ઢાલ તરવાર હાથ કરી સાવધપણે બાજની પેઠે લાગ જોતાં ડાબાં જમણાં મંડળો ફરવા માંડ્યાં. પણ તેટલામાં અવિષહ્ય તેજવાળા શ્રી કૃષ્ણે પોતાનો ભોગળ જેવો લાંબો હાથ કરી ઝપાટથી મુકુટને ફગાવી નાખી તેનો ચોટલો પકડી લીધો. ચોટલો પકડવાથી કંસ નિર્બળ બની ગયો, મૂઢ થઇ ગયો અને હાંફતાં છતાં પણ ગતપ્રાણ જેવો દેખાવા લાગ્યો. ફેંટાનો છેડો મોહોડા ઉપર વીંટાઈ

જવાને લીધે મુંઝાઇ ગયેલો એ મથુરાનો પ્રખ્યાત પૃથ્વીપતિ સઘળાં ભૂષણો ત્રુટી જવાથી તથા પડી જવાથી એક સાધારણ માણસ જેવો દેખાવા લાગ્યો. શ્રી કૃષ્ણ કંસને બેઠકમાંથી બહાર કહાડી અખાડામાં પછાડી તેના ઉપર પોતે પડી યોગશક્તિથી અત્યંત ભારયુક્ત કરેલ પોતાના શરીરથીજ તેને ભીંસી નાખી ગતપ્રાણ કરી ઉભા થઇ પાછો ચોટલો પકડી તેના શબને અખાડામાં ઘસડવા લાગ્યા. જેમ સિંહના પંજાથી હાથી ઘસડાય તેમ શ્રી કૃષ્ણના હાથથી ઘસડાતા કંસના શબે અખાડામાં મોટી ખાઇ કરી દીધી. કૃષ્ણે શબને છોડી આપતાં શૂર પુરૂષને ઘટે નહિ એવી રીતે મરણ પામેલો, બાણોથી નહિ છેદાતાં નખોથી છેદાઇ ગયેલો, સર્વ અંગોમાં રજથી ખરડાયેલો અને કંઠ ભાંગી જવાને લીધે ઉંધા વાળેલા કમળ સમાન જણાતા મુખવાળો કંસ લૌકિક પદ્ધતિ પ્રમાણે દુર્ગતિ પામેલો ગણાવા લાગ્યો, પણ ખાવા, પીવા, સુવા, બેસવા, ઉભવા તથા ચાલવા વગેરે સઘળી ક્રિયાઓમાં તેને દ્વેષભાવથી શ્રી કૃષ્ણનુંજ નિરંતર અનુસંધાન રહ્યા કરતું હતું તેથી વાસ્તવિક રીતે તેના જીવાત્માને શ્રી કૃષ્ણના સ્વરૂપમાંજ ઐક્યજ પ્રાપ્ત થયું.

કંસને મારી નાખેલો જોઈ તેના કંક આદિ આઠે ભાઇઓ વેર વાળવાની ઇચ્છાથી આયુધો લઇ શ્રી કૃષ્ણની સામે દોડતાં સિંહ જેમ પશુઓને મારે તેમ બલભદ્રે તેઓને મારી નાખ્યા. આ વખત આકાશમાં દેવદુંદુભિઓ વાગવા લાગ્યાં, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, ગંધર્વો ગાયન કરવા લાગ્યા અને દેવતાઓના હાથથી શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ઉપર પુષ્પ વૃષ્ટિ પડવા લાગી.

---

# પ્રકરણ ૨૬ મું.

## સહજ સ્નેહ.

વ્રજમાં આવેલી અનેક વિપત્તિઓના મૂળરૂપ કુળદ્રેષી કંસનો વિધ્વંસ કરી આનંદને લીધે દ્વિગુણીત થયેલી કાંતિવાળા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર દેવકી તથા વસુદેવના પગમાં પડ્યા. માતાપિતાએ તેઓને પ્રેમથી દૃઢ આલિંગન કર્યું, આશીર્વચનો આપ્યાં અને હર્ષાશ્રુઓથી ભીંજવી દીધા.

"માતાપિતા ! અમારા તરફથી તમોને જે સુખ મળવું જોઇએ તેને વાસ્તે તમો નિરંતર ઉત્કંઠિત રહેતાં હતાં તોપણ દુર્દૈવને લીધે અમારાથી તે સુખ તમોને આપી શકાયું નથી. સુખ આપી શકાયું નથી એટલુંજ નહિ પરંતુ ભરણપોષણ પણ કરી શકાયું નથી, માટે તે વિષે અમો ક્ષમા માગીએ છીએ. પુત્રોની ઉપર માતાપિતાનો જે ઉપકાર છે તેનો બદલો વાળવા પુત્રોથી સો વર્ષે પણ સમર્થ થઇ શકાતું નથી. તમારી કશી પણ સેવા નહિ બની શકવાને લીધે અમો અમારા જન્મને અને જીવિતને નિષ્ફળજ ગણતા હતા, પરંતુ કંસના ત્રાસથી પરતંત્ર સ્થિતિમાં પડી રહેવાને લીધે કશું પણ કરી શકતા ન હતા."

આ પ્રમાણે બન્ને ભાઇઓએ માતાપિતાની ઘણી ઘણી આશ્વાસના કરી. દેવકીએ તેમને જેમ હર્ષાશ્રુથી તેમ સ્તનમાંથી નિકળવા લાગેલી દૂધની શેડોથી પણ ભીંજવી દીધા. ઘણા કાળ સૂધી નંદના વ્રજમાં રહેલા પોતાના બન્ને પુત્રોને આનંદપૂર્વક ત્યાંથી પોતાને ઘેર તેડી જઇ નવરાવી ધોવરાવી નવાં વસ્ત્રો તથા અલંકારો ધરાવી વસુદેવ તથા દેવકી તેઓના અંગોનું નિરીક્ષણ કરી કરીને રાજી થવા લાગ્યાં.

# પ્રકરણ ૨૭ મું.

## આર્ત્તવચનો. ઉદારતા અને ઉત્તરક્રિયા.

**કંસનું** મરણ થતાં તરતજ ઘણાખરા લોકોથી ખાલી થયેલા એ ભયંકર રંગમંડપમાં રોતી રોતી તથા કૂટતી કૂટતી આવેલી કંસની સ્ત્રીઓ પોતાના પતિના શબને અખાડાની અંદર પડેલું જોઇ તેને ઘેરી વળી કંગાળપણે ઉંચા સ્વરથી વિલાપ કરવા લાગી.

"અરેરે! પ્રાણનાથ! આ શું થયું? ધિક્કાર છે અમોને કે જેઓ તમારી આ દશા જોઇ વિલાપ કરીએ છીએ પણ મરી જતી નથી. હાય! અમો મનમાં રતિની ઇચ્છાવાળી છતાં પણ માન સંબંધી કોપથી વ્યાપ્ત થઇ ધરતીપર પડી લતાઓની પેઠે ચેષ્ટાઓ કરીએ અને આપ અમોને મનાવી શયનમાં લઇ જાઓ એ સમય હવે ક્યાંથી પ્રાપ્ત થાય? જળમાંથી છૂટા પાડેલા કમળ બરોબર આ તમારા મુખને સૂર્ય પોતાની કિરણોથી બાળી નાખે છે એ અમારાથી ખમી શકાતું નથી. સઘળાં રત્નોથી જડેલો અને તમારા મસ્તકને સૂર્યના જેવી પ્રભા આપનારો તમારો મુકુટ ક્યાં ગયો? અરે હાય હાય! હમેશ કુંડલો પહેરવાના અભ્યાસી છતાં કુંડલોથી રહિત થયેલા અને મર્દન પામવાથી ગળામાં લીન થઇ ગયેલા આ તમારા કાન શોભતા નથી. તમે અમારો પરિત્યાગ કરી અનંતકાળ માટેનું પરલોકમાં પ્રયાણ કર્યું તો હવે અમો રાંક અબળાઓ શી રીતે રહી શકશું? પતિવ્રતા સ્ત્રીઓનો પરિત્યાગ કરવો એ કદી પણ યોગ્ય નથી તે છતાં આપ અમારા કયા અપરાધને લીધે આમ રઝળાવી ચાલ્યા જાઓ છો? અહો! કાળ મહા પ્રબળ છે, કે જેણે શત્રુઓના કાળરૂપ તમોને પણ કબજામાં લઇ પોતાનું સમર્થપણું દેખાડી આપ્યું છે. નાથ! પતિવ્રતપણું પાળનારી, દુઃખોના અભ્યાસ વગરની અને તમોએ સર્વદા સુખમાંજ રાખેલી અમો રાંક અબળાઓને વિધવા કરી દુઃખ સાગરમાં ડુબાવી દઇ આપ ક્યાં જતા રહ્યા? તમારી સાથે ક્રીડા અને આનંદમાંજ રહેલી અમો આજ તમારા વગરની થઇ પડી. શું અમો સર્વેએ એકજ જાતનું પાપ કર્યું હશે? નાથ! તમે અનાથના નાથ છો માટે આ અનાથ અબળાઓપર દયા કરો પ્રત્યુત્તર આપો. રુદન કરતી સ્ત્રીઓનો તથા અતિસંતપ્ત

થતા બંધુઓનો ત્યાગ કરી આમ એકાએક જતું રહેવું એ નિર્દયનું કામ છે. તમને અમારા કરતાં પણ સ્વર્ગની વેશ્યાઓ વહાલી લાગી કે શું ? અમારા વિલાપો સાંભળીને કાંઇક દયા કરો. આવડો બધો અમારો શો અપરાધ છે? પુરૂષો પરલોકની યાત્રા વખતે આવડા બધા નિર્દય બની જતા હશે કે પોતાની પતિવ્રતા પત્નીઓ પ્રત્યે પણ નિરપેક્ષ થઇ ચાલી નિકળે છે ? સ્ત્રીઓ જીવતાં સૂધી કૂંવારીજ રહે એ સારૂં છે પણ શૂરપતિની પત્ની થાય એ સારૂં નથી, કારણ કે શૂર પુરૂષો અપ્સરાઓને પ્યારા હોય છે અને અપ્પસરાઓ શૂર પુરૂષોને પ્યારી હોય છે. પ્રતાપી પ્રાણનાથ! તમો જરાસંધને, વરૂણને તથા ઇંદ્રાદિ દેવતાઓને પણ જીતનારા, પ્રતાપથી સઘળા રાજાઓને નમાવનારા અને બાણોથી વાદળાંઓને પણ વશ્ય કરી યથેષ્ટ વરસાદ કરાવનારા છતાં મનુષ્યના હાથથી કેમ મૃત્યુ પામ્યા ? જો આ પ્રમાણે અમારો ત્યાગ કરીને જવાનુંજ હતું તો હું જાઉં છું, એટલા અક્ષરો બોલવામાં તમને શો પરિશ્રમ હતો? મહારાજ ! અમોને આવી રીતે ગુપ્ત પ્રહાર દેવો એ તમને ઉચિત ન હતું. અમો આપના ચરણોમાં મસ્તકો મૂકીને પ્રાર્થના કરીએ છીએ કે આવા દૂર પ્રવાસને છોડી દઇ હવે પાછા વળો.”

આ સમય કંસની મા પણ ધ્રુજતી ધ્રુજતી અને “મારો પુત્ર ક્યાં છે, મારો પુત્ર ક્યાં છે?” એમ અત્યંત રોતી રોતી અખાડામાં આવી. ત્યાં કંસને મરણ પામેલો જોઇ અને વહવારૂઓના વિલાપ સાંભળી કંસના દીન મુખને ખોળામાં લઇ વિલાપ કરવા લાગી કે “પુત્ર! આમ ઉતાવળથી પ્રયાણ કેમ કર્યું? અરેરે! તું આ બિછાના વગરની ખુલ્લી જમીનમાં સૂતો છે એ તને શોભતું નથી. પૂર્વે રાક્ષસોની સભામાં રાવણે પણ કહ્યું હતું કે હું આવો પ્રચંડ શક્તિવાળો અને દેવતાઓને ધ્રુજાવનારો છતાં મને બીજા કોઇથી નહિ પણ ભાયાતથીજ દુર્નિવાર્ય અને ઘોર ભય ઉત્પન્ન થશે હાય ! રાવણને જેમ ભાયાતથીજ ભય ઉત્પન્ન થયો હતો તેમ ભાયાતોમાં લલચાયેલા મારા પુત્રને પણ ભાયાતોના કર્તવ્યથીજ આ દશા પ્રાપ્ત થઇ.” આમ વિલાપ કરતાં કરતાં તેણે પોતાના પતિ ઉગ્રસેનને કહ્યું કે “શુદ્ધ મનવાળા મહારાજ ! અહીં આવો અને વજ્રથી ભેદાયેલા પર્વતની પેઠે પૃથ્વીપર પડેલા આ પુત્રને જુઓ. હવે રાજાને છાજે એવી આ પુત્રની પારલૌકિક ક્રિયા આપણે કરવી જોઇએ, પણ તે શ્રી કૃષ્ણની સંમતિ વિના આપણાથી કરી શકાય એમ રહ્યું નથી. વિજયી પુરૂષોજ રા-

જયના માલેક થાય છે. આપણે તો હવે સાધારણ માણસની પંક્તિમાંજ આવી ગયેલાં છીએ, માટે કંસની રાજરીતિ પ્રમાણે ક્રિયાઓ કરવાને વાસ્તે શ્રી કૃષ્ણની પાસે જઇ વિજ્ઞપ્તિ કરો. મરણ એ વૈરનો છેડો છે. મરી ગયા પછી શત્રુનો કશો પણ અપરાધ ગણવામાં આવતો નથી અને હું ધારૂં છું કે શ્રી કૃષ્ણ પણ હવે કંસને વૈરી ગણશે નહિ." આટલું બોલીને વળી વિલાપ કરવા લાગી કે "પુત્ર! હું તારી મા છું તે છતાં મને કેમ બોલાવતો નથી? પ્રિય જનને રઝળતાં મૂકીને લાંબા પ્રવાસમાં કેમ જતો રહ્યો? તેં દાનમાનાદિકથી સર્વદા રાજી રાખેલી આ સ્ત્રીઓ અને આ તારા નોકરો તારે વાસ્તે રોયા કરે છે, માટે ઉભો થા અને સર્વનું રક્ષણ કર." આવી રીતે અસંત પીડિત થયેલી કંસની સ્ત્રીયો, નોકરો અને કંસની મા રૂદન કરતાં હતાં તેટલામાં સૂર્ય સંધ્યાના રંગથી રક્ત થઇ આથમી ગયો.

પુત્રના શોકથી સંતપ્ત થયેલો અને જાણે ઝેર ચડવાથી વ્યાકુળ થયો તેમ નિસાસા મૂકતો ઉગ્રસેન રાત્રિના સમયમાં શ્રી કૃષ્ણને મળવાને વાસ્તે વસુદેવને ઘેર ગયો. વસુદેવના ઘરમાં યાદવોના મંડળમાં બેઠેલા, કંસને મારી નાખવાનો પશ્ચાત્તાપ જાહેર કરતા અને કંસની સ્ત્રીઓના તથા માતાના વિલાપોની હકીકત સાંભળી કમળ સરખાં નેત્રોમાં અશ્રુઓ લાવતા શ્રી કૃષ્ણ તેના જોવામાં આવ્યા. સર્વ યાદવોના મધ્યમાં કૃષ્ણ બોલતા હતા કે "મેં ક્રોધને વશ્ય થઇ કશા દોષને નહિ ગણકારતાં કેવળ બાળક બુદ્ધિથીજ કંસને મારીને હજારો સ્ત્રીઓને વિધવાપણું આપ્યું છે. પ્રાકૃત જનને પણ સ્ત્રીઓની ઉપર કરૂણા આવે ત્યારે હું જેવાને કેમ ન આવે? સ્ત્રીઓના આર્ત્ત શબ્દથી કાળની છાતી પણ ફાટી પડે. જોકે કંસ દુષ્ટ, પાપી, સજ્જનોને તથા સ્વજનોને ઉદ્વેગ આપનાર અને સઘળા વિદ્વાનોના ધિક્કારનું પાત્ર હતો તેથી કંસને મારવાનો મારો પ્રથમથીજ વિચાર હતો પણ તેની સ્ત્રીઓ ઉપરની તથા તેનાં વૃદ્ધ માબાપો ઉપરની દયા આ સમયમાં મને પસ્તાવો કરાવે છે. જેમ બનવાનું હતું તેમ બન્યું. હવે તમો પણ જે કાંઇ બન્યું છે તે ઠીકજ ધારજો. પાપીનો મૂળચ્છેદ થવોજ જોઇએ. હવે આ સમયમાં જે કાંઈ કર્ત્તવ્ય છે તેને તમો જાણતાજ હશો તોપણ હું તમોને ભલામણ કરૂં છું કે શોકથી પીડાયેલી કંસની સ્ત્રીઓની આશ્વાસના કરો, કંસની માતાને તથા તેના પિતાને ધીરજ આપો અને સઘળા શહેરના લોકોની પણ સાંત્વના કરો."

શ્રી કૃષ્ણ આ પ્રમાણે બોલતા હતા તેટલામાં નમ્ર મુખવાળો, પુત્રના અપરાધોને લીધે ઘણી ઘણી શંકા પામતા અને શંકાઓએ આપેલા સંકોચને લીધે કેટલાએક યાદવોને સાથે લઇને આવેલા ઉગ્રસેને તેમની પાસે જઇ પ્રણામ કરી અશ્રુઓથી ગદ્‌ગદતા ભરેલી, વારંવાર અટકી જતી અને જેના અક્ષરો પણ પૂરેપૂરા સમજવામાં ન આવે એવી દીન વાણીથી વિજ્ઞપ્તિ કરી કે "આપે મારો પુત્ર કે જે આપનો શત્રુ હતો તેને મારીને સ્વધર્મથી કીર્ત્તિ મેળવી છે, પૃથ્વીમાં નામ પ્રખ્યાત કર્યું છે, સજ્જનોમાં મહત્તા સ્થાપી છે, શત્રુઓને શંકિત કર્યા છે, યાદવ વંશનું રક્ષણ કર્યું છે, સ્વજનોને ગર્વિત કર્યા છે અને સામંત રાજાઓની ઉપર પ્રતાપનો પ્રકાશ કર્યો છે. હવે મિત્રો તમારી સેવા કરશે, રાજાઓ તમારો આશ્રય લેશે, સઘળી પ્રજા તમને અનુસરશે, બંદિજનો તમારી સ્તુતિ કરશે અને મંત્રીઓ તમને પ્રણામ કરશે. હાથી, ઘોડા, રથ તથા પ્યાદલ એ ચારે અંગથી સંપૂર્ણ કંસના અતિ બળવાન સૈન્યને હવે તમે કબજામાં લીયો; આપનાં માણસોને મોકલીને કંસના ખજાનાને તથા વસ્ત્રાદિકને સંભાળો, વાહનોને સ્વાધીન કરો, દેશના રક્ષણને વાસ્તે આપના મંત્રીઓને મોકલો અને કંસના નોકર ચાકરોને વાસ્તે યોગ્ય જણાય એવો બંદોબસ્ત કરો. આ રાજ્યની અને યાદવકુળની પરમગતિરૂપ આપ છો અને તેથી મારી એક દીન વિજ્ઞપ્તિ આપે સાંભળવી જોઇએ. મારી વિજ્ઞપ્તિ એજ છે કે તમારા કોપથી બળી ગયેલા પાપી કંસની પ્રેતક્રિયા રાજરીતિ પ્રમાણે થાય એવી આપના તરફથી આજ્ઞા મળવી જોઇએ. કંસની પારલૌકિક ક્રિયા કર્યા પછી હું મારી સ્ત્રીને તથા કંસની સ્ત્રીઓને સાથે લઇ વનમાં જઇ મૃગોની સાથે નિવાસ કરીશ. રાજરીતિ પ્રમાણે કંસના શબને અગ્નિ સંસ્કાર આપી, દાહાંજલિ દઇ તથા તે પછીની ક્રિયાઓ કરીને હું લૌકિક પદ્ધતિ પ્રમાણે પુત્રના ઋણથી મુક્ત થવાની આશા રાખું છું. શ્રી કૃષ્ણ! આ મારી છેલ્લી પ્રાર્થના છે માટે મારા ઉપર કૃપા કરીને મને તે પ્રમાણે કરવાની આજ્ઞા આપો, કે જેથી દુષ્ટ કંસ પણ ઉત્તરક્રિયાને પામીને સદ્‌ગતિનો અધિકારી થાય અને મારા મનનું પણ સમાધાન થાય."

"મહારાજ! તાત! જે કાંઇ ભવિષ્ય હતું તે બન્યું પણ તમે આવડા બધા ઓશીયાળા થઇને બોલો છો તેથી મારા મનમાં ખેદ થાય છે. હું રાજા નથી. અને મારે રાજ્યનું કશું પ્રયોજન પણ નથી. મેં રાજ્યની લાલચથી

તમારા પુત્રને માર્યો નથી, પરંતુ તે દુષ્ટ હતો અને યદુકુલમાં કલંકરૂપ હતો તેથીજ લોકોના હિતને વાસ્તે તેને માર્યો છે. તમે મારા પૂજ્ય છો, યાદવોમાં અગ્રણી છો અને પ્રથમથીજ આ રાજ્યના માલેક છો માટે વિજયને વાસ્તે અને ન્યાયની પદ્ધતિ પ્રમાણે તમારો પોતાનોજ ફરીવાર અભિષેક કરાવો અને ઈચ્છા પ્રમાણે રાજ રીતિથી કંસનો પ્રેતસંસ્કાર કરાવો. આપ કુલીન તથા શાસ્ત્રજ્ઞ છતાં કંસને મારનાર હું છું એમ સમજો છો પણ દૈવના અથવા કાળના અતુલ્લંઘ્યપણાપર દૃષ્ટિ દેતા નથી એ ખેદની વાત છે. સ્થાવર તથા જંગમ પ્રાણીઓ કોઇનાં માર્યાં મરતાં નથી પણ પોતપોતાનાં પૂર્વ જન્મનાં કર્મોથીજ મરે છે. શાસ્ત્રોના અભ્યાસી, ધનવાળા, ઉદાર, રૂપાળા, બ્રાહ્મણોને માનનારા, નીતિવાળા, દીનજનોની ઉપર દયા કરનારા, લોકપાળ દેવતાઓના જેવી મહત્તા વાળા, ઇંદ્ર જેવા પરાક્રમી, સર્વ પ્રકારોને જાણનારા, ક્ષત્રીય ધર્મને પાળનારા, જિતેંદ્રિય અને પ્રજાનું પાલન કરવામાં તત્પર રહેનારા મોટા મોટા રાજાઓ પણ દૈવથી અથવા કાળથીજ મરણ પામ્યા છે. પોતે જે કાંઈ શુભ કે અશુભ કર્મ કર્યું હોય તેનું ફળ સમય પ્રાપ્ત થતાં સર્વ પ્રાણીઓએ ભોગવવુંજ પડે છે. લોકો માયાથી મોહ પામીને બીજાઓને સુખ દુઃખોનાં કારણ રૂપ સમજે છે, પણ વાસ્તવિક વિચાર કરતાં કર્મજ ખરૂં કારણ છે એમ સિદ્ધ થાય છે. કાળે પ્રેરેલાં પૂર્વ જન્મનાં કર્મથીજ કંસ મરણ પામ્યો છે તેમાં હું કારણ નથી પણ કાળ અને કર્મજ કારણ છે. સઘળું જગત કાળથીજ મરણ પામે છે અને પાછું કાળથીજ જન્મે છે. સઘળાં પ્રાણીઓ કોઇને આધીન નથી પણ કાળનેજ આધીન છે. મહારાજ ઉગ્રસેન ! તમે લૌકિક દૃષ્ટિથી જોશો તોપણ તમારો પુત્ર પોતાનાજ દોષથી મરણ પામ્યો છે એમ ધ્યાનમાં આવશે; અથવા આપ મનેજ કંસનો મારનાર સમજતા હો અને કાળને, કુલીનપણાને તથા સદાચારને અનુસરીને મારી પાસે આવ્યા હો તોપણ હું ખુલ્લી રીતે બીજીવાર કહી દઉં છું કે મારે રાજ્યનું પ્રયોજન નથી અને આપજ રાજ્યના માલેક છો. આપ મને સેંકડોવાર કહેશો તોપણ મારી આ પ્રતિજ્ઞા પૂર્વક એકજ વાત છે. જો મને રાજી રાખવો હોય તો મારૂં વચન માનીને રાજ્યને તમારા તંત્રમાં લીયો. કદાચ આપ લૌકિક પદ્ધતિ પ્રમાણે "જેણે વિજય મેળવ્યો હોય તેજ રાજા થાય" એમ સમજતા હો તોપણ હું મારૂં રાજ્ય આપનેજ આપી દઉં છું."

સભાના મધ્યમાં શ્રી કૃષ્ણનાં એ પ્રમાણે વચનો સાંભળી ઉગ્રસેન નિરૂત્તર થઇ ગયા અને શરમને લીધે મોહોડું નીચું કરીને ઉભા રહ્યા. શ્રી કૃષ્ણે પોતાના હાથથી તેમનો અભિષેક કરીને તેમનાં મસ્તકપર મુકુટ ધરી દીધો; અને એવી રીતે અભિષેકની સંક્ષિપ્ત ક્રિયા થયા પછી શ્રી કૃષ્ણની આજ્ઞાથી સઘળા મુખ્ય મુખ્ય યાદવો શહેરના માર્ગમાં ઉગ્રસેનની પછવાડે ચાલીને તેમને કંસના દરબારમાં દાખલ કરી આવ્યા.

રાત્રિ નિવૃત્ત થતાં અને સૂર્યનો ઉદય થતાં સઘળા યાદવો ઉગ્રસેનની સાથે મળીને કંસનો પશ્ચિમ સંસ્કાર કરવા લાગ્યા. કંસના શબને રાજકીય રીતે શણગારી પાલખીમાં બેસાડી યમુનાના કિનારાપર લઇ જઇને શાસ્ત્ર રીતિ પ્રમાણે અગ્નિ સંસ્કાર આપ્યો અને તે પ્રમાણેજ તેના ભાઇઓનીપણ યથાયોગ્ય ક્રિયા કરી. આ સંસ્કાર આપવામાં શ્રી કૃષ્ણ પણ સઘળા યાદવોની સાથે રહ્યા. સઘળા યાદવોએ પ્રેતેભ્યોऽक्षयमस्तु એમ વારંવાર બોલીને દાહાંજલિઓ આપી અને દાહ ક્રિયા સમાપ્ત થતાં ઉગ્રસેનને અગ્રણી કરી તે સઘળાઓ મથુરામાં આવ્યા. ઉગ્રસેને કંસના ઉદ્દેશથી બ્રાહ્મણોને મોટાં મોટાં ગામોનાં, ગાયોનાં, રત્નોનાં તથા વસ્ત્રો વગેરેનાં દાનો આપ્યાં અને શ્રી કૃષ્ણે પણ કંસના ઉદ્દેશથી ઘણી ઘણી સોના મોહોરોનાં દાન આપ્યાં.

---

# પ્રકરણ ૨૮ મું.

## અપૂર્વ ગુરૂ દક્ષિણા.

## અને

## આશ્વાસન.

**કંસની** ઉત્તર ક્રિયાઓ સમાપ્ત થયા પછી શ્રી કૃષ્ણની સૂચના પ્રમાણે મહારાજ ઉગ્રસેને રાજ્ય રક્ષણના ઉત્તમ ઉત્તમ બંદોબસ્ત કરવા માંડ્યા. જે જે યાદવો પ્રથમ કંસની બીકથી મથુરાને છોડી દઇ વિદેશોમાં જઇ રહ્યા હતા તેઓને પાછા બોલાવી ધન વગેરેથી તૃપ્ત કરી સહુ સહુનાં ઘરોમાં રાખ્યા અને સામંત રાજાઓને યોગ્ય આશ્વાસનાઓ આપી. શ્રી કૃષ્ણ તથા બલભદ્રના હાથ નીચે ઉત્તમ રક્ષણ પામતા, સઘળા સંતાપોથી રહિત થયેલા અને શ્રી કૃષ્ણના મુખારવિંદના દર્શનને સર્વથી શ્રેષ્ઠ લાભ ગણતા યાદવો પરમ આનંદથી રહેવા લાગ્યા અને યાદવોમાં જેઓ અતિ વૃદ્ધ હતા તેઓ પણ બલવત્તર તથા તેજસ્વી થઇ જવાથી જુવાનો જેવા દેખાવા લાગ્યા. આ પ્રમાણે સર્વ સ્થળેશાંતિ ફેલાતાં નંદરાય કે જેઓ વસુદેવ, બલભદ્ર અને શ્રી કૃષ્ણના અત્યાગ્રહથી અત્યાર સૂધી મથુરામાંજ સર્વ ગોવાળો સહિત રોકાયેલા હતા તેમણે વ્રજમાં જવાની રજા માગતાં સર્વ ગોવાળોને ધન અને કિંમતી પોશાકો વગેરેથી તૃપ્ત કરી વિદાય કરવાની તૈયારી વખતે શ્રી કૃષ્ણે તથા બલભદ્રે નંદરાયની પાસે આવી કહ્યું કે "પિતાજી નંદરાય આપે તથા અમારાં માતાજી યશોદાએ પરમ સ્નેહથી અમારૂં જે પોષણ તથા પાલન કરેલું છે તેનો બદલો અમારાથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. માબાપને પુત્રો ઉપર પોતાના શરીર કરતાં પણ અધિક પ્રીતિ હોય એ સ્વાભાવિક છે. પોષણમાં તથા રક્ષણમાં અશક્ત થયેલાં બંધુઓએ છોડી દીધેલાં બાળકોને જેઓ પોતાનાં બાળકોની પેઠે ઉછેરે તેઓજ ખરાં માતાપિતા કહેવાય છે. હવે તમો સુખેથી વ્રજમાં પધારો. અમારાં માતાજીને અમારા પ્રણામ કહેશો અને તેમને ધીરજ આપી અમારા વિરહનો જરા પણ સંતાપ નહિ થવા દેશો. અમો પણ અહીં જ્ઞાતિના સુખને વાસ્તે જે કાંઇ બંદોબસ્ત કરવાના બાકી છે તે કરીને એકવાર તમારી પાસે આવી જશું."

શ્રી કૃષ્ણ અને બલભદ્રના આ પ્રમાણે બોલી રહેવા પછી વસુદેવે પણ પોતાના સંકટના સમયમાં રોહિણીના તથા પુત્રોના રક્ષણ બાબત અને અખંડ રીતે મૈત્રી નિભાવવા બાબત નંદરાયનો મોટો ઉપકાર માન્યો અને રોહિણીને હવે મથુરામાં મોકલી આપવાની ભલામણ કરી. છૂટા પડતી વખતે નંદરાય અને સઘળા ગોવાળો તેમજ શ્રી કૃષ્ણ, બલભદ્ર અને વસુદેવનાં નેત્રોમાંથી આંસુઓ ચાલવા લાગ્યાં.

સર્વ ગોવાળો સહિત નંદરાય મથુરાથી ચાલી વ્રજમાં આવ્યા અને ત્યાં સર્વ લોકોને મથુરામાં બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. યશોદા તો તે સાંભળી નંદ તરફથી ઘણાં ઘણાં બોધ વાક્યો કહેવામાં આવતાં છતાં પણ પુત્રોના વિયોગથી વ્યાકુળ રહેવા લાગ્યાં, ગોપીઓ અંતઃકરણોથી રહિતજ થઇ ગઇ હોય એવી દેખાવા લાગી અને સર્વજનો એ પરમાત્માનાં બાલચરિત્રોનું સ્મરણ કરી કરીનેજ દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. નંદરાયે પોતાની સાથે આવેલા રથમાં બેસાડી રોહિણીને પૂરતા બંદોબસ્તથી મથુરામાં વસુદેવને ઘેર મોકલી દીધાં.

રોહિણી મથુરામાં આવવા પછી વસુદેવે ગુરૂ ગર્ગાચાર્ય વગેરે બ્રાહ્મણોને બોલાવી શાસ્ત્ર રીતિ પ્રમાણે બલભદ્ર તથા શ્રી કૃષ્ણનો ઉપનયન સંસ્કાર કર્યો અને તે વખત બ્રાહ્મણોને શણગારેલી દૂઝણી દશ હજાર ગાયોનાં દક્ષિણાઓ સહિત દાન આપ્યાં, કે જેનો સંકલ્પ શ્રી કૃષ્ણના જન્મ વખતેજ પોતે કર્યો હતો. ઉપનયન સંસ્કાર થયા પછી તે બન્ને ભાઈઓ બ્રહ્મચર્ય પાળી વિદ્યાઓનો વિશેષ અભ્યાસ કરવાની ઇચ્છાથી એક કાશી દેશમાં જન્મેલા પણ પાછળથી ઉજ્જેણમાં આવી રહેલા સાંદીપિની નામના પ્રખ્યાત વિદ્વાન બ્રાહ્મણની પાસે જઇ ત્યાં વિદ્યાભ્યાસ કરવા લાગ્યા અને ગુરૂને દેવસમાન ગણી તેની સેવા કરવા લાગ્યા. બુદ્ધિમાનપણાથી અને સેવાથી સંતુષ્ટ થયેલા સાંદીપિનીએ તેઓને સાંગોપાંગ ચારે વેદોનો, ઉપવેદોનો, ધર્મશાસ્ત્રોનો, તર્ક વિદ્યાનો, મીમાંસા આદી શાસ્ત્રોનો અને રાજનીતિનો સંપૂર્ણ ઉપદેશ આપ્યો. સઘળી વિદ્યાઓના પ્રવર્તક અને સર્વજ્ઞ છતાં પણ શાસ્ત્ર પદ્ધતિને અનુસરવાને વાસ્તે ગુરૂને ઘેર રહેલા એ બન્ને ભાઇઓ ગુરૂના એકવાર કહેવા માત્રથીજ સઘળું શીખી ગયા અને ચોસઠ દીવસમાં ચોસઠ કળાઓમાં પણ પ્રવીણ થઇ ગયા.

વિદ્યાભ્યાસ પૂર્ણ થઇ રહ્યા પછી તેઓએ ગુરૂને ગુરૂદક્ષિણા માગવાનું

કહેતાં તેમનું અદ્દભુત સામર્થ્ય જોઇ પોતાની સ્ત્રીની સાથે વિચાર કરીને સાંદીપિનીએ પૂર્વે પ્રભાસમાં સમુદ્રની અંદર પડી જવાથી મરણ પામેલા પોતાના પૂત્રને લાવી આપવાની માગણી કરી. શ્રી કૃષ્ણે તથા બલભદ્રે ગુરૂની આજ્ઞાને માથે ચડાવી રથમાં બેસી પ્રભાસમાં જઇ સમુદ્રમાં પ્રવેશ કરી તેમાંથી એક મોટો પાંચ જન્ય નામનો શંખ તથા કેટલાંએક ઉત્તમ રત્નો લઈ ત્યાંથી યમપુરીમાં ગયા અને યમરાજાની પાસેથી એનોએ અને એવોને એવો પુત્ર લઇ આવીને રત્નોની સાથે સાંદીપિનીના હાથમાં આપ્યો. એઓના અશક્ય તથા અચિંત્ય મહિમાને જોઇ ગુરૂને તથા બીજાં સઘળાં માણસોને મોટો વિસ્મય થયો. એઓએ "હજુ પણ કંઇ વિશેષ માગવાનું હોય તો જણાવો." એમ કહેતાં ગુરૂ સાંદીપિની બોલ્યા કે "તમોએ મને સંપૂર્ણ અને અપૂર્વ ગુરૂદક્ષિણા આપી છે. તમારા સરખા સમર્થ શિષ્યોના ગુરૂનો કયો મનોરથ પૂર્ણ થયા વિના રહે? તમારી વિદ્યા સફળ થાઓ અને જગતમાં કીર્ત્તિ વૃદ્ધિને પામો. પુત્રો સુખેથી ઘેર જાઓ."

આ પ્રમાણે ગુરૂએ આનંદ અને સંતોષપૂર્વક રજા આપતાં બન્ને ભાઇઓ પવન જેવા વેગવાળા રથમાં બેસીને મથુરામાં આવ્યા. ઉગ્રસેન આદિ સઘળા યાદવોએ મોટી ધામધૂમથી તેમનું સામૈયું કર્યું. સઘળી નગરીમાં આનંદ વર્ત્તી રહ્યો અને સઘળા યાદવો બોલવા લાગ્યા કે "શ્રી કૃષ્ણ અને બલભદ્રના પધારવાથી હવે સર્વ લોકો નિર્ભય રહી પુત્ર પરિવારો સહિત આનંદ ભોગવો." શણગારેલી મથુરામાં શ્રી કૃષ્ણ તથા બલભદ્ર પધારતાં કોઈ પણ માણસ દીન કે મલિન રહ્યો નહિ, પવનો સુખકારી વાવા લાગ્યા, દિશાઓ નિર્મળ રહેવા લાગી અને પક્ષીઓ મનોહર શબ્દો કરવા લાગ્યાં; દેવમંદીરોમાં મહા પૂજાઓ ભરવામાં આવી અને પૂર્વે સત્યયુગમાં જે જે ચિન્હો દેખાતાં હતાં તે સઘળાં દેખાવા લાગ્યાં. અદ્દભુત સવારીથી શહેરમાં પધારી ઘેર જઇ માતા પિતાને પ્રણામ કરી બન્ને ભાઇઓ પ્રથમથીજ પોતાને વાસ્તે ગોઠવી રાખવામાં આવેલા જૂદા દરબારમાં ગયા. ત્યાં જઇ રહી આયુધો અને નોકર ચાકર વગેરેની વ્યવસ્થાઓ કરી પ્રજાના કલ્યાણની યોગ્ય ગોઠવણો કરવા લાગ્યા, સુંદર બગીચાઓમાં ફરવા લાગ્યા, ઉત્તમ ઉત્તમ વાહનોપર બેસવા લાગ્યા, સર્વ યાદવોને આનંદ આપવા લાગ્યા અને ઉગ્રસેનનાજ અનુચર થઇને રહ્યા.

થોડા દિવસમાં પોતાના પુત્રોએ ગુરૂના મરણ પામેલા પુત્રને યમપુરીમાંથી

જીવતો લાવી આપ્યો હતો એ વાત દેવકીના સાંભળવામાં આવતાં કંસે મારી નાખેલા પોતાના છ પુત્રોનું સ્મરણ થવાથી વિહ્‌વળ અને અશ્રુઓની ધારાઓથી વ્યાપ્ત થઈ તેણે શ્રી કૃષ્ણ અને બલભદ્રને પોતાના મરણ પામેલા છ પુત્રો લાવી આપવાની વિજ્ઞપ્તિ કરી. તરતજ બન્ને ભાઇઓ યોગમાયાના પ્રભાવથી સુતલ નામના પાતાળમાં પેસી બળિરાજાની પાસે ગયા, બળિરાજાએ તેઓનું ઘણી ઘણી રીતે આરાધન કરી ચરણામૃત લઇ અને "શી આજ્ઞા છે?" એમ પ્રાર્થના કરતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "જે છ દેવતા સ્વાયંભુવ મન્વંતરમાં મરીચિના પુત્ર હતા તેઓ બ્રહ્માના શાપથી પ્રથમ જન્મમાં હરિણ્યકશિપુના પુત્ર થયા હતા અને બીજા જન્મમાં અમારી માતા દેવકીના ઉદરથી જન્મ્યા હતા અને જન્મતી,વખતેજ કંસના હાથથી વધને પામ્યા હતા તેઓ હાલ તમારી પાસે રહેલા છે, તેઓને માટે અમારી માતા બહુજ શોક કરે છે, જેથી તેઓને અહીંથી લઇ જવાને વાસ્તે અમો અહીં આવેલા છીએ. એઓ અમારી સાથે ભૂલોકમાં આવી અમારી માતાનું સ્તનપાન કરી શાપથી મુક્ત થઇને પાછા દેવલોકમાં જશે." ઇશ્વરની આજ્ઞાનુસાર બળિરાજાએ એ છએ જણને સોંપી દેતાં શ્રી કૃષ્ણે તથા બલભદ્રે પાછા મથુરામાં આવીને તેઓને દેવકીના હાથમાં આપ્યા. એઓને જોઇ સ્તનોમાંથી ધાવણનો સ્રાવ થવા લાગતાં દેવકીએ તેઓનું આલિંગન કરીને ધવરાવ્યા. ધવરાવતાંજ તેઓ દિવ્યસ્વરૂપવાળા બન્યા અને શ્રી કૃષ્ણ, બલભદ્ર, દેવકી તથા વસુદેવને પ્રણામ કરી સ્વર્ગ લોકમાં ગયા.

દેવકીનો મનોરથ પૂર્ણ કર્યા પછી શ્રી કૃષ્ણ મથુરામાં રહેવા લાગ્યા. ઉગ્રસેન તેમની સલાહથીજ સઘળાં રાજકીય કૃત્યો કરતા હતા અને શ્રી કૃષ્ણ પોતાનાં સર્વ કાર્યોમાં પોતાના કાકા દેવભાગના પુત્ર ઉદ્ધવની સલાહ લેતા હતા. ઉદ્ધવ મહા વિદ્વાન તથા વિચક્ષણ હતા તેથી શ્રી કૃષ્ણ તેમને મંત્રી તરીકેજ નહિ પણ મિત્ર તરીકે પણ માનતા હતા, જેથી વ્રજવાસીઓના પરમ સ્નેહનું અખંડ સ્મરણ રહ્યા કરતાં એક દિવસે તેણે એકાંતમાં ઉદ્ધવનો હાથ પકડી કહ્યું કે "ઉદ્ધવ! તમે વ્રજમાં જઇ અમારા સમાચારથી અમારાં માતાપિતા યશોદા તથા નંદરાયજીને રાજી કરી આવો અને ગોપીઓના મનમાં મારા વિયોગનો મોટો સંતાપ વર્ત્યા કરે છે તેને મારા સંદેશાઓથી શાંત કરી આવો."

શ્રી કૃષ્ણનાં વચન સાંભળી ઉદ્ધવ રથમાં બેસી મથુરાથી ચાલી નિકળ્યા અને છેક સાયંકાળે વ્રજમાં પહોંચ્યા. આ વખતે વ્રજમાં કેટલાએક ખૂંટો ગર્જનાઓ કરતા હતા, ગાયો આઉઓના ભારથી નહિ દોડી શકાતાં છતાં પણ વાછડાંઓ તરફ વેગથી દોડી રહી હતી, સુંદર વર્ણવાળાં વાછડાંઓ ચારે બાજુ કૂદી રહ્યાં હતાં, ગાયો દોહોવાના ધમકારા તથા વાંસળીઓના શબ્દો ચોતરફ વ્યાપી રહ્યા હતા, શ્રી કૃષ્ણનાં તથા બલભદ્રનાં ચરિત્રોને ગાયા કરતી ગોપીઓના મધુર ધ્વનિઓ સાંભળવામાં આવતા હતા, અગ્નિ, ગાયો તથા દેવતાઓ વગેરેનાં પૂજનો ધામધૂમથી થતાં હતાં અને ધૂપદીપ આદિના સુગંધો ફેલાઇ રહ્યા હતા. ગાયોની ખરીઓની રજથી ઢંકાઇ ગયેલા રથવાળા ઉદ્ધવ નંદરાયના મકાનપર પહોંચતાં તેમને ઘણા સત્કાર પૂર્વક અંદર લઇ જવામાં આવ્યા. દૂધપાક જમાડી અને સુંદર શયનપર સુવાડી નંદના માણસોએ તેમની પગચંપી કરવા માંડી અને નંદ પોતે પણ તેમની પાસે બેસી વાતો કરવા લાગ્યા.

"મહાશય ઉદ્ધવજી! અમારા મિત્ર વસુદેવજી, અને તેમના પુત્રો મથુરામાં ખુશી છે? શ્રી કૃષ્ણ તથા બલભદ્ર કંસને મારી મોટો અધિકાર પામ્યા છે તેથી અમો રાજી થઇએ છીએ. શ્રી કૃષ્ણ એમની માને, મને, મિત્રતાથી રહેલા ગોવાળીયાઓને, વ્રજને, ગાયોને, ગોવર્દ્ધનને અને વૃંદાવનને કોઇ વખતે સંભારે છે? અમોને રાજી કરવાને વાસ્તે શ્રી કૃષ્ણ કોઇ વખતે અહીં આવશે? અમો તો ઘરધંધાની લોતાડમાં પડેલા હોવાને લીધે મથુરામાં ક્યાંથી આવી શકીએ? શ્રી કૃષ્ણ જો અમારી ઉપર કૃપા કરીને કોઇ દિવસ અહીં પધારે તોજ અમોને તેમના મુખારવિંદનું દર્શન પ્રાપ્ત થાય. શ્રી કૃષ્ણે ઘણાં ઘણાં સંકટોમાંથી વ્રજને ઉગાર્યું છે તે વાતને, તેમની લીલાઓને, તેમના મંદહાસ્યને તથા તેમનાં ભાષણોને સંભારીયે છીએ તે વખતે અમારી સઘળી ક્રિયાઓ શિથિલ થઇ જાય છે અને જે જે પ્રદેશોમાં તેમણે વિહાર કરેલા છે તે તે પ્રદેશોને જોતાં તો અમારાં અંતઃકરણો તન્મયજ બની જાય છે."

આ પ્રમાણે બોલતાં બોલતાં નંદરાય પ્રેમથી વિહ્વળ થઈ અતિ ઉત્કંઠાથી રોઈ પડ્યા. યશોદા પણ તે વાતો સાંભળી ધાવણ ચડી આવવાથી વ્યાકુળ થઈને આંસુની ધારાઓ ચલાવવા લાગ્યાં. શ્રી કૃષ્ણ ઉપર એઓના પ્રેમને જોઈ ગદ્દગદ કંઠ થઈ ગયેલા ઉદ્ધવે શ્રી કૃષ્ણના સંદેશા સંભળાવીને તેઓને

રાજી કર્યા તથા કેટલાંએક બોધ વચનોથી પણ શાંત કર્યાં. આખી રાત વાતો કરતાં કરતાંજ વ્યતીત થઈ જતાં ઉદ્ધવ વહેલા વહેલા યમુનામાં સ્નાન કરવા માટે ગયા.

પ્રભાત થતાં ગોપીઓ પોતપોતાનાં ઘરોમાં દીવાઓ કરી ઘરોનાં પૂજનો કરી દધિમંથનો કરવા લાગી અને શ્રી કૃષ્ણનાં બાલચરિત્રનાં ગીતો ગાવા લાગી. દધિમંથનનો, ગોપીઓનાં કંકણોનો અને તેણીઓનાં ગીતોનો શબ્દ સઘળી દિશાઓમાં સંભળાવા લાગ્યો. સૂર્યનો ઉદય થતાં નંદરાયના દ્વાર આગળ અતિ ઉત્તમ રથ જોવામાં આવવાથી ગોપીઓ પરસ્પર "આ રથ કોનો હશે! કંસના અર્થને સાધનારો અક્રૂર કે જે શ્રી કૃષ્ણને મથુરામાં લઇ ગયો છે તે પાછો આપણાં પ્રાણ લેવાને અહીં આવ્યો હશે કે શું?" ઇત્યાદી વચનો બોલતી હતી તેટલામાં યમુનાસ્નાન કરીને નંદને ઘેર આવતા ઉદ્ધવ તેણીઓના જોવામાં આવ્યા. એમને શ્રી કૃષ્ણના જેવા વેષથી શ્રી કૃષ્ણના સેવક અને તેમનો સંદેશો લઈ આવેલા ધારી સઘળી ગોપીઓ ઘેરી વળીને એકાંતમાં તેડી ગઈ અને સુંદર આસનપર બેસાડી બોલવા ચાલવા ઉપર તેમને સંદેશો લઈ આવેલા જાણી તેમનો અતિ આદરસત્કાર કરવા લાગી.

શ્રી કૃષ્ણે પોતાનાં માબાપનેજ રાજી કરવાને તમને અહીં મોકલેલા હોવા જોઇએ. કારણ કે તે વ્રજમાં બીજાં કોઇને તો યાદ પણ કરે તેમ નથી. બીજાં માણસોની સાથે જે મૈત્રી કરવામાં આવેલી હોય છે તે તો સ્વાર્થ સિદ્ધ થવા સુધીનીજ હોય છે. જેમ ગણિકાઓ નિર્ધન પુરૂષને, પ્રજાઓ અશક્ત રાજાને, ભણી રહેલા શિષ્યો આચાર્યને, પક્ષીઓ ફળ વગરના વૃક્ષને, તૃપ્ત થયેલા અતિથિઓ ગૃહસ્થના ઘરને અને મૃગો બળી ગયેલા જંગલને ભોગવી છોડી દેછે તેમ જાર પુરૂષો રૂચિ પામેલી પરાઇ સ્ત્રીઓને ભોગવીને છોડી દે છે."

ગોપીઓ આ પ્રમાણે બોલતી હતી એટલામાં એક ભ્રમર ગુંજાર કરતો ત્યાં જોવામાં આવવાથી તેણીઓ ઉદ્ધવના ઉદ્દેશથી ભ્રમરને કહેવા લાગી કે "અરે, કપટીના મિત્ર ભ્રમર! અમારી શોક્યોનાં કુચોથી મર્દન પામેલી શ્રી કૃષ્ણની વનમાળામાં લાગી રહેલાં તેઓના કુચકુંકુમોથી ખરડાયેલી મુંછો વતે અમારો સ્પર્શ નહિ કર. શ્રી કૃષ્ણ હવે ભલે માનવતી થયેલી મથુરાનીજ સ્ત્રીઓને મનાવ્યા કરે અને યાદવોની સભામાં ઉપહાસનું પાત્ર થયા કરે. તું

જેમ પુષ્પોને ભોગવીને છોડી દે છે તેમ અમોને ભોગવીને છોડી દેનારનો વિશ્વાસ લક્ષ્મીજીને શી રીતે આવતો હશે ? લક્ષ્મીજીનું ચિત્ત પણ અમારાં ચિત્તોની પેઠે શ્રી કૃષ્ણનાં ઠગાઈ ભરેલાં ભાષણોથી હરાઈ ગયેલું હોવું જોઈએ, અમો કે જેઓ ઘરબાર વગરની અને ગામડામાં રહેનારી છીએ તેની પાસે તું હવે શ્રી કૃષ્ણ તરફના સંદેશા શા માટે કહેછે ? હવે તો મથુરાની સ્ત્રીઓની પાસેજ તેમના સંદેશા કહેજે અને શ્રી કૃષ્ણે જ્વર રહિત કરેલી તે સ્ત્રીઓની પાસેથી ઇનામ મેળવજે. અમોએ તો તેમને ઘણા દહાડા થયા પૂરેપૂરા જોઇ લીધા છે. શ્રી કૃષ્ણ ઠગ છે અને જ્યાં જાય ત્યાં પોતાની મરજી પ્રમાણે જોઇએ તેને ભોળવી શકે તેમ છે તેથી તેમને અમારો કશો ઉપયોગ નજ હોય એ સ્વાભાવિક છે તો પણ તું અહીંથી જઇને તેમને એટલું કહેજે કે ખરૂં મહાશયપણું દીન ઉપર દયા કરવાથીજ ગણાય છે. તું અમારાં ચરણોમાં માથું મૂકવું રહેવા દે. તું પણ શ્રી કૃષ્ણની પાસેથી કાલાવાલા શીખી દૂત થઇને આવ્યો છે એ અમે જાણીએ છીએ. ઘરબાર વગેરેનાં સુખો તથા પરલોકના સુખોની સ્પૃહાને પણ છોડી દઇ અમો કેવળ તેમની સેવામાંજ લાગી હતી તે છતાં કૃતઘ્ન થઇને તેમણે અમારો પરિત્યાગ કર્યો તો હવે તેની સાથે સ્નેહ બાંધવાથી શો લાભ છે ? જો કે હવે અમોને એમનો વિશ્વાસ કદી આવે એમ નથી અને તેથી અમારે તેમના સંબંધી વાતચિત કરવી પણ છોડી દેવી યોગ્ય છે, પણ શું કરીએ ? એમની વાતોનો પ્રસંગજ એવો મોહ પમાડનારો છે કે યત્ન કર્યા છતાં પણ મન હાથ રહેતું નથી. જેમ મૃગલીઓ પારાધીના નાદમાં મોહ પામીને અંતે ખરાબજ થાય છે તેમ અમો પણ શ્રી કૃષ્ણના નાદમાં મોહ પામીને ખરાબ થયેલી છીએ. અરે ! હવે વાતો છોડી દઇને બીજી વાતો કરીએ. શ્રી કૃષ્ણ હાલ મથુરામાં ખુશી છે ? માબાપને અને મિત્રોને સંભારે છે ? કોઈ વખતે આ દાસીઓને વાતચિતના પ્રસંગમાં પણ યાદ કરે છે ? શ્રી કૃષ્ણ અગરના જેવું સુગંધવાળું પોતાનું હસ્તકમળ અમારાં અંગોપર ક્યારે ધરશે ?"

ગોપીઓની પરમ પ્રેમ ભક્તિ જોઇ તેઓને કૃતાર્થ માનતા અને તેઓનાં દર્શનથી પોતાને પણ કૃતાર્થ માનતા ઉદ્ધવ બોલ્યા કે ! "ગોપીઓ ! હું શ્રી કૃષ્ણના જે સંદેશા લઇને આવ્યો છું તે તમે સાંભળો. શ્રી કૃષ્ણે કહ્યું છે કે હું આકાશની પેઠે સર્વ પદાર્થોમાં વ્યાપક છું અને જે તમારો આત્મા છે તે

પણ હું છું, તેથી આપણા વચ્ચે કદી પણ વિયોગ થયાનું સમજવું નહિ. લૌકિક દૃષ્ટિથી વિચાર કરો તો પણ હું તમારા હિતને વાસ્તેજ તમારાથી દૂર રહ્યો છું. સ્ત્રીઓનું ચિત્ત દૂર રહેલા પ્રિયમાં જેવું લાગી રહે છે તેવું પાસે રહેલામાં લાગતું નથી એ સ્વાભાવિક છે અને ખરૂં કલ્યાણ મારામાં ચિત્ત રહેવાથીજ થાય છે."

"ઉદ્ધવજી ! શ્રી કૃષ્ણે તમારી સાથે કહેવરાવેલી આ જ્ઞાનની વાતો અમને ગમતી નથી. અમોએ જેમનું ઘણું ઘણું આરાધન કર્યું હતું એવા શ્રી કૃષ્ણ શહેરની સ્ત્રીઓનું કેવુંક આરાધન કરે છે? રતિના ચમત્કારોમાં મહા પંડિત એ નંદના પુત્ર શહેરની વિચક્ષણ સ્ત્રીઓના વિલાસોથી બંધાયા વગર કેમજ રહે? શહેરની સ્ત્રીઓની મંડળીમાં તે કોઇ પ્રસંગે અમારી વાત કહાડે છે? કોઈ દિવસે પણ તેઓ અહીં પધારી અમારા સંતાપને શાંત કરશે? એમના શત્રુઓ નષ્ટ થયા, રાજ્ય મળ્યું અને રાજાઓની કન્યાઓ પણ મળશે માટે હવે તો અહીં શા માટે આવે? જ્યાં સૂધી નિરાધાર હતાં ત્યાં સૂધી અહીં રહ્યા હતા. એ તો લક્ષ્મીના પતિ છે અને પૂર્ણકામ છે એમને આપણનું તથા બીજી ઉત્તમ સ્ત્રીઓનું પણ શું પ્રયોજન છે? જેવું આશા છોડી દેવામાં સુખ છે તેવું આશા રાખવામાં નથી એમ જાણીએ છીએ તોપણ આપણને એમની આશા મટતી નથી. ઉદ્ધવજી! શ્રી કૃષ્ણ જે જે પ્રદેશોમાં ફર્યા હતા તે તે પ્રદેશો, ગાયો અને વેણુનાદો અમોને વારંવાર એમનું સ્મરણ આપ્યા કરે છે. એમના વિલાસોથી અને મધુર વાણીથી અમારાં ચિત્તો હરાઇ ગયાં છે તેથી અમો એમનું વિસ્મરણ કરી શકતી નથી."

આ પ્રમાણે બોલતી ગોપીઓને શ્રી કૃષ્ણના સંદેશાઓથી શાંત કરી અને તેઓએ કરેલા સત્કારનો સ્વીકાર કરી ઉદ્ધવ નંદરાયને ઘેર આવ્યા. ભોજન કર્યા પછી નંદરાયની સાથે શ્રી કૃષ્ણની તથા બલભદ્રની વાતો કરવાથીજ દિવસને વ્યતીત કર્યો. આવી રીતે નંદ યશોદા તથા ગોપીઓના સંતાપને શાંત કરવા માટે ઉદ્ધવ કેટલાક મહિના સૂધી વ્રજમાંજ રહ્યા. જ્યાં સૂધી એ વ્રજમાં રહ્યા ત્યાં સૂધી વ્રજવાસીઓને સઘળા દિવસો એક ક્ષણ જેવાજ જણાયા. ઘણા મહિના પછી ઉદ્ધવજી સર્વની અનુજ્ઞા લઇને મથુરામાં જવાને વાસ્તે રથમાં બેસતાં નંદરાયે તથા બીજા પણ ગોવાળીયાઓએ તેને ઘણી ઘણી ભેટો આપી. ઉદ્ધવજીએ સઘળી ભેટો લઈ મથુરામાં આવી શ્રી કૃષ્ણની

પાસે એકાંતમાં વ્રજવનિતાઓની સઘળી હકીકત કહી સંભળાવી. અને પછી સઘળી ભેટો ઉગ્રસેનને, બલભદ્રને અને વસુદેવને આપી.

ઉદ્ધવ આવ્યા પછી એક દિવસે શ્રી કૃષ્ણ કુબ્જાને આપેલું વચન સંભારીને તેને ઘેર પધાર્યા. કુબ્જાનું ઘર ઉંચી કિંમતના સરસામાનોથી ભરપૂર, કામદેવને ઉદ્દીપ્ત કરનારાં રતિ સંબંધી અનેક ચિત્રોથી શોભીતું અને મોતીની માળાઓ, ઉલેચ, શયનાદિક, સુગંધી ધૂપ, દીપ, પુષ્પોની માળાઓ અને ચંદનાદિકથી યુક્ત હતું. શ્રી કૃષ્ણને પધારતા જોઇ કુબ્જા મોટા સંભ્રમ સહિત પોતાની સખીઓની સાથે તરત ઉભી થઇ તેમની સામે આવી અને પોતાના ઉત્તમ શયનગૃહમાં લઇ ગઈ. સ્નાન, લેપન, વસ્ત્ર, ભૂષણ, માળા, સુગંધ, તાંબૂલ અને પીવાના અમૃત સરખા માદક પદાર્થોથી શ્રી કૃષ્ણનો સત્કાર કરી અનેક પ્રકારના હાવભાવ કરતી કામવસ્ય થયેલી કુબ્જા શ્રી કૃષ્ણે સ્વીકાર કરવાથી પોતાને ધન્ય માનવા લાગી અને શ્રી કૃષ્ણ તેના ઘણા દિવસના કામજ્વરને શાંત કરી પાછા પોતાના દરબારમાં પધાર્યા.

આ સમયમાં સાંભળવામાં આવ્યું કે "ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રોનો પક્ષપાત કરી પાંડવોને પાંડુ રાજાના વારસ ન થવા દેવાની યુક્તિઓ ગોઠવે છે અને દુર્યોધન વગેરે ગુપ્ત પ્રપંચોથી પાંડવોને મારી નાખવા પણ ઇચ્છે છે." આ ઉપરથી ધૃતરાષ્ટ્રનો મનોભાવ નિશ્ચય પૂર્વક જાણવાની, જો તેના પુત્રો પાંડવોથી વિરૂદ્ધ રીતે વર્ત્તે છે એ વાત ખરી હોય તો તેને યોગ્ય રીતે સમજાવવાની પોતાની ફઈ કુંતીને આશ્વાસન દેવરાવવાની ઇચ્છાથી શ્રી કૃષ્ણે અક્રૂરને હસ્તિનાપુરમાં મોકલવાની મનમાં ધારણા કરી અને તે ધારણા પાર પાડવા માટે બલભદ્ર તથા ઉદ્ધવની સાથે પોતે અક્રૂરને ઘેર પધાર્યા. પોતાના પ્રિય બાંધવોને આવતા જોઇ અક્રૂરે આસનપરથી ઉભા થઇ તેઓને યોગ્ય ઉપચારોથી માન આપી આસનોપર બેસાડ્યા અને ઉત્તમ રીતે આરાધન કરીને પછી ઘેર આવવાનું પ્રયોજન પૂછતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "અક્રૂરજી! તમે અમારા સંબંધીઓમાં શ્રેષ્ઠ છો. માટે પાંડવોનું વૃત્તાંત જાણવા સારૂ તથા તેઓનું કલ્યાણ કરવાની ગોઠવણ કરવા વાસ્તે હસ્તિનાપુરમાં જાઓ. અમારા સાંભળવામાં આવ્યું છે કે પાંડુ રાજા વનમાં મરણ પામતાં પિતા વગરના બહુ દુખીઆ પાંડવોને અને તેની માતા કુંતીને ધૃતરાષ્ટ્ર રાજાએ વનમાંથી હસ્તિનાપુરમાં તેડાવીને રાખ્યાં છે; પણ

કંગાલ મનવાળો તે અંધ રાજા પોતાના દુષ્ટ પુત્રોને આધીન રહી પાંડવોની ઉપર સમદૃષ્ટિથી વર્ત્તતો નથી. માટે તમે હસ્તિનાપુરમાં જઇ અમુક સમય સુધી ત્યાં રહીને તેની સારી અથવા નઠારી વર્ત્તણુકનો નિશ્ચય કરો. ખરાબ વર્ત્તણુક જણાતાં પણ જો તે સમજે એમ હોય તો સમજાવો અને અમારાં ફઇ કુંતી તથા તેમના પુત્ર પાંડવોને ધીરજ આપો. તમે સઘળી બાબતનો નિશ્ચય કરીને પાછા અહીં આવશો તે પછી જેવી ગોઠવણ કરવી યોગ્ય જણાશે તેવી કરશું." આ પ્રમાણે કહી રજા લઇને શ્રી કૃષ્ણ બલભદ્ર તથા ઉદ્ધવ સહિત પોતાના દરબારમાં પધાર્યા અને અક્રૂર રથમાં બેસીને હસ્તિનાપુર તરફ ચાલ્યા.

મોટા મોટા પુરૂવંશી રાજાઓએ કરાવેલાં દેવાલયો વગેરેથી અત્યંત શોભતા હસ્તિનાપુરમાં જઇ અક્રૂર ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, સોમદત્ત, બાલ્હીક, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન તથા અશ્વત્થામા વગેરેને મળ્યા. એઓએ અક્રૂરને મથુરામાં રહેનારા પોતાના સર્વ સંબંધીઓની હકીકત પૂછી અને અક્રૂરે પણ તેઓ સર્વનું કુશળ પૂછ્યું. એમના તરફથી માન પામેલા અક્રૂર ધૃતરાષ્ટ્ર રાજાની વર્ત્તણુક જાણવાની ઇચ્છાથી કેટલાએક મહિના સુધી હસ્તિનાપુરમાં રહ્યા. તેમાં પાંડવોના બળની, સદ્‌ગુણોની તથા તેઓના ઉપર પ્રજા પ્રેમની અદેખાઇથી ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે કાંઈ કરવા ધાર્યું હતું તે તથા ઝેર દેવા વગેરે જેટલા અન્યાય કર્યા હતા તેની વિદુર તથા કુંતીના કહેવાથી તેને પૂરતી ખબર મળી. વાતચિત કરીને બહુજ રોવા લાગેલાં કુંતીને અક્રૂરે તથા વિદુરે ઘણી ઘણી ધીરજ આપી. પછી અક્રૂરે એ સઘળી હકીકત જાણી લઇ હસ્તિનાપુરમાંથી જવાની તૈયારી કરવાના સમયમાં ધૃતરાષ્ટ્રને મળી સઘળા સભાસદો સાંભળતાં તેને નીચે પ્રમાણે કહ્યું.

"કુળની કીર્ત્તિ વધારનારા મહાશય ધૃતરાષ્ટ્ર રાજા ! તમારો ભાઈ પાંડુ રાજા મરણ પામતાં તેના પુત્રો વિદ્યમાન છતાં પણ તમે હમણાં રાજ્યાસન ઉપર બેઠા છો. આમ કર્યા છતાં પણ જો ધર્મથી પૃથ્વીનું પાલન કરશો, પ્રજાને શીલથી રાજી રાખશો અને સંબંધીઓમાં સમદૃષ્ટિથી વર્ત્તશો તો તમને કલ્યાણ તથા કીર્ત્તિ પ્રાપ્ત થશે. પણ જો આથી ઉલટી રીતે ચાલશો તો જગતમાં નિંદાનું પાત્ર થઇ અંતે નરકમાં પડશો. તમારે પાંડવોમાં અને પોતાના પુત્રોમાં સમદૃષ્ટિથી વર્ત્તવું જોઇએ. જગતમાં કદી પણ કોઇની સાથે

નિરંતર સહવાસ રહેતો નથી; પોતાના દેહની સાથે પણ નિરંતર સહવાસ રહેતો નથી ત્યારે પુત્રાદિકની સાથે નજ રહે તેમાં તો શું જ કહેવું? જીવ એકલોજ જન્મેછે, એકલોજ મરેછે, એકલોજ પુણ્ય ભોગવે છે અને પાપને પણ એકલોજ ભોગવેછે. "અમો પોષ્ય છીએ," એવી ભૂલમાં નાખીને પુત્રાદિક ધન હરી જાયછે પણ પાપોનું ફળ ભોગવવાના સમયમાં કોઇ મદદ કરવા આવતા નથી પોતાના સમજીને જેઓનું પોષણ કરવામાં આવેછે તે પ્રાણ તથા પુત્રાદિક લોકો પોષણ કરનારા મૂર્ખ માણસને ભોગનું સુખ ન મળ્યું હોય તે પહેલાંજ છોડી દે છે. તેઓએ છોડી દીધેલો, પોતાના ખરા સ્વાર્થને નહિ જાણનારો, સ્વધર્મથી વિમુખ અને જેનું પ્રયોજન સિદ્ધ થતું નથી એવો એ માણસ પોતે કરેલા પાપને સાથે લઇને નરકમાં પડે છે. માટે તમો આ લોકને સ્વપ્ન, માયા તથા મનોરથ જેવો મિથ્યા જાણી મનને વશ રાખતાં શાંતિ ધરીને સમદૃષ્ટિ રાખો."

"જેમ મનુષ્ય અમૃત પીધાથી તૃપ્તિ ન પામે તેમ હું તમારી આ શુભ વાણીથી તૃપ્તિ પામતો નથી. તોપણ પુત્રો ઉપરના સ્નેહથી વિષમ થયેલા મારા આ ચંચળ હૃદયમાં તમારી વાણી સ્થિર રહે એમ નથી. હું મારા તરફ્થી અન્યાય થતો જાણું છું, તે છતાં અન્યાયને છોડી શકતો નથી માટે દૈવની ઇચ્છા પ્રબળ છે એમ ધારું છું. જેમ દૈવે ધાર્યું હશે તેમજ થશે."

આ પ્રમાણે ધૃતરાષ્ટ્રનો અભિપ્રાય જાણી સંબંધીઓની અનુજ્ઞા લઇને અક્રૂર પાછા મથુરામાં આવ્યા. ત્યાં આવી તેમણે સઘળું વૃત્તાંત શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા ઉદ્ધવની પાસે કહી સંભળાવ્યું.

# પ્રકરણ ૨૯ મું.

## જરાસંધ.

**કંસની** સઘળી સ્ત્રીઓને શ્રી કૃષ્ણ તથા બલભદ્ર યોગ્ય માનથી રાખતા હતા અને કશી બાબતની અડચણ પડવા દેતા ન હતા. તોપણ તેની અસ્તિ અને પ્રાપ્તિ નામની બે સ્ત્રીઓ પોતાના પતિનું વેર વાળવા માટે મથુરા ઉપર ચડાઇ લાવવાનું તથા શ્રી કૃષ્ણ અને બલભદ્રનો વધ કરવાનું પોતાનો પિતા જરાસંધ કે જે મગધ દેશનો પ્રખ્યાત અને મહા બળવાન રાજા હતો તેને વારંવાર ગુપ્ત રીતે લખ્યા કરતી હતી અને હમેશ એવા પ્રકારની ખટપટમાંજ ગુંથાયેલી રહેતી હતી. જેથી શ્રી કૃષ્ણ તથા બલભદ્ર અક્રૂરે કહેલી હકીકત સાંભળી પાંડવોને વાસ્તે કાંઈ યોગ્ય તજવીજ કરવાનું ધારતા હતા તેટલામાં જરાસંધ બલવત્તર સેના સાથે મથુરા ઉપર ચડાઇ કરવા માટે મગધ દેશમાંથી નિકળી ચૂકેલો તેઓના સાંભળવામાં આવ્યો. તેથી પાંડવોને વાસ્તે વિચાર કરવો પડતો મૂકીને તેઓને યદુરાજ્યના રક્ષણના વિચારમાં ગુંથાવાની ફરજ પડી. આ સમય સઘળા દેશોમાં જરાસંધની હાક વાગતી હતી, સઘળા રાજાઓ તેની તાબેદારી ઉઠાવતા હતા અને તેની ફોજ પણ મહાસાગર જેવી અખૂટ, અપાર તથા અનુલંઘ્ય હતી.

જરાસંધે મથુરાની ઉપર ચડાઇ કરવાનો સમારંભ કરતાં તેના અનેક મિત્રો, ભાયાતો, તથા સંબંધીઓ પણ પોતપોતાની તમામ સેનાઓ લઇ તેની સાથે ભળ્યા. જેની ગતિ કયાંય પણ અટકે નહિ એવા લડાઈના કામના રથોથી, સોનાની સાંકળો વાળા ભારે કદાવર હાથીઓથી, ધરતીનો સ્પર્શ કરવામાં પણ લજાતા હોય તેમ આકાશમાં ઠેકતા ઘોડાઓથી અને યુદ્ધમાં દૈત્યોના જેવાં પરાક્રમો કરનારા પ્યાદલોથી અત્યંત શોભતી જરાસંધની સેના અનેક દેશોનું અલ્લંઘન કરતી કરતી મથુરાની સમીપમાં આવવા લાગી. સઘળી દિશાઓને ગજાવી મેલતી, ગર્જનાઓથી વાદળાંઓના સૈન્યની ઉપમા ધરાવતી અને હૃષ્ટપુષ્ટ યોદ્ધાઓવાળી એ સેનાએ આવી પહોંચી મથુરાને ચારે તરફથી ઘેરો ઘાલ્યો. ઘેરો ઘાલી આખી રાત પડાવ નાંખીને રહેલી એ સેનાનું

રૂપ કાર્ત્તિકી પૂનમની રાતમાં ભરપૂર થયેલા મહાસાગરની ઉપમા ધરાવવા લાગ્યું. રાત્રિ વ્યતીત થતાં સેનાને મથુરા ઉપર ચડાવવાને ઇચ્છતા જરાસંધે રાજાઓની મોટી સભા ભરી અને તે સભામાં ઉઠેલા પ્રલયકાળમાં ભેદાતા સમુદ્રોના જેવા ઘોંઘાટને છડીદારો ફેરવી શાંત કરી ઉભા થઇ નીચે પ્રમાણે ટુંક ભાષણ કર્યું.

"પરાક્રમી પૃથ્વીપતિઓ અને સેનાધિકારીઓ! તમારાં પરાક્રમોને હું સંપૂર્ણ જાણું છું અને તેનો મને વિશ્વાસ હોવાથી કહું છું કે હવે તમો પોતાની કીર્ત્તિને અચળ સ્થાપવા તૈયાર થાઓ. ચારે તરફથી મથુરાના કિલ્લાને ખોદવા માંડો, ઉપરથી અનેક આયુધો ફેંકવા માંડો, યુદ્ધ માર્ગને જાણનારા રાજાઓ આસપાસ ઉભા રહો, મથુરાને ખોદીને ધરતી બરોબર સપાટ કરી નાખો અને આકાશને પણ બાણોના સમૂહથી નિરવકાશ બનાવી આપો. બલભદ્ર તથા શ્રી કૃષ્ણ જ્યાંથી નિકળે ત્યાંથી પકડી તેઓને મારી નાખવાછે. કલિંગ દેશનો રાજા, ચેકિતાન, બાલ્હીક, કાશ્મીરનો રાજા ગોનર્દ, કરૂષનો રાજા, દ્રુમ, કિંપુરૂષ અને પહાડી રાજા અનામય એઓએ મથુરાના પશ્ચિમ દ્વારને રોકવું. પૌરવ, વેણુદારિ, વૈદર્ભ, સોમક, રૂક્મી, સૂર્યાક્ષ, માલવાનો રાજા, વિંદ, અનુવિંદ, દંતવક્ત્ર, છાગલિ, પુરમિત્ર, વિરાટ, કૌરવ્ય, શતધન્વા, વિદૂરથ, ભૂરિશ્રવા, ત્રિગર્ત્ત દેશનો રાજા સુશર્મા, બાણ અને પંજાબનો રાજા એઓએ ઉત્તર દ્વારને રોકવું. ઉલૂક, કૈતવ, એકલવ્યભિલ્લ, બૃહત્ક્ષત્ર, ક્ષત્રધર્મા, જયદ્રથ, ઉત્તમૌજા, શલ્ય, કૌરવો, કૈકયો, વૈદિશ, વામદેવ અને સાંકૃતિ એઓએ પૂર્વદ્વારને રોકવું. અને હું, દરદ તથા દમઘોષ એઓ દક્ષિણ દ્વારને રોકીશું. આ પ્રમાણે ચારે તરફથી ઘેરાઇ જતાં મથુરા તુમુલ ભયથી વ્યાપ્ત થઇ જશે. ગદાવાળાઓએ ગદાઓથી, પરિઘોવાળાઓએ પરિઘોથી અને બીજાઓએ બીજાં શસ્ત્રોથી આ નગરીને ત્રોડી નાખી જમીનદોસ્ત કરી નાખવી."

જરાસંધે આ પ્રમાણે ભાષણ કરતાં તેની આજ્ઞાને માથે ચડાવી સઘળા રાજાઓ તે પ્રમાણે ઉભા રહી મથુરાને પાયમાલ કરવાની ગોઠવણ કરવા લાગ્યા. પુરીનો પ્રતિરોધ થયેલો જોઈ મુખ્ય મુખ્ય યાદવો સહિત ઉંચા મહેલમાં ચડી જરાસંધના સૈન્યને જોઇ અને તેમાં આવેલા રાજાઓને ધ્વજોનાં ચિન્હો ઉપરથી ઓળખી લઈ શ્રી કૃષ્ણે બલભદ્રને કહ્યું કે "પૃથ્વીના ભારરૂપ આ

રાજાઓ તથા તેઓનાં સૈન્યો પોતાની મેળે ચાલીને અહીં આવ્યાં છે એ બહુ સારૂં થયું. હવે થોડા વખતમાંજ પૃથ્વી ભારથી મુક્ત થશે. આ રાજાઓ યજ્ઞનાં પશુની પેઠે મરણને વાસ્તેજ દીક્ષિત થયા છે. આર્ય ! આપણે થોડા છીએ તોપણ આ રાજાઓ કાલપક્વ થઇ રહ્યા છે તેથી તેઓનો વધ કરવામાં કશી વાર લાગશે નહિ. આ વખત આપણા યુદ્ધની પહેલી કસોટી છે; ચાલો, આ દુષ્ટ લોકોને યાદવોનું બળ સંપૂર્ણ રીતે દેખાડીએ." બલભદ્રે આ વિષયમાં સંમતિ આપી તરત યુદ્ધ શરૂ કરવાની ઇચ્છા જણાવી.

શ્રી કૃષ્ણ,, બલભદ્ર તથા બીજા યાદવો સેનાની ગોઠવણ કરીને યુદ્ધ કરવાને વાસ્તે મથુરાથી બહાર નિકળ્યા. થોડી સંખ્યાવાળા યાદવ સૈન્યને મોટી સંખ્યાવાળા શત્રુસૈન્યની સામે યુદ્ધ શરૂ થયું. શ્રી કૃષ્ણ તથા બલભદ્રને જોતાંજ શત્રુના સૈન્યમાં ત્રાસ વર્ત્તી રહ્યો. રથમાં બેઠેલા એ બન્ને ભાઇઓ જેમ બે મોટા મગરો સમુદ્રને ક્ષુબ્ધ કરે તેમ જરાસંધના સૈન્યને ક્ષુબ્ધ કરવા લાગ્યા. આ સમય તેઓને પોતાના પ્રાચીન દિવ્ય આયુધોનું ગ્રહણ કરવાની ઇચ્છા થતાં સંવર્ત્તક નામનું હળ તથા સૌનંદ નામનું મુસલ આકાશમાંથી ઉતરી બલભદ્રની પાસે અને શાર્ઙ્ગ ધનુષ તથા કૌમોદકી ગદા શ્રી કૃષ્ણની પાસે હાજર થયાં. મોટાં, દઢ, અતિ દીપ્ત, જ્વાળાઓથી જાણે રાજાઓનાં માંસો ખાવાને ગલોફાં ચાટતાં હોય એવાં દેખાતાં અને જેઓની પછવાડે ઘણાં ઘણાં માંસ ભક્ષક પ્રાણીઓ આવતાં હતાં એવાં એ દિવ્ય આયુધો હાજર થતાં શ્રી કૃષ્ણે તથા બલભદ્રે તેઓથી શત્રુઓને મારવા માંડ્યા અને રાજાઓ યાદવોના બળથી ત્રાસ પામી ગયા.

"તમારી ક્ષત્રિય વૃત્તિને ધિક્કાર છે. જે ક્ષત્રિય યુદ્ધમાંથી વિમુખ થઇને ભાગે તેને ગર્ભહત્યા જેવું અસહ્ય પાપ લાગે છે એમ ધર્મ શાસ્ત્રો કહે છે. તમારાથી યુદ્ધ ન બની શકતું હોય તોપણ ભાગવું છોડી દઇ અહીં ઉભા રહીને મારૂં પરાક્રમ જુવો. હું હમણાંજ આ સઘળા ગોવાળીયાઓને યમપુરીમાં મોકલી દઉં છું."

ત્રાસ પામી ભાગતા રાજાઓને આ પ્રમાણે કહી અટકાવી જરાસંધ જાતે યુદ્ધ કરવા તૈયાર થયો. તેથી સઘળા રાજાઓ પણ હિંમત ધરી પાછા યુદ્ધમાં જોડાયા. જેમ સૂર્ય તથા ચંદ્ર વાદળાંઓથી ઢંકાઇ જાય તેમ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર શત્રુનાં સૈન્યોથી ઢંકાઇ ગયા. શ્રી કૃષ્ણે બાણોથી અને બલભદ્રે

હળ મુસળથી શત્રુઓને પાડવા માંડ્યા. શ્રી કૃષ્ણ એવી ઝડપ કરવા લાગ્યા કે તે બાણ ક્યારે લે છે, ક્યારે સાંધે છે, ક્યારે ધનુષ ખેંચે છે અને ક્યારે બાણ ફેંકે છે તે પણ કોઇના જોવામાં આવતું નહોતું. શત્રુઓ કેવળ તેઓનાં બાણોથી પોતાનાં શરીરોને ત્રુટતાંજ દેખવા લાગ્યા. એ બન્ને ભાઇઓનાં આયુધોથી જરાસંધના સૈન્યમાં લાખો હાથીઓ, ઘોડાઓ, રથો તથા પ્યાદલો કપાઇ કપાઇને નીચે પડવા લાગ્યા. લોહીની નદીઓ વહેવા લાગી અને સર્વત્ર ત્રાસ વર્ત્તી રહ્યો. શ્રી કૃષ્ણે જરાસંધને તથા તેના સારથિને અનેક બાણોથી વીંધી નાખી તેના ચારે ઘોડાઓને મારી નાખતાં રાજા ચિત્રસેન તથા સેનાપતિ કૈશિક રાજા વચમાં પડ્યા અને લડવા લાગ્યા. બલભદ્રે પોતાનાં બાણોથી ચિત્રસેનના ધનુષને તથા રથને પણ કાપી નાખતાં તે ગદા લઇને દોડ્યો. બલભદ્ર ચિત્રસેનનો વધ કરવાને વાસ્તે બાણ ફેંકતા હતા તેટલામાં જરાસંધે બલભદ્રનું ધનુષ કાપી નાખ્યું અને તેના ઘોડાઓને પણ મારી નાખ્યા. બલભદ્ર મુસલ લઇ જરાસંધની સામે યુદ્ધ કરવા લાગ્યા. થોડીજવારમાં ચિત્રસેન બીજા રથમાં બેસી જરાસંધને દૂર કરી પોતે લડવા લાગ્યો. જરાસંધ બીજી બાજુ યાદવોની સામે લડવા લાગતાં બન્ને સેનાઓમાં ભારે કોલાહલ થવા લાગ્યો. અને વાજાંઓનો પણ પ્રચંડ અવાજ થવા લાગ્યો. રણભૂમિમાંથી ઉડતી રજની ડમરી લોહીના પ્રવાહોથી શાંત થઇ ગઇ. આ સમય શિનિ, અનાવૃષ્ટિ, બભ્રુ, વિપૃથુ તથા આહુક એ યાદવો ચિત્રસેનને હરાવી બલભદ્રને અગ્રણી કરીને જરાસંધની સેનાના દક્ષિણ ભાગને ત્રોડવા લાગ્યા અને અવગાહ, પૃથુ, કંક, શતધુમ્ન તથા વિદૂરથ એ યાદવો શ્રી કૃષ્ણને અગ્રણી કરી ઉત્તર ભાગને ત્રોડવા લાગ્યા. યાદવોનું સૈન્ય બે વિભાગમાં વહેંચાઇ ગયું. યોદ્ધાઓ જીવિતની કશી અપેક્ષા નહિ રાખતાં યુદ્ધ કરવા લાગ્યા. સાત્યકિ, ચિત્રક, શ્યામ, સત્રાજિત, પ્રસેન તથા કૃતવર્મા એ યાદવો બે વિભાગમાંથી જૂદા પડી જરાસંધના સૈન્યના પૂર્વ તથા પશ્ચિમ ભાગને ત્રોડવા લાગ્યા. શ્રી કૃષ્ણ રૂક્મીની સામે, ઉગ્રસેન ભીષ્મકની સામે, વસુદેવ ક્રથની સામે, બભ્રુ કૈશિકની સામે, ગદ દમઘોષની સામે, શંકુ દંતવક્રની સામે અને એવીજ રીતે બીજા યાદવો બીજા રાજાઓની સામે તુમુલ યુદ્ધ કરવા લાગ્યા.

યુદ્ધ કરતાં કરતાં સત્તાવીશ દિવસ નિકળી ગયા પણ કોઇ પક્ષનો જય કે પરાજય જોવામાં નહિ આવતાં બલભદ્ર પૂરી કાળજીથી જરાસંધની સામે

લડવા લાગ્યા. બન્ને સેનાઓમાં પ્રાણીઓનો મોટો ક્ષય થયો, માંસનો તથા લોહીનો કીચ જામી રહ્યો અને ઘણાં ઘણાં કબંધો ઉઠવા લાગ્યાં. લાખ યોદ્ધાઓનો વધ થાય ત્યારે એક કબંધ ઉઠે એ ગણતરી પ્રમાણે મરણ પામેલા યોદ્ધાઓનો અડસટો કહાડવાસારૂ કેટલાએક લોકો કબંધોને ગણવા લાગ્યા, પરંતુ કબંધોજ અગણિત થઇ પડ્યાં. જરાસંધ તથા બલભદ્ર પોતપોતાનાં બાણોથી પરસ્પરના રથોને, ઘોડાઓને તથા સારથિઓને ત્રોડી નાખી શસ્ત્રોને પણ ખૂટી ગયેલાં જોઇ ગદાઓથી લડવા લાગ્યા. ધરતીને ધ્રુજાવતા એ બન્ને વીરોનું અદ્દભુત ગદાયુદ્ધ જોવાને વાસ્તે બીજા યોદ્ધાઓ લડવું છોડી દઇને તપાસગીરોની પેઠે ઉભા રહ્યા. લોકોમાં પ્રખ્યાત, મહા બળવાન અને ગદાયુદ્ધમાં આચાર્યપણું ધરાવનારા એ બે મહા વીરોનું મસ્ત થયેલા જંગલી હાથીઓના જેવું યુદ્ધ જામતાં તે જોવાને વાસ્તે હજારો દેવતાઓ વિમાનોમાં બેસી બેસીને આકાશમાં આવી ઉભા રહ્યા. જરાસંધ ડાબું મંડલ લઇને લડવા લાગ્યો અને બલભદ્ર જમણું મંડલ પકડીને લડવા લાગ્યા. બલભદ્રની અને જરાસંધની ગદાઓના નિપાતોનો અવાજ ફાટી પડતા પહાડના અવાજ જેવો સંભળાવા લાગ્યો. જેમ પવન વિંધ્યાચળને કંપાવી શકે નહિ તેમ જરાસંધની ગદા બલભદ્રને કંપાવવામાં અશક્ત નિવડવા લાગી અને બલભદ્રની ગદાના વેગને જરાસંધ ધીરજથી તથા યુક્તિથી નિષ્ફળ કરવા લાગ્યો. બન્ને વીરો વિચિત્ર મંડળોમાં ફરી ફરી ગદાયુદ્ધ કરતાં કરતાં થાકવા લાગ્યા ત્યારે જરાવાર વિશ્રામ લેવા લાગ્યા અને પરિશ્રમ શાંત થાય કે તરતજ પાછા લડવા લાગ્યા. બન્ને વીરો લાંબા વખત સૂધી લડ્યા પણ તેઓમાંથી કોઇ પણ વિમુખ થયો નહિ. જરાસંધને ગદાયુદ્ધમાં અધિક કેળવણીવાળો જોઇ ક્રોધ પામેલા બલભદ્રે તેને મારવા વાસ્તે ગદા છોડી દઇ હાથમાં હળમુસળ લેતાં સર્વ લોકો સાંભળે તેમ આકાશવાણી થઇ કે "બલભદ્ર! તમારા હાથથી જરાસંધનું મરણ સરજાયું નથી. તે કોઇ બીજાનાજ હાથથી મૃત્યુ પામવાનો છે, માટે કશો ખેદ નહિ ધરતાં તમો લડાઇને છોડી દીયો. જરાસંધ થોડા સમયમાંજ બીજાના હાથથી મરણ પામશે." આ પ્રમાણે આકાશવાણી સાંભળવામાં આવતાં જરાસંધ દીન અંતઃકરણવાળો અને નાહિંમત થઇ ગયો અને તેના ઉપર બલભદ્રે ફરીથી ગદા ફેંકવી છોડી દીધી.

જરાસંધ પરાજય પામીને યુદ્ધમાં ખસી જતાં સૂર્ય પણ અસ્ત પામતો

તેમ કરો. કંસના મરણને લાંબો વખત થયો નથી અને આપણું રાજ્ય નવું જામે છે જેથી તેની સ્થિતિ હજુ શત્રુઓના મોટા દબાણને સહન કરવા લાયક થઇ નથી. અમો તમારી છાયા તળે રણભૂમિમાં ઉતરવા તૈયાર છીએ, પણ આ રાજ્યની સઘળી ફોજ સત્તરવારના અભિમર્દનથી ત્રુટી ગઇ છે. આપણે આપણું રાજ્ય વધારવાની ઇચ્છાથી જે જે રાજાઓને જીતી લીધા છે તેઓ સઘળા પણ દ્વેષને લીધે આપણને દગો દઇ જરાસંધની સાથે મળી જવા ઇચ્છે-છે. હવે શહેરના તથા દેશના લોકો પણ આપણને વાસ્તે બોલશે કે યાદવોના વિરોધથી અમો માર્યા જઇએ છીએ. શ્રી કૃષ્ણ ! યદુવંશના તથા યદુસૈન્યના નાયક તમે છો, અમો તમારા તાબેદાર છીએ અને આ વિરોધનું મૂળ તમે છો માટે તમારો તથા અમારો બચાવ થાય એવી ગોઠવણ કરો. શ્રી કૃષ્ણ યદુ-રાજ્યના માલેક નથી પણ માત્ર એક પ્રજાજન છે એમ કહેવાથી કાંઇ જરાસંધ સમજે તેમ નથી. એ પૂરી રીતે જાણે છે કે ઉગ્રસેન એક પૂતળા માત્ર છે અને રાજ્યતંત્ર તો શ્રી કૃષ્ણનાજ કબજામાં છે. જરાસંધ અતિ બળવાન છે, રાજાઓનો ઉપરી છે અને અપાર સેનાવાળો છે તથા આપણે નબળાં સાધનો-વાળા છીએ. માટે યોગ્ય જણાય તેમ કરો. હું આ ડાહ્યો થઇને તમને બોધ આપુંછું એમ નથી પણ વિશ્વાસથી પોતાનો મત જાહેર કરીને વિજ્ઞપ્તિ કરૂં છું."

"પુત્ર શ્રી કૃષ્ણ ! આ વિકદ્રુ અતિ વૃદ્ધ, યદુકુળનું હિત ઇચ્છનાર, રાજ્ય-નીતિનાં સંધિ, વિગ્રહ આદિ સઘળાં અંગોને જાણનાર અને વિચારની બાબતનો તળસ્પર્શ કરીનેજ બોલનાર છે. તેણે જે કહ્યું છે તેજ આ સમય હિતરૂપ તથા તત્વરૂપ છે. યાદવોનું અને યદુરાજ્યનું હિત થાય એવો ખરો રાજધર્મ વિકદ્રુએ જણાવ્યો છે."

વિકદ્રુનું ભાષણ અને વસુદેવનો અભિપ્રાય સાંભળી તથા તેના તત્વને જાણી લઇ શ્રી કૃષ્ણ બોલ્યા કે "તમો કારણને, ક્રમને, ન્યાયને, શાસ્ત્રને તથા પરિણામને જોઇને જે કાંઇ બોલ્યા છો તે સઘળું મારા સાંભળવામાં તથા સમજવામાં આવ્યું છે. હવે આ વિષયમાં મારો જવાબ સાંભળો. રાજાએ તથા રાજ્યના મંત્રીએ સર્વદા નીતિથીજ વ્યવહાર કરવો જોઇએ અને રાજ-નીતિના સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ તથા આશ્રય એ છ અવયવોનો વિચાર કરવો જોઇએ. જરાસંધની સાથે જે વૈર ઉત્પન્ન થયું છે તેનું કારણ હુંજ છું. જરાસંધ મહા બળવાન રાજા છે, જેને વાસ્તે વૈર ઉત્પન્ન થયું હોય

તેના દૂર થવાથીજ અરિષ્ટની શાંતિ થાય, જે અશક્ત હોય તેણે દૂર થઇ જવું એમ નીતિગ્રંથોમાં પણ લખ્યું છે અને નીતિને અનુસરવાથીજ પરિણામ સુધરે છે એ સઘળું મારા જાણવામાં છે. જો કે નિર્બળ પુરૂષે બળવાન શત્રુની સામે નહિ થતાં ખસી જવું પણ બળવાન પુરૂષે તો બળવાન શત્રુની સામે યુદ્ધજ કરવું એ નીતિશાસ્ત્રના વચન પ્રમાણે હું મને પોતાને તથા મારા મોટાભાઈ બલભદ્રને જરાસંધની સામે યુદ્ધ કરવાના અધિકારી દેખું છું; તોપણ તમારાં વચનોને માન્ય ગણીને આજ આ પગલેજ મથુરામાંથી નિકળીને દૂર પ્રદેશમાં જતા રહેવાનું યોગ્ય ધારૂં છું. હું તથા મારા મોટાભાઇ બલભદ્ર અહીંથી નિકળી જઇ સહ્યાદ્રિ નામના વિકટ પહાડવાળા દક્ષિણ દેશમાં પ્રવેશ કરીશું અને ત્યાં બન્ને ભેળા રહી કરવીરપુરમાં, ક્રૌંચપુરમાં તથા ગોમંત પર્વતમાં ફરીશું. જરાસંધ અમોને અહીંથી નિકળી ગયેલા સાંભળી માથુરદેશમાં નહિ પેસતાં પરબારો અમારી પાછળજ દોડશે અને અમોને શોધી કહાડવા વાસ્તે સહ્યાદ્રિનાં જંગલોમાં ફર્યા કરશે. તેથી હાલ તો મથુરા ઉપરથી, મથુરાના દેશ ઉપરથી તથા યદુકુળ ઉપરથી સઘળી વિપત્તિ ઉતરી જશે. વિજય મેળવવાની ઉત્કંઠા ધરાવનારા રાજાઓ છટકી ગયેલા શત્રુઓને હસ્તગત કરવાની જેવી કાળજી રાખે છે તેવી બીજી કોઇ બાબતમાં રાખતા નથી.”

આ પ્રમાણે કહી સર્વની સંમતિ લઇ શ્રી કૃષ્ણ બલભદ્રની સાથે મથુરામાંથી નિકળી ગયા અને ઘણા લોકોના જાણવામાં ન આવે એવી રીતે ઝડપથી દક્ષિણ દેશ તરફ ચાલવા લાગ્યા. અનેક દેશોને, શહેરોને તથા જંગલોને જોતા અને વેષ બદલાવી નાખવાને લીધે કોઈથી નહિ ઓળખી શકાતા એ બન્ને ભાઇઓ દક્ષિણ દેશમાં પહોંચી સહ્યાદ્રિનાં રમણીય સ્થળોમાં આનંદ કરતા કરતા કેટલોક રસ્તો કાપી ગયા ત્યાં સહ્યાદ્રિના એક પ્રદેશમાં કરવીરપુર નામનું શહેર તેઓના જોવામાં આવ્યું. એ શહેરની નજદીક વેણા નામની નદીના કિનારાપર ઘણી વડવાઇઓવાળા એક મોટા વડની નીચે બેઠેલા, સૂર્ય જેવા પ્રદિપ્ત આકારવાળા, અગ્નિની જ્વાળાઓ જેવી જટાની લટોથી શોભી રહેલા, ગંભીરતાથી સમુદ્ર સરખા દેખાતા અને જેની સાથે એક કામધેનુ હતી એવા પરશુરામ તેમના જોવામાં આવ્યા. તેમને જોઇ બન્ને ભાઇઓએ હાથ જોડી પ્રણામ કર્યા. પરશુરામે તેઓને યોગ્ય આશીર્વચનો આપ્યાં. શ્રી કૃષ્ણે પોતાના જન્મની, કંસના વધની અને જરા-

સંધના ત્રાસથી દેશ છોડી દઇને ગુપ્ત રીતે ત્યાં આવી નિકળવાની તેમને કહી સંભળાવી વિજ્ઞપ્તિ કરી કે "અમો નિરૂદ્યોગ, સૈન્ય તે વગેરેથી રહિત અને આયુધો વગરના છીએ. જરાસંધના ભયથી એ નિકળી આવેલા છીએ અને હવે આ દેશમાં રહીને કાંઈ સૈન્ય તથા વગેરેની સગવડ મેળવવા ઈચ્છીએ છીએ; માટે આપ અમોને આ વિષયમાં કાંઇ સલાહ આપો."

શ્રી કૃષ્ણ! તમારી તથા બલભદ્રની આજ દિવસ સૂધીની સઘળી હકીકત મારા જાણવામાં છે. તમો મહા વિચક્ષણ છો તેથી તમોને સલાહ આપવાની કશી જરૂર નથી તોપણ તમારી વિજ્ઞપ્તિ ઉપરથી કહું છું કે તમારે આ કરવીરપુરમાં રહેવું યોગ્ય નથી. આ શહેરમાં તમારોજ ભાયાત શૃગાલ વાસુદેવ નામનો રાજા રાજ્ય કરે છે, પણ તે અતિ દુષ્ટ છે, અહંકારી છે, અદેખો છે, દીકરાઓની ઉપર પણ દારૂણ પદ્ધતિથી વર્ત્તે છે, યાદવોનો દ્વેષી છે અને તેણે દ્વેષને લીધે ઘણા ઘણા યાદવોને મારી પણ નાખ્યા છે; એટલા માટે તમારે હમણાંજ આ વેણા નદીને હાથથી તરી જઇ પેલી તરફ યજ્ઞગિરિ નામનો પર્વત છે ત્યાં જઇને રાત રહેવી ઉચિત છે. એ પર્વતમાં માંસનું ભક્ષણ કરનારા ઘણા ઘણા ઘોર લોકોનોજ નિવાસ છે અને તે અપાર ઝાડીવાળો છે. ત્યાં તમો એક રાત રહી પ્રભાતમાં ખટ્વાંગા નામની નદીને ઉતરીને તેનાં રમણીય જંગલોને તથા તે જંગલોમાં રહેનારા તપસ્વી લોકોને જોતા જોતા આગળ વધશો ત્યાં ક્રૌંચપુર નામનું શહેર તમારા જોવામાં આવશે. એ શહેરનો મહાકપિ નામનો રાજા જાતે યાદવ છે અને વળી ધર્માત્મા છે, તોપણ તમારે હાલ ગુપ્ત રહેવાનું છે, તેથી તેનો પણ સમાગમ નહિ કરતાં આગળ જશો ત્યાં આનહ્રદ નામનું એક તીર્થ જોવામાં આવશે અને ત્યાં સાયંકાળ પણ થઇ જશે. એ તીર્થમાં એક રાત રહીને આગળ ચાલશો ત્યાં અનેક શિખરોથી શોભી રહેલો, પક્ષીઓથી પણ નહિ ચડી શકાય એવો, દેવતાઓના પણ વિશ્રામ સ્થળરૂપ, સર્ગ લોકનું પગથીયું હોય એવો જણાતો અને જેનું એક શિખર તો મેરૂ પર્વતના શિખર જેવું અત્યંત ઉંચું છે એવો ગોમંત પર્વત જોવામાં આવશે. તમો એ ગોમંત પર્વત ઉપર ચડીને તેના એ ઉંચા શિખર ઉપર રહેજો કે જેથી જરાસંધ તમોને કોઇ પણ રીતે પહોંચી શકે નહિ. એ શિખરમાં રહેતાં સૂર્ય ચંદ્રના ઉદય અસ્તોનો ચમત્કાર અને મોટા

ળો મહાસાગર જોવામાં આવવાથી કેટલીક ગમ્મત પણ મળશે. એ શિખરપર રહેલા જાણી જરાસંધ પહાડી લડાઇમાં અશક્ત થઈ ને લીધે નિરુત્સાહજ થઇ જશે. તમો એ પર્વતમાં રહી જરાસંધની સામે ડાઈ ચલાવશો તે વખતે સુદર્શન ચક્ર, કૌમોદકી ગદા, હલ, મુસલ, તથા બીજાં પણ સઘળાં દિવ્ય આયુધો તમોને પ્રાપ્ત થશે અને તે આયુધો સંગ્રામમાં અનેક રાજાઓનાં લોહી પીશે. એ સ્થળમાં જરાસંધ વગેરે રાજાઓની સામે તમોને મોટામાં મોટો સંગ્રામ થશે, જેમાં માંસ તથા લોહીનો કીચ જામશે, તમારૂં વાસ્તવિક સ્વરૂપ જાહેર થશે, લાખો યોદ્ધાઓની તથા વાહનોની કતલ થઇ જવાથી પૃથ્વી ઉપરનો બોજો હલકો થશે અને તમોને વિજય પ્રાપ્ત થશે. શ્રી કૃષ્ણ! બલભદ્ર! આ કામધેનુના અમૃત સરખા દૂધનું પાન કરીને અહીંથી પ્રયાણ કરો. તમારે ચાલવાનો રસ્તો પહાડી હોવાથી અને તેમાં વળી તમો અજાણ્યા હોવાથી હુંજ તમારી સાથે ચાલીને તમોને ગોમંત પર્વતના શિખર સુધી પહોંચાડી દેવાનું ધારૂં છું. મારે જો કે શૂર્પારક નગરમાં જવાનું છે તોપણ અહીંથી પાછો વળીને તમોને ગોમંત ઉપર પહોંચાડ્યા પછી ત્યાં જઇશ.''

પરશુરામનાં વચનો સાંભળી બહુજ રાજી થયેલા અને બળથી તથા હિંમતથી ભરપૂર થયેલા બન્ને ભાઇઓ કામધેનુના દૂધનું પાન કરી પરશુરામને સાથે લઇ ગોમંત પર્વતને રસ્તે ચાલ્યા. જેમ દેવતાઓથી સ્વર્ગ શોભે તેમ પહાડી રસ્તો એ ત્રણ મહાત્માઓથી શોભવા લાગ્યો. એઓ ચાલતાં ચાલતાં કેટલેક દિવસે ગોમંત પર્વતમાં પહોંચ્યા. એ પર્વત અનેક વિચિત્ર પક્ષીઓના કોલાહલથી ગાજી રહ્યો હતો, આકાશ પર્યંત પહોંચેલાં શિખરોથી શોભી રહ્યો હતો, વૃક્ષોની ઉપર લાગી રહેલાં વાદળાંઓની ઘટાથી અતિ શ્યામ દેખાતો હતો, અનેક જાતની ધાતુઓના સ્રાવોથી ખરડાઈ રહ્યો હતો, ચારેકોરથી પડતાં જળનાં અનેક ઝરણાંઓથી કોલાહલ મચાવી રહ્યો હતો, તમાલ, એળચી, લવિંગ, પીપર તથા જાયફળ વગેરેનાં અનેક વનોથી અને બીજાં પણ આંબા, આંબલી, આમળી તથા લીંબડા વગેરે પણ મોટાં મોટાં વૃક્ષોનાં વનોથી ઢંકાઇ રહ્યો હતો, દાવાગ્નિના ભયથી રહિત હતો, સિંહ આદી અનેક ઘાતકી પ્રાણીઓના પણ નિવાસ રૂપ હતો, દેવતાઓને વિહાર કરવાનાં સ્થાન રૂપ હતો, જેમ પ્રમદાઓથી પતિ દીપે તેમ વનરાજિઓથી દીપી રહ્યો હતો,

દિવ્ય ઔષધીઓના ક્ષેત્ર રૂપ હતો અને જાણે પૃથ્વીનું તથા અંતરિક્ષનું ઉભું માપ કરવા ખડો થયો હોય એવો જણાતો હતો. પરશુરામ સહિત શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગરૂડની પેઠે ગોમંતના સહુથી ઉંચા શિખરપર ચડી ગયા અને ત્યાં પોતાની ઇચ્છાને અનુસરતો સુંદર નિવાસ બનાવીને તેમાં રહ્યા. શ્રી કૃષ્ણ તથા બલભદ્રને તે સ્થળમાં સ્થિરતા પામેલા જોઇ પરશુરામે ત્યાંથી પ્રયાણની તૈયારી કરી.

"યદૂત્તમો ! હવે હું શૂર્પારકપુરમાં જવાની રજા લઉં છું. તમારી સાથે આવવાથી મને જે પ્રીતિ મળી છે તે પ્રીતિએ મારા શરીર ઉપર પણ મોટો અનુગ્રહ કર્યો છે. જે સ્થળમાં તમોને વિજય મળવાનો છે, જે સ્થળમાં તમારા હાથથી પૃથ્વીનો ભાર ઉતારવાનો મુખ્ય પ્રારંભ થવાનો છે, જે સ્થળમાં તમોને દિવ્ય આયુધો મળવાનાં છે, ભારથી નિર્મુક્ત થવાને વાસ્તે ઉત્કંઠિત થયેલી પૃથ્વી જે સ્થળમાં તમારા આવવાને ઇચ્છતી હતી અને જે સ્થળ ઉપર ઘણો પ્રયાસ કરવા છતાં પણ જરાસંધ ચડી શકે તેમ નથી તે આ સ્થળ પર તમે પ્રાપ્ત થયા છો. માટે અહીં રહીને શત્રુઓનો વિનાશ કરજો. હવે તમારા હાથથી મોટા મોટા સંગ્રામો થવાનો સમય ચાલ્યો આવેછે."

આ પ્રમાણે કહી વિજયનાં આશીર્વચનો આપીને પરશુરામ ત્યાંથી વિદાય થયા. તેમના ગયા પછી શ્રી કૃષ્ણ તથા બલભદ્ર ગોમંત પર્વતનાં ઉંચાં શિખર ઉપર રમણીય જંગલોમાં ફરવા લાગ્યા, ગ્રહોના ઉદય અસ્તો જોઇ રાજી થવા લાગ્યા અને જરાસંધના આવવાની રાહ જોવા લાગ્યા. એ પર્વત ઉપરના એકાંત સ્થળમાં રહેવાથી બલભદ્રને મદ્ય પીવાનું વ્યસન પ્રાપ્ત થયું. તે જેમ મદ્ય પીવા લાગ્યા તેમ તેમની કાંતિ, લક્ષ્મી અને બળ વધવા લાગ્યાં. એક દિવસે બલભદ્ર એકાંત સ્થળમાં ફરતા હતા ત્યાં કોઇ દેવીએ આવીને તેમના મસ્તકે સુંદર મુકુટ અને કાનમાં રત્નોથી જડેલ દિવ્ય કુંડલ તથા કંઠમાં દિવ્ય માળા એ પ્રમાણે અલંકારો પહેરાવી દીધા. એવીજ રીતે એક દિવસે ગરૂડજીએ આવીને શ્રી કૃષ્ણના મસ્તક ઉપર દિવ્ય મુકુટ પહેરાવ્યો.

"આર્ય બંધુ! આ ચિન્હો ઉપરથી દેવતાઓને પોતાનાં કાર્યો સિદ્ધ કરાવવાની ઉતાવળ થઇ હોય એમ જણાય છે અને તે ઉપરથી જરાસંધ પણ હવે અહીં તરત આવવો જોઇએ એમ ધારી શકાય છે. આજથી આપણે બન્નેએ અપ્રમત્ત રહેવું અને દરેક વખતે લાંબી લાંબી નજરથી જોયા કરવું."

આ પ્રમાણે ઠરાવ કરી બન્ને ભાઇઓ વધારે સાવચેત રહેવા લાગ્યા અને દરેક વખતે દિશાઓના પ્રાંતોને જોવા લાગ્યા. એક દિવસે શ્રી કૃષ્ણ ગોમંતના શિખરપર બેસી દૂર દૂર નજર ફેરવતા હતા તેટલામાં જરાસંધની ફોજ આવતી તેમના જોવામાં આવી. જરાસંધ જોકે પોતાના મગધ દેશમાંથી મથુરાપર ચડાઇ લઇ જતો હતો પણ રસ્તામાં તેને પોતાના ગુપ્ત જાસુસોથી આ ખબર મળવાને લીધે તે ત્યાં જવું માંડી વાળી દક્ષિણ દિશા તરફ મરડાયો અને કુચ મુકામ કરતો કેટલેક દિવસે ગોમંત પર્વતની લગભગ આવી પહોંચ્યો હતો. તેણે પોતાની સાથે ભોમીયાઓને લીધા હતા અને તેથી તે ઝડપથી આવતો હતો.

"આર્ય ! મોટી સેનાને સાથે લઇને જરાસંધ આવી પહોંચ્યો છે. પવન જેવા વેગવાળા રથોની ધ્વજાઓ ફરકતી જોવામાં આવે છે. આકાશમાં હંસોની પંક્તિઓની પેઠે શોભતી અનેક રાજાઓનાં ધોળાં છત્રોની પંક્તિઓ નજરે પડે છે. નિર્મળ પ્રભાવાળા શસ્ત્રોની કાંતિઓ સૂર્યની કિરણોનો સંબંધ પામી સઘળી દિશાઓને ચળકાટમય કરી દેતી જોવામાં આવે છે. રાજાઓ મારા ઉપર તથા તમારા ઉપર જે જે આયુધો ફેંકશે તે સઘળાં વ્યર્થજ જશે એમાં કશો સંશય નથી. આપણા બળની પરીક્ષાની ઉત્તમ કસોટીરૂપ આ જરસંધ રાજા બરાબર વખતસર આવ્યો છે. તે હજી ઉંચા પ્રદેશોમાં ચડયો નથી તે પહેલાં આપણે જૂદાં જૂદાં સ્થળોમાં ઉભી તેની સઘળી સેના માપી લેવી જોઇએ. હું ધારૂં છું કે આ સઘળા રાજાઓ સ્વર્ગમાં જવાની ઉત્કંઠાથીજ અહીં આવેછે. હવે પૃથ્વી થોડા કાળમાંજ સાંકડ વગરની તથા ચોખી થશે."

આ પ્રમાણે વાતચિત કરી યુદ્ધ કરવામાં ઉત્સુક થયેલા બન્ને ભાઇઓ જૂદા જૂદા પ્રદેશોમાં ઉભા રહી શત્રુના સૈન્યનું માપ લેવા લાગ્યા. તેટલામાં જેની સાથે અનેક રાજાઓ હતા એવો પ્રબળ સૈન્યવાળો પ્રતાપી જરાસંધ રાજા ગોમંતની તલાટીમાં આવી પહોંચ્યો. અશ્વશાસ્ત્રને જાણનારા સારથિઓએ જોડેલા ઘોડાઓવાળા રથો આકાશમાંથી નીચે પડેલાં વિમાનો જેવા દેખાવા લાગ્યા. ઘોડાઓની હણહણાટીઓથી, હાથીઓની ગર્જનાઓથી, હાથીઓની ઘંટાઓના નાદોથી, રથોનાં પરડાંઓનાં ઘરેરાટોથી અને યોદ્ધાઓના સિંહનાદોથી પર્વતની ગુફાઓમાંથી પ્રબળ પ્રતિધ્વનિઓ ઉઠવા લાગ્યા. યોદ્ધાઓએ ધરેલાં ખડ્ગ તથા ભાલાં વગેરે શસ્ત્રો વીજળીઓની પેઠે ચમકવા

લાગ્યાં. ઘોડેસ્વારો ચારે તરફ ફરી ફરીને પર્વત ઉપરથી ઉતરવાના રસ્તાઓ શોધવા લાગ્યા. સઘળી દિશાઓને ગજાવી મૂકતું જરાસંધનું મોટું સૈન્ય વર્ષાઋતુમાં ઉન્મત્ત થયેલા મહાસાગર જેવું દેખાવા લાગ્યું. સઘળા પર્વતને ફરતી સેના ગોઠવી મોટો પડાવ નાખી એક રાત રહી પ્રભાતમાં સઘળા રાજાઓની સભા એકઠી કરીને જરાસંધે આજ્ઞા કરી કે "પર્વતને સઘળી દિશાઓમાં રોકી દઇને યોદ્ધાઓએ પર્વતની ઉપર ગોફણ તથા ભાલાંઓ વગેરે ફેંક્યા કરવા, કારીગરોના હાથથી શસ્ત્રોનાં યંત્રો એવાં તૈયાર કરાવવાં કે જે યંત્રોમાંથી છૂટેલાં શસ્ત્રો પર્વતના શિખર ઉપર ઉભેલાઓને પણ કાપી નાખે. બાણોના સમૂહો ફેંકી ફેંકીને આકાશને એવું પૂરી દેવું કે જેમાં પક્ષીઓ પણ સંચાર ન કરી શકે, પર્વતના વિષમ પ્રદેશોને આયુધોથી કપાવી કપાવીને સપાટ કરી નાખવા જેથી આપણા યોદ્ધાઓને પર્વત ઉપર ચડતાં મુશકેલી નડે નહિ તથા મોટા મોટા રાજાઓએ પર્વતથી ઉતરવાના માર્ગોથી થોડે થોડે છેટે ઘણી સાવચેતીથી ઉભું રહેવું અને તે તે પ્રદેશોની તપાસ કરી કરીને ઉપર ઉપર ચડતું જવું. આજથી માંડી જ્યાં સૂધી કૃષ્ણ તથા બલભદ્ર યુદ્ધમાં કામ આવી જાય અથવા હાથ આવી જાય ત્યાં સૂધી પર્વતનો પ્રતિરોધ ચાલુજ રાખવો." જરાસંધની આજ્ઞા પ્રમાણે મદ્ર, કલિંગરાજ, ચેકિતાન, બાલ્હીક, કાશ્મીરદેશનો રાજા ગોનર્દ, કુરૂષરાજ, દ્રુમ, કિંપુરૂષ, પહાડીરાજાઓ, માલવાના રાજાઓ, પૌરવ, વેણુદારી, વૈદર્ભ, સોમક, રૂક્મી, સૂર્યાક્ષ, દ્રુપદ, વિરાટ, વિંદ, અનુવિંદ, દંતવક્ત્ર, છાગલિ, પુરમિત્ર, દરદ, કૌશાંબ્ય, શતધન્વા, વિદૂરથ, ભૂરિશ્રવા, સુશર્મા, પંજાબનો રાજા, ઉલૂક, વીર, એકલવ્ય, દઢાશ્વ, ક્ષત્રધર્મા, જયદ્રથ, ઉત્તમૌજા, શાલ્વ, મલબારનો રાજા, વૈદિશ, વામદેવ અને સુકેતુ ઇત્યાદિ મોટા મોટા રાજાઓ હિંમત ધરી ગોમંતને ઘેરી ઉપર ચડવાની તૈયારી કરવા લાગ્યા.

"આ અતિ વિષમ પહાડ ઉપર ચડતા જવું અને લડાઇ કરવી એ બહુ કઠણ કામ છે. આ પર્વત એટલો બધો મોટો, ઉંચો અને ઉપર ચડવાને અશક્ય છે કે તેમાં દેવતાઓની પણ કારી ફાવે તેમ નથી. પર્વત ઉપર ચડેલા શત્રુઓને અનાજ, પાણી તથા કાષ્ઠ વગેરેની તંગી પાડીને કબજે કરી લેવાનો સંપ્રદાય છે, પણ આ પર્વતમાં ભક્ષ્ય વગેરેની તંગી પડે તેમ નથી. ઘણાખરા ક્ષત્રિયો સુકુમાર અંગોવાળા હોયછે તેથી તેઓ રથોમાં

બેસીને બાણોથી લડાઇ કરી શકે પણ પગેપાળા પર્વતની ઉપર ચડીને લડી શકે એ વાત અસંભવિત છે. આપણે ઘણા છીએ અને તેઓ માત્ર બે જણજ છે એમ સમજીને સાહસમાં ઉતરવું એ પણ અયોગ્ય છે; કેમકે એ-મણે જે જે દુષ્કર કર્મો કર્યાં છે તે સઘળાં આપણા જાણવામાં છે. એટલા માટે જો મારી સલાહ માનો તો આ આખા પર્વતને ચોમેર સૂકાયેલાં કાષ્ઠો વગેરેથી વીંટી લઇ સળગાવી આપો, જેથી એ બન્ને બળી જશે અથવા ક્યાંયથી પડતું મૂકી મરી જશે. જો કોઇ રસ્તેથી નિકળેલા જોવામાં આવશે તો આપણે તેને કાપી નાખશું."

ચેદિ દેશના રાજા દમઘોષનાં આ વચનો સઘળા રાજાઓને પસંદ પડતાં જરાસંધે પર્વતની સઘળી દિશાઓમાં સૈન્યનો પાકો ઘેરો ઘલાવી તે તે જગ્યાઓમાં મુખ્ય મુખ્ય રાજાઓને ઉભા રાખી સૂકાયેલાં કાષ્ઠો વગેરેથી પર્વતને વીંટી લઇને તેમાં પવનને અનુસારે સઘળી તરફ અગ્નિ મૂકાવી દીધો. પવનની મદદથી પ્રલય કાળના સરખો અગ્નિ ઉઠી નિકળ્યો. ધૂમાડા વાળી જ્વાળાઓની પંક્તિઓથી પૃથ્વી તથા આકાશ ઘેરાઈ ગયાં. સળગી ઉઠેલા પર્વતમાંથી હજા-રો શિલાઓ ફાટી પડી સેંકડો ટુકડાઓ રૂપે મોટી ઉલ્કાઓની પેઠે પડવા લાગી. સઘળી તરફ ફેલાયેલી જ્વાળાઓથી ઉદ્ધત થયેલો અગ્નિ પર્વતને સોનાની ગારનો લેપ ચડાવતો હોય એવો દેખાવા લાગ્યો. વૃક્ષો સળગવા લાગતાં, ધાતુઓ પાકવા માંડતાં તથા જનાવરો ઉદ્ભ્રાંત થવા લાગતાં પર્વત સઘળી તરફથી પીડાવા લાગ્યો. શિખરોમાંથી સોનાના, રૂપાના તથા ત્રાંબા વગેરેના રસની ધારાઓ ચાલવા લાગી. અગ્નિથી પ્રદીપ્ત થયેલો છતાં પણ ધૂમાડારૂપી અંધકારથી વ્યાપ્ત થઇ જતાં તે પર્વત વાદળાંઓના સમૂહમાં ડૂબી જતો હોય એમ જણાવા લાગ્યું. અગ્નિના તાપથી ત્રુટતા પથરાઓવાળો અને તપી ગયેલી કાંકરીઓને નિચે વરસાવતો તે ઉલ્કાઓનો વરસાદ કરનારા મેઘ જેવો દેખાવા લાગ્યો. અગ્નિથી અરધાં બળી ગયેલાં શરીરોવાળા, વિકરાળ નેત્રોવાળા અને અત્યંત વિહ્વળ થયેલા મોટા મોટા સર્પો એ પર્વતના પડખાં-ઓમાંથી ફુંફાટા મારતા મારતા નિકળી પડવા લાગ્યા. અગ્નિથી દગ્ધ થતા અને અત્યંત ઉદ્વેગ પામેલા સિંહો તથા વાઘો આકાશમાં ઉછળી ઉછળીને ઉંધે માથે અગ્નિમાંજ પડવા લાગ્યા. બળી જતાં સિંહ, વાઘ તથા મૃગ આદિ જાનવરોનો કરૂણાજનક કોલાહલ જામી રહ્યો. બળી જવા લાગેલાં લીલાં વૃક્ષો

છમછમાટ ભરેલા જળનો સ્રાવ કરવા લાગ્યાં. ભસ્મથી તથા અંગારાઓથી વ્યાપ્ત થયેલો પવન મોટા જોસથી ફુંકવા લાગ્યો. ધૂમાડાની મોટી મોટી શેડો આકાશમાં વાદળાંઓના જેવો દેખાવ દેવા લાગી. પક્ષીઓ તથા જાનવરોએ આર્તનાદ કરી કરીને છોડી દેવાતો અને છોડી દેવાના સમયમાં પણ તેઓનાં પ્રાણ લેતો એ પર્વત અતિ ક્રૂર જેવો દેખાવા લાગ્યો. તે જાણે ઈંદ્રના વજ્રથી ત્રુટવા લાગ્યો હોય તેમ અનેક શિલાઓથી વીંખાઇ જવા લાગ્યો. પર્વતને સળગાવનારા ક્ષત્રિયો અગ્નિથી સંતપ્ત થવાને લીધે અરધો અરધો કોસ દૂર જઇને ઉભા રહ્યા, પણ કોઈ પ્રદેશમાંથી શ્રી કૃષ્ણ અને બલભદ્રના અચાનક નિકળી પડવાની આશા રાખતા હોવાને લીધે ભારે સાવચેતી રાખવા લાગ્યા.

આવી રીતે પર્વત બળી જવા લાગતાં, વૃક્ષો દગ્ધ થઇ જવા લાગતાં, ધૂમાડાના સમૂહથી સઘળી દિશાઓ અલક્ષ્ય થઇ જતાં, પર્વતનું મૂળ પણ શિથિલ થવા લાગતાં અને નિરપરાધ જાનવરોનો કલ્પાંત વરતી રહેતાં કોપ પામેલા બલભદ્રે શ્રી કૃષ્ણને કહ્યું કે "આપણને વાસ્તે આ પર્વત બળેછે અને તેમાં અસંખ્ય સ્થાવર જંગમ પ્રાણીઓનો પ્રલય થાય છે. તો તેથી જગતમાં આપણી અપકીર્ત્તિ ગવાશે. માટે આ પર્વતના કરજમાંથી ઉતરવાને વાસ્તે આપણે અહીંથી જરાસંધની સેનામાં ઠેકી પડી કતલ ચલાવવી એ યોગ્ય છે. ચાલો હવે ઠેકીજ પડીએ." આ શબ્દો બોલાઇ રહેતાંજ બન્ને ભાઇઓ પર્વતના શિખર ઉપરથી અચાનક જરાસંધની સેનામાં ઠેકી પડ્યા. ઠેકવા વખત બન્નેના પગોની ભીંસથી ગોમંત પર્વત કેટલોક ધરતીમાં નીચે ઉતરી ગયો અને નીચોવાતા વસ્ત્રની પેઠે તેના સઘળા પ્રદેશોમાંથી જળની અપાર ધારાઓ નિકળવા લાગતાં અગ્નિ પણ ઘણે ભાગે શાંત થઈ ગયો.

શ્રી કૃષ્ણ તથા બલભદ્રને વીજળીના સપાટાની પેઠે સેનામાં આવેલા જોઇ સર્વ ક્ષત્રિયો અપૂર્વ ક્ષોભ પામ્યા અને તેઓનાં વાહનો પણ મૂઢ બની ગયાં. આ વખત આકાશમાંથી શ્રી કૃષ્ણના હાથમાં ચક્ર તથા કૌમોદકી વગેરે અને બલભદ્રના હાથમાં હલ મુસલ વગેરે દિવ્ય શસ્ત્રો પ્રાપ્ત થયાં. સઘળાં શસ્ત્રો ક્ષત્રિયોનાં લોહી પીવાને વાસ્તે તરસ્યાં હતાં, માંસો ખાવાને વાસ્તે ભૂખ્યાં હતાં, દિવ્ય માળાઓ તથા ચંદનો વગેરેથી શણગારેલાં હતાં, હજારો વીજળીઓના જેવી પ્રભાથી વ્યાપ્ત હતાં અને તેઓની પછવાડે સેંકડો રાક્ષ-

સો તથા માંસ ભક્ષક પ્રાણીઓનાં ટોળાંઓ જોવામાં આવતાં હતાં. બલભદ્રે હળમુસળ વગેરેથી અને શ્રી કૃષ્ણે શાર્ઙ્ગ ધનુષમાંથી છૂટતાં બાણોથી તથા ચક્ર વગેરે શસ્ત્રોથી સેનાની કતલ ચલાવવા માંડી. બન્ને ભાઇઓએ હાથી, ઘોડા, રથો તથા યોદ્ધાઓની એવી કતલ ચલાવી કે જેથી સઘળી સેનામાં ત્રાસ વરતી રહ્યો અને ક્ષત્રિયો ભયભીત થઇને ભાગવાજ લાગ્યા. જરાસંધે તેઓને પડકાર્યા કે "અરે! ક્ષત્રિયો થઇને આવું બીકણપણું રાખો છો માટે તમોને ધિક્કાર છે. જે પુરૂષ ક્ષત્રિયનો પુત્ર થઇને રણમાંથી ભાગે તેને બ્રહ્મ-હત્યાથી પણ અધિક પાપ લાગે છે. આ પગેપાળા, એકલા અને અલ્પ બળ-વાળા બે ગોવાળીયાથી ભય પામીને ભાગો છો? મારૂં વચન માનો, જલદી પાછા વળો, ચિંતા નહિ કરો અને ગભરાઓમાં. હું હમણાંજ એ બન્નેને યમ-રાજાના મહેમાન બનાવી દઉંછું." જરાસંધનાં વચનો સાંભળી સર્વ ક્ષત્રિયો ઉત્સાહથી ભરપૂર થઇ પાછા રણભૂમિમાં આવીને શ્રી કૃષ્ણ અને બલભદ્રની ઉપર બાણો વગેરે અનેક શસ્ત્રોની ભયંકર વૃષ્ટિઓ કરવા લાગ્યા પણ મેઘની ધારાઓથી જેમ પર્વતો કંપે નહિ તેમ શસ્ત્રોની વૃષ્ટિઓથી એ બન્ને ભાઇઓ અકંપિતજ રહેવા લાગ્યા. બખતરોથી, ખડ્ગ વગેરે આયુધોથી, રથો વગેરે વાહનોથી અને છત્ર ચામરો વગેરેથી શોભી રહેલા ઘણા ઘણા ક્ષત્રિયો શ્રી કૃષ્ણના ચક્રના અગ્નિમાં આહુતિઓરૂપ થવા લાગ્યા. બલભદ્ર અનેક ક્ષત્રિ-યોને તથા તેઓનાં વાહનોને હળવડે ખેંચી ખેંચીને મુસલથી ચૂર્ણ કરી ના-ખવા લાગ્યા. પવનની મદદથી અગ્નિની પેઠે દિવ્ય શસ્ત્રોની મદદથી વૃદ્ધિ પામેલા એ બન્ને ભાઇઓએ શત્રુઓને નિશ્ચેષ્ટ કરવા માંડ્યા. તેઓના પ્રહારો-થી ત્રુટી જતા રથો ચાલવામાં પણ અશક્ત થઇ ગયા, હાથીઓ દંતૂસળો ભાંગી જતાં ચીસો પાડવા લાગ્યા, ઘોડાઓ છુંદાઇ જઇને આર્ત્તનાદ કરવા લાગ્યા અને યોદ્ધાઓ પ્રલયની દશાનો અનુભવ કરવા લાગ્યા. ચક્રથી તથા મુસલથી પાયમાલ થયેલું જરાસંધનું સૈન્ય રણભૂમિની સામે જોવાને પણ અશક્ત થઇ ગયું. પીડાયેલા, ચગદાઇ ગયેલા, ચીરાઇ ગયેલા, ત્રુટી ગયેલા, હાંફતા, કણકણતા, આર્ત્તનાદ કરતા અને તરફડતા યોદ્ધાઓની, હાથીઓની અને ઘોડાઓની સંખ્યા કોઇ પણ રીતે કરી શકાય એવું રહ્યું નહિ. યોદ્ધા-ઓનાં અને વાહનોનાં લોહીથી આર્દ્ર થયેલી, કેશોથી, અસ્થિઓથી, આંતર-ડાંઓથી, માંસોથી તથા મસ્તકોથી ઢંકાઇ ગયેલી અને ફુચાવડીઓના તથા

ગીધો વગેરેના ભયંકર શબ્દોથી ગાજી રહેલી રણભૂમિ મહાકાલી જેવી દેખાવા લાગી. પ્રલયકાળના સૂર્ય જેવા ચક્રને તથા મહાકાલી જેવી કૌમોદકી ગદાને હાથમાં લઇ રણભૂમિમાં ફરતા શ્રી કૃષ્ણે શત્રુઓની સઘળી સેનાને નિરૂદ્યમ થયેલી જોઇ પોકાર કર્યો કે "વીર લોકો! તમો કુલીન, શસ્ત્રવિદ્યામાં પૂરી કેળવણી પામેલા, દૃઢ નિશ્ચયવાળા અને સૈન્યની મોટી સંપત્તિવાળા, છતાં કેમ લડતા નથી? શા માટે ભાગો છો? હું મારા મોટા ભાઈ સહિત તમારી સામે ઉભો છું તે છતાં તમો ભાગવાથી કેમ લજાતા નથી? અને પરિણામ જોયા વગર કેવળ સાહસથીજ તમોને લડાઈમાં ફસાવનારો જરાસંધ મારી સામે શા માટે આવતો નથી?" શ્રી કૃષ્ણનો પોકાર સાંભળી દરદ નામનો એક મહા બળવાન રાજા મદોન્મત્ત હાથીની પેઠે દોડ્યો. બલભદ્રે તેના ખભામાં હળ લગાવી નજદીકમાં ખેંચી લઇ મુસળનો પ્રહાર કરતાં તેનું આખું માથું ધડમાંજ પેસી ગયું. દરદનું મરણ થતાં ક્રોધ પામેલો જરાસંધ ઇંદ્રની સામે જેમ વૃત્રાસુર દોડે તેમ બલભદ્રની સામે દોડી લડવા લાગ્યો. ગદાઓ લઇને સામસામા દોડતા, પગોના ધમાકાઓથી ધરતીને ધ્રુજાવતા, પરસ્પરને ઠગીને પરસ્પરના પ્રહારોને વ્યર્થ કરી દેતા અને મદોન્મત્ત હાથીઓના જેવા લાગતા એ બે મહાયોદ્ધાઓને યુદ્ધ કરતા જોઇ સઘળા યોદ્ધાઓ લડાઇ છોડી દઇ ત્રાહિતની પેઠે તેમનું યુદ્ધ જોવા લાગ્યા અને અનેક દેવતાઓનાં વિમાનોથી આકાશ પણ સંકીર્ણ થઇ ગયું. લડવા લાગેલા જંગલી હાથીઓના દંતોસળો ભટકાતાં જેવો અવાજ તેવો બન્નેની ગદાઓ અથડાવાથી અવાજ ઉઠવા લાગતાં દશે દિશાઓ ગાજવા લાગી. એ અવાજોથી દૂરના લોકોને વજ્રપાતની શંકા થવા લાગી. છેવટ અસંત વેગમાં આવી બલભદ્રે જરાસંધને જીવથી મારી નાખવાનો દાવ ઉઠાવતાં પ્રથમની પેઠેજ આકાશવાણી થઇ અને તેથી બલભદ્રે તેને છોડી દીધો. જરાસંધ ગભરાઇ લડાઇ છોડી દઇ ત્યાંથી ખસી જઇ હાર ખાઇને ચાલી નિકળ્યો. સિંહના ત્રાસથી જેમ મૃગો ભાગી જાય તેમ જરાસંધના પક્ષના અવશેષ રહેલા સઘળા યોદ્ધાઓ આ બન્ને ભાઇઓના ત્રાસથી નાસી ગયા અને રણભૂમિ ફક્ત શિયાળ વગેરે માંસ ભક્ષક પ્રાણીઓથીજ સંકીર્ણ દેખાવા લાગી.

આ વખતે ચેદિ દેશનો રાજા દમઘોષ કે જે યુદ્ધ પ્રસંગમાં જરાસંધની સાથેજ હતો તે વસુદેવની સાથેના પોતાના સગપણનું સ્મરણ કરી જરાસંધ-

થી છૂટો પડી પોતાના સૈન્ય સહિત શ્રી કૃષ્ણની પાસે આવ્યો અને બોલ્યો કે "શ્રી કૃષ્ણ! બલભદ્ર! હું તમારો સગો ફુવો થાઉં છું. તમે મને પ્રિય છો તેથી હું તમારી પાસે આવ્યો છું અને હવે તમારાજ પક્ષમાં રહેવા ઇચ્છું છું. તમારી સાથેનો વિગ્રહ છોડી આપવા મેં દુર્બુદ્ધિ જરાસંધને ઘણી ઘણીવાર સમજાવ્યું પણ તેણે મારૂં કહ્યું માન્યું નહિ તેથી આજ મેં તેને છોડી દીધો છે અને તે હારખાઇ આ વખત નાસી ગયો છે. પણ તેથી તમારે એમ નહિ સમજવું કે હવે એ નિર્વૈર થઇ પોતાના દેશમાં જાય છે. હજી પણ તે તમારી ઘણે પ્રકારે છેડ કરશે માટે સાવધ રહેજો. હવે ચાલો આપણે સૈન્ય સહિત કરવીરપુરમાં જઇએ અને ત્યાંના રાજા શૃગાલવાસુદેવને જોઇએ. તમો બન્નેને વાસ્તે મેં આ બે ઉત્તમ રથો તૈયાર રખાવેલા છે."

"ફુવા! અમો કે જેઓ લડાઇમાંજ લાગેલા છીએ અને આ વખતે અનાથ જેવા છીએ તેઓને તમે દેશકાળને અને બાંધવપણાને છાજતાં વચનામૃતથી સ્વસ્થ કર્યા છે. દેશકાળને યોગ્ય, હિત અને મધુર વચનના વક્તાઓ જગતમાં દુર્લભ હોય છે. આજ તમારા સમાગમથી અમો અનાથ મટીને સનાથ થયા છીએ. અમોને તમારા જેવા સહાયક મળ્યા તેથી હવે અમોને કશું અપ્રાપ્ય રહેશે નહિ. અમો તમારી સહાયતાથી જરાસંધને તથા જરાસંધ જેવા બીજા રાજાઓને પણ ત્રોડી પાડવા સમર્થ થઇશું. તમો યાદવોના મુખ્ય સગા છો અને વળી રાજાઓમાં શ્રેષ્ઠ ગણાઓ છો. હવે તમારી ઇચ્છા હોય તો ચાલો કરવીરપુરમાં જઇએ."

આ પ્રમાણે વાતચિત કરી શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા દમઘોષ રથોમાં બેસી સૈન્ય સહિત ત્યાંથી ચાલી માર્ગમાં ત્રણ રાત રહી ચોથે દિવસે કરવીરપુરના પાદરમાં આવીને ઉતર્યા. એઓ તો ફક્ત સમાગમનીજ ઇચ્છાથી આવ્યા હતા પણ મૂઢ બુદ્ધિવાળા અને મદોન્મત્ત શૃગાલવાસુદેવના સમજવામાં આવ્યું કે "આ લોકો જરાસંધને હરાવી હવે મને દબાવવા આવ્યા છે. આવી ઉંધી સમજને લીધે કશી પણ પૂછપાછ કર્યા વગર લડાઇની તૈયારી કરી ધનુષબાણ ધરી તે તેમની સામે આવ્યો. ધનુષના ટંકારથી તથા રથના ધ્વનિથી પૃથ્વીને કંપાયમાન કરતો શૃગાલવાસુદેવ યુદ્ધની ઇચ્છાથી ચડેલો જોવામાં આવતાં શ્રી કૃષ્ણ તરતજ તેની સામે યુદ્ધ કરવા સજ્જ થયા.

"તમોએ ગોમંત પર્વતમાં ધણી વગરના, મૂર્ખ અને નબળા રાજાઓનો

પરાજય કર્યો છે તેમ મારો પરાજય કરવાને તમો શક્તિમાન નથી. નાહક સૈન્યને કપાવવું યોગ્ય નથી એમ ધારીને હું એકલોજ યુદ્ધ કરવા આવ્યો છું માટે મારી સામે યુદ્ધ કરો." આ પ્રમાણે બોલી શૃગાલવાસુદેવે શ્રી કૃષ્ણપર અનેક તીક્ષ્ણ બાણો ફેંક્યાં. એટલે તરત શ્રી કૃષ્ણે ચક્ર ફેંકીને તેનું મસ્તક ઉડાવી દીધું. શૃગાલવાસુદેવ મરણ પામતાં રણભૂમિમાં આવેલા, અત્યંત ધ્રૂજતા તથા શ્રી કૃષ્ણના હાથથી પોતાનો પણ વિનાશ થવાની ધાસ્તી રાખતા તેના મંત્રીઓ તથા સેનાપતિ વગેરે લોકોને શ્રી કૃષ્ણે પોતાના કમળ જેવા સુંદર હાથની ચેષ્ટાથી અભય આપીને મેઘનાદ જેવા ગંભીર સ્વરથી કહ્યું કે "કોઇએ ભય પામવું નહિ. હું આ પાપી રાજાના દોષથી નિરપરાધ લોકોને કદી પણ મારવાનો નથી." શ્રી કૃષ્ણ આમ બોલતા હતા તેટલામાં શૃગાલવાસુદેવની પદ્માવતી નામની રાણી પોતાના શક્રસેન નામના પાટવી કુંવરને સાથે લઇ રોતી રોતી શ્રી કૃષ્ણની પાસે આવી નમ્રતાથી બોલી કે "જેને તમે યુદ્ધમાં માર્યો છે તેનો આ રાંક પુત્ર તમારી શરણે આવ્યો છે. આ કુંવરનો પિતા જો તમને નમ્યો હોત અને બાંધવ થઇ ઉભો રહ્યો હોત તો તે કદી પણ આ રીતે કંગાળ થઇ રણભૂમિમાં શયન કરત નહિ અને અમો પણ આવા દારૂણ પરિતાપમાં પડત નહિ. હવે મરણ પામેલા તમારા બાંધવના આ પુત્રને તમારે પોતાનોજ પુત્ર સમજીને પાળવો યોગ્ય છે."

"રાજપત્ની! મારા મનમાં જે રોષ હતો તે આ તમારા દુરાત્મા પતિની સાથેજ જતો રહ્યો છે. હવે અમો પ્રથમની પેઠે આ રાજકુળના બાંધવજ છીએ. તમારાં નિર્દોષ વચનો ઉપરથી હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે આ કુંવર જેમ શૃગાળનો પુત્ર છે તેમ મારો પણ પુત્રછે. તમારા પુત્રને અભય આપવા ઉપરાંત હું અભિષેક પણ આપું છું, માટે તમારા ગોરને, મંત્રીઓને તથા પ્રજાઓને બોલાવો અને શક્રસેનનો બાપદાદાના રાજ્યમાં અભિષેક કરાવો."

શ્રી કૃષ્ણની આજ્ઞા સાંભળી સર્વત્ર આનંદ વરતી રહ્યો. ગોર તથા મંત્રી વગેરે લોકો અભિષેકના કાર્યને વાસ્તે હાજર થયા. શ્રી કૃષ્ણે તથા બલભદ્રે રાજકુમાર શક્રસેનને સિંહાસન ઉપર બેસાડી તેના મસ્તક ઉપર શાસ્ત્રોક્ત રીતે અભિષેક કર્યો. અભિષેકની ક્રિયા થઇ રહ્યા પછી શ્રી કૃષ્ણ બલભદ્ર તથા દમઘોષ એ ત્રણે જણા પોતાના રથો જોડાવીને મથુરા તરફ ચાલ્યા અને શક્રસેન તેઓને વળાવી શૃગાલવાસુદેવને વિધિ પ્રમાણે દાહસંસ્કાર આપી

કરવીરપુરમાં ગયો.

માર્ગમાં પાંચ રાત વ્યતીત થયા છતાં દમઘોષના સમાગમના આનંદને લીધે એક રાત વ્યતીત થયા જેવુંજ ગણતા શ્રી કૃષ્ણ તથા બલભદ્ર છઠ્ઠે દિવસે મથુરામાં આવી પહોચતાં ઉગ્રસેન આદિ સઘળા યાદવોએ શહેરને શણગારી મોટી ધામધૂમથી તેઓનું સામયું કર્યું. શહેરમાં ઈંદ્રોત્સવના સમય જેવો હર્ષ વરતી રહ્યો અને દુંદુભિઓ તથા બીજાં પણ હર્ષસૂચક અનેક વાજાંઓ વાગવા લાગ્યાં. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર સુભ મુહૂર્ત્તમાં મથુરામાં પ્રવેશ કરી ઘેર જઇ માતાપિતાને પ્રણામ કરી પ્રથમની પેઠેજ ઉગ્રસેનને અનુસરીને રહેવા લાગ્યા અને દમઘોષ વસુદેવ વગેરે યાદવોને મળી તેઓની રજા લઇને સ્વદેશમાં ગયો.

બલભદ્ર કેટલાક દિવસો સૂધી મથુરામાં રહી વ્રજના ગોવાળીયાઓના સ્નેહનું સ્મરણ કરી શ્રી કૃષ્ણની અનુમતિ લઇને વ્રજમાં ગયા. ત્યાં નંદરાયે તથા સઘળા ગોવાળીયાઓએ તેમને ઘણું માન આપ્યું. બલભદ્ર કશું અભિમાન નહિ રાખતાં પ્રથમની પેઠેજ ગોવાળીયાઓને બોલાવવા લાગ્યા તથા તેઓની સાથે વર્ત્તવા લાગ્યા. ગોવાળીયાઓ કંસના વધનું, જરાસંધના પરાજયનું અને સઘળા રાજાઓને વશ કરવા વિષેનું અભિનંદન આપીને વ્રજનું સ્મરણ કરવાનો ઉપકાર માનવા લાગતાં બલભદ્ર બોલ્યા કે "તમોને અમો યાદવો કરતાં પણ અધિક બંધુઓ ગણીએ છીએ. અમારી બાલ્યાવસ્થા અહીં વ્યતીત થઈ છે, અમો અહીં આનંદથી રહ્યા હતા અને તમોએજ અમોને ઉછેરી મોટા કર્યા છે એ વાત અમો શી રીતે ભૂલી જઇએ. અમોએ અહીં લાંબા કાળ સૂધી ગાયો ચારી છે અને તમારાં ઘરોમાં ભોજન કર્યાં છે." બલભદ્રના આવા શબ્દોથી ગોવાળીયાઓને અવર્ણ્ય આનંદ, વિસ્મય તથા સ્નેહ ઉત્પન્ન થયો. નંદ તથા યશોદા પોતાને સ્વર્ગની પદવીએ પહોંચેલાં માનવા લાગ્યાં. ગોવાળીયાઓએ બલભદ્રને ઘણી ઘણી ગોઠો આપી, ઉત્તમ ઉત્તમ મદ્યો પાયાં, ઉત્તમ ઉત્તમ ભોજનો જમાડ્યાં અને વૃંદાવનનાં તથા ગોવર્દ્ધનનાં તે તે સ્થળોમાં રમત ગમ્મતથી પ્રસન્ન કર્યા. એક દિવસે મદિરાથી મત્ત થઇ વૃંદાવનના પ્રદેશમાં ગોપીઓની સાથે વિહાર કરતા બલભદ્રે નહાવાની ઇચ્છાથી યમુનાજીને પોતાની પાસે બોલાવ્યાં, પણ તેમને હાજર નહિ થયેલાં જોઇ કોપથી હળ ભરાવી પોતાની પાસે ખેંચી લઇને તેમાં સ્નાન કર્યું.

"મહાબાહુ શ્રી કૃષ્ણ! તમે અહીંથી વિજયને વાસ્તે જવા ઇચ્છો છો તો અમોને પણ સાથે લઇ જાઓ. અમો તમારા બાહુબળના આશ્રયથીજ નિર્ભય રહીએ છીએ અને તમારી ગેરહાજરીમાં અનાથ જેવા થઇ જઇએ એમ છીએ. એટલા માટે જ્યાં જ્યાં પધારો ત્યાં ત્યાં અમોને સાથે રાખીનેજ પધારો." આમ ઉગ્રસેન રાજાએ વિવ્હળ થઇને વિજ્ઞપ્તિ કરતાં શ્રી કૃષ્ણે તેને કહ્યું કે "હમણાં જાળવી જાઓ. પછી જેમ તમો રાજી થશો તેમ કરીશ" આમ ઉત્તર આપી ચતુરંગિણી સેનાને સાથે લઇ શ્રી કૃષ્ણ મથુરામાંથી ચાલ્યા. બરાબર સ્વયંવરના મુકરર કરેલા દિવસ કરતાં એક દિવસ વહેલા કુંડિનપુરના પાદરમાં આવી પહોંચ્યા. ત્યાં મોટી ધામધૂમ મચી રહી હતી, સ્વયંવરની ક્રિયાને વાસ્તે મોટો અદ્દભુત મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો, નોતરેલા રાજાઓને વાસ્તે ઉતારાના બંદોબસ્તો થઇ ગયા હતા, સર્વ રાજાઓએ પોતપોતાની સેનાના જૂદા જૂદા પડાવ નાખ્યા હતા અને રાજાઓનો મોટો મેળાવડો થવાથી મહાસાગર જેવો દેખાવ થઇ રહ્યો હતો.

કુંડિનપુરનો અધિપતિ ભીષ્મકરાજા દેશાંતરોથી આવેલા તથા આવતા રાજાઓની પરોણાગત કરવા વાસ્તે શહેરની બહારજ રહ્યો હતો. તેને શ્રી કૃષ્ણના આવવાની ખબર પડી તોપણ તેણે તેને કશું માન આપ્યું નહિ, ઉતારો પણ આપ્યો નહિ અને પોતા તરફથી કોઇ માણસોને પણ તેની પાસે મોકલ્યાં નહિ. આથી કોપ પામેલા શ્રી કૃષ્ણે કુંડિનપુરના પાદરમાં સહુ રાજાઓની હારે પડાવ નાખવાનું અયોગ્ય ધારી ત્યાંથી ચડી સ્વારીએ ભીષ્મકના પિતા કૈશિક નામના રાજાની વિદર્ભા નામની નગરી કે જે કુંડિનપુરથી બહુ દૂર નહિ હતી તેના પાદરમાં જઇ પડાવ નાખવાનું દુરસ્ત ધાર્યું. પણ તેની સાથે તેજ વખતે ભીષ્મક વગેરે સઘળા રાજાઓને પોતાનો કાંઇ અદ્દભુત પ્રભાવ દેખાડતા જવાનો પણ નિશ્ચય કર્યો. સર્વ રાજાઓને ત્રાસ આપવાને માટે તેણે મનથી ગરૂડજીનું સ્મરણ કર્યું કે તરતજ ગરૂડજી આકાશમાંથી ગુપ્ત રીતે આવીને તેમની પાસે હાજર થયા. ગરૂડજી સૌમ્યરૂપ ધરીને શ્રી કૃષ્ણની પાસે આવ્યા તોપણ તેમની પાંખોના જોરથી પ્રેરણા પામેલા પ્રબળ પવન વડે સઘળા રાજાઓ તથા તેઓનાં માણસો કંપાયમાન થઇને ઉંધે માથે ધરતીપર પડી ગયાં અને સર્પોની પેઠે લાંબાં થઇ જઇને તરફડવા લાગ્યાં. રાજાઓએ પાંખોની ઝપાટ ઉપરથી ગરૂડજીના આવવાની શંકા ધરીને આંખો

ઉઘાડી જોયું ત્યાં દિવ્ય માળાઓવાળા, દિવ્ય લેપનવાળા, પાંખોથી વારંવાર પૃથ્વીને ધ્રુજાવતા, પીઠ ઉપર અનેક આયુધોવાળા, શ્રી કૃષ્ણનો હસ્ત ધરાવવા માટે નીચું માથું કરીને ઉભેલા, પગોથી એક મોટા સફેદ નાગને ખેંચતા, સોનેરી રંગનાં પિચ્છોવાળા અને પહાડ જેવા કદવાળા ગરૂડજી સર્વના જોવામાં આવ્યા. ગરૂડજી આવતાંજ તેમને સાથે લઇ શ્રી કૃષ્ણ તે સ્થળમાં ઉતારો કર્યા વગર ત્યાંથી ચાલી નિકળી વિદર્ભા નગરીના પાદરમાં ગયા. શ્રી કૃષ્ણને આવેલા સાંભળી કૈશિકરાજા સામૈયું કરી અર્ઘ્યપાદ્યથી પૂજન કરીને તેમને સૈન્ય સહિત પોતાના શહેરમાં પધરાવી લાવ્યો અને સુંદર ઉતારો આપી ખાદ્યપાનાદિકથી ઘણી ઘણી બરદાસ કરવા લાગ્યો.

શ્રી કૃષ્ણ કુંડિનપુરના પાદરમાંથી ચાલી નિકળ્યા પછી ઉભા થઇ શકેલા જરાસંધ વગેરે રાજાઓ પોતપોતાના ઉતારાઓની સંભાળ લીધા પછી ભીષ્મકરાજાની સભામાં એકઠા થયા. સઘળા રાજાઓ વિચિત્ર બિછાનાંઓ-વાળાં રત્નમય સિંહાસનો ઉપર બેસીને સ્થિર થતાં જરાસંધે ઉભા થઇ ભાષણ કર્યું કે "રાજાઓ! મારા વિચાર પ્રમાણે હું બોલું છું તેનું શ્રવણ કરો. કૃષ્ણ એ નામથી કહેવાતો વસુદેવનો બળવાન પુત્ર ઘણા યાદવોના સૈન્યની સાથે કન્યાને વાસ્તે અહીં આવેલો છે અને વળી ગરૂડને પણ સાથે લેતો આવેલ છે. એ કૃષ્ણ આ સ્વયંવરમાં કન્યાને મેળવવાને વાસ્તે યત્ન કર્યા વગર કદી રહેશે નહિ. માટે આ વિષયમાં બલાબલનો નિશ્ચય કરી જે કાંઇ નીતિ ભરેલું અને હિતકારી કાર્ય જણાય તે કરવાની ગોઠવણ કરો. વસુદેવના એ બે બળવાન પુત્રોએ ગોમંત પર્વતમાં જે યુદ્ધ કર્યું હતું તેમાં ગરૂડનું કે સૈન્યનું સાહાય્ય નહિ છતાં પણ કેવું પરાક્રમ કર્યું હતું તે તમારા જાણવામાં છે. આજ એ કૃષ્ણ ગરૂડનું તથા યાદવોનું સાહાય્ય લઇને અહીં લડાઇ કરે તો કેવું થાય? કૃષ્ણ કન્યાને વાસ્તે ગરૂડ ઉપર બેસીને યુદ્ધ કરશે તો તેની સાથે કોણ ઉભી શકે એમ છે? જો રૂકિમણી રૂક્મીના દાબને લીધે કૃષ્ણને નહિ વરે તો તે બળાત્કાર વાપરીને પણ રૂકિમણીને લઇ જશે. માટે તે વિષે વિચાર કરો."

"મહાબાહુ જરાસંધ જે કાંઇ કહે છે તે બરાબર કહે છે. હમણાંજ ગરૂડની પાંખોના પવનથી આપણે સઘળા કેવા ક્ષુબ્ધ થઇ ગયા હતા? કૃષ્ણ જો ગરૂડની ઉપર બેસીને યુદ્ધ કરે તો તેની સામે ક્ષણમાત્ર પણ આપણામાંથી કોઇ ટકી શકે તેમ નથી. દરેક સ્વયંવર રાજાઓના આનંદને વધારે છે પણ

આ સ્વયંવર તો રાજાઓની કતલ કરાવે એમ જણાય છે. કૃષ્ણ જો અહીં આવતજ નહિ તો સારૂં થાત. પણ હવે તો શું થશે તે કહી શકાતું નથી."

"જરાસંધે તથા સુનીથે જે કહ્યું તે વિચારીને કહ્યું છે. પણ આ વિષયમાં તમોને સ્મરણ આપવા વાસ્તે મારે બોલવું પડે છે કે જેમ આપણે સઘળા કન્યાને વાસ્તે આવેલા છીએ તેમ કૃષ્ણ પણ કન્યાને વાસ્તે આવેલ છે. આપણે ગોમંત પર્વતમાં લડાઇ કરવાને વાસ્તેજ ગયા હતા પણ અહીં કંઇ લડાઇ કરવા આવેલા નથી એ કૃષ્ણના જાણવામાં પણ હોવું જોઇએ. કૃષ્ણ મૂર્ખ નથી પણ મહાવિચક્ષણ છે તેથી તે કદી પણ નાહક લડાઇ ઉઠાવે એમ સમજવું નહિ. આપણે જો દ્વેષથી ભરેલા રહીશું તો જ્યાં જઇશું ત્યાં કજીયો ઉઠશે. માટે અહીં તો કૃષ્ણની સાથે પ્રીતિ કરી લેવાને વાસ્તેજ યત્ન કરવો યોગ્ય છે જેથી સ્વયંવરમાં રૂક્મિણી કોઇ બીજા વરને પસંદ કરે તો તે રીતસર થયેલું જાણીને કૃષ્ણ કાંઇ વાંધો ઉઠાવેજ નહિ હાલ તો કૃષ્ણને અર્ઘ્ય વગેરે સત્કાર આપીને આપણી પંક્તિમાં દાખલ કરી લઇએ એજ મને યોગ્ય જણાય છે."

"આપણે કૃષ્ણથી ભય પામી હથિયાર છોડી દઇને તેને નમવા જઇએ એ તો મને યોગ્ય જણાતું નથી. પોતાના બળનું અપમાન કરી પરાઇ સ્તુતિ કરવી એ કુલીન ક્ષત્રિયોનો ધર્મજ નથી. આમાં દંતવક્ત્રનું બોલવું મને એટલું વાજબી લાગે છે કે કૃષ્ણ વિગ્રહને વાસ્તે આવેલ નથી અને તેથી કન્યા જેને વરશે તેનીજ થશે."

શાલ્વ રાજા બોલી રહેતાં ભીષ્મકે મનમાં વિચાર કર્યો કે "મારો પુત્ર રૂક્મી શ્રી કૃષ્ણનો નિરંતરનો દ્વેષી છે, અભિમાની છે અને કોઇથી ડરે એવો નથી તેથી જો કદાચ સ્વયંવરમાં રૂક્મિણી કૃષ્ણનેજ વરશે તો તે તેને અટકાવ્યા વગર રહેશે નહિ અને જો એમ બન્યું તો શ્રી કૃષ્ણ તેને મારી નાખ્યા વગર પણ રહેશે નહિ. માટે હાલ સ્વયંવરની વાત માંડી વાળવીજ યોગ્ય છે. હમણા તો બીજું સઘળું છોડી દઇ શ્રી કૃષ્ણને પણ સત્કાર કરવાથી રાજી કરી તેમને અને સઘળા રાજાઓને અહીંથી વિદાય કરવાનીજ યુક્તિ કરૂં" આવા વિચારથી ભીષ્મકે પોતાનો કશો પણ અભિપ્રાય બહાર નહિ પાડતાં સભાને બરખાસ્ત કરી દીધી. રાત પડી ગઇ તેથી સર્વે રાજાઓ પોતપોતાના ઉતારાઓમાં જઇ સુઇ રહ્યા અને ભીષ્મક પણ પોતાના મકાનમાં જઇ સુઇ રહ્યો.

વિદર્ભા નગરીમાં પધારેલા શ્રી કૃષ્ણનો યોગ્ય સત્કાર કર્યા પછી કૈશિક રાજાએ તથા તેના ભાઇ ક્રથ રાજાએ દરબારમાં જઈ વિચાર કર્યો કે "શ્રી કૃષ્ણ બલવત્તર છે તથા સર્વ રાજાઓથી શ્રેષ્ઠ છે માટે તેમનું સર્વોત્તમ આતિથ્ય કરવાને વાસ્તે આપણે આપણું સઘળું રાજ્યજ તેમને આપી દઈ તેમનો રાજ્યાભિષેક કરી દઇએ કે જેથી જરાસંધ વગેરે સઘળા રાજાઓની બેઠક બાબતની તકરાર ટળીજ જાય. શ્રી કૃષ્ણનો પરમ શત્રુ જરાસંધ તથા તેના અનુયાયી રાજાઓ દરેક વખતે બોલ્યા કરે છે કે શ્રી કૃષ્ણને શહેર નથી અને રાજ્યાસન પણ નથી તેથી રાજાઓના સમાજમાં તેમને તુલ્ય બેઠક શી રીતે અપાય ? શ્રી કૃષ્ણ રાજ સમાજમાં નીચા આસનપર બેસવામાં લજાઇને પોતાની મેળેજ સ્વયંવરમાં ન આવે એટલા વાસ્તે પ્રતિપક્ષી રાજાઓએ બેઠકનો વાંધો ઉઠાવ્યો છે એ આપણા ધારવામાં છે, તો આપણેજ શ્રી કૃષ્ણને રાજ્ય આપી રાજા બનાવી દઇ જરાસંધ વગેરે રાજાઓને મુંગાજ કરી દઇએ."

આવી રીતનો વિચાર કરી એ બન્ને ભાઇઓ શ્રી કૃષ્ણની પાસે જવા તૈયાર થયા તેટલામાં સ્વર્ગમાંથી ઇંદ્ર તરફથી એક દૂતે આવી દિવ્ય સિંહાસન આપીને તેઓને ઈંદ્રની આજ્ઞા સંભળાવી કે "અહીં સર્વ રાજાઓને બોલાવી શ્રી કૃષ્ણને આ સિંહાસન ઉપર બેસાડી તમો તથા સર્વ રાજાઓ તેને અભિષેક કરી "રાજેંદ્ર" પદવી આપજો. કુંડિનપુરમાં સ્વયંવરના ઉત્સવને વાસ્તે જે રાજાઓ આવેલા છે તેઓમાંથી કોઇ પણ જો શ્રી કૃષ્ણને રાજેંદ્ર પદવી આપવાના પ્રસંગ પર અહીં નહિ આવે તો તેને હું મારી નાખ્યા વગર છોડવાનો નથી. આ પ્રસંગમાં ધનનું મોટું ખર્ચ થશે અને શ્રી કૃષ્ણને પણ હવે પછી મોટો વૈભવ રાખવો પડશે, એટલા માટે હું કુબેરજીના ભંડારોના અંશ રૂપ આઠ કળશો મોકલાવીશ." દિવ્ય દૂતના મોહોડાથી આ પ્રમાણે ઈંદ્રની આજ્ઞાનું શ્રવણ કરી તે આજ્ઞાને માથે ચડાવી દૂતને વિદાય કરી બન્ને ભાઇઓએ શ્રી કૃષ્ણના ઉતારામાં આવી પ્રણામપુરઃસર વિજ્ઞપ્તિ કરી કે "દેવાધિદેવ શ્રી કૃષ્ણ ! ઇંદ્ર તરફથી આજ્ઞા મળી છે તે પ્રમાણે અમો આવતી કાલે કુંડિનપુરમાંથી સઘળા રાજાઓને બોલાવી આપને અભિષેક પૂર્વક રાજેંદ્ર પદવી આપશું અને અમારૂં રાજ્ય પણ અર્પણ કરીશું કે જેથી આપને માટે દુષ્ટ રાજાઓએ ઉઠાવેલો બેઠક બાબતનો વાંધો શાંત થઇ જશે,

એટલુંજ નહીં પણ આપને રાજ સમાજમાં સહુથી ઉંચી બેઠક મળશે. અમો જે કામ કરીએ તે કામને બીજા કોઇ રાજાઓથી કે જરાસંધથી પણ ઉથલાવી શકાતું નથી."

શ્રી કૃષ્ણે પ્રસન્ન થઇને એ વિજ્ઞપ્તિનો સ્વીકાર કરતાં કૈશિક રાજા તથા ક્રથ રાજા એ બન્ને ભાઇઓએ પોતાના દરબારમાં આવી સઘળા રાજાઓની ઉપર શ્રી કૃષ્ણને અભિષેકપૂર્વક રાજેંદ્ર પદવી આપવાની ક્રિયામાં આવવા બાબતનો ખરીતો ઇંદ્રિ તરફથી આજ્ઞા આવવા રૂપ કારણ જણાવીને લખ્યો. અને તે ખરીતો આપીને કેટલાએક સ્વારોને કુંડિનપુરમાં મોકલ્યા.

વિદર્ભા નગરીમાં આવવા વખતે કૈશિક રાજાએ શ્રી કૃષ્ણનો સત્કાર કર્યાની વાત જાસુસો મારફત કુંડિનપુરમાં સવારમાંજ સઘળા રાજાઓના સાંભળવામાં આવી હતી અને તેથી કેટલાએક રાજી થયા હતા, કેટલાએક બીકને લીધે દીન થઇ ગયા હતા અને કેટલાએક ઉદાસીન થઇ રહ્યા હતા આવી રીતે રાજમંડળમાં મોટો ક્ષોભ અને મત ભેદ ઉઠેલો જાણવામાં આવવાથી અને તેમ થવાનું કારણ પોતાનોજ અનવસ્થિત વિચાર હોવાથી ગભરાટ પામેલો ભીષ્મક રાજા તેઓને શાંત પાડવા માટે એ રાજસમાજમાં આવેલો હતો. તે વાતચિત કરવાની તૈયારી કરતો હતો તેટલામાં વિદર્ભા નગરીથી આવેલા સ્વારોએ પેલો ખરીતો જરાસંધના હાથમાં આપ્યો અને જરાસંધે તે ઉખેડીને સર્વ રાજ મંડળને વાંચી સંભળાવ્યો. વિદર્ભા નગરીમાં શ્રી કૃષ્ણનો રાજ યોગ્ય સત્કાર થવાની ખબર મળતાં જે રાજાઓ રાજી થયા હતા તેઓ આ ખરીતો સાંભળી વિશેષ રાજી થયા, જેઓ બીકને લીધે દીન થઈ ગયા હતા તેઓ વિશેષ દીન થઇ ગયા અને જેઓ ઉદાસીન થઇ રહ્યા હતા તેઓ શ્રી કૃષ્ણના પક્ષમાં મળવાની યોજના કરવા લાગ્યા. સઘળી સભામાં મોટું આશ્ચર્ય વર્ત્તી રહ્યું, નવોજ દેખાવ દેખાવા લાગ્યો, કેટલાએક પ્રતિપક્ષી રાજાઓ ઇંદ્રિના શાપના ભયથી ગભરાઇ ચિંતા કરવા લાગ્યા અને જરાસંધ વગેરે મોટા શત્રુઓ તો બોલવા લાગ્યા કે "શ્રી કૃષ્ણે વિદર્ભામાં જઇ કૈશિક રાજાને ભમાવીને આ એક જાતની ફેરબ ભરેલી ખટપટજ ઉઠાવેલી છે." આવી રીતે રાજાઓમાં ઉઠેલી ગડબડને જોઇ ઇંદ્રે આ વખતે પણ પોતાનો એક દૂત કુંડિનપુરના રાજ સમાજની ઉપર મોકલ્યો.

"હું ઇંદ્રિ તરફથી આવેલો છું. રાજાઓ! ભગવાન ઇંદ્ર તમોને આજ્ઞા

કરે છે કે તમો શ્રી કૃષ્ણની સાથે તથા પરસ્પરમાં પણ સંપ કરીને પ્રીતિથી વર્ત્તો. શ્રી કૃષ્ણ સર્વથી પ્રબળ તથા શ્રેષ્ઠ છે માટે તેમની સામે વૈર રાખવું ઉચિત નથી. હું શ્રી કૃષ્ણને અભિષેક પૂર્વક રાજેંદ્ર પદવી પામેલા જોવાને ઇચ્છું છું. માટે તમો વિદર્ભામાં જઇ ક્રથ તથા કૈશિકની સાથે મળીને મોટી ધામધૂમથી શ્રી કૃષ્ણનો વિધિ પ્રમાણે અભિષેક કરી તેમને રાજેંદ્ર પદવી આપો. અને પછી શ્રી કૃષ્ણના હાથથી ઉત્તમ ઉત્તમ પોશાકો લઇ મોટા આનંદથી સ્વયંવરમાં આવો. જરાસંધ, રૂક્મી, સુનીથ અને શાલ્વ એ ચાર રાજાઓએ સ્વયંવરના રંગ મંડપને અશૂન્ય રાખવા માટે અહીં રહેવું અને બાકીના સઘળા રાજાઓએ વિદર્ભામાં જવું. આ સમય કુસંપ રાખવાનો નથી પણ સંપ અને પ્રેમ બાંધવાનો છે."

આકાશમાં ઉભેલા દૂતના મોહોડામાંથી આ પ્રમાણે ઇંદ્રની આજ્ઞાનું શ્રવણ કરી ભીષ્મક આદિ સર્વ રાજાઓ પોતપોતાનાં સૈન્યો સહિત વિદર્ભામાં જવા તૈયાર થયા અને મનમાં ખેદ પામતા છતાં પણ તે સઘળાઓને સંમતિ આપવાની જરાસંધને ફરજ પડી. પુત્રના દોષથી મનમાં દાહ પામતો ભીષ્મક રાજા કુંડિનપુરમાંથી સઘળા રાજાઓને સાથે લઈ વિદર્ભા નગરીમાં ગયો. ત્યાં ઇંદ્રે શ્રી કૃષ્ણના અભિષેકના કાર્યને વાસ્તે સ્વર્ગમાંથી મોકલેલી, પતાકાઓથી તથા ધ્વજોથી શોભી રહેલી, દિવ્ય રત્નોની પ્રભાથી ચકચકિત થયા કરતી, દિવ્ય બિછાનાંઓવાળી, દિવ્ય બેઠકોવાળી, દિવ્ય પુષ્પોના સુગંધથી ભરપૂર થયેલી, આસપાસ સેંકડો વિમાનોથી વીંટાયેલી, કૈશિક રાજાએ મધ્યમાં ગોઠવી રાખેલા દિવ્ય સિંહાસનથી અંતઃકરણોનું આકર્ષણ કરતી અને જોનારાઓનાં નેત્રોને પોતાની પ્રભાથી આંજી નાખતી સુધર્મા નામની દિવ્ય સભા સર્વના જોવામાં આવી. એ સભાની આસપાસ આકાશમાં અપ્સરાઓ, વિદ્યાધરો, ગંધર્વો, કિન્નરો, સિદ્ધો તથા મુનિઓ ઉભા ઉભા શ્રી કૃષ્ણની સ્તુતિ કર્યા કરતા હતા. દેવતાઓનાં દુંદુભિઓ વાગતાં હતાં, આકાશમાં ઉભેલા દેવતાઓના હાથથી દિવ્ય ગંધવાળાં ચૂર્ણો ફેંકાયા કરતાં હતાં. વિમાનમાં બેઠેલો ઇંદ્ર પ્રત્યક્ષ આકાશમાં આવી ઉભો હતો અને સઘળા લોકપાલ દેવતાઓ પોતપોતાની દિશામાં ઉભા રહી શ્રી કૃષ્ણના વિજયનો ઉદ્ઘોષ કરતા હતા.

આ સઘળું જોઇ વિસ્મય પામેલા રાજાઓ વાહનો ઉપરથી ઉતરી

ઉતરીને સભાના દ્વાર આગળ આવતાં કૈશિક રાજા તેઓની સામે જઇ યોગ્ય સત્કાર કરી નમ્રતા પૂર્વક હાથ પકડી પકડીને સર્વને સભાની અંદર લઇ જવા લાગ્યો. સઘળા રાજાઓ સ્થિર થઇને સભામાં બેઠા પછી વિજ્ઞપ્તિ મોકલવામાં આવતાં સર્વ મંગળોથી અલંકૃત થયેલા શ્રી કૃષ્ણ પોતાના ઉતારામાં-થી સભા તરફ પધાર્યા. આ વખત આકાશમાં આવીને સજ્જ રહેલા આઠે દિવ્ય કલશો દિવ્ય જળનાં બિંદુઓથી, દિવ્ય પુષ્પોથી, દિવ્ય ગંધોથી અને દિવ્ય રત્નોથી માર્ગમાંજ શ્રી કૃષ્ણને વધાવવા લાગ્યા. સભાના દ્વાર પાસે આવી પહોંચતાં સઘળા રાજાઓએ પ્રત્યુત્થાન આપી સત્કાર કર્યો. દિવ્ય સુગંધ પદાર્થોથી અને દિવ્ય પુષ્પોની માળાઓથી સર્વનો વિધિપૂર્વક સત્કાર કરી તેઓની રજા લઇ શ્રી કૃષ્ણ ઇંદ્રે મોકલાવેલ દિવ્ય સિંહાસનપર બિરાજ્યા. મહા બળવાન ગરૂડજી મનુષ્યના જેવું રૂપ ધરીને શ્રી કૃષ્ણની જમ-ણી તરફ બેઠા અને કૈશિક, ક્રથ તથા ભીષ્મક ડાબી તરફ જૂદા જૂદા આસન પર બેઠા. સાત્યકિ વગેરે મુખ્ય મુખ્ય યાદવો પણ ડાબે પડખેજ બેઠા અને બીજા રાજાઓ પણ પ્રથમથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે પોતપોતાની બેઠક ઉપર બેસી ગયા. અભિષેકની ક્રિયા શરૂ કરવામાં આવી. બ્રાહ્મણો દિવ્ય સ્વરો-થી વેદ મંત્રોના ઉચ્ચાર કરી પુણ્યાહવાચન વગેરે કરવા લાગ્યા. કૈશિક રાજાએ પ્રસિદ્ધ રીતે પોતાનું રાજ્ય અર્પણ કરીને રત્નમય કળશથી અભિષેક પૂર્વક પૂજન કર્યું અને તે પછી છડીદાર ક્રમ પૂર્વક નામો પોકારતો ગયો તેમ તેમ સર્વ રાજાઓએ ઉઠી ઉઠીને શ્રી કૃષ્ણના મસ્તક ઉપર અભિષેક કર્યો અને તિલક કરી પોતપોતાની મહત્તા પ્રમાણે ભેટો ધરી. અભિષેક પૂર્વક રાજેંદ્ર પદવી આપવાની ક્રિયા સમાપ્ત થતાં સર્વ રાજાઓ પોતપોતાના આસનપર સ્થિર થઇને બેઠા એટલે કૈશિક રાજાએ ઉભા થઇ હાથ જોડી શ્રી કૃષ્ણને વિજ્ઞપ્તિ કરી કે "જે જે રાજાઓએ આજ દિવસ સૂધી આપને સાધારણ ક્ષત્રિય સમજીને આપની સામે વિરોધ કર્યા છે તેઓની ઉપર આપે ક્ષમા રાખવી."

"મહારાજા કૈશિક! જેઓ ક્ષત્રિય ધર્મને અનુસરી યુદ્ધ કરે તેઓની ઉપર મારા મનમાં સ્થાયી વૈર યુદ્ધ થઇ રહ્યા પછી એક દિવસ પણ રહેતું નથી. જેઓ ક્ષત્રિય ધર્મ પ્રમાણે મારી સામે લડેલા છે તેઓના ઉપર મારે ક્રોધ શા માટે રાખવો જોઇએ? રાજાઓ! જે થયું તે થયું અને જેઓ મરણ

પામ્યા તેઓ સ્વર્ગમાં ગયા. જન્મવું અને મરવું એ તો દેહધારીઓનો ધર્મજ છે. માટે હવે તમારે કોઇએ મરણ પામેલાઓને વાસ્તે કાંઇ શોક રાખવો નહિ. તમો નિર્વૈર થાઓ અને હું પણ ક્ષમા રાખવામાંજ રાજી છું."

ઉભા રહી એ પ્રમાણે બોલી સિંહાસનપર બિરાજી શ્રી કૃષ્ણે સઘળા રાજાઓનો તથા તે પ્રસંગમાં જે કોઇ માણસો હતાં તેઓનો વસ્ત્રોથી તથા આભરણોથી સત્કાર કર્યો. દરેક રાજાને યોગ્ય રીતે વસ્ત્રો તથા આભરણો આપવા ઉપરાંત તેઓમાં જે જે માંડલિક હતા તેઓને એક એક લાખ સોનામોહોર આપી અને જેઓ માંડલિક રાજાઓના ઉપરીઓ હતા તેઓને અર્બુદ અર્બુદ સોનામોહોર આપી. ઉગ્રસેન હાજર નહિ હતા તોપણ તેમના નામથી એક લાખ સોનામોહોર યાદવોને આપી અને બીજાં સઘળાં માણસોને દશ દશ હજાર સોનામોહોરો આપી. પોશાકો તથા ઇનામો દેવાઇ રહ્યા પછી તરત વેળા સ્વયંવરની વાત માંડી વાળવા ઇચ્છતા ભીષ્મક રાજાએ પોતાના ખરા અભિપ્રાયને ઢાંકી મીઠાં મીઠાં વચનોથી શ્રી કૃષ્ણને કહ્યું કે "રાજેંદ્ર! શ્રી કૃષ્ણ! મારો પુત્ર રૂકમી કેવળ બાળકબુદ્ધિથી પોતાની બેનનો સ્વયંવર કરવા ઇચ્છે છે પણ મારી તેમ કરવાની ઇચ્છા ન હતી અને હજી પણ નથી. સ્વયંવરની ખટપટ નહિ કરતાં કોઇ યોગ્ય વરને બોલાવી તેને કન્યા આપી દેવાનો મારો વિચાર છે; માટે હું આ સ્વયંવરને માંડીવાળું છું. આપને તથા બીજા રાજાઓને મારા પુત્રના દુર્વિચારથી કુંડિનપુરમાં પધારવાની જે તસ્દી પડી છે તે બાબત ક્ષમા માગું છું."

ભીષ્મક રાજાના પ્રપંચનું તત્વ સમજી લઇ શ્રી કૃષ્ણ ક્રોધાક્રાંત થઇને બોલ્યા કે "ભીષ્મકરાજા! તમારા પુત્રે બાલ્યાવસ્થામાંજ ઉદ્ધતાઇ વાપરીને રાજ્યમંડળમાં આવો ક્ષોભ ઉત્પન્ન કર્યો ત્યારે તે મોટી ઉમ્મરનો થશે તે વખતે કેવા કેવા અન્યાયો કરશે? જે માણસ આવા કુલીન અને ધર્માત્મા રાજાઓમાંના એક રાજાની પાસે પણ અને તે વળી ભૂલથી ખોટી વાત કરે તેને મોટું પાપ લાગે છે અને તેને માથે મોટો દંડ પડે છે, એ વાત તમારા જાણવામાં નથી કે શું? તમારો પુત્ર સર્વે રાજાઓની પાસે ખોટું બોલ્યો તેથી તેને મોટી શિક્ષા દેવી જોઇએ. તમારા પુત્રની બાબતને એક તરફ રાખી હું તમનેજ પૂછું છું કે તમારા પુત્ર રૂકમીએ સ્વયંવરનો અદ્ભુત રંગમંડપ કરાવ્યો એ તમારા જાણવાથી બહાર હતું કે શું? અહીં આવેલા મહા તેજસ્વી રાજાઓનું

તમે જાતે આતિથ્ય તથા આરાધન કર્યું છે કે નહિ? તમારા શહેરના પાદરમાં રાજાઓનાં મોટાં મોટાં સૈન્યોના પડાવ પડ્યા અને તેથી ભારે ગરદી મચી રહી એ તમારા જાણવામાં છે કે નહિ? આટલો આટલો મોટો સમારંભ થયા છતાં પણ તમને ખબર ન હોય અથવા તેમાં તમારી સંમતિ ન હોય એ વાતમાં મને મોટો સંશય રહે છે. ઘણુંકરીને મારૂં અહીં આવવું થયું એજ તમને અહિતરૂપ લાગ્યું છે, અને તેથીજ તમે મને અપાત્ર ગણીને મારૂં આતિથ્ય ન કર્યું. હું જો અહીં ન આવ્યો હોત તો તમે ખુશીથી સ્વયંવરનો ઉત્સવ કરત પણ આ તો મારા આવવાથી રખેને રૂક્મિણી શ્રી કૃષ્ણને વરે એવી શંકાનો ઉદય થવાને લીધે તમારા પુત્રની સલાહથીજ તમે સ્વયંવરને બંધ પાડો છો. ભીષ્મક રાજા! મારા આવવાથી ગભરાઈને શામાટે કન્યાદાન બંધ રાખો છો? મને છોડી દઇને જે કોઇ પાત્ર જણાય તેને સુખેથી કન્યા આપી દીયો. જે માણસ કન્યાદાનમાં વિઘ્ન નાખે તેનો નરકપાત થાય છે એમ મન્વાદિક ધર્મશાસ્ત્રકારોનું વચન મારા સ્મરણમાં છે તેથી હું તમારા ઉદ્દેશમાં વિઘ્ન નાખવા ઇચ્છતો નથી અને એટલા માટેજ હું તમારા રંગમંડપમાં પણ પેઠો નથી. હું તમારા કુંડિનપુરના પાદરમાં મારા સૈન્યને વિશ્રામ દેવા જરાવાર ખોભર્યો એ મારી ભૂલ થઇ છે. જો હું ન ખોભર્યો હોત તો આતિથ્યની બાબતમાં મારૂં અપમાન ન થાત. મને શી ખબર પડે કે તમારા ઘરથી મારૂં આતિથ્ય નહિજ કરવામાં આવે. તમારા ઘરથી આતિથ્ય નહિ મળવાને લીધે મારે લજાવું પડે એમ થયું છે તોપણ હું તે બાબતનો ખેદ ધરતો નથી, કેમકે તમે નહિ તો તમારા પિતાએ મારૂં અતિ ઉત્તમ આતિથ્ય કર્યું છે."

"રાજેંદ્ર! લોકનાથ! ક્ષમા કરો. હું અજ્ઞાની છું, મારૂં રક્ષણ કરો. અમોએ આપને ઓળખ્યા નહિ એ અમારી ભૂલ થઇ છે. જે કામ અવિચારથી આરંભવામાં આવે તે કામ સિદ્ધ નજ થાય એ સ્વાભાવિક છે. મને શરણાગત સમજીને મારી જે ભૂલ થઇ છે તેને આપ સુધારી લ્યો. હું આપને દયાળુ સમજીને કશી ધાસ્તી નહિ રાખતાં ખરી વાત જાહેર કરી દઉં છું કે આપના આવવાથી "સ્વયંવર કરવામાં આવશે તો રૂક્મિણી આપનેજ વરશે" એમ ધારીને મારો પુત્ર રૂક્મી સ્વયંવરને બંધ રખાવે છે. આમ છે તોપણ આપે અમારા ઉપર ક્રોધ નહિ કરવો."

"ભીષ્મકરાજા! આ વિષયમાં ગભરાવાનું અને દીન વચન બોલવાનું શું

પ્રયોજન છે ? તમે તમારી કન્યા મને આપો કે ન આપો એ તમારી મરજી ઉપર છે. એ વિષયમાં બીજો કોઇ પણ તમારો નિયંતા નથી. મારાથી તો તમને "મને આપો" એમ ન કહી શકાય અને "બીજાને આપો" એમ પણ ન કહી શકાય. તમારી પુત્રી અત્યંત રૂપવતી અને ગુણવતી હોવાથી મને તેની આકાંક્ષા રહેતી હતી પણ જ્યારે તમારો અને તમારા પુત્રનો આવો અભિપ્રાય છે તેથી હું હવે સ્વદેશમાં જવા ઇચ્છું છું. હું અહીંથી ગયા પછી સ્વયંવર કરશો તોપણ ધારેલા વરને કન્યા આપી શકાશે નહિ. માટે મારી સલાહ માનો તો હવે સ્વયંવર બંધ રાખી ગમે તે યોગ્ય વરને જોઇ કન્યા આપી દેજો. તમે તમારી કન્યા મને ન આપો તેમાં મારે ક્રોધ રાખવાનું કશું કારણ નથી અને તમારે ક્ષમા માગવાનું પણ કશું કારણ નથી. તમારૂં કલ્યાણ થજો. હવે અમો મથુરા નગરીમાં જવાની અનુજ્ઞા લઇએ છીએ. કૈશિકરાજાએ તથા ક્રથરાજાએ અમારા ઉપર જે હાથ રાખ્યો છે તેનો બદલો અમારાથી વાળી શકાય તેમ નથી".

આટલું બોલી ભીષ્મકની, બીજા રાજાઓની અને વિશેષે કરીને કૈશિકની તથા ક્રથની અનુજ્ઞા લઇ શ્રી કૃષ્ણ સઘળા યાદવો સહિત સભામાંથી ઉઠીને પોતાના રથની પાસે જતાં ભીષ્મક રાજી થયો પણ બીજા રાજાઓ સ્વયંવર અટકવાની વાત સાંભળી ખેદ પામ્યા. ભીષ્મકે શ્રી કૃષ્ણને પ્રસન્ન રાખવા માટે ઘણા ઘણા ઉત્તમ મણિઓ, રત્નો તથા સોનામોહોરો આપી તે લીધા છતાં પણ પોતાના મૂળ ઉદ્દેશને પાર પાડવાની ઇચ્છાથી તેને પોતાનું ચતુર્ભુજ રૂપ દેખાડતા દેખાડતા રથમાં બિરાજી ઇંદ્રે મોકલાવેલ દિવ્ય સિંહાસનને સાથે લઇ શ્રી કૃષ્ણે ત્યાંથી પ્રયાણ કર્યું. દેવતાઓ પોતાની સભાને પાછી સ્વર્ગમાં લઇ ગયા. એક ગાઉ સુધી વળાવવા આવેલા સઘળા રાજાઓને સન્માનપૂર્વક પાછા વાળી ગરૂડજીને સાથે લઇ શ્રી કૃષ્ણ આગળ ચાલ્યા. તેની સેનાથી દશે દિશાઓ શોભવા લાગી અને વાહનોના શબ્દોથી, નગારાંઓના ધ્વનિઓથી અને વીર લોકોના સિંહનાદોથી ગાજવા લાગી.

શ્રી કૃષ્ણને વળાવી સઘળા રાજાઓ "સ્વયંવર ખરેખર અટક્યો કે નહિ" એ જોવાને વાસ્તે ભીષ્મકની પાછળ પાછા કુંડિનપુરમાં આવ્યા. ત્યાં ભીષ્મકે રાજસમાજ એકઠો કરી તેમાં "સ્વયંવર કરવામાં આવે તો તેથી શ્રી કૃષ્ણની સાથે એવો વિરોધ થાય કે જેથી આખા જગતનો પણ ક્ષય થઇ જાય" એમ

જણાવી પોતાની ભૂલ જાહેર કરી. અને પછી ઘણી ઘણી ક્ષમા માગી રજા આપતાં ઘણાખરા રાજાઓ પોતપોતાના દેશમાં ગયા; પણ જરાસંધ, સુનીથ, દંતવક્ત્ર, શાલ્વ તથા કાશ્મીરનો ગોનર્દ વગેરે કેટલાએક રાજાઓ ભીષ્મકના ખરા અભિપ્રાયને જાણવા વાસ્તે કુંડિનપુરમાં રહ્યા. તેઓને ખોભરી રહેલા જોઇ કેટલોક સ્નેહ દેખાડીને ભીષ્મક બોલ્યો કે "તમારાં સર્વનાં માન જાળવવાને વાસ્તે અને કશો બખેડો ન ઉઠવા દેવાને વાસ્તે મેં હાલ સ્વયંવર બંધ રાખ્યો છે અને શ્રી કૃષ્ણને સ્તુતિ વગેરેથી ભલું મનાવી અહીંથી વિદાય કર્યા છે. હવે પછી વિચાર કરીને જેમ યોગ્ય જણાશે તેમ કરવામાં આવશે. તમોને અહીં તેડાવીને વૃથા તસ્દી આપી છે તે બાબત ક્ષમા માગું છું કારણ કે અમો તમારા અપરાધી થયા છીએ. સંપૂર્ણ શક્તિમાન નહિ છતાં આ વખત ક્રોધાક્રાંત થતા આ રૂક્મીને હું છોકરમતવાળોજ ગણું છું. એની છોકરમતને અનુસરવાથી મને બહુ વેઠવું પડયું છે. રૂક્મી ઘણો ગર્વ રાખી મને અવળા રસ્તામાં ઉતારવા માગે છે પણ પોતે કોઇ દિવસ શ્રી કૃષ્ણની સામે લડીને વિજય મેળવ્યો નથી એ વાતનો વિચાર કરતો નથી."

"તમારો પુત્ર રૂક્મી કે જે મહાવીર છે અને શત્રુઓનું મર્દન કરનારો છે તેના ઉપર તમારે આવી રીતનો ખેદ રાખવો એ યોગ્ય નથી. યુદ્ધમાં ક્ષત્રિયની જીત થવી કે હાર થવી એ તો દૈવનાજ હાથમાં છે, માટે તે ઉપરથી પરાક્રમી પુરૂષનું અપમાન નહિ કરવું જોઇએ. તમારો પુત્ર ભાર્ગવાસ્ત્રના પ્રભાવથી એકલોજ ક્ષણ માત્રમાં અનેક શત્રુઓનો સંહાર કરવાને સમર્થ છે, તેની સામે ટકવા શ્રી કૃષ્ણ કે બલભદ્ર વગર ત્રીજો કયો પુરૂષ શક્તિમાન છે? શ્રી કૃષ્ણ તો કોઇ વિલક્ષણ પુરૂષ છે અને તેને સદાશિવ પણ જીતી શકે તેમ નથી તેથી તેની સામે લડવામાં તમારો પુત્ર આંચકો ખાય છે તો તેટલા ઉપરથી તેને અવીર કે પરાક્રમ રહિત ગણાયજ નહિ. શ્રી કૃષ્ણને જીતી શકે એવો તો એક યવનદેશનો રાજા કાળયવનજ છે, કેમકે તે સદાશિવના વરદાનના પ્રભાવને લીધે સઘળા યાદવોને જીતે એવો છે. શ્રી કૃષ્ણ યાદવ છે અને યાદવોનો પરાજય કરવાનું કાળયવનને વરદાન છે. રાજાઓ! જો મારૂં કહ્યું માનો તો આપણા તરફથી કોઇ દૂતને કાળયવનની પાસે મોકલો કે જે તેને સમજાવીને મથુરા ઉપર ચડાઇ કરાવે."

શાલ્વ રાજાની આ વાત સર્વને પસંદ પડી અને તેથી રાજી થયેલા સર્વ

રાજાઓ જરાસંધને શાલ્વની સલાહ પ્રમાણે કરવાનું કહેવા લાગતાં ખેદ પામતો અને બન્ને લડાઈમાં સાંભળવામાં આવેલી આકાશવાણીનું સ્મરણ કરતો જરાસંધ બોલ્યો કે "એક સમય એવો પણ હતો કે જેમાં રાજાઓ પોતાનાં જતાં રહેલાં રાજ્યોને મારા આશ્રયથી મેળવી શકતા હતા અને આ સમય એવો આવ્યો કે જેમાં સઘળા રાજાઓ મને અન્યનો આશ્રય લેવાની ભલામણ કરેછે. અહો! દૈવ બલવત્તર છે અને કોઇથી પણ અટકાવી શકાય એવું નથી. દૈવની ગતિને લીધેજ આજ કૃષ્ણથી ત્રાસ પામીને બીજાનો આશ્રય લેવાનો મને વખત આવ્યો. રાજાઓ! મારી પાસે કોઇ ઉપાય રહ્યો નથી તેથી હું તમોને પરાયો આશ્રય કરાવી આપીશ પણ હું જાતે તો કોઇનો આશ્રય લેવાનો નથી. મને મરવું સારૂં લાગે છે પણ પરાશ્રય કરવો સારો લાગતો નથી. પરાયો આશ્રય કરવો એ મારાથી બની શકે તેમ નથી અને તેથી હું તો કૃષ્ણ, બલભદ્ર કે કોઈ બીજો જણ મને મારવા આવશે તેની સામે લડીશ. પરંતુ તમોને કૃષ્ણ તરફના ઉપદ્રવોમાંથી બચાવવાને વાસ્તે કાલયવન તરફ કોઇ દૂત મોકલવાની ગોઠવણ કરૂંછું. આ કામમાં વેરાન માર્ગમાંથી જઇને યવન દેશમાં પહોંચે એવો કોઇ બળવાન દૂત જોઈએ કે જેથી કૃષ્ણ તે દૂતને અધવચ અટકાવી ન શકે કે મારી ન શકે. જો તમારી મરજી હોય તો આ મહાબાહુ શાલ્વ રાજાનેજ કાલયવનની પાસે મોકલી મથુરાની, ગોમંતની તથા અહીંની સઘળી હકીકત નિવેદન કરી આપણી મદદને વાસ્તે તેને આ દેશમાં ઉતારીએ. શાલ્વરાજા! આ સઘળા રાજાઓની સંમતિ જોઇ હું તમોને ભલામણ કરૂંછું કે તમે યવનદેશમાં જાઓ. જે રીતે કાલયવન આ દેશમાં આવે, કૃષ્ણને જીતે અને તેથી અમો રાજી થઇએ એવી તજવીજ કરો. આ કામને વાસ્તે અમુક અતિ વિષમ માર્ગથી યવન દેશમાં જજો કે જેથી કૃષ્ણને ખબર જ ન પડે અને કદાચ પડે તોપણ તમને અટકાવવાની તેની કાંઇ કારી ન ફાવે."

જરાસંધ આ પ્રમાણે શાલ્વને કહી ભીષ્મક તથા બીજાઓની રજા લઇ પોતાના સૈન્ય સહિત મગધ દેશમાં ગયો, બીજા રાજાઓ પણ થોડે સૂધી જરાસંધને વળાવી આવી પોતપોતાના દેશોમાં ગયા, શાલ્વરાજા પરબારોજ રથમાં બેસીને શૂન્ય તથા વિષમ માર્ગથી યવન દેશ તરફ ચાલ્યો અને ભીષ્મક રૂકમીના અવિચારીપણાનો પશ્ચાત્તાપ કરતો કરતો પોતાના રાજ્યમાં રહ્યો.

શ્રી કૃષ્ણના આવવાથી ઉઠેલી રાજાઓની દ્વેષ ભરેલી ખટપટને લીધે સ્વયંવરનો અટકાવ થયેલો સાંભળી અત્યંત ખેદ પામેલી રૂક્મિણીએ સખીઓના મંડળમાં જઇને પ્રતિજ્ઞા કરી કે "કમળ પત્ર સરખાં નેત્રોવાળા શ્રી કૃષ્ણ સિવાય બીજા કોઇ પણ રાજાને કે રાજકુમારને હું વરવાની નથી."

# પ્રકરણ ૩૨ મું.

## કાળયવનનો કાળ.

**મહાબળવાન**, સઘળાં વ્યસનોથી દૂર રહેનારો, સદ્દગુણો ઉપર પ્રીતિ રાખનારો, સંગ્રામના દરેક પ્રકારને જાણનારો, ઉત્તમ મંત્રીઓવાળો, મહાશૂર અને ધર્મની રીતિ પ્રમાણે પ્રજાનું પાલન કરનારો યવનદેશનો રાજા કાલયવન સભામાં બેસી વિદ્વાન વિદ્વાન યવનોને એકઠા કરી રાજકીય કાર્યોનો વિચાર કરતો હતો તેટલામાં તેને પોતાને ત્યાં શાલ્વ રાજાના આવવાની ખબર મળી. ખબર મળતાં કાલયવને મંત્રીઓ સહિત સામે જઈ યોગ્ય ઉપચારોથી માન આપી પોતાના દરબારમાં તેડી લાવી હાથ પકડી સભામાં પોતાના સિંહાસન ઉપર પોતાની હારે બેસાડવા માંડતાં શાલ્વ બોલ્યો કે મહારાજ કાલયવન! હું હમણાં રાજા થઈને આવ્યો નથી પણ જરાસંધ વગેરે ઘણા રાજાઓનો દૂત થઈને આવ્યોછું તેથી આપની હારે સિંહાસનપર બેસવાને યોગ્ય નથી. રાજરાજેશ્વર મહાબાહુ જરાસંધ રાજાએ ઘણા રાજાઓની સાથે વિચાર મેળવી મને તમારી પાસે કંઈ આવશ્યક કાર્ય વાસ્તે દૂત તરીકે મોકલ્યો છે."

"મહાબાહુ શાલ્વરાજા! મહારાજ જરાસંધે કંઈ આવશ્યક કાર્ય વાસ્તે તમને અહીં દૂત તરીકે મોકલ્યા છે માટે એ કારણથી મારે તમારો વિશેષ સત્કાર કરવો જોઇએ. તમે સઘળા રાજાઓ તરફથી આવ્યા છો માટે તમારૂં પૂજન કરવાથી સઘળા રાજાઓનું પૂજન કર્યું કહેવાય. વાસ્તે મારી સાથે આ સુંદર સિંહાસન ઉપર બિરાજો."

કાલયવન તથા શાલ્વરાજા પરસ્પરનું આલિંગન કરી ક્ષેમકુશળ પૂછીને એક સિંહાસન ઉપર બેઠા. શાલ્વરાજા સ્થિર થઇને બેઠા પછી કાલયવન બોલ્યો કે "જેમ દેવતાઓ ઈંદ્રના બાહુબળનો આશ્રય કરીને નિરૂદ્વેગ રહે છે તેમ આપણે સઘળા રાજાઓ જેના બાહુબળના આશ્રયથી નિશ્ચિંત રહીએ છીએ તે મહાબાહુ મહારાજ જરાસંધને કયું કૃત્ય અસાધ્ય જણાયું છે કે જેને વાસ્તે તેમણે તમને મારી પાસે મોકલ્યા છે. ખરી હકીકત કહો. મહારાજ શી આજ્ઞા કરે છે? કોઇ કામ દુષ્કર હશે તોપણ હું જરાસંધના વચનથી કરીશ."

"રાજેંદ્ર! યવનાધિપ! જરાસંધે આપને સંદેશો કહાવ્યો છે કે અમારા દેશમાં કોઇથી જીતી શકાય નહિ એવી અને જગતમાં પૂરી પીડા કરનારી કૃષ્ણ એ નામની મોટી બલા પેદા થઇ છે. કૃષ્ણનું દુર્વૃત્ત જાણવામાં આવતાં મેં મોટી મોટી સેનાઓ લઇને મથુરા ઉપર સત્તર ચડાઇઓ કરી અને અઢારમી ચડાઇ ગોમંત પર્વત ઉપર કરી પણ સઘળી ચડાઇઓમાં મારો પરાજયજ થયો. મારી બાર અક્ષૌહિણી સેના કપાઇ ગઇ અને મારા પક્ષનાં સઘળા રાજાઓ વિજયમાં નિરાશ થઇ ગયા છે. છેલ્લીવાર ભીષ્મક રાજાના કુંડિનપુરમાં સ્વયંવરના ઉત્સવનો પ્રારંભ થયો તેમાં પણ કૃષ્ણની ખટપટથીજ વિઘ્ન પડયું છે અને સઘળા રાજાઓનું હીનપણું દેખાયુંછે. આમ થયું છે એટલા માટે તમે મથુરા ઉપર ચડાઇ લાવીને કૃષ્ણને પૂરતી શિક્ષા કરો તોજ આ દેશના રાજાઓની લાજ રહે એમ છે. તમારો પાલક પિતા યવનેંદ્ર છે પણ ઉત્પાદક પિતા ગાર્ગ્યમુનિ છે. ગાર્ગ્યમુનિએ બાર વર્ષ સુધી લોઢાનું ચૂર્ણ ખાઇ મોટું વ્રત કરી સદાશિવનું વરદાન મેળવી યાદવોને ત્રાસ આપવા માટેજ તમને જન્મ આપ્યો છે. વરદાનના પ્રભાવને લીધે તમે યાદવોને પૂરતી શિક્ષા કરી શકો એમ છો અને કૃષ્ણ જાતે યાદવ છે તેથી અમો સઘળા રાજાઓ તમારા બળ ઉપર વિજયની આશા બાંધીએ છીએ. કાલયવન! મહારાજા જરાસંધે આ પ્રમાણે કહ્યું છે તો હવે તમે તમારા મંત્રીઓની સાથે વિચાર કરી જેમ યોગ્ય જણાય તેમ કરો."

"શાલ્વરાજા! સઘળા રાજાઓ કૃષ્ણને શિક્ષા કરવાને વાસ્તે મને પ્રેરણા કરે છે તેથી આજ હું મારા આત્માને ધન્ય અને સફળ જીવિતવાળો માનું છું. હું ધારૂં છું કે કૃષ્ણ ત્રૈલોક્યથી પણ નહિ જીતી શકાય એવો હશે તોપણ રાજાઓના આશીર્વાદોથીજ હું તેને જીતી શકીશ. રાજાઓની આજ્ઞાને માથે ચડાવતાં જો મારો પરાજય થશે તોપણ તેને હું વિજય જેવોજ ગણીશ. તિથિ, નક્ષત્ર તથા મુહૂર્ત્ત બહુ ઉત્તમ હોવાથી હું આજેજ કૃષ્ણને જીતવાને વાસ્તે મથુરા તરફ પ્રયાણ કરીશ."

આ પ્રમાણે કહી કાલયવને તેજ વખતે મોટી સેનાને તૈયાર કરી મથુરા તરફ પ્રયાણ કર્યું અને શાલ્વરાજા તેની રજા લઇ પોતાની રાજધાની તરફ ચાલતો થયો. કાલયવન મથુરા તરફ ચડાઇ લઇ જતો હતો ત્યાં માર્ગમાં શક (તાતારી), તુષાર, દરદ, પારદ, શૃંખલ, ખુરાસાની તથા ઇરાની વગેરે

અનેક મ્લેચ્છો તેની સૈન્યમાં મળ્યા અને તેથી તે સૈન્ય પ્રલયકાળના સમુદ્ર જેવું દેખાવા લાગ્યું. માર્ગમાં મ્લેચ્છોનો દેખાવ ટીડોના જેવો દેખાવા લાગ્યો, સૈન્યના ભારથી પૃથ્વી ધ્રુજવા લાગી, રજથી સૂર્ય અદૃશ્ય થઇ જવા લાગ્યો અને વાહનોનાં મૂત્રોની નદીઓ ચાલવા લાગી.

આ તરફ રાજેંદ્ર પદવી મેળવીને વિદર્ભા નગરીમાંથી ચાલેલા શ્રી કૃષ્ણે પોતાની ઉપર ઘણા રાજાઓની શત્રુતા થયાનો અને તેથી મથુરાને યાદવોની રાજધાની રાખવામાં આગળ જતાં ઘણી અડચણો પડવાનો વિચાર કરી રાજધાની સ્થાપવાને વાસ્તે કોઇ બીજી જગ્યા શોધી કહાડવાના નિશ્ચયથી તે શોધને માટે ગરૂડજીને રસ્તામાંથીજ વિદાય કર્યા. અને વિદાય કરતી વખતે પશ્ચિમ સમુદ્રના કિનારાપર કુશસ્થલી (હાલની દ્વારકા) નામની નગરી કે જે કેટલાક કાળથી ઉજડ પડી હતી અને જો તે સઘળા સમાવેશને લાયક હોય તો ત્યાંજ નવી રાજધાની સ્થાપવી એમ પોતાના મનમાં હતું તેથી પ્રથમ તેજ જગાની ચોકસી કરવાની ભલામણ કરી. ગરૂડજીને પશ્ચિમ દિશા તરફ મોકલ્યા પછી શ્રી કૃષ્ણ યાદવોના સૈન્ય સહિત કુચ મુકામ કરતા કરતા મથુરાની સમીપમાં પહોંચતાં ઉગ્રસેન રાજાએ સામૈયું કરવાની તૈયારી કરી. શ્રી કૃષ્ણને રાજેંદ્ર પદવી મળવાની ખબર તો ઉગ્રસેનને પ્રથમથીજ મળી હતી. જે દિવસે એ વધામણી આવી હતી તે દિવસથીજ ઉગ્રસેને દેવમંદિરોમાં મહાપૂજાઓ ભરાવવા માંડી હતી, રાજ્યમાં તથા શહેરમાં મોટો ઉત્સવ કરાવવા માંડ્યો હતો, રાજમાર્ગોમાં તથા ગલીઓમાં સુગંધી જળના છંટકાવ કરાવવા માંડ્યા હતા અને દરબારમાં મોટી સભા ભરી નાચ તથા ગાયનો વગેરે કરાવવા માંડ્યાં હતાં. તેમજ સર્વ સ્થળે ધ્વજાપતાકાઓ મૂકાવી હતી, વસુદેવના ઘરને ઇંદ્રના ઘર જેવું શણગાર્યું હતું અને દરેક ઘરમાં રમણીય રોશની કરાવી હતી. આ ઉત્સવ ચાલી રહ્યો હતો તેવામાં સામૈયું કરવાનો ઉત્સવ પ્રવર્ત્તી રહ્યો. હાથી, ઘોડા, રથો તથા પાલખીઓ વગેરે વાહનોને શણગારી શણગારી તૈયાર કરવામાં આવ્યાં, ચારે તરફ ધૂપદીપાદિક તથા સ્તુતિ પાઠો વગેરે મંગળો થવા લાગ્યાં અને સ્ત્રીઓ વધાવવા વાસ્તે પુષ્પો વગેરે મગાવીને સ્વારીની રાહ જોવા લાગી.

ઉગ્રસેન વસુદેવને ઘેર જઇ વધામણી આપી બલભદ્રની સાથે ગોઠવણ કરી મોટી સવારી સાથે અર્ઘ્યપાદ્યાદિક લઇને મથુરામાંથી બહાર નિકળ્યા. તેટલામાં

શ્રી કૃષ્ણના પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. છત્ર ચામરોથી શોભતા, દિવ્ય રત્નમય આભરણોવાળા, રાજ લક્ષણોથી સંપન્ન અને સૂર્યની પેઠે પ્રકાશતા શ્રી કૃષ્ણ દૂરથી જોવામાં આવતાં ઉગ્રસેન રથમાંથી ઉતરી પડવા લાગ્યા પણ "તમારા ઉપર શ્રી કૃષ્ણ પ્રસન્નજ છે માટે તમારે વિશેષ ઉપચારો કરવાની કશી જરૂર નથી" એમ કહી બલભદ્રે તેમને પોતાની સાથે રથમાં બેસાડી રાખ્યા. શ્રી કૃષ્ણ પાસે આવી પહોંચ્યા. ત્યારે ઉગ્રસેન અર્ઘ્યપાદ્યાદિક આપવા તૈયાર થયેલ જોવામાં આવતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "મેં પ્રથમ તમને અર્ઘ્યપાદ્ય આપ્યાં છે તેથી હવે તમારે મને અર્ઘ્યપાદ્ય આપવાં યોગ્ય નથી. મને જો કે રાજેંદ્ર પદવી મળી છે તોપણ યાદવોના રાજા તમે છો તેથી મારા પણ રાજા છો. તમારે મારી સમક્ષમાં છત્રચામર વગેરે મહારાજ ચિન્હો ધરવામાં કશો સંકોચ રાખવો નહિ. વિદર્ભાનગરીમાં રાજાઓને મારા તરફથી જે પ્રમાણે પોશાકો તથા રોકડ દેવામાં આવેલ છે તે પ્રમાણે તમારે વાસ્તે પણ રાખેલ છે. વિકદ્રુ વગેરે મુખ્ય મુખ્ય યાદવોને વાસ્તે દશ દશ હજાર, તેઓથી ઉતરતાઓને વાસ્તે હજાર હજાર અને આ શેહેરના બીજા લોકોને વાસ્તે પણ અમુક અમુક સંખ્યાની સોનામોહોરો રાખેલી છે." આ પ્રમાણે કહી દિવ્ય આભરણો વગેરેથી ઉગ્રસેન રાજાનો સત્કાર કરી ગાજતે વાજતે શ્રી કૃષ્ણ મથુરામાં પધાર્યા. બંદિજનો સ્તુતિ કરવા લાગ્યા, પ્રજાઓ પ્રણામ કરવા લાગી, સ્ત્રીઓ વધાવવા લાગી, બ્રાહ્મણો આશીર્વાદના મંત્રો બોલવા લાગ્યા, શ્રી કૃષ્ણ અનંત દાનો દેવા લાગ્યા, વસુદેવના તથા દેવકીના ભાગ્યની પ્રશંસા થવા લાગી, ઉગ્રસેન રાજા હાથીપર બેસી શ્રી કૃષ્ણની ઉપર સુવર્ણનાં પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા, સર્વ મનુષ્યો નેત્રારૂપ પ્યાલાઓથી શ્રી કૃષ્ણના મુખારવિંદના મકરંદને પીવા લાગ્યાં હોય એવાં દેખાવા લાગ્યાં, ઇંદ્રલોકમાંથી આવેલું સિંહાસન જોવામાં આવતાં તથા બીજી પણ કેટલીક અદ્ભુત હકીકત સાંભળવામાં આવતાં સર્વ લોકો વિસ્મયમાં મગ્ન થવા લાગ્યાં અને વસુદેવ, દેવકી તથા રોહિણી એઓ તો હર્ષથી એવાં મૂઢ બની ગયાં કે કશું કરવામાં પણ સમર્થ રહ્યાં નહિ. ઉગ્રસેને શ્રી કૃષ્ણને પ્રથમ પોતાના દરબારમાં પધરાવી પોતાની રાણીના હાથથી કંસનું સઘળું ધન તેમના ચરણમાં અર્પણ કરાવવા માંડતાં શ્રી કૃષ્ણે "મેં મથુરાના રાજ્યની કે ધનની ઇચ્છાથી રાજેંદ્ર પદવી મેળવી નથી માટે આ ધન મારે જોઇતું નથી" એમ કહી સઘળું ધન

પાછું વાળીને પોતાનું સિંહાસન પણ ઉગ્રસેનને આપી દીધું અને તેમના રાજ્યને પૂરતી મદદ આપ્યા કરવાનું વચન આપ્યું.

ઉગ્રસેનની આશ્વાસના કરી શ્રી કૃષ્ણ તથા બલભદ્ર માતાપિતાની પાસે જવાને વાસ્તે દરબારમાંથી ઉઠતાં ઉગ્રસેન એવીજ સવારીથી તેમને પહોંચાડવા ગયા. ઘેર જઇ શ્રી કૃષ્ણે માતાપિતાને પ્રણામ કર્યા અને સ્નેહથી પરિપૂર્ણ હૃદયવાળાં માતાપિતાએ તેમને આલિંગન કરી ખોળામાં બેસાડી આશીર્વાદ આપ્યા. આ વખત મથુરાનગરી સ્વર્ગલોકને છોડી દઇને પૃથ્વી ઉપર ઉતરી આવેલી અમરાવતી નગરી જેવી દીસવા લાગી. લોકો વસુદેવના ઘરને જોઇ દેવલોકનીજ કલ્પના કરવા લાગ્યાં.

આ પ્રમાણે ઉત્સવ વર્ત્તી રહ્યો હતો તેવામાં ત્યાં ગરૂડજી આવી પહોંચતાં શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા ઉગ્રસેન એ ત્રણે ઉઠી ગરૂડજી સાથે એકાંતમાં ગયા.

"ગરૂડજી ! ઘણા રાજાઓની સાથે અમોને વિરોધ ઉત્પન્ન થયો છે, જરાસંધ પ્રબળ શત્રુ છે અને અમારૂં સૈન્ય ઘણુંખરૂં નષ્ટ થઇ ગયુંછે. જરાસંધની પાસે એટલી બધી ફોજ છે કે જેનો અમારાથી સો વર્ષે પણ વિનાશ કરી શકાય એમ નથી અને જરાસંધ અમારા હાથથી મરે એમ પણ નથી. તેમાં વળી ઓછામાં પૂરૂં તેણે દૂત કરી મોકલેલા શાલ્વરાજાની પ્રેરણાથી મહા બળવાન કાલયવન મોટી ફોજ લઇ મથુરા ઉપર આવવાને વાસ્તે યવનદેશમાંથી નિકળી ચૂકેલો સાંભળવામાં આવે છે. આમ ચારેકોરથી દાવાનલ સળગ્યો છે માટે હવે મથુરામાં રહેવામાં મારૂં કે મારા મોટાભાઇનું શ્રેય નથી એમ હું ધારૂં છું. તો આ બાબતમાં તમારો શો વિચાર છે? કાલયવન સદાશિવના વરદાનના પ્રભાવને લીધે કોઇ યાદવના હાથથી મરે એમ નથી એટલુંજ નહિ પણ સઘળા યાદવોનો પરાજય કરવાને પણ શક્તિમાન છે."

શ્રી કૃષ્ણ ! હું તમારા અભિપ્રાયને બધી રીતે મળતો છું. હવે તમારે પશ્ચિમ સમુદ્રના કિનારાપર હાલ ઉજ્જડ પડેલી કુશસ્થલી નામની નગરી વસાવીને ત્યાં રહેવું યોગ્ય છે. જરાસંધ વગેરે શત્રુઓને એ સ્થળ સૂધી આવવામાં ઘણી અડચણો પડે એમ છે. હું હમણાંજ એ પ્રદેશને જોઇ ચાલ્યો આવું છું. મને એ પ્રદેશ તમારે વાસ્તે સગવડવાળો જણાયો છે અને જો ધીરે ધીરે સમુદ્રના અમુક ભાગને બૂરી દઇ જગાને વિસ્તીર્ણ કરવામાં આવશે તો કશી ખામી રહે એમ નથી."

ગરૂડજીની સલાહ સાંભળી તે પ્રમાણે કરવાનું સ્વીકારીને શ્રી કૃષ્ણે તેને રજા આપી અને આ ખાનગીમાં કરેલો ઠરાવ યાદવોની સભામાં જાહેર કરવાનો પોતાનો નિશ્ચય તેણે ઉગ્રસેનને જણાવ્યો. તે સાંભળી ઉગ્રસેને વિજ્ઞપ્તિ કરી કે "અમો આપના બાહુબળના આશ્રયને લીધેજ કોઇપણ શત્રુથી ભય પામતા નથી. જો આપ છોડી દીયો તો અમો પતિ વગરની સ્ત્રીઓ જેવા થઇ રહીએ તેમ છીએ. માટે આપ વિજયને વાસ્તે જ્યાં પધારો ત્યાં અમોને સાથે લઇનેજ પધારજો." "બહુ સારૂં. જેમ તમો ખુશી થશો તેમજ કરીશ." એમ કહી વચમાં કેટલાએક દિવસો આડા નાખી શ્રી કૃષ્ણ યાદવોની મોટી સભા એકઠી કરવાનો વિચાર કરતા હતા તેટલામાં મથુરામાં ખુલ્લી અને પાકી ખબર આવી પહોંચી કે "જરાસંધ કાલયવનને સાથે લઇ મથુરાની ઉપર મોટી ચડાઇ લઇ આવે છે." આ ખબર શહેરમાં ફેલાતાં અને તેથી યાદવો તથા સઘળું શહેર ત્રાસ પામવા લાગતાં શ્રી કૃષ્ણે તેજ દીવસે મોટી સભા એકઠી કરી. સભા ભરાઇ જતાં તેઓ ઉભા થઇ ગંભીર સ્વરથી બોલ્યા કે "સભાસદો! જરાસંધ તથા કાલયવન મોટી સેના લઇને આપણા ઉપર ચડી આવેછે. આપણું સૈન્ય થોડું હતું તેમાંથી પણ કેટલુંક કપાઇ ગયું છે અને જરાસંધની તથા કાલયવનની અપાર ફોજ સો વર્ષે પણ આપણાથી ત્રોડી શકાય તેમ નથી. જરાસંધના બળને આપણે સંપૂર્ણ રીતે જાણીએ છીએ. સદાશિવના વરદાનના પ્રભાવને લીધે કાલયવન યાદવોને ત્રોડવાની શક્તિ ધરાવેછે અને તે તમારા પણ જાણવામાં હશેજ. આમ હોવાથી હવે આપણે નિવાસ સ્થળ બદલાવવું એ મને યોગ્ય જણાય છે. અને તેથી મેં પશ્ચિમ સમુદ્રના કિનારાપર નવી નગરી વસાવવાનું ધાર્યું છે. આ વિચાર જો તમોને યોગ્ય જણાય તો સંમતિ આપો અને અયોગ્ય જણાય તો કૃપા કરીને બીજી સલાહ આપો. ત્રાસ આવ્યાની વાતને એક બાજુ રાખી બીજી રીતે વિચાર કરવામાં આવે તોપણ આ માથુર પ્રદેશ બહુજ ઓછા વિસ્તારવાળો, શત્રુઓ તરત પહોંચી શકે એવો અને આપણાં દિવસે દિવસે વધતાં જતાં બાલબચ્ચાંઓનો તથા સૈન્યોનો પૂરતો સમાવેશ ન થાય એવો છે. તેથી આ દેશને છોડી બીજા દેશમાં રહેવું યોગ્ય જણાયા વગર રહેશે નહિ. જરાસંધ આપણો પરમ શત્રુ છે, યાદવોએ પીડેલા બીજા ઘણા રાજાઓ તેના પક્ષમાં ભળ્યા છે અને જેઓ યાદવોના પક્ષમાં હતા તેઓ પણ કંસના વધથી ઉદ્વેગ પામી એદિલ

થઇ તેનો આશ્રય લઇ આપણને હેરાન કરવા ઇચ્છે છે. આપણે જરાસંધને ઘણીવાર હરાવ્યો છે તેથી કદાચ તેના બળને ન ગણકારીએ તોપણ કાળ સરખા કાલયવનના નવીન ઉત્પાતથી તો અવશ્ય ડરવું પડે એમજ છે".

"શ્રી કૃષ્ણ! આપનું કહેવું સઘળું યથાર્થ છે. આપે જે ધાર્યું છે તે યોગ્ય છે અને સુખેથી તેવી ગોઠવણ કરી અમારી સર્વની રક્ષા કરો. આપણે આ દેશમાં પડ્યા રહીશું તો કદી પણ વધશું નહિ એટલુંજ નહિ પણ ઉલટા ખરાબ થઇશું."

"યાદવો! જો એમજ સહુનો નિશ્ચય હોય તો આજનો દિવસજ બહુ સારો છે તો આજેજ અહીંથી સપરિવાર પ્રયાણ કરો અને આ શહેરમાં રહેનારી બીજી પ્રજાને પણ ઢંઢેરો પીટાવી ખબર આપો કે જેઓને અમારી સાથે આવવાની ઇચ્છા હોય તેઓએ આજેજ અહીંથી પ્રસ્થાન કરવું. મેં કાળયવનને પાછો વાળવા માટે ઘણી તજવીજો કરી, પણ મદથી અને બળથી બેછક વરતતો તે યવન કેવળ લડાઈ કરવાનેજ ઇચ્છે છે. થોડા દિવસ ઉપર મેં મારો દાખલો બેસાડવા માટે એક કાળોતરા નાગને ઘડામાં નાખી ઘડાનું મોહોડું બંધ કરી તે ઘડો દૂત મારફત તેની પાસે મોકલાવ્યો હતો પણ તેણે એ ઘડો ખોલી તેમાં મોટા નાગને જોઇ પોતાનો દાખલો બેસાડવા તેમાં લાખો કીડીઓ ભરીને પાછો મારા તરફ મોકલાવ્યો. મેં ઘડાને ઉખેડી અંદર જોયું તો ત્યાં એ કીડીઓ આખા નાગને ખાઇજ ગઇ હતી. આ ઉપરથી તથા ઉપર જણાવેલાં બીજાં કારણોથી પણ હાલ આપણો કોઇ ઉપાય ચાલે તેમ નથી, માટે અહીંથી ખસી નિકળવું એજ શ્રેષ્ઠ છે."

શ્રી કૃષ્ણનાં વચનો સાંભળી સઘળા યાદવો પોતાના જ્ઞાતિઓને, બાંધવોને તથા સ્વજનોને સાથે લઇ નગરાંઓની ઉપર ડંકા દઇ જેમ સમુદ્રમાંથી ભરતીના પ્રવાહો નિકળે તેમ મથુરામાંથી નિકળવા લાગ્યા. વાહનોના તથા માણસોના શબ્દોથી દિશાઓ ગાજવા લાગી. પોતપોતાનાં સૈન્યોને, માલમિલકતને તથા સ્ત્રીપુત્રાદિકને સાથે લઇ ઉતાવળથી કુચ મુકામ કરતા જતા યાદવો થોડા દિવસમાંજ પશ્ચિમ સમુદ્રને કિનારે પહોંચ્યા. અનેક લતાઓથી વિચિત્ર, નાળીયેરીઓની ઘાટી ઝાડીવાળા, કેતકીઓનાં વનોથી શોભતા અને બીજાં પણ અનેક જાતનાં વૃક્ષોથી વ્યાપ્ત રહેતા પશ્ચિમ સમુદ્રના કિનારાના પ્રદેશોને જોઇને યાદવો સ્વર્ગના જેવો આનંદ માનવા લાગ્યા અને ત્યાં સૈન્યોના

પડાવ નાખી રક્ષણના યોગ્ય બંદોબસ્તો કરી જૂદા જૂદા તંબુઓ ખડા કરીને તેમાં રહ્યા. શ્રી કૃષ્ણે એ પ્રદેશોમાં ચારે બાજુ ફરી ફરીને એક વિસ્તીર્ણ પ્રદેશ કે જે રેતીવાળો તથા રાતી માટીવાળો, વાહનોને હિતકારી, ઉત્તમ લક્ષણોથી સંપન્ન, સમુદ્રના જળમાંથી આવતી હવાના પ્રભાવને લીધે સર્વદા રોગોના સંચારથી રહિત અને ગિરનાર નામના મોટા પર્વતથી વધારે દૂર ન હતો તેને નગરી વસાવવાના સ્થાનરૂપે પસંદ કર્યો અને તેમાં વિસ્તીર્ણ ચોપડ જેવા માર્ગોની રચનાવાળી દ્વારવતી અથવા દ્વારકા નામની નગરી વસાવવાનો નિશ્ચય કર્યો. આ સમયમાં એટલુંજ કરી યાદવોને આશ્વાસન આપી શ્રી કૃષ્ણ ત્યાંથી પગેપાળા તથા નિરાયુધજ પાછા મથુરામાં આવ્યા.

શ્રી કૃષ્ણને મથુરામાં પ્રવેશ કર્યાને થોડીજવાર થઇ તેટલામાં કાળયવને સૈન્ય સહિત આવી ચારે તરફથી મથુરાને ઘેરી લીધી, અને જરાસંધ કાળયવનને સહાય કરવા મોટી ફોજ સાથે તેને રસ્તામાં આવી મળ્યો હતો પણ "જરૂર પડશે તો બોલાવીશ" એમ કાળયવનના કહેવાથી તે પોતાના દેશના સીમાડામાં પડાવ નાખી સજ્જ થઇને રહ્યો હતો. આવો પ્રસંગ જોઇ શ્રી કૃષ્ણ મથુરાના દરવાજામાંથી બહાર નિકળીને તરતજ નાસવા લાગ્યા. શ્રી કૃષ્ણને નાસતા જોઇ અને સાંભળવામાં આવેલાં કેટલાંએક લક્ષણો ઉપરથી ઓળખી લઇ "આ નિરાયુધ તથા પગેપાળો દોડ્યો જાય છે માટે મારે પણ તેને એવીજ રીતે પકડવો જોઇએ એમ નિશ્ચય કરી સૈન્યને મથુરાના પાદરમાંજ સાવધાનપણે રહેવાની આજ્ઞા કરીને કાળયવન તેની પાછળ નિરાયુધ તથા પગેપાળોજ દોડ્યો. શ્રી કૃષ્ણ રેવતાચળ તરફ દોડવા લાગ્યા કે જેની ગુફામાં માંધાતાનો પુત્ર મુચુકુંદ નામનો રાજા લાંબા વખત સૂધી દેવતાઓના રક્ષણ માટે સ્વર્ગમાં રહી અને દેવતાઓને કાર્તિકેયસ્વામી સેનાપતિ મળ્યા પછી તેમની રજા લઇ પૃથ્વી ઉપર આવવા વખતે પૃથ્વીપર મોટી ઉથલપાથલ થયેલી જોઇ દેવતાઓ પાસેથી પોતે એકાંત સ્થળમાં લાંબા કાળ સૂધી સુઇ રહે અને તેમાં અધવચ કોઇ જગાડે તો તે બળીને ભસ્મ થઇ જાય એવું વરદાન મેળવી ઘણો વખત થયા સૂતેલો હતો. આ ખબર નારદજીના મોહોડાથી પોતાને પ્રથમજ મળેલા હોવાથી શ્રી કૃષ્ણે કાળયવનને પરબારો મુચુકુંદરાજા સાથેજ અથડાવી મારવાનો નિશ્ચય કર્યો હતો. શ્રી કૃષ્ણને પોતાથી બહુ વિશેષ ઉતાવળે નહિ દોડતાં જોઇ કાળયવન તેને પકડી લેવાની આશારૂપ પાશથી બંધાઇને તેની પાછળ

દોડતો ગયો અને તેના પ્રપંચને નહિ જાણતાં "યદુકુળમાં જન્મેલાને અને ક્ષત્રિયોમાં ઉત્તમ ગણાતાને આ પ્રમાણે ભાગવું યોગ્ય નથી" એમ બોલવા લાગ્યો. કાળયવન ઘણા વેગથી દોડતો હતો પણ શ્રી કૃષ્ણની યોગશક્તિના પ્રભાવને લીધે તે તેમને પહોંચી શકતો નહોતો અને તેથી તે તેમને દુર્વચનો સંભળાવતો જતો હતો. તિરસ્કારનાં વચનોને સહન કરતા શ્રી કૃષ્ણ એવીજ રીતે છેક રેવતાચલ સૂધી કાળયવનને લાવી ઘણા વેગથી તેની ગુફામાં પેસી ત્યાં સૂતેલાં મુચુકુંદરાજાની ઉપર પોતાનું પિતાંબર ઓઢાડી તેના મસ્તક તરફના એક ગુપ્ત સ્થળમાં છુપી રહ્યા. થાકી રહેલો દુર્મતિ કાળયવન પાછળથી ગુફામાં પેઠો અને ત્યાં સૂતેલો મુચુંકુંદ તેના જોવામાં આવતાં પીતાંબર ઉપરથી "આ દુષ્ટ કૃષ્ણ મને આટલે દૂર સૂધી લાવીને અહીં સાધુની પેઠે સૂતો છે." એમ માની તેણે તેને જોરથી પાટુ મારી. પાટુના પ્રહારથી મુચુકુંદ જાગી ઉઠયો અને બેઠો થઇ આસપાસ નજર ફેરવવા લાગ્યો ત્યાં સામે ઉભેલો કાળયવન તેના જોવામાં આવ્યો કે તરતજ તેનાં નેત્રોમાંથી પ્રગટ થયેલા દવાનળ જેવા અગ્નિથી તે યવનરાજ બળીને ભસ્મ થઇ ગયો.

આ પ્રમાણે કાળયવન કાળને વશ્ય થતાં શ્રી કૃષ્ણે મુચુકુંદને દર્શન દીધું. તેના દર્શનથી વિસ્મય પામી મુચુકુંદ બોલ્યો કે તમે કોણ છો અને અહીં શામાટે આવ્યા છો? તેમ મને આ ગુફામાં સૂતા પછી કેટલો વખત થયો છે? એ પણ જો તમારા જાણવામાં હોય તો કહો."

"હું યદુવંશમાં ઉત્પન્ન થયો છું અને વસુદેવનો પુત્ર છું. તમે ત્રેતાયુગમાં અહીં સૂતા હતા અને હાલ કલિયુગનો પ્રારંભ થયો છે." આવી રીતે શ્રી કૃષ્ણે જવાબ આપતાં પોતાને ગુરૂએ કહેલા ભવિષ્યનું સ્મરણ હોવાથી શ્રી કૃષ્ણને વિષ્ણુના અવતારરૂપ જાણી કેટલીક સ્તુતિ કરી તેમની સાથેજ મુચુકુંદ રાજા એ ગુફામાંથી બહાર નિકળ્યો. પણ પોતાનું રાજ્ય બીજાઓના હાથમાં ગયેલું અને પૃથ્વી ઉપરનાં મનુષ્યો ટુંકા કદનાં, થોડી શક્તિવાળાં તથા થોડા ઉત્સાહવાળાં જોવામાં આવતાં તે કળિકાળ ઉપર અરૂચિને લીધે શ્રી કૃષ્ણની રજા લઇ તપ કરવાને વાસ્તે હિમાલયમાં ગયો અને શ્રી કૃષ્ણ પાછા મથુરામાં આવી કાળયવનની ફોજને હસ્તગત કરી તેને સાથે લઇને ત્યાંથી પશ્ચિમ સમુદ્રને કિનારે યાદવોની પાસે ગયા. ત્યાં સઘળી હકીકત કહી સંભળાવી યવનોનું સૈન્ય તથા ધન ઉગ્રસેનરાજાને આપ્યું. હકીકત સાંભળવાથી યાદવો

બહુ પ્રસન્ન થયા અને શ્રી કૃષ્ણના મત પ્રમાણે દ્વારકા વસાવવાની ગોઠવણ કરવા લાગ્યા.

નગરીની રચના કરવા માટે શ્રી કૃષ્ણે દેશોદેશમાંથી મોટા પ્રખ્યાત કારીગરોને બોલાવ્યા અને છેવટ દેવતાઓના કારીગર વિશ્વકર્માને પણ બોલાવી લીધો. વિશ્વકર્માની સલાહથી સમુદ્રના બાર યોજન જેટલા ભાગને ખુરાવી નાખી રોહિણી નક્ષત્રવાળા શનિવારને દિવસે પુણ્યાહવાચન કરાવી પ્રથમથીજ તૈયાર કરાવેલા નકશા પ્રમાણે નગરીની રચના ગોઠવ્યા પછી કિલ્લો બંધાવવાની શરૂવાત કરી. યાદવોએ પોતપોતના હાથથી જગાઓ મુકરર કરી લીધા પછી તે જગાઓમાં વિશ્વકર્માએ સ્વર્ગલોકથી પણ અધિક શોભાવાળા પ્રાસાદો બનાવી આપ્યા અને શ્રી કૃષ્ણને વાસ્તે જે પ્રાસાદ બનાવ્યો તે તો અનુપમજ બનાવ્યો. દરબારગઢ, દરબારગઢના મેહેલો, યાદવોના મેહેલો, શ્રી કૃષ્ણનો મેહેલ, રાજમાર્ગો, ગલીઓ, બજારો, શાળાઓ, કિલ્લો, ખાંઇઓ, કોઠાઓ, જળાશયો, ત્રેવટા, ચોવટા, બગીચાઓ, દેવમંદિરો અને બીજું પણ જે કાંઇ જોઇએ તે સઘળું તૈયાર થઇ રહેતાં વાસ્તુવિધિ કરીને સઘળા યાદવોએ તે દ્વારવતી નગરીમાં પ્રવેશ કર્યો. એ નગરી જાણે પાતાળમાંથી પૃથ્વી ઉપર આવેલી નાગ લોકોની ભોગવૃતી નગરી હોય અને કૈલાસમાંથી આવેલી કુબેરજીની અલકાનગરી હોય એવી શોભવા લાગી તથા પૃથ્વીમાં સર્વ નગરીઓથી શ્રેષ્ઠ ગણાવા લાગી.

શ્રી કૃષ્ણે દ્વારકામાં નિવાસ કરી ઉગ્રસેનનેજ રાજ્યાધિશ રાખી તેના હાથથી વિશ્વકર્મા વગેરે કારીગરોનો મોટો સત્કાર કરાવ્યો. કારીગરો પોતપોતાના દેશ તરફ ચાલી નિકળવા પછી શ્રી કૃષ્ણે કુબેરજીના શંખ નામના ભંડારને બોલાવીને આજ્ઞા કરી કે "હું આ નગરીમાં કોઇ પણ માણસને ભૂખ્યો, દુર્બળ, મલિન, કૃશ, યાચના કરતો કે નિર્ધન જોવાને ઇચ્છતો નથી. માટે સર્વ લોકોને ધનાઢ્ય કરી દે." આ આજ્ઞાને માથે ચડાવી શંખનિધિએ એજ રાતમાં સર્વ લોકોને ધનાઢ્ય કરી દીધા. આકસ્મિક સંપત્તિ પ્રાપ્ત થવાથી સર્વ લોકો અપાર વિસ્મય પામ્યા. શ્રી કૃષ્ણે ઇંદ્રને કહેવરાવીને ઇંદ્રલોકમાંથી સુધર્મા નામની દિવ્ય સભા પણ ઉગ્રસેનના દરબારમાં મગાવી લીધી. ઇંદ્ર તરફથી શ્રી કૃષ્ણનું સન્માન થયેલું જોઇ વરૂણ આદિ બીજા લોકપાલોએ પણ અપાર વાહનો તથા બીજી પણ અનેક સામગ્રીઓ દ્વારકામાં મોકલાવી. દેશોદેશ-

માંથી વેપારીઓ તથા કારીગર વગેરે લોકો આવી આવીને વસવા લાગ્યા, વેપારધંધો પુષ્કળ થઇ પડ્યો અને વસ્તીની જમાવટ દિવસે દિવસે અધિક થવા માંડી. શ્રી કૃષ્ણે મુખ્ય મુખ્ય યાદવોની સાથે મત મેળવીને રાજ્યના તથા પ્રજાના હિતને વાસ્તે અનેક ઉત્તમ કાયદાઓ બાંધ્યા, ઉગ્રસેનને યાદવોના મહારાજ રાખી સાંદીપિનીને પુરોહિતની, અનાધૃષ્ટિને સેનાપતિની અને વિકદ્રુને મુખ્યમંત્રીની પદવી આપી, બીજા દશ વિદ્વાન યાદવોને મર્યાદાસ્થાપક મુખ્ય સભાસદો નિમ્યા અને સાત્યકિને સઘળા યોદ્ધાઓમાં મુખ્યપણાની પદવી આપી. રાજ્યને વાસ્તે તથા પ્રજાને વાસ્તે ઉત્તમ નિયમો બંધાતાં સઘળા યાદવો તથા બીજા પણ લોકો પરમ આનંદથી વર્ત્તવા લાગ્યા. શ્રી કૃષ્ણે જો કે કોઇ પણ પદવી લીધી નહિ તોપણ સઘળી પદવીઓ ઉપર તથા સઘળા કામો ઉપર તેમનુંજ ઉપરીપણું મનાવા લાગ્યું.

થોડી મુદતમાંજ વસુદેવે ઉગ્રસેનની તથા શ્રી કૃષ્ણની સંમતિથી બલભદ્રનું સૂર્યવંશી રેવતરાજાની કન્યા રેવતીની સાથે સગપણ કરી મોટી ધામધૂમથી વિવાહ કર્યો. આ પ્રમાણે યાદવોની ચડતી થયેલી સાંભળી અને પોતે ઉપજાવેલાં અનેક વિઘ્નો નિષ્ફળ ગયેલાં જોઇ જરાસંધ વગેરે રાજાઓ ખેદ પામવા લાગ્યા અને તેમ થવાથી યાદવોનો દ્વેષ કરી તેઓનો ક્ષય કરવાની વધારે ને વધારે ગોઠવણો કરવા લાગ્યા. તથા જ્યારથી કાળયવનનો વિનાશ થયો હતો ત્યારથી જરાસંધને તો રાત્રિની નિદ્રા પણ આવતી ન હતી.

---

# પ્રકરણ ૩૩ મું.

## રૂક્મિણી હરણ.

**સમયની** પ્રતિકૂળતા પ્રબળ સાધનોને પણ દાબી દે છે અને સમયની અનુકૂળતા વચમાં આવતાં વિઘ્નોને પણ ઉડાડી દે છે એ નિયમે જરાસંધ તથા યાદવોના સંબંધમાં પોતાનું ખરૂં સ્વરૂપ જણાવી દીધું હતું. યાદવો આનંદના મહાસાગરમાં કલ્લોલ કરતા હતા અને તેના શત્રુઓ ચિંતાની ચેહમાં દગ્ધ થયા કરતા હતા. જરાસંધ પોતાના શત્રુપર કેમે કરી વિજય મેળવાય એવી પેરવીમાં રાત દિવસ ગુંથાઇ રહેલો હતો અને શત્રુનો પક્ષ ત્રોડવા તથા પોતાનો પક્ષ પાછો સબળ કરવા તે તજવીજો કર્યા કરતો હતો. ગોમંત પર્વતમાં થયેલા યુદ્ધ પછી ચેદિદેશનો રાજા દમઘોષ જરાસંધથી જૂદો પડી શ્રી કૃષ્ણની સાથે મળ્યો હતો તેને જરાસંધે પાછો પોતાના પક્ષમાં લેવાની અને તેની સાથે હરકોઇ રીતે શ્રી કૃષ્ણને દાબવાની યુક્તિઓ રચવા માંડી. તેણે દમઘોષના શિશુપાલ નામના પાટવી કુંવરને પોતાની પાસે રાખી પોતાના પુત્ર કરતાં પણ અધિક ગણી તેનું દિલ પોતા તરફ ખેંચી લીધું હતું. શિશુપાળ પણ જરાસંધના અભિપ્રાયને અનુસરી યાદવો તથા શ્રી કૃષ્ણનું વખતો વખત કંઇ કંઇ અપ્રિય કર્યા કરતો હતો અને તેથી જરાસંધે ભીષ્મકની કુંવરી રૂક્મિણીનો વિવાહ શિશુપાળ સાથે થાય તો તેથી દમઘોષને પોતાના પક્ષમાં લેવાય, શ્રી કૃષ્ણનું અપમાન થાય અને શિશુપાળ ખુશી રહે એમ ધારી રૂક્મી, દંતવક્ત્ર તથા વેણુદારિ વગેરે પોતાના પક્ષના રાજાઓ તથા રાજકુમારો તરફથી ભીષ્મક ઉપર દબાણ ચલાવવા માંડયું અને તેને સમજાવવાની બીજી પણ ઘણી ઘણી યુક્તિઓ કામે લગાડી. થોડી મુદતમાંજ ભીષ્મકને સમજાવી રૂક્મિણીનું સગપણ શિશુપાળ સાથે કરાવ્યું. વિવાહનો દિવસ મુકરર થયો અને "જો કૃષ્ણ કુંડિનપુરમાં આવીને કાંઈ ગડબડ કરે તો સઘળા રાજાઓએ મળી તેની સામે લડવું" એવો ઠરાવ પણ થયો. કલિંગરાજ, વેણુદારિ, અંશુમાન, શલ્ય, ભગદત્ત, શાલ્વ તથા ભૂરિશ્રવા વગેરે રાજાઓને સાથે લઇ જરાસંધ શિશુપાળની જાનમાં જવાને વાસ્તે દમઘોષની નગરીમાં આવી પહોંચ્યો. દમઘોષે સઘળા રાજાઓને સાંમૈયા વગેરેનું માન આપી જાન જોડીને

કુંડિનપુરમાં જવાની તૈયારી કરવા માંડી અને કુંડિનપુરમાં રાજા ભીષ્મકે પણ મોટી ધામધૂમથી રૂક્મિણીના વિવાહનો આરંભ કર્યો.

આવી રીતે પોતાના વિવાહની ધામધૂમ ચાલી રહેતાં રૂક્મિણીને ચિંતા થવા લાગી. શ્રી કૃષ્ણ સિવાય બીજા કોઇની પણ પત્ની નહિ થવાની પોતાની પ્રતિજ્ઞા પોતાની ઇચ્છાથી વિરૂદ્ધ થયેલા પોતાના ભાઇ તથા પિતાની ધારણાથી રદ થતી જોઇ તેના અંતઃકરણમાં અજાયબ જેવો જુસ્સો ઉછળી આવ્યો અને તરતજ પોતાના એક વિશ્વાસપાત્ર બ્રાહ્મણને પોતાની પાસે ગુપ્ત રીતે બોલાવી તેને પોતાના હાથથી લખેલો શ્રી કૃષ્ણ ઉપરનો પત્ર આપી તથા મોહેડે પણ કેટલીએક ભલામણ કરીને તરત દ્વારકા તરફ રવાના કર્યો. એ બ્રાહ્મણ પોતાથી બની શક્યું તેટલી ઉતાવળે દ્વારકામાં પહોંચ્યો. અને દોઢીદારો મારફત ખબર કહેવરાવી શ્રી કૃષ્ણની પાસે ગયો. રત્નમય આસન ઉપર બેઠેલા શ્રી કૃષ્ણે આસન ઉપરથી ઉઠી તે બ્રાહ્મણને પોતાના આસન ઉપર બેસાડી દેવની પેઠે પૂજા કરી અને પછી ભાત ભાતનાં ભોજનોથી તૃપ્ત કર્યો. જમાડી વિશ્રામ આપી એકાંતમાં તેડી જઇને દ્વારકામાં આવવાના કારણ વિષે પૂછતાં બ્રાહ્મણે મોહોડાના સમાચાર કહી તથા રૂક્મિણીના લગ્નને વાસ્તે મુકરર થયેલો દિવસ જણાવીને પેલો પત્ર શ્રી કૃષ્ણના હાથમાં મૂક્યો. શ્રી કૃષ્ણે તે પત્ર સીલ ઉખેડીને નીચે પ્રમાણે વાંચ્યો.

"ત્રૈલોક્ય સુંદર ! પ્રાણનાથ ! શ્રી કૃષ્ણ ! તમારા સર્વોત્તમ ગુણોનું તથા રૂપનું શ્રવણ કરી નિર્લજ્જ થયેલું મારૂં ચિત્ત તમારામાં લાગી રહ્યું છે. જેના રૂપને તથા વિદ્યા વગેરે ગુણોને કોઇની પણ ઉપમા આપી શકાતી નથી એવા આપને વરવાને વાસ્તે કઇ કુલીન કન્યા ઉત્કંઠિત ન થાય ? હું મારા મનથી આપને વરી ચૂકી છું અને મારૂં શરીર અર્પણ કરી ચૂકી છું માટે આપ મારો સ્વીકાર કરો. હું હવે આપના ભાગરૂપ થઇ છું તેને શિશુપાલ અડકે તો એ વાત સિંહના ભાગને શિયાળ અડક્યા જેવીજ ગણાય, માટે તેમ નહિ થવું જોઇએ. આપ મારા લગ્નના દિવસથી આગલે દિવસે આપના સેનાપતિઓ સહિત અહીં પધારી શિશુપાળ તથા જરાસંધ વગેરે રાજાઓના બળનો વિનાશ કરી મારૂં હરણ કરી જાઓ. "તારા બંધુઓને માર્યા વિના તને શી રીતે લઇ જવાય ?" એમ તમારા મનમાં રહેતું હોય તો તેનો હું ઉપાય બતાવું છું કે લગ્નથી આગલે દિવસે કન્યાએ શહેરથી બહાર જગદંબાના

મંદિરમાં પૂજા કરવા જવું જોઇએ એવો મારા પિતાના કુળનો સંપ્રદાય છે તો તે પ્રમાણે હું જગદંબાના મંદિરમાં આવું તે વખતે ત્યાંથીજ આપે મારૂં હરણ કરવું. જો આ પ્રમાણે ચેતવણી આપ્યા છતાં પણ મને આપની કૃપા પ્રાપ્ત નહિ થાય તો હું અવશ્ય પ્રાણત્યાગ કરીશ."

રૂક્મિણીનો પત્ર વાંચી બ્રાહ્મણનો હાથ ઝાલી શ્રી કૃષ્ણ બોલ્યા કે "મહારાજ! જેમ રૂક્મિણી મારે વાસ્તે ઉત્કંઠિત છે તેમ હું પણ રૂક્મિણીને વાસ્તે ઉત્કંઠિત છું. રૂક્મિણીના ભાઇ રૂકમીએ અને જરાસંધ વગેરે રાજાઓએ મારા દ્વેષને લીધે રૂક્મિણીનું સગપણ શિશુપાળ વેરે કરાવ્યું છે અને તે પ્રમાણે લગ્ન કરાવી દેવાને વાસ્તે એ સઘળાઓએ પ્રતિજ્ઞાઓ કરેલી છે એ સઘળું મારા જાણવામાં છે. મેં જ્યારથી રૂક્મિણીના સગપણનું અને લગ્નનો દિવસ મુકરર થયાનું સાંભળ્યું છે ત્યારથી મને રાતની નિદ્રા પણ આવતી નથી. ચિંતા નહિ કરો. દુષ્ટ રાજાઓને પરાસ્ત કરીને હું રૂક્મિણીનું અવશ્ય હરણ કરીશ." એમ કહી શ્રી કૃષ્ણ બલભદ્રની પાસે ગયા. ત્યાં તેમની સાથે એક મત થઇ યાદવોની પ્રબળ ફોજને, બલભદ્રને તથા તે બ્રાહ્મણને પણ સાથે લઇ દ્વારકાથી પ્રયાણ કરી બરાબર લગ્નને આગલે દિવસ પ્રભાતમાં કુંડિનપુરના પાદરમાં આવી પહોંચ્યા.

જરાસંધ વગેરે રાજાઓની સેનાઓથી અદ્ભુત મહાસાગરની ઉપમા ધરાવતી શિશુપાળની જાન શ્રી કૃષ્ણની પહેલાંજ આવી પહોંચી હતી. જાનનું સામૈયું થયું હતું, શહેરથી બહાર ઉતારાઓ અપાઇ ગયા હતા, બરદાસો ચાલી રહી હતી, શહેર શણગારવામાં આવ્યું હતું, ભીષ્મકરાજા કન્યાદાનના ગ્રહશાંતિ વગેરે પૂર્વાંગ વિધિઓ કરવા લાગ્યો હતો, પિતૃઓનાં, દેવતાઓનાં તથા બ્રાહ્મણોનાં પૂજનોની ધામધૂમ જામી રહી હતી, દમઘોષ પણ પુત્રના વિવાહના પૂર્વાંગની ક્રિયાઓ કરવા લાગ્યો હતો, સઘળાં સ્ત્રી પુરૂષો ઉત્તમ ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો ધરીને ચારેકોર ફરતાં હતાં અને કુળવૃદ્ધ સ્ત્રીઓએ મંગલાચારથી શણગારેલાં રૂક્મિણી પેલા બ્રાહ્મણને તે વખત સૂધી પાછો નહિ આવેલો જોઇ એકાંતમાં બેસીને ચિંતા કરતાં હતાં.

"અહો! મારા વિવાહને આડી એકજ રાત્રિ રહી છે તે છતાં હજુ સૂધી શ્રી કૃષ્ણ પધારેલા સાંભળવામાં આવતા નથી અને પેલો બ્રાહ્મણ પણ પાછો આવ્યો નહિ તેનું શું કારણ હશે? આમાં મારા ભાગ્યનોજ દોષ જણાય છે.

રખેને શ્રી કૃષ્ણ અહીં ન પધારવાના હોય!! ન પધારવાના હોય તો તેણે પેલા બ્રાહ્મણને પોતાની પાસે શા માટે રોકી રાખ્યો હોય? રખેને પ્રયાણનો નિશ્ચય કર્યા પછી પ્રયાણના સમયમાંજ શ્રી કૃષ્ણને મારો કોઇ દોપ ધ્યાનમાં આવ્યો હોય અને તેથી અટકી ગયા હોય અને બ્રાહ્મણ પણ રોકાઇ રહેવાને લીધે અહીં ન પહોંચી શક્યો હોય! રખેને તેઓ દ્વારકામાંથી નિકળ્યા પછી જરાસંધ વગેરેના પ્રપંચથી રસ્તામાંજ કાંઇ પ્રતિબંધ પામ્યા હોય! સદાશિવની કે જગદંબાની ઇચ્છા મારાથી વિરૂદ્ધ હોય એમ જણાય છે. પરંતુ શ્રી કૃષ્ણના પધારવાનો સમય હજુ કાંઇ વીતી ગયો નથી.”

રૂક્મિણી આમ ચિંતા કરતાં હતાં, રાહ જોયા કરતાં હતાં અને અશ્રુઓને વસ્ત્રના છેડાથી લુયા કરતાં હતાં, તેટલામાં તેના ડાબા સાથળે, ડાબી ભુજાએ અને ડાબા નેત્રે ફરકીને તેને શ્રી કૃષ્ણ પધાર્યા હોય એવી સૂચના આપી. થોડીજ વારમાં પેલો બ્રાહ્મણ અંતઃપુરમાં વેગથી આવતો નજરે પડ્યો. રૂક્મિણીએ તેના મોહોડાના પ્રફુલ્લિતપણા ઉપરથી અને ચાલવામાં અવ્યગ્રપણા ઉપરથી કાર્ય સિદ્ધિની પરીક્ષા કરી લીધી પણ સ્વાભાવિક રીતે તેનું અંતઃકરણ બ્રાહ્મણને મળવાની અને પૂછવાની ઉતાવળ કરવા લાગ્યું. પેલો બ્રાહ્મણ એકાંતનો લાગ જોઇને તરતજ રૂક્મિણીની પાસે આવ્યો. રૂક્મિણીના પૂછવાથી તેણે ટુંકામાં હકીકત કહી શ્રી કૃષ્ણના પધારવાની તથા વિવાહના સંબંધમાં તેમણે આપેલા સત્ય વચનની ખબર આપતાં હર્ષથી વ્યાપ્ત થયેલાં રૂક્મિણીએ પ્રણામ કરી તેમને ઉત્તમ ઇનામો આપ્યાં.

પોતાના અકસ્માત્ આવવાથી સઘળા રાજાઓમાં ઉસ્કેરણી ભરી ચર્ચા ચાલી રહેલી જાણવામાં આવતાં શ્રી કૃષ્ણે તથા બલભદ્રે તેઓને ઠગવા માટે દમઘોપને કહેવરાવ્યું કે “ફુવા! શિશુપાલના લગ્નનો દિવસ બહુ ઉતાવળે મુકરર થયો તેથી તમો અમોને જાનમાં આવવાનું નિમંત્રણ નહિ મોકલી શક્યા હો એમ ધારી તમારી સાથેનો નજદીકનો સંબંધ જાળવવાની ઇચ્છાથી અમો અહીં આવ્યા છીએ.” આમ કહાવ્યા છતાં પણ મનમાં ચેતી ગયેલા દ્વેપી રાજાઓ તે વાતને ખરી નહિ માનતાં ભીષ્મકને સાવચેત રહેવાની ભલામણ આપવા લાગ્યા. ભીષ્મકે પણ મનમાં ખેદ પામતાં છતાં ઉ-

પરથી પવિત્રપણું દેખાડવાને વાસ્તે અને કેટલાક પ્રકારની ધાસ્તિને લીધે શ્રી કૃષ્ણને તેમની રાજેંદ્ર પદવીને છાજતું માન આપી સુંદર ઉતારો આપ્યો અને બરદાસ કરવાનું શરૂ કર્યું. શ્રીકૃષ્ણને પધારેલા સાંભળી તેમને જોવા વાસ્તે આવવા લાગેલાં કુંડિનપુરનાં માણસો એમના રૂપ વગેરેને જોઇ એક મોહોડાથી પરસ્પર બોલવા લાગ્યાં કે "રૂકિમણી શ્રી કૃષ્ણને લાયક છે અને શ્રી કૃષ્ણ રૂકિમણીને લાયક છે તોપણ દૈવે એઓની ઘટના નહિ કરતાં બીજી ઘટના કરીને કેવળ પોતાનું અનુચિત ઘટના કરનારપણુંજ દેખાડયું છે. જો આપણે કાંઇ પણ ઇશ્વરનું આરાધન કે પુણ્ય કર્યું હોય તો આ શ્રી કૃષ્ણજ રૂકિમણીના સ્વામી થજો."

શહેરનાં માણસો ઉપર પ્રમાણે બોલતાં હતાં તેટલામાં રૂકિમણી ચાર ઘોડાવાળા રથમાં બેસી ભીષ્મક રાજાના મોટા સૈન્યના રક્ષણ તળે અંતઃપુરમાંથી નિકળી કુળની પદ્ધતિ પ્રમાણે પૂજન કરવાને વાસ્તે શહેરથી બહારના જગદંબાના મંદિર તરફ ચાલ્યાં. સવારીમાં ભીષ્મક રાજાનું સૈન્ય તથા બીજા પણ અનેક રાજાઓનાં ચતુરંગ સૈન્યો સાથે હતાં, અનેક યોદ્ધાઓ ઉઘાડાં આયુધો લઇ ચાલ્યા આવતા હતા, જરાસંધ વગેરે મોટા મોટા રાજાઓ પણ લડાયક પોશાક તથા આયુધો ધરી હાથી ઘોડા વગેરે વાહનો ઉપર બેસીને રૂકિમણીના રક્ષણને વાસ્તે આસપાસ ફર્યા કરતા હતા, મૃદંગ, શંખ, ઢોલ, ત્રાંસાં, તૂરી, ભેરી તથા એવાજ પ્રકારનાં બીજાં અનેક વાજાંઓ વાગતાં હતાં, માળાઓ, ચંદન, વસ્ત્રો તથા આભરણોથી શણગારેલી કેટલીએક પુરોહિત લોકોની પત્નીઓ પણ સાથે હતી, હજારો વેશ્યાઓ મોહોડા આગળ નાચતી આવતી હતી, અનેક ગવૈયાઓ ગાયન કરતા આવતા હતા અને સૂત, માગધ તથા બંદિજનો સ્તુતિ કરતા ચાલ્યા આવતા હતા. મૌનવ્રતવાળાં અને મનમાં શ્રી કૃષ્ણનું ધ્યાન કર્યા કરતાં રૂકિમણી શહેરથી બહાર જગદંબાના મંદીર આગળ આવી હજારો સખીઓથી વીંટાએલા રથમાંથી ઉતરી હાથ પગ ધોઇ આચંમન લઇ પવિત્ર થઇ પોતાની માતાનો હાથ પકડી શાંતપણાથી જગદંબાના મંદિરમાં પેઠાં. વિધિ જાણનારી પુરોહિત લોકોની વૃદ્ધ સ્ત્રીઓએ રૂકિમણીને જગદંબાના ચરણોમાં પ્રણામ કરાવ્યા અને જળ, ચંદન, અક્ષત, ધૂપ, દીપ, વસ્ત્રો, માળાઓ, પુષ્પો, ભૂષણો, અનેક પ્રકારના ઉપહારો તથા બલિદાનોથી વિધિ પૂર્વક પૂજા કરાવી. રૂકિમણીએ જગદંબાનું પૂજન

કરી લીધા પછી બ્રાહ્મણોની સૌભાગ્યવતી સ્ત્રીઓની પણ વસ્ત્રોથી, આભરણોથી, ચંદનાદિકથી તથા ફળોથી યથોચિત પૂજા કરી. બ્રાહ્મણોની સ્ત્રીઓએ આશીર્વચનો પૂર્વક ગંધાક્ષત આપતાં તે અક્ષતોને ખોળામાં લઇ રૂક્મિણીએ જગદંબાને તથા બ્રાહ્મણીઓને પ્રણામ કર્યા અને મંદિરમાં કરવાનો જે કાંઇ વિધિ હતો તેને સમાપ્ત કરી મૌનવ્રતને છોડી દઇ રત્નમય વીંટીઓથી શોભતા હાથ વડે એક દાસીનો હાથ પકડી તે મંદિરથી બહાર નિકળ્યાં.

અમૃતના ઝરા સરખા મંદ હાસ્યવાળાં, પ્રકટ થતા આવતા કુચ મંડળ વાળાં, પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખ વાળાં, કેશ પાશથી શંકિત થતાં નેત્રો વાળાં, ઉઘડવાના સમયમાં હોઠની લાલ ઝાંઇથી લાલ થતી દંતપંક્તિ વાળાં, કામદેવના સિંહાસન સરખા નિતંબ વાળાં, ગતિથી અને ઝાંઝરોના અવાજથી હંસ પક્ષીઓને પણ લજ્જિત કરી દેનારાં, સ્ત્રીનો દેહ ધરીને પૃથ્વી ઉપર આવેલી ચંદ્રની પ્રભા હોય એવાં લાગતાં, શંબરાસુરે પોતાની માયાને સ્ત્રી રૂપ આપીને પાતાળમાંથી પ્રકટ કરી હોય એવાં જણાતાં, કમળની પાંખડીઓ સરખાં વિસ્તીર્ણ નેત્રોવાળાં, ઓઢેલી રેશમી સાડીમાંથી ચકચકિત થતા અવયવોવાળાં અને શ્રી કૃષ્ણને પોતાની શોભા દેખાડવાને વાસ્તે કટાક્ષ વગેરેના અદ્‌ભુત ચમત્કાર કરતાં એ રાજ કુમારી રૂક્મિણીને જોઇ સર્વ રાજાઓ કામાતૂર થઇ ગયા, મૂઢ બની ગયા, હાથમાંથી આયુધો પડી જવાને લીધે નિરાયુધ થઇ ગયા અને પોતપોતાનાં વાહનો ઉપર પડી જવાથી અચેતન જેવા દેખાવા લાગ્યા. શ્રી કૃષ્ણના આવી પહોંચવાની રાહ જોતાં હોવાને લીધે ધીરે ધીરે પગલાં માંડતાં રૂક્મિણી "શ્રી કૃષ્ણ આટલામાં છે કે નહિ?" એ નક્કી કરવાને વાસ્તે ડાબા હાથની આંગળીઓનાં અગ્રો વડે કેશ ઉંચા કરવાના બહાનાથી ઉંચી નજર કરીને લાજ ભરેલી રીતે સઘળા રાજાઓને જોવા લાગ્યાં, તેટલામાં શ્રી કૃષ્ણ નજદીકમાં આવી પહોંચેલા તેના જોવામાં આવ્યા. રૂક્મિણી હજુ જુવે છે ત્યાં તો બલભદ્રની સાથે સઘળો વિચાર ગોઠવી લઇ ઝડપથી તેઓ ભીષ્મકની સેનામાં પેઠા અને રૂક્મિણી મંદિરના પગથીયાપરથી ઉતરી રથમાં બેસવાની તૈયારી કરતાં હતાં તેટલામાં તો તેમને ઉઠાવી શ્રી કૃષ્ણ અતિ પ્રબળ વેગથી પોતાના રથ તરફ ચાલ્યા. જે કોઇ તેની આડે આવવા લાગ્યા તેને બલભદ્ર પ્રહારોથી દૂર કરી દેવા લાગ્યા

અને શ્રી કૃષ્ણ રૂક્મિણી સહિત તરતજ પોતાના રથમાં બેસી પાછળની લડાઇનો સઘળો બોજો બલભદ્ર તથા સાત્યકિની ઉપર નાખી જેમ શિયાળીયાઓના મધ્યમાંથી પોતાના ભાગને ઉઠાવી સિંહ ચાલતો થાય તેમ ચાલતા થયા.

રૂક્મિણીનું હરણ થતાં રાજમંડળમાં મોટો કોલાહલ વર્ત્તી રહ્યો. લડાઇની તૈયારી એકદમ થઇ અને "પકડો, પકડો, મારો, મારો." એવા શબ્દો થવા લાગ્યા. બલભદ્ર તથા સાત્યકિ વગેરે યાદવો સેના સહિત સજ્જ થઇ રાજમંડળને અટકાવી રાખવા સામે થઇ ઉભા અને તેટલામાં શ્રી કૃષ્ણનો રથ કેટલેક દૂર સૂધી નિકળી ગયો. પોતાની કીર્ત્તિનો ક્ષય કરનારા આ પરાભવને અસહ્ય ગણતા અને "હાય હાય! આપણને ધિક્કાર છે. આપણે આયુધો ધરીને ઉભા છતાં જેમ મૃગ કેસરીસિંહોની કીર્ત્તિને હરી જાય તેમ આ ગોવાળીયો આપણી કીર્ત્તિને હરી જાય છે" ઇત્યાદિ વચનો બોલતા જરાસંધ વગેરે અભિમાની રાજાઓ પોતપોતાનાં ધનુષોના ટંકાર કરી યાદવોની ઉપર બાણોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. બલભદ્ર વગેરે યાદવો પણ અપાર બાણોના વરસાદથી શત્રુઓનાં સૈન્યોને કાપવા લાગ્યા. અનેક યોદ્ધાઓનાં પાઘડીઓથી તથા કુંડલો વગેરેથી શોભી રહેલાં મસ્તકો તાડનાં ફળોની પેઠે ધરતીપર પડવા લાગ્યાં. યોદ્ધાઓના આયુધો સહિત હાથોથી, સાથળોથી, પગોથી અને લાખો વાહનોનાં શબોથી રણભૂમિ ઢંકાઇ ગઇ. હાથીવાળાઓ હાથીવાળાઓની સામે, રથવાળાઓ રથવાળાઓની સામે, સ્વારો સ્વારોની સામે અને પ્યાદલો પ્યાદલોની સામે લડવા લાગ્યા. હાથીઓ તથા ઘોડા વગેરે વાહનો પણ સામા પક્ષનાં વાહનોની સામે લડવા લાગ્યાં. સૂર્યની કિરણોથી ચળકતાં આયુધો વડે બન્ને સૈન્યો કપાવા લાગતાં દેવાસુર સંગ્રામના જેવો દેખાવ થઇ રહ્યો. બખતરો ઉપર પડતી તરવારોના ફડાકાઓ આકાશ પર્યંત સંભળાવા લાગ્યા. આયુધોનો અને ધનુષોની દોરીઓનો શબ્દ વાજાંઓના ધ્વનિઓને ઢાંકી દેવા લાગ્યો. સાત્યકિની સામે જરાસંધ, અક્રુરની સામે દંતવક્ત્ર, વિપૃથુ વગેરેની સામે શિશુપાલ, કૃતવર્માની સામે પૌંડ્રક, ચિત્રકની સામે કલિંગરાજ અને એવીજ રીતે બીજા યાદવોની સામે બીજા રાજાઓ યુદ્ધ કરવા લાગતાં હજારો દ્વંદ્વયુદ્ધો નજરે પડવા લાગ્યાં. બલભદ્ર શત્રુઓના હજારો યોદ્ધાઓને કાપી નાખી સાત્યકિને વિશ્રામ દેવાને વાસ્તે જરાસંધની સામે થયા.

આ તરફ રાજાઓ આવી રીતે લડતા હતા અને બીજી તરફ પોતાની બ્હેન હરાઇ જવાના ખબર સાંભળી ક્રોધથી વ્યાપ્ત થયેલો રૂકમી પોતાના પિતા ભીષ્મકની સમક્ષમાં "હું કૃષ્ણને માર્યા વિના અને રૂક્મિણીને પાછી લાવ્યા વિના કુંડિનપુરમાં નહિ પેસું" એવી દૃઢ પ્રતિજ્ઞા કરી રથમાં બેસી મોટું સૈન્ય સાથે લઇ કુંડિનપુરના પાદરમાં થતા યુદ્ધમાં નહિ મળતાં પરબારો શ્રી કૃષ્ણની પછવાડેજ દોડ્યો હતો અને તેને શ્રી કૃષ્ણની પછવાડે જતો જોઈ ક્રથ, અંશુમાન, શ્રુતવર્મા તથા વેણુદારી વગેરે કેટલાએક દાક્ષિણાત્ય રાજાઓ પણ ચાલતી લડાઇમાંથી નિકળી જઇ રૂકમીને મદદ દેવાને વાસ્તે તેની સાથે ગયા હતા. રૂકમી વગેરે મહારથી યોદ્ધાઓ રથોને વેગથી દોડાવતા દોડાવતા ઘણો રસ્તો કાપી ગયા ત્યાં નર્મદા નદીના કિનારા ઉપર શ્રી કૃષ્ણનો રથ તેઓના જોવામા આવ્યો. મદોન્મત્ત અને બળવાન રૂકમીએ પોતાના સૈન્યને દૂર ઉભું રાખી દ્વૈરથયુદ્ધ કરવાની ઇચ્છાથી પોતે એકલાએજ શ્રી કૃષ્ણની સામે જઇ તેને ચોસઠ બાણોથી વીંધતાં શ્રી કૃષ્ણે તેને સીત્તેર બાણોથી વીંધી તેના સઘળા યત્નને નિષ્ફળ કરી તેની ધ્વજાને, રથને તથા સારથિને કાપી નાખી ઘોડાઓને પણ મારી નાખ્યા. રૂકમીને વિપત્તિમાં પડેલો જોઇ વેણુદારી વગેરે રાજાઓ યુદ્ધ કરવા આવતાં શ્રી કૃષ્ણે તેઓને પણ બાણો વડે એવા કાયર કરી નાખ્યા કે તે સઘળાઓને યુદ્ધ છોડી દૂર જઇ ઉભવાની ફરજ પડી. પોતાના સહાયકોની એ દશા જોઇ રૂકમી બીજા રથમાં બેસી શ્રી કૃષ્ણની સામે આવ્યો. તે પ્રબળ પ્રયત્ન કરવા લાગ્યો પણ તેના સઘળા યત્નોને શ્રી કૃષ્ણે નિષ્ફળ કર્યા. રથ, ઘોડા, સારથિ, ધનુષો તથા અનેક શસ્ત્રો કપાઇ જતાં રૂકમી ઢાલ તરવાર લઇ શ્રી કૃષ્ણની સામે ગરૂડના જેવી ઝડપથી દોડ્યો. શ્રી કૃષ્ણ તેની ઢાલ તથા તરવારને બાણોથી કાપી નાખી પોતાના હાથમાં તરવાર લઇ રથમાંથી ઉતરી તેનું માથું કાપી લેવાને દોડ્યા પણ તે વખતે રૂક્મિણીએ પાછળ દોડી પહોંચી ચરણમાં પડી પોતાના ભાઇને જીવતો રાખવા માટે તેમને ઘણી ઘણી રીતે વિનવીને જરા શાંત કર્યા. ત્રાસથી ધ્રુજવા લાગેલાં, ખેદથી સૂકાવા લાગેલ મુખવાળાં, ગદ્ગદ સ્વરથી બોલતાં અને ધ્રુજવાને લીધે શિથિલ થઇ ખસી જવા લાગેલાં ભૂષણો તથા વસ્ત્રોવાળાં રૂક્મિણીને જોઇ શ્રી કૃષ્ણે દયાને લીધે રૂકમીને મારી નાખવાનો નિશ્ચય છોડી દીધો, પણ ઝડપથી દોડી પહોંચી બાંધી લઇ છરી વડે તેની દાઢી તથા મુંછને મુંડી નાખી પટીયાં

પાડીને રથમાં નાખ્યો.

શ્રી કૃષ્ણ આ લડાઇને પહોંચી રહ્યા તેટલામાં બલભદ્ર જરાસંધ વગેરે રાજાઓને તુમુલયુદ્ધથી પરાસ્ત કરી કુંડિનપુરના પાદરમાંથી ચાલીને સૈન્ય સહિત શ્રી કૃષ્ણને આવી મળ્યા. રૂકમીને બૂરી હાલતથી બંધાયેલો જોઇ હસવા લાગેલા બલભદ્રે "સંબંધીને માથે આવા સંસ્કાર નહિ કરવા જોઇએ" ઇત્યાદિ વચનોથી શ્રી કૃષ્ણને સમજાવીને રૂકમીને છોડાવી મૂકયો અને "ક્ષત્રિય ધર્મની આવીજ પદ્ધતિ છે" ઇત્યાદિ વચનોથી રૂકિમણીને પણ શાંત કર્યાં. છૂટો થયેલો અને લાજને લીધે નમી રહેલા મુખવાળો રૂકમી સૈન્ય સહિત પોતાના દેશમાં ગયો પણ પોતે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરી તે કુંડિનપુરમાં નહિ પેસતાં ભોજકટ નામનું નવું શહેર વસાવીને તેમાં રહ્યો. પરાજય પામવાથી ભોંઠા પડેલા જરાસંધ વગેરે રાજાઓ "દૈવની ઇચ્છાની સામે કોઇનું પણ ચાલતું નથી" ઇત્યાદિ વચનોથી શિશુપાલને તથા રૂકમીને શાંત કરી અવશેષ રહેલાં સૈન્યોની સાથે પોતપોતાના દેશમાં ગયા. દમઘોષ પણ લેવાઇ ગયેલ મુખવાળા અને ઉત્સાહથી રહિત થયેલા શિશુપાલને લઇ સૈન્ય સહિત પોતાના ચેદિ દેશમાં ગયો. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વિજય મળવાથી બહુ આનંદ પામતી પોતાની સેનાની સાથે દ્વારકાની સમીપમાં આવી પહોંચતાં યદુરાજ ઉગ્રસેન અદ્ભુત ધામધૂમથી સામૈયું કરી તેઓને દ્વારકામાં પધરાવી ગયા.

શ્રી કૃષ્ણે દ્વારકામાં પધારી શુભ મુહૂર્ત્તમાં વિધિપૂર્વક રૂકિમણીનું પાણિ ગ્રહણ કર્યું. આ ઉત્સવથી દ્વારકામાં ઘેરઘેર મોટો આનંદ વર્ત્તી રહ્યો. જેમ ઇંદ્ર ઇંદ્રાણીની સાથે વિહાર કરે તેમ શ્રી કૃષ્ણ રૂકિમણીની સાથે વિહાર કરવા લાગ્યા. દિવસે દિવસે યદુ રાજ્યની ચડતી થવા માંડી, રૂકિમણીના હરણની વાત દેશોદેશમાં ગવાવા લાગી અને તેથી અનેક રાજકન્યાઓ અતિ વિસ્મિત થઇને શ્રી કૃષ્ણને વરવાની અભિલાષા ધરવા લાગી.

# પ્રકરણ ૩૪ મું.

## સ્ત્રી અને ધનથી થતી ખુન ખરાબી.

**દ્વારકામાં** સત્રાજિત નામનો એક યાદવ ઘણો ધનાઢ્ય અને મોટા ગરાસનો માલેક હતો. એ યાદવની પાસે સૂર્યની કૃપાથી સમુદ્રના કોઇ પ્રદેશમાંથી મળેલો સ્યમંતક નામનો એક દિવ્ય મણિ હતો. તેમાંથી નિત્ય આઠ હજાર તોલા સોનું નિકળતું હતું અને જે નગરમાં એ મણિનું પૂજન કરવામાં આવતું હોય તે નગરમાં દુકાળ, મહામારી, આધિ, વ્યાધિ કે બીજા કંઇ પણ ઉપદ્રવો થાય નહિ એવો તેમાં પ્રભાવ હતો અને તેથી સત્રાજિત એ મણિને પોતાના દેવપૂજનના ઘરમાં રાખી નિત્ય દેવની પેઠે પૂજતો હતો.

"આવો મણિ બીજા કોઇ ગૃહસ્થને લાયક નથી, પણ રાજાનેજ લાયક છે" એમ ધારી કોઇ દિવસે શ્રી કૃષ્ણે ઉગ્રસેન રાજાને વાસ્તે એ મણિની માગણી કરી હતી પણ ધનના લોભને લીધે માગણીના ભંગનો વિચાર નહિ કરતાં સત્રાજિતે તે આપ્યો ન હતો અને એ વાત સઘળા યાદવોના જાણવામાં હતી. એક દિવસે સત્રાજિતનો નાનોભાઇ પ્રસેન મોટી કાંતિવાળા એ મણિને ગળામાં બાંધી ઘોડેસ્વાર થઇ શિકારને વાસ્તે જંગલમાં ગયો. પ્રસેન જંગલમાં ફરતો હતો તેવામાં કોઇ પ્રબળ સિંહ એ ઘોડાને તથા પ્રસેનને મારી ખાજની ભ્રાંતિથી તેના ગળામાંના મણિને મોહોડામાં લઇ ચાલતો થયો. એ સિંહ પહાડમાં પેસતો હતો ત્યાં રામના પ્રખ્યાત ભક્ત જાંબવાન નામના રીંછે તેના મોહોડામાં મણિ જોઇ તેની લાલચથી એ સિંહને મારી નાખીને મણિ લીધો અને પોતાની ગુફામાં જઇ પોતાના બાળકના હાથમાં રમકડા તરીકે આપ્યો.

શિકાર કરવા ગયેલો પ્રસેન પાછો નહિ આવતાં સત્રાજિતે તેની ઘણી શોધ કરી તથા કરાવી પરંતુ કોઈ રીતે કશો પત્તો નહિ મળવાથી તેને શ્રી કૃષ્ણની ઉપર શક આવ્યો કે "મણિ પહેરીને ગયેલા મારા ભાઇને ઘણુંકરીને શ્રી કૃષ્ણેજ એ મણિ લેવા વાસ્તે મારી નાખ્યો હશે." જેમ સત્રાજિતને શક આવ્યો તેમ બીજા સઘળા યાદવોના મનમાં પણ શંકાઓ થવા લાગી. આ વાત કાનોકાન ચાલતાં સઘળી દ્વારકામાં ફેલાઇ ગઇ. શ્રી કૃષ્ણની મોટાઇને લીધે કોઇ તેમના મોહોડા ઉપર કહી શકતા ન હતા પણ સર્વ લોકો તેમને જોઇ

આંગળી ચીંધવા લાગ્યા. જેમણે તે કામ મુદલ કર્યું ન હતું એવા શ્રી કૃષ્ણ પોતાની ઉપર ખોટો અભિશાપ આવેલો જાણી તેમાંથી મુક્ત થવાને વાસ્તે શહેરના લોકોને સાથે લઇ પ્રસેનના ઘોડાનાં પગલાં જોતા જોતા પગી લોકોની સાથે મહા મહેનતે પહાડના કોઇ વિષમ પ્રદેશમાં પહોંચ્યા. ત્યાં ઘોડો અને પ્રસેન બન્ને ઘાતકી જાનવરના પ્રહારથી મરણ પામેલા જોવામાં આવ્યા. પ્રસેનના તથા ઘોડાના શબની આસપાસ તથા પ્રસેનનાં કપડાંઓમાં શોધ કરતાં મણિ જોવામાં ન આવ્યો પણ તે સ્થળમાંથી સિંહનાં પગલાં ચાલેલાં જોવામાં આવ્યાં. સિંહનાં પગલાંને જોતાં આગળ વધ્યા ત્યાં થોડેક છેટે સિંહ પણ મરણ પામેલો જોવામાં આવ્યો અને ત્યાંથી રીંછનાં પગલાં ચાલેલાં નજરે પડ્યાં. રીંછનું પગેરૂં લઇ સર્વ લોકો સહિત શ્રી કૃષ્ણ આગળ ચાલ્યા ત્યાં રીંછનાં પગલાં કોઇ મોટી ગુફામાં ઉતરી ગયેલાં જોવામાં આવ્યાં અને એ ગુફામાંથી આવતો કોઇ સ્ત્રીનો અસ્પષ્ટ અવાજ પણ શ્રી કૃષ્ણને કાને પડ્યો, અવાજને સ્પષ્ટ સમજવાને વાસ્તે સાથેના લોકોના ઘોંઘાટને બંધ પાડી શ્રી કૃષ્ણે ગુફાના દ્વારમાં કાન દીધો ત્યાં "સિંહે પ્રસેનને માર્યો અને સિંહને જાંબવાને માર્યો છે માટે હે બાળક ! આ સ્યમંતક મણિ હવે તારોજ છે. તે જતો રહેવાની તારે કશી ધાસ્તી રાખવી નહિ." એવા પ્રકારનો સ્પષ્ટ અવાજ સાંભળવામાં આવ્યો. જાંબવાનના પુત્રને રમાડનારી ધાવ રૂદન કરતા એ બાળકને સુવાડવાને વાસ્તે ઉપર પ્રમાણે હાલરડું ગાતી હતી. શ્રી કૃષ્ણ એ હાલરડાનો અર્થ બરાબર સમજી લઇ સાથેના સર્વ લોકોને ગુફાના દરવાજા આગળ ઉભા રાખીને પોતે એકલા અંદર ઉતર્યા અને મણિ લેવાને વાસ્તે બાળકની પાસે જઇને ઉભા. પેલી ધાવે આમ અકસ્માત્ અપૂર્વ પુરૂષને આવેલો જોઇ ચીસ પાડી અને તે સાંભળી ક્રોધ પામેલા જાંબવાન તરત ત્યાં આવી પહોંચી "જે મારા સ્વામી રામચંદ્રજી હતા તેજ આ છે" એમ નહિ જાણવાથી શ્રી કૃષ્ણને બાઝી રહ્યા. તરત બન્ને મહાવીરોનું મલ્લયુદ્ધ શરૂ થયું અને તે અનવચ્છિન્ન એકવીશ દિવસ સુધી ચાલ્યું. તેમાં શ્રી કૃષ્ણની વજ્ર સરખી દૃઢ મુષ્ટિઓ વાગવાથી જાંબવાનના શરીરના સઘળા સાંધા નરમ થઇ ગયા.

નિર્બળ થયેલા અને પસીનાથી વ્યાપ્ત થયેલા જાંબવાને શ્રી કૃષ્ણને કહ્યું કે "મારા સ્વામી રામચંદ્રજી વિના મને પરાસ્ત કરનારો બીજો કોઇ પણ નથી, માટે તમે સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ રામચંદ્રજીજ છો. હું આપનો અપરાધી

થયો છું પણ આપે મને દાસ જાણીને ક્ષમા કરવી.” શ્રી કૃષ્ણે પોતાનું કોમળ હસ્તકમળ જાંબવાનના શરીરપર ફેરવી તેની સઘળી વ્યથાને શાંત કરીને તેને કહ્યું કે “રીંછોના રાજા જાંબવાન! અમારા ઉપર ખોટો અભિશાપ આવેલો છે તેમાંથી મુક્ત થવાને વાસ્તે આ સ્યમંતક મણિ લેવાના ઉદ્દેશથી હું તમારી ગુફામાં આવ્યો છું.” એ સાંભળી જાંબવાને પોતાની જાંબવતી નામની કન્યા શ્રી કૃષ્ણને આપી અને વરપૂજનમાં પેલો મણિ પણ આપ્યો.

શ્રી કૃષ્ણ જાંબવાનની રજા લઇ પત્નીને તથા મણિને સાથે લઇ ગુફામાં-થી બહાર નિકળ્યા ત્યાં દ્વારકાનું કોઇ પણ માણસ તે સ્થાનમાં ઉભેલું તેમના જોવામાં આવ્યું નહિ. કારણ કે તેઓ બધા ગુફાના દ્વારપર બાર દિવસ રાહ જોઇ શ્રી કૃષ્ણને ગુફાની અંદર કંઇ પણ અમંગળ પામેલા ધારી દ્વારકામાં જતા રહ્યા હતા. તેઓના કહેવાથી દ્વારકામાં વસુદેવ, દેવકી, રોહિણી તથા બીજાં પણ સંબંધીઓ શોક કરતાં હતાં, સત્રાજિતને ગાળો દેતાં હતાં અને જગદંબાની અનેક માનતાઓ કરી બેઠાં હતાં. આવી રીતે સઘળાં સંબંધી-ઓ છેવટ નિરાશ થવાની તૈયારીમાં હતાં તેટલામાં નવીન પત્ની અને મણિ સહિત શ્રી કૃષ્ણ દ્વારકામાં પધાર્યા. શ્રી કૃષ્ણને, મણિને તથા જાંબવતીને જોઇ સર્વ જનો રાજી થવા લાગ્યાં પણ રૂક્મિણી તો શ્રી કૃષ્ણને તથા મણિને જોઇનેજ રાજી થયાં.

શ્રી કૃષ્ણે ઉગ્રસેનની સમક્ષમાં યાદવોની સભા એકઠી કરી સત્રાજિતને બોલાવી મણિ હાથ આવવાની સઘળી હકીકત કહી સંભળાવીને તે મણિ સત્રાજિતને આપ્યો. લાજથી ઘેરાયેલો સત્રાજિત મણિ લઇ મોહોડું નીચું કરી પોતાને ઘેર ગયો પણ પોતે કરેલા શ્રી કૃષ્ણના અપરાધથી પસ્તાવા લાગ્યો. બળવાનની સાથે વિરોધ થવાથી વ્યાકુળ થયેલો અને પોતાની ભૂલનુંજ ચિંતન કર્યા કરતો સત્રાજિત વિચાર કરવા લાગ્યો કે “હવે મારે આ ભૂલ શી રીતે સુધારવી? મારા અપરાધથી નારાજ થયેલા શ્રી કૃષ્ણ શી રીતે રાજી થાય? શું કરવાથી મારૂં ભલું થાય? હું કે જે ટુંકી નજરવાળો, ક્ષુદ્ર, મૂઢ અને લોભી છું તેને લોકો ભાંડે નહિ એવો શો ઉપાય? હું મારી રત્ન જેવી દીકરી સત્યભામા શ્રી કૃષ્ણને આપું અને તેની સાથે મણિ પણ આપી દઉં તો મારા દોષની શાંતિ થાય. સત્યભામાની ઉપર ઘણા ઘણા રાજપુત્રોનાં માગાં છે અને તેઓમાં વળી અમુકને તો મારાથી કાંઇ આશા પણ અપાઇ ગઇ છે

તો હવે સત્યભામા શ્રી કૃષ્ણને શી રીતે આપી શકાય? ગમે તેમ થાય પણ સત્યભામા તથા મણિ એ બન્ને આપ્યા વિના બીજી કોઇ રીતે શાંતિ થવાનો સંભવ નથી. સત્યભામાનો વિવાહ કરી તેમાં વરપૂજન તરીકે મણિ આપવાથી લોકોમાં મારૂં મહાશયપણું ગણાશે." આ પ્રમાણે વિચાર કરી સત્રાજિતે શ્રી કૃષ્ણને સત્યભામાં આપ્યાં અને મોટી ધામધૂમથી તેમનો વિવાહ કરી મણિ પણ આપવા માંડ્યો પરંતુ લોકાપવાદથી બચવા ધારતા અને સત્રાજિત અપુત્ર હોવાથી છેવટ તેની સઘળી મીલકત પોતાનાજ ઘરમાં આવવાની છે એમ સમજતા શ્રી કૃષ્ણે "જે તમારા ઘરમાં છે તે અમારાજ ઘરમાં છે." એમ કહી મણિ લેવાની ના પાડી. સ્યમંતક મણિ સત્રાજિતના ઘરમાં રહેવાથી અને સત્રાજિતે સત્યભામા શ્રી કૃષ્ણને પરણાવવાથી ઘણા લોકો તેનો દ્વેષ કરવા લાગ્યા. શ્રી કૃષ્ણ રૂક્મિણી, જાંબવતી તથા સત્યભામાની સાથે તુલ્ય પ્રીતિથીજ વર્ત્તવા લાગ્યા તોપણ સત્યભામા દરેક બાબતમાં પોતાનીજ વાત રાખવાનાં આગ્રહી હતાં તેથી શ્રી કૃષ્ણને તેમના દાબતળે કાંઇક વધારે દબાવું પડતું હતું. આ વખત હસ્તિનાપુરથી દ્વારકામાં ખબર ફરી વળ્યા કે "વારણાવતના લાક્ષાગૃહમાં પાંડવો તથા તેમની માતા કુંતી બળીને મરણ પામ્યાં છે." આ ખબર આવતાં શ્રી કૃષ્ણ જો કે "પાંડવો તથા કુંતી લાક્ષાગૃહમાંથી ગુપ્ત રીતે નિકળી ગયાં છે," એમ ખાનગી રીતે જાણતા હતા તોપણ કૌરવોને તે વાતથી અજાણ્યા રાખવાને વાસ્તે બલભદ્રને સાથે લઇ લૌકિક કરવાને વાસ્તે હસ્તિનાપુરમાં ગયા અને ત્યાં ભીષ્મ વગેરેને મળી બહુજ ખરખરો કરવાલાગ્યા.

દ્વારકામાં શ્રી કૃષ્ણની તથા બલભદ્રની ગેરહાજરીનો લાગ જોઇ સત્રાજિતના દ્વેષી અને તેનો મણિ લઇ લેવાની લાલચવાળા અક્રૂરે શતધન્વા નામના એક જુવાન યાદવને ખાનગીમાં શિખવ્યું કે "સત્રાજિતે પોતાની દીકરી સત્યભામા આપણને દેવાનું સ્વીકાર્યું હતું તે છતાં પાછળથી એ કન્યા શ્રી કૃષ્ણને આપી દીધી તેથી આપણું મોટું અપમાન કર્યું છે, માટે તેને શા માટે જીવતો રાખવો જોઇએ? તેને મારીજ નાખવો અને તેનો મણિ પણ લઇ લેવો. તું સત્રાજિતને મારી મણિ લાવીને ગુપ્ત રીતે મારા હાથમાં સોંપી દેજે એટલે તને કોઇ પ્રકારની હરકત થશે નહિ અને મણિમાંથી પણ મોટો લાભ મળશે. જો કદાચ શ્રી કૃષ્ણ તારા ઉપર કોઇ જાતની ઝડપ કરશે તો અમો તારે પડખે રહીશું એટલે પછી તેનું કશું ચાલી

શકશે નહિ. હાલ આખી દ્વારકામાં મારા જેવી બીજા કોઇની પણ વગ નથી તેથી દ્વારકાના સર્વ લોકો મારા કબજામાંજ રહેશે એ નિઃસંશય છે. તું ક્યાંય પણ આ બાબતમાં મારૂં નામ લે તો તને ધર્મના તથા તારા પિતાના સોગન છે." આ પ્રકારની અક્રૂરની નીચ શિખવણીથી ભેદાઇ ગયેલ બુદ્ધિવાળો મૂઢ શતધન્વા મધરાતે સત્રાજિતના ઘરમાં પેસી જેમ કસાઇ ઘેટાને મારે તેમ સત્રાજિતને મારી નાખી તેના ઘરમાંથી મણિ ચોરી લાવી અક્રૂરને આપી દઇ પોતાને ઘેર ચાલ્યો ગયો.

સત્રાજિતનું ખુન થવાથી સઘળી દ્વારકામાં મોટો હાહાકાર વરતી રહ્યો અને રાજ્ય તરફથી ઘણીઘણી તજવીજો થયા છતાં પણ ખુનીનો પત્તો નહિ મળવાથી મોટું આશ્ચર્ય પણ ફેલાઇ રહ્યું. રાજકીય માણસોથી કશો પત્તો મેળવી શકાયો નહિ પરંતુ વ્યવહારમાં બહુજ પહોંચેલાં અને દૃઢ આગ્રહવાળાં સત્યભામાએ ખાનગી તજવીજ ચલાવીને પોતાના પિતાનું ખુન શતધન્વાના હાથથી થયાનો પાકો પત્તો મેળવી લીધો "રાજ્યમાં જાહેર કરવામાં આવશે તોપણ શતધન્વા અક્રૂર વગેરેના મોટી વગવાળો હોવાને લીધે છૂટી જશે" એમ ધારી રાજ્યમાં જાહેર નહિ કરાવતાં સત્યભામા બીજા કોઇ આવશ્યક કામનું બહાનું કહાડી રથમાં બેસી યોગ્ય જગ્યાથી હસ્તિનાપુરમાં ગયાં અને ત્યાં જઇને તેમણે શ્રી કૃષ્ણને સઘળી હકીકત કહી સંભળાવી. શ્રી કૃષ્ણે સસરાનું મરણ સાંભળી નેત્રોમાં આંસુ લાવીને કેટલોક શોક દેખાડ્યો અને પછી સત્યભામા તથા બલભદ્ર સહિત દ્વારકામાં આવી મણિને હસ્તગત કરી લેવાની ઇચ્છાથી શતધન્વાની ઉપર બલાત્કાર વાપરવાની ગોઠવણ કરવા માંડી. ત્રાસ પામેલા શતધન્વાએ અક્રૂરની મદદ માગી પણ એ પ્રપંચી યાદવે મણિ પચાવી પાડવાની ઇચ્છાથી કાન દીધો નહિ તેથી તે નિરાશ થઇ પ્રાણ બચાવવાની ઇચ્છાથી પોતાની પ્રબળ વેગવાળી નામાંકિત ઘોડી ઉપર ચડીને દ્વારકામાંથી નાઠો અને શ્રી કૃષ્ણ તથા બલભદ્ર રથમાં બેસીને તેને પકડવા માટે પાછળ દોડ્યા.

એક દિવસમાં ચારસો કોસ ચાલી જવાની શક્તિવાળી હૃદમા નામની શતધન્વાની ઘોડી સવાચારસો ગાઉ ચાલીને ફાટી પડતાં શતધન્વા ત્યાંથી પગેપાળો દોડવા લાગ્યો. "શતધન્વા પાળો છે તેથી હું પણ તેની પછવાડે પાળોજ દોડીને તેને પકડી મારી નાખીશ. આપ અહીંજ રથમાં બિરાજો."

એમ કહી બલભદ્રને દૂર ઉભા રાખી શ્રી કૃષ્ણે પગેપાળા દોડી શતધન્વાને મિથિલાના પાદરમાં પહોંચી લઇ તરવારથી કાપી નાખ્યો. શતધન્વાને મારી તેનાં વસ્ત્રોમાં સ્યમંતક મણિની ઘણી શોધ કરી પણ તે મણિ તો દ્વારકામાં અક્રૂરના ઘરમાં હતો તેથી તે હાથ નહિ આવતાં શ્રી કૃષ્ણ પાછાવળી બલભદ્રની પાસે આવ્યા. બલભદ્રે મણિ વિષે પૂછતાં શ્રી કૃષ્ણે "તે મળ્યો નહિ" એમ કહ્યું તે ઉપરથી બલભદ્રને તેમના ઉપર ખોટો વહેમ આવ્યો અને તેથી ક્રોધાક્રાંત થઇ તે બોલ્યા કે "કૃષ્ણ! તમે મારી સાથે કપટ વાપરી એ મણિ સત્યભામાને આપી દેવા ઇચ્છોછો અથવા તો તમે પોતેજ આવગો રાખવા માગો છો, આ પ્રમાણે મારી સાથે પણ પડદે રમો છો માટે તમને ધિક્કાર છે. ભાઇ જાણીને હું તમારા કપટને સહન કરૂંછું પણ હવે મારે તમારૂં, દ્વારકાનું કે યાદવોનું પણ કશું કામ નથી." આમ બોલી બલભદ્ર શ્રી કૃષ્ણની ઘણીઘણી વિજ્ઞપ્તિને પણ કાન નહિ દેતાં ત્યાંથી પરબારાજ મિથિલાનગરીમાં ગયા અને ત્યાં મિથિલાના રાજાએ તેમને ઘણું માન આપીને રાખ્યા.

શ્રી કૃષ્ણ રથમાં બેસી ઉદાસ બની પાછા દ્વારકામાં આવ્યા ત્યાં સત્યભામાએ તેમની પાસે મણિની માગણી કરી. શ્રી કૃષ્ણે મણિનો પત્તો નહિ મળવાનું કહેતાં સત્યભામાને પણ તેમના ઉપર વહેમ આવ્યો કે શ્રી કૃષ્ણ પોતાના ભાઇને મણિ આપી તેમને મિથિલામાં રાખી આવ્યા છે અને મારી પાસે ખોટું બોલે છે" એક તરફ મોટાભાઇની સાથે અને બીજી તરફ સત્યભામાની સાથે અંતર પડી જતાં શ્રી કૃષ્ણ ખેદ પામવા લાગ્યા અને મણિને વાસ્તે વધારે શોધ ચલાવવા લાગ્યા.

બલભદ્ર શ્રી કૃષ્ણથી રીસાઇને મિથિલામાં રહ્યા હતા તે વખત દુર્યોધને હસ્તિનાપુરમાંથી મિથિલામાં જઇ ત્યાં કેટલાક દિવસ સુધી રહીને બલભદ્રની પાસે ગદાયુદ્ધનો અભ્યાસ કર્યો. "બલભદ્ર દ્વારકાને છોડી મિથિલામાં રહે છે એ સારૂં નથી" એમ વિચારી ઉગ્રસેન વગેરે યાદવોએ શ્રી કૃષ્ણની સંમતિથી ઘણીઘણી વિજ્ઞપ્તિઓ ચલાવી બલભદ્રને મનાવીને પાછા દ્વારકામાં તેડાવી લીધા. શ્રી કૃષ્ણને અક્રૂરની પાસે મણિ હોવાનો શક હતો અને તે શક અક્રૂરના ઘરમાં સંપત્તિ વધતી જતી દેખાવાને લીધે દિવસે દિવસે મજબુત થતો જતો હતો. તોપણ અક્રૂર વગદાર હોવાને લીધે યાદવોમાં કુસંપ ઉઠવાની ધાસ્તીથી શ્રી કૃષ્ણ તેમને કાંઇ કહી શકતા ન હતા. આખર "તમારી પાસેનો મણિ યાદવોની સભામાં દેખાડી ખરી હકીકત જાહેર કરો તો અમો કશો વાંધો નહિ ઉઠાવતાં તે મણિને તમારા કબજામાંજ રહેવા દઇએ" એવી અક્રૂરની સાથે વષ્ટિ ચલાવવાની શ્રી કૃષ્ણને ફરજ પડી. તે ઉપરથી અક્રૂરે બધી હકીકત જાહેર કરી સભામાં મણિ દેખાડીને તે મણિ પાછો શ્રી કૃષ્ણના કહેવા પ્રમાણે પોતાનાજ કબજામાં રાખ્યો અને ખરી હકીકત જાહેર થતાં સત્યભામા તથા બલભદ્રના મનમાં શ્રી કૃષ્ણને માટે ભરાઇ બેઠેલો ખોટો વહેમ નિકળી ગયો.

# પ્રકરણ ૩૫ મું.

## શ્રી કૃષ્ણને પ્રદ્યુમ્ન પ્રાપ્તિનું વરદાન.

એક દિવસ પટરાણી રૂકિમણીએ રાત્રિના વિહારના સમયમાં શ્રી કૃષ્ણની પાસે શ્રી કૃષ્ણ જેવાજ રૂપાળા, બળવાન, ઉદાર અને વિદ્વાન પુત્ર પ્રાપ્ત થવાની ઇચ્છા બતાવતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "સુંદરિ! તમે જેવા પુત્રને ઇચ્છોછો તેવો પુત્ર હું તમને આપીશ. પુત્રથી આ લોકમાં તથા પરલોકમાં પણ કલ્યાણ થાય છે, સઘળાં દુઃખો ટળી જાય છે અને ઇંદ્રની પદવી મેળવવાને પણ યોગ્યતા પ્રાપ્ત થાય છે. પણ તે પુત્ર જો સુપુત્ર હોય તોજ. કુપુત્રથી તો વાંઝીયાપણુંજ સારૂં છે માટે હું તમને વિદ્વાન, ધર્માત્મા, દયાળુ તથા બળવાન પુત્ર આપવાની ઈચ્છાથી આવતી કાલેજ કૈલાસમાં તપશ્ચર્યા કરવા જઇશ અને તપશ્ચર્યા કરવાથી સદાશિવને પ્રસન્ન કરી તેવોજ પુત્ર પ્રાપ્ત થવાનું વરદાન મેળવીશ"

બીજા દિવસની પ્રભાતમાંજ શ્રી કૃષ્ણે પ્રયાણની તૈયારી કરવા માંડી. સંધ્યાવંદન આદિ ક્રિયાઓ પહોંચી લઇ બ્રાહ્મણોને ગાયોનાં તથા સુવર્ણ વગેરેનાં દાનો આપી પ્રણામ કરી સભા મંડપમાં જઇ ઉગ્રસેનની સમક્ષમાં બલભદ્રને, ઉદ્ધવને તથા સાત્યકિ વગેરે યાદવોને બોલાવીને નીચે પ્રમાણે કહ્યું.

"યાદવો! મારે કાંઇ કારણને લીધે કૈલાસપર્વતમાં જવાનું છે. માટે મારી ગેરહાજરીમાં તમો દ્વારકાનું રક્ષણ કરવામાં તત્પર રહેજો. મેં જરાસંધ વગેરે રાજાઓને નબળા તથા નિરૂત્સાહ કરી નાખીને ઘણે અંશે નિષ્કંટકતા કરી છે તોપણ પૌંડ્રક રાજા કે જે પરશુરામ જેવો યોદ્ધા છે, દ્રોણાચાર્યનો શિષ્ય છે, બળવાન છે, આપણો કટ્ટો દુશ્મન છે અને આપણાં છિદ્રો શોધવામાંજ તત્પર રહે છે તે મારી ગેરહાજરીનો લાભ લઇ વખતપર દ્વારકા ઉપર ચડી આવે એવો મારા મનમાં સંશય રહ્યા કરે છે માટે તમો સઘળા મારા પાછા આવવા સુધીમાં અત્યંત સાવધ રહેજો, બખતરો તથા આયુધો ધરીને સજ્જ રહ્યા કરજો, સેનાને અધિક અધિક કેળવણી આપ્યા કરજો, દ્વારકાના સઘળા દરવાજા બંધ કરાવી જવા આવવાને વાસ્તે એકજ મોટો દરવાજો ખુલ્લો રખાવજો, કોઇ પણ માણસ રાજકીય મુદ્રા (પાસ) સિવાય દ્વારકામાં આવે નહિ અને

દ્વારકાથી બહાર જાય નહિ એવો બંદોબસ્ત રાખજો, મૃગયાના ઉદ્દેશથી કે ક્રીડા કરવાના ઉદ્દેશથી પણ શહેરથી બહાર નિકળશો નહિ અને જતાં આવતાં માણસોમાં પોતાના પરાયાની પરીક્ષા કર્યા કરજો. મહાવીર સાત્યકિ! હું પાછો આવું ત્યાં સૂધી તમે સઘળાં શસ્ત્રો ધરીને હમેશ સાવચેતજ રહ્યા કરજો. દ્વારકાને હસ્તગત કરવા ઉપર ઘણા રાજાઓ ટાંપી રહ્યા છે માટે પૂરા યત્નથી તેનું રક્ષણ કરજો, રાતે નિદ્રા પણ લેશો નહિ, શાસ્ત્રોનાં વ્યાખ્યાનોથી તથા શ્રવણોથી પણ દૂર રહેજો અને કોઈ યાદવની સાથે વાદવિવાદ પણ કરશોમાં. તમે બળવાન યોદ્ધા છો, વિચક્ષણ છો અને યુદ્ધ વિદ્યાના તત્વને જાણો છો તેથી તમારી ઉપર પૂર્ણ ભરોસો મૂકીને કહુંછું કે આપણે કોઇ રીતે લોકોની હાંસીના પાત્ર ન થઇએ તેમ કરજો."

"શ્રી કૃષ્ણ! આપ સુખેથી પધારો. દ્વારકાની કશી ચિંતા રાખશો નહિ. હું આપના પાછા આવતાં સૂધીમાં બલભદ્રના નોકર જેવો થઇને રહીશ અને દ્વારકાનું રક્ષણ કરવામાં આપની આજ્ઞા પ્રમાણેજ સજ્જ રહીશ. આપની મારા ઉપર પૂર્ણ કૃપા છે તો પછી મને શત્રુઓનો નિગ્રહ કરવામાં શું અસાધ્ય છે? કશું નથી. ઇંદ્ર, યમ, વરુણ અને કુબેર એ ચારે લોકપાલ સાથે મળીને યુદ્ધ કરવા આવે તોપણ તેઓને પરાસ્ત કરવાને હું શક્તિમાનછું, ત્યારે બિચારો પૌંડ્રક તે શા હિસાબમાં છે?"

"ઉદ્ધવ! તમે દ્વારકાના રક્ષણની નીતિ ગોઠવવામાં પ્રયત્નવાન રહેજો અને બલભદ્ર તથા સાત્યકિને દ્વારકાના રક્ષણના વિષયમાં બુદ્ધિ સાહાય્ય આપ્યા કરજો. તમે સઘળી વિદ્યાઓના પારને પામેલા છો અને જેની પાસે બૃહસ્પતિ પણ નીતિની વાતો કરતાં સંકોચાય એવા છો તેથી તમને ભલામણ આપતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે તોપણ કાર્યના ગૌરવને લીધે કહું છું કે આ વિષયમાં તમે અમોને પૂરૂં સાહાય્ય આપજો. આ બાબતમાં જે કાંઇ કરવું જોઇએ તથા ન કરવું જોઇએ તે સઘળું તમે જાણો છો માટે તમને આટલીજ ભલામણ કરી બસ ગણુંછું."

"નાથ! શ્રી કૃષ્ણ! મારામાં એવડો બધો કયો ચમત્કાર છે કે જેને લીધે આપ મારૂં આટલું બધું ગૌરવ રાખો છો. મારામાં કશી વિદ્વત્તા નથી પણ આપની પ્રીતિજ મને વિદ્વત્તા આપે છે. વિદ્વત્તા તથા નીતિજ્ઞતા વગેરે સઘળું આપમાંજ છે અને આપના પ્રભાવથીજ અમો જીવીએ છીએ તે છતાં આપ

મને વિદ્વાન તથા નીતિજ્ઞ બનાવીને આટલી ભલામણ કરોછો તો હું મારી શક્તિ પ્રમાણે દ્વારકાના રક્ષણની કાળજી રાખીશ. આપ સુખેથી કૈલાસમાં પધારીને ધારેલું શુભ કાર્ય સિદ્ધ કરો."

ઉદ્ધવજી બોલી રહ્યા પછી શ્રી કૃષ્ણે ઉગ્રસેનરાજાને તથા કૃતવર્માને પણ એવી રીતની ભલામણ કરીને બલભદ્રને કહ્યું કે "આર્ય! આપે દ્વારકાના રક્ષણમાં સર્વદા બલવાન રહેવું. આ વિષયમાં જરા પણ ગફલત રાખવી નહિ, સર્વદા ઉત્સાહ રાખવો, ક્રીડામાં કે મદ્ય પીવામાં આસક્ત રહેવું નહિ, હાથમાં ગદા ધરીને સજ્જ રહેવું અને આપણે શત્રુઓના ઉપહાસ્ય ન થઇએ એવી ગોઠવણ રાખ્યા કરવી. આપ દ્વારકામાં બિરાજો છો તો પછી મને દ્વારકાના રક્ષણની શી ચિંતા હોય?"

શ્રી કૃષ્ણનાં વચનો સાંભળી બલભદ્રે તથા સઘળા યાદવોએ દ્વારકાના રક્ષણમાં હમેશ તત્પર રહેવાનું સ્વીકારી લીધું. સભા બરખાસ્ત થતાં સર્વે યાદવો પોતપોતાને ઘેર ગયા અને શ્રી કૃષ્ણ ગરૂડજીની ઉપર બેસીને આકાશ માર્ગે હિમાલય તરફ ચાલ્યા. થોડીજવારમાં સ્વર્ગલોકના પવિત્ર પગથીયારૂપ ગણાતા, મોટા મોટા ઋષિઓનું, દેવતાઓનું તથા રાજર્ષિઓનું તપ કરવાના ક્ષેત્રરૂપ હોવાથી સિદ્ધક્ષેત્ર એ નામથી કહેવાતા, નરનારાયણના નિવાસરૂપ, મધ્યમાં ચાલ્યા જતા ભાગીરથીના પવિત્ર પ્રવાહથી મહા પાપોનું હરણ કરવામાં પણ સમર્થ અને જ્યાં પરસ્પરની સાથે વૈરભાવ રાખનારાં પ્રાણીઓ પણ મિત્રભાવથી વર્ત્તે છે એવા બદરિકાશ્રમમાં પહોંચ્યા. અગ્નિહોત્રોનો ધુમાડો આકાશમાં ફેલાઇ રહ્યો હતો, પક્ષીઓ ચારેકોર ચારો કરી આવી ગુપચુપ થઇને પોતપોતાના માળાઓમાં બેસી ગયાં હતાં, ગાયો દોહોવાની હતી, અગ્નિહોત્રોના કુંડોમાં પવિત્ર આહુતીઓ દેવાતી હતી, કેટલાએક ઋષિઓ દેવપૂજનો કરતા હતા, કેટલાએક ઋષિઓ સમાધિ ધરીને આત્માનું ચિંતન કરતા હતા, અતિથિઓના સત્કારો ચાલુ થઇ રહ્યા હતા અને અંધકાર વ્યાપ્ત થવા લાગ્યો હતો તે સમયે શ્રી કૃષ્ણ બદરિકાશ્રમમાં પ્રવેશ કરી આશ્રમોના મધ્યમાં જઇ ગરૂડ ઉપરથી ઉતરીને દીવીઓના પ્રકાશવાળા પ્રદેશમાં ઉભા રહ્યા.

વર્ષ વર્ષ પર્યંત ઉપવાસ કરનારા, મોટી મોટી જટાઓવાળા, તપશ્ચર્યાથી કૃશ થઇ જવાને લીધે અસ્થિપંજરમય તથા નસોડાંમય દેખતા, સર્વદા વેદોનું અધ્યયન કરનારા, અનેક પ્રકારના નિયમોમાં તત્પર રહેનારા અને તપશ્ચર્યાના

પ્રભાવથી ઈંદ્રને પણ ત્રસ્ત કરવા હોય તો કરી શકે એવા અત્રિ, અંગિરા તથા ભરદ્વાજ વગેરે મહાત્મા મુનિઓ શ્રી કૃષ્ણને પધારેલા જોઇ અગ્નિહોત્ર તથા અતિથિ પૂજન વગેરે નિયમોને આટોપી લઇ આતિથ્ય કરવાને વાસ્તે શ્રી કૃષ્ણની પાસે આવ્યા. એઓમાં કેટલાએક પાંદડાંઓનુંજ ભક્ષણ કરીને રહેનારા હતા, કેટલાએક કોરાં અન્નોને ખાંડી તેના ભક્ષણથીજ વૃત્તિ ચલાવી લેનારા હતા, કેટલાએક જળની અંદર પેસીને તપ કરનારા હતા અને કેટલાએક ફક્ત જળપાન કરીનેજ રહેનારા હતા. એઓએ અર્ઘ્યપાદ્યાદિકથી પૂજન કરી "શી આજ્ઞા છે?" એમ પૂછતાં શ્રી કૃષ્ણે "સઘળું સંપન્ન છે" એમ કહી તેઓને આસન ઉપર બેસાડી અગ્નિહોત્રોનું, વનનું, વનમાં મૃગાદિક પશુઓનું અને તપશ્ચર્યાનું કુશળ પૂછ્યું. "સઘળું કુશળ છે" એમ કહી એ ઋષિઓએ નાનવી, ફળો તથા મૂળ વગેરે ભોજનના પદાર્થો અર્પણ કરતાં શ્રી કૃષ્ણ તે પદાર્થો આરોગી તૃપ્ત થયા.

થોડીવાર પછી શ્રી કૃષ્ણ બદરિકાશ્રમમાંથી જરા બહાર નિકળી ગંગાજીના ઉત્તર કિનારા ઉપરના એક મનોહર પ્રદેશમાં પધારી ત્યાં બિરાજીને ધ્યાન કરવા લાગ્યા તેટલામાં ચારે તરફ ઉદય પામેલો "આઓ આઓ, આ ભાગી જતા મૃગોને પકડવાને વાસ્તે દોડો દોડો, શ્રી કૃષ્ણની કૃપાના બળથી મૃગો હમણાં હાથમાં આવી જશે, આ પકડાએલા મૃગોને ખાઇ જઇને મોજ કરો, આ વિષ્ણુ રહ્યા, આ કૃષ્ણ રહ્યા, આ પ્રભુ રહ્યા, હે વિષ્ણુ! હે માધવ! હે કેશવ! અમો પ્રણામ કરીએ છીએ." આવા પ્રકારનો અતિ ભયંકર અને આશ્ચર્યકારી શબ્દ તેમના સાંભળવામાં આવવા લાગ્યો. એ શબ્દ પછી જરાવારમાંજ સિંહાનો; દીપડાઓનો, મૃગોની પછવાડે દોડતા કૂતરાઓનો, ભય પામીને ભાગતા મૃગોનો, રીંછોનો અને હાથીઓનો પૂનમની રાતે ક્ષોભ પામેલા મહાસાગરના જેવો ત્રાસદાયક કોલાહલ કાને પડવા લાગ્યો. ઉપરના શબ્દોથી તથા કોલાહલ થવાથી ધ્યાનમાંથી ક્ષુબ્ધ થયેલા શ્રી કૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે "આ મોટો કોલાહલ ક્યાંથી? મારી સ્તુતિવાળો આ શબ્દ કોનો હશે? અહો! શિકારી લોકોનો, શિકારી કૂતરાઓનો અને ત્રાસ પામેલાં હરણ વગેરેનો મોટો નાદ સાંભળવામાં આવે છે. શિકારી લોકોના કોલાહલમાં મારી સ્તુતિથી મિશ્રિત થયેલાં કેટલાંએક વાક્યો સાંભળવામાં આવે છે એ થોડું આશ્ચર્યકારક નથી." આમ વિચારી પૂરો નિર્ણય કરવાને વાસ્તે દિશાઓ

તરફ જોવા લાગ્યા તેટલીવારમાં હજારો જાનવરો દોડતાં દોડતાં તેમની પાસે આવ્યાં, તેઓની પછવાડે શિકારીઓનું ટોળું પણ આવી પહોંચ્યું, સેંકડો તથા હજારો દીવીઓનો મોટો પ્રકાશ વ્યાપી રહ્યો, પ્રકાશ વ્યાપ્ત થવાથી મધરાત છતાં પણ મધ્યાન્હના જેવો દેખાવ થઇ રહ્યો, લોહી પીતા તથા માંસનું ભક્ષણ કરતા હજારો બીભત્સ પિશાચો નજરે પડ્યા, કપાઇ જતાં, દોડતાં તથા પડતાં લાખો જાનવરો દેખાવા લાગ્યાં, સઘળું જંગલ શિકારી કૂતરાઓથી ઘેરાઇ ગયું અને વિકૃત આકારોવાળી તથા જેઓએ છોકરાં તેડ્યાં હતાં એવી અનેક પિશાચણીઓ પણ જોવામાં આવી. આવા દેખાવથી વિસ્મય પામેલા શ્રી કૃષ્ણ "આ વિસ્તીર્ણ નાદ કોનો સંભળાય છે? આ સેના કોની છે? મારી સ્તુતિના શબ્દો કોણ બોલે છે અને મુક્ત થવાને કોણ તૈયાર થયેલ છે?" એમ વિચારતા વિચારતા પ્રાકૃત માણસની પેઠે બેસી રહ્યા તેટલામાં સહુની પછવાડે મહા ભયંકર, બેડોળ મોહોડાવાળા, કદાવર, પીંગળા રૂંવાડાવાળા, લાંબી લાંબી જીભોવાળા, મોટી દાઢીઓવાળા, વિરૂપ નેત્રોવાળા, દેહધારી બીભત્સ રસના જેવા, હાહાકાર કરતા, માંસના મજુસ જેવા શબનું ભક્ષણ કરતા, ઘણું લોહી પીતા, લાંબા, અતિ કૃશ ઉદરોવાળા, આંતરડાંઓથી વીંટાએલાં અંગોવાળા, હાથોથી હજારો શબને ખેંચતા આવતા, જાતને છાજતો વિપરીત હાસ કરતા, અણીઓમાં માણસોનાં માથાં પરોવેલાં ત્રિશૂળોને કાંધ ઉપર લઇ ચાલ્યા આવતા, પિશાચ ભાષાથી બકવાદ કરતા, સાથળોના વેગથી મોટાં મોટાં વૃક્ષોને પણ કંપાયમાન કરતા, ગલોફાં ચાટતા, દાંતોની કડકડાટી બોલાવતા અને "વિષ્ણુ ક્યારે જોવામાં આવશે? હાલ વિષ્ણુ ક્યાં હશે? પ્રાણનાથનો નિવાસ ક્યાં હશે? એમનાં દર્શનને વાસ્તે ક્યાં જવાનો યત્ન કરવો? દુષ્ટકર્મોથી પ્રાપ્ત થયેલી આ દશા ક્યારે ટળશે? સંસારરૂપી રોગના પરમ ઔષધરૂપ ચક્રધારી ભગવાન ક્યાં મળે? કૃષ્ણ! કૃષ્ણ! કેશવ! કેશવ! અમોને તરત દર્શન આપો" એમ બોલ્યા કરતા બે મોટા પિશાચો નજદીકમાં આવી પહોંચેલા તેમના જોવામાં આવ્યા.

"અરે મનુષ્ય તું કોણ છે? આવા ભયંકર પ્રદેશમાં શા માટે તથા ક્યાંથી આવ્યો છે? તું કોઇ દેવ છે કે યક્ષ છે? જેમ વિષ્ણુને જોઇને રાજી થઇએ તેમ અમે તને જોઇને રાજી થઇએ છીએ. માટે તારૂં નામ શું છે તથા જાત કઇ છે તે કહે."

"હું યદુ વંશમાં ઉત્પન્ન થયેલો ક્ષત્રિય છું, લોકોનો રક્ષક છું, દુષ્ટોને શિક્ષા દેનારો છું અને હાલ સદાશિવનાં દર્શન કરવા માટે કૈલાસમાં જવાને ઇચ્છું છું. પણ તમે કોણ છો? આ તપસ્વી લોકોના પવિત્ર સ્થળમાં શા માટે આવ્યા છો? આ બદરિકાશ્રમમાં શિકાર થાય નહિ તથા ક્ષુદ્ર લોકોથી પેસાય પણ નહિ. હું આ પ્રદેશનો રક્ષક છું, જે કોઇ અહીં આવી અપરાધ કરે તેને શિક્ષા કર્યા વગર છોડું નહિ. તમોએ હવે આગળ નહિ વધતાં અહીંજ ઉભા રહેવું. મારૂં નહિ માનો તો બળાત્કાર વાપરીને પણ હું તમોને રોકી રાખીશ. તમારે ક્યાં જવાનું છે અને આ મોટી સેના કોની છે તે કહો."

શ્રી કૃષ્ણનાં વચનો સાંભળીને એ બેમાંથી એક બોલ્યો કે "જગતના નાથ વિષ્ણુને પ્રણામ કરીને હું જે કહું છું તે સાંભળો. હું ઘંટાકર્ણ નામનો પિશાચ છું. આ મારો નાહાનો ભાઇ છે. અમો બન્ને કુબેરજીના અનુચર છીએ આ સેના તથા કૂતરાં મારાં છે. હું વિષ્ણુના પૂજનને વાસ્તે અનેક પ્રાણીઓનો શિકાર કરૂં છું. અમો ભૂત પ્રેતોના નિવાસરૂપ કૈલાસ પર્વતમાંથી ચાલ્યા આવીએ છીએ. હું વિષ્ણુને ગાળો દીધા કરતો હતો અને "રખેને ક્યાંથી પણ વિષ્ણુનું નામ મારા કાનમાં પેસી જાય" એવી શંકાથી બન્ને કાનપર ઘંટાઓ બાંધી રાખતો હતો તેથી મારૂં નામ ઘંટાકર્ણ પડી ગયું છે. એક દિવસે મેં સદાશિવની પાસે જઇ આરાધન તથા સ્તુતિ કરીને મુક્તિ માગતાં તેમણે આજ્ઞા કરી કે "મુક્તિ આપનાર તો વિષ્ણુજ છે માટે તું બદરિકાશ્રમમાં જઇ વિષ્ણુનું આરાધન કરી તેમની પાસેથી મુક્તિ માગ" આ પ્રમાણે સદાશિવની આજ્ઞાથી વિષ્ણુને મળવા અને મુક્તિ મેળવવા હું આ પ્રદેશમાં આવ્યો છું. પશ્ચિમ સમુદ્રના કિનારાપર દ્વારકા નામની નગરી છે તેમાં વિષ્ણુ વસે છે એમ સદાશિવના કહેવાથી મારા સાંભળવામાં આવ્યું છે માટે દ્વારકાની યાત્રા કરવાની પણ મારી ઇચ્છા છે. આ મધરાતનો સમય છે તેથી અહીં વિશ્રામ લઇ ખાઇપીને અમો ચાલ્યા જઇશું. તમારી સાથે વાંધો કરવાનું અમોને કશું પ્રયોજન નથી."

આવી રીતે જવાબ દઇ ઘંટાકર્ણે એક સપાટ પ્રદેશમાં ઉતારો કરી, ઘણું લોહી પી મન માનતું માંસ ખાઇ, જળનું આચમન લઇ, ફાંસા વગેરે શિકારનાં સાધનોને દૂર મૂકી, કૂતરાંઓને દૂર કરી, દર્ભનું આસન બિછાવી, આંતરડાંઓના પાશોથી પોતાના શરીરને બાંધી, ચિત્તને એકાગ્ર કરી, વિષ્ણુને પ્રણામ

અને આસનપર સ્વસ્થપણાથી બેસી આંખો વીંચી ધ્યાન ધરીને વિષ્ણુની પ્રાર્થના કરવા લાગ્યો કે "પ્રભુ! નારાયણ! વાસુદેવ! હું આપને પ્રણામ કરૂં-છું. તમારા કીર્ત્તનના પ્રભાવથી મારૂં મન નિર્મળ હોજો, મને ફરીવાર આવો દુષ્ટ અવતાર કદી પણ પ્રાપ્ત થશોમાં, મારા શરીરને ચક્રથી કાપી નાખો કે જેથી મને પુનર્જન્મ પ્રાપ્ત થાય નહિ, દિવસે દિવસે એક ક્ષણ માત્ર પણ મારૂં ચિત્ત તમારામાં લાગે એવી કૃપા કરો, "આ દુષ્ટ પિશાચ દયાનું પાત્ર નથી" એમ નહિ ધારતાં મને આપનો દાસાનુદાસ જાણી મારાપર કરૂણા કરો, મારા તરફથી કોઇને પણ પીડા ન થાય એવી માગણી કરૂંછું, પરસ્રીમાં, પરનિંદામાં કે પરધનમાં મને કદી પણ ઇચ્છા થજોમાં અને મારૂં મન જાગ્રત વગેરે ત્રણે અવસ્થાઓમાં આપના ચરણમાંજ રમણ કરજો."

આમ બોલતાં બોલતાં એ પિશાચ પવન વગરના દીવાની પેઠે નિશ્ચલ થઇ ગયો ત્યારે કૃપાળુ શ્રી કૃષ્ણે તેના અંતઃકરણમાં પોતાના ચતુર્ભુજ સ્વરૂપ-નું દર્શન આપ્યું. પીળાં રેશમી વસ્રોને ધરનારા, કમળસરખાં નેત્રોવાળા, શ્યા-મસુંદર કાંતિવાળા, શંખચક્રાદિકથી તથા કિરીટકુંડલાદિકથી શોભતા અને ગરૂડની ઉપર બિરાજેલા વિષ્ણુને અંતઃકરણમાં પ્રાપ્ત થયેલા જોઇ ઘંટાકર્ણ નેત્રો વીંચી રાખીને ચિંતન કરવા લાગ્યો કે "આજ હું કૃતાર્થ થયોછું, વિ-ષ્ણુ મારા ઉપર પ્રસન્ન થયા છે, મારી તૃષ્ણાઓ શાંત થઇ ગઇ, ઇંદ્રિયો તથા મન મને વશ્ય થયાં, જન્મનું સાફલ્ય પ્રાપ્ત થયું, હવે મારે કશું કર્ત્તવ્ય અવ-શેષ રહ્યું નહિ, આ પિશાચોની સોબતમાંથી પણ હું છૂટો થયો અને જેમ હું મુક્ત થયો તેમ કાળે કરીને આ મારો નાહાનો ભાઇ પણ અવસ્ય મુક્ત થશે" આમ ચિંતન કરતાં કરતાં એ પિશાચે સમાધિનો ત્યાગ કરી આંતરડાંઓના પાશોને ભેદી નાખી શરીરને સ્વસ્થ કરી દિશાઓ તરફ જોવા માંડયું. તેવામાં જેવા હૃદય કમળમાં જોવામાં આવ્યા હતા એવાજ શ્રી કૃષ્ણ પૃથ્વી ઉપર બિરાજેલા જોવામાં આવ્યા.

"આ વિષ્ણુ છે, આ વિષ્ણુ છે, સમાધિમાં જે જોવામાં આવ્યા હતા તેજ આ છે, જેણે નૃસિંહ તથા વામન આદિ અવતારો ધરી જગતનું રક્ષણ કર્યું કહેવાય છે તેજ આ છે, મને આજ કોઇ જન્માંતરના પુણ્યનું ફળ પ્રાપ્ત થયું, આ પ્રભુને મારે કઇ વસ્તુ અર્પણ કરવી?" આમ બોલી બોલીને તે પિશાચ નાચવા લાગ્યો, હસવા લાગ્યો, કૂદવા લાગ્યો, ગર્જના કરવા લાગ્યો અને

વારંવાર "કૃષ્ણ કૃષ્ણ હરે હરે" એવા શબ્દોનું ઉચ્ચારણ કરવા લાગ્યો. ઘણીવાર હસ્યા પછી તથા શક્તિ પ્રમાણે નાચ્યા પછી પોતાની પાસે કોઇ બ્રાહ્મણનું શબ હતું તેના ટુકડા કરી તેને સાફસુફ કરી, જળ છાંટી એક પાત્રમાં નાખી શ્રી કૃષ્ણની પાસે જઇ પ્રણામ કરી તે બોલ્યો કે "જગતના નાથ! પ્રભુ! હું આપને વાસ્તે આ યોગ્ય ભક્ષ્ય લઇ આવ્યોછું તેનો અંગીકાર કરો. આ શબ બ્રાહ્મણનું હોવાથી પવિત્ર છે, મેં જાતે સાફસુફ કરેલુંછે અને વળી તાજું છે માટે આપે ભક્ષણ કરવું યોગ્ય છે. હું ભક્તિથી નમ્ર થઇને આપને આ વસ્તુનું અર્પણ કરૂંછું માટે સ્વીકારી લ્યો." આમ બોલી પાત્રમાંથી એક ટુકડો ઉપાડી એ પિશાચ શ્રી કૃષ્ણના હાથમાં દેવા લાગ્યો. તેની ભક્તિ તથા સ્નેહ કારૂણ્યને જોઇ બહુજ પ્રસન્ન થયેલા શ્રી કૃષ્ણે જરા દૂર થઇ જઇ તેને કહ્યું કે "પિશાચ! આ બ્રાહ્મણનું શબ અમારે અસ્પૃશ્ય છે. અમો બ્રાહ્મણ લોકોને પૂજ્ય માનીએ છીએ અને બ્રાહ્મણોની હિંસાને મહા પાપરૂપ ગણીએ છીએ તેથી મારાથી આનો સ્પર્શ પણ કરી શકાય નહિ. તારી ભક્તિથી અને મનની નિર્મળતાથી હું બહુજ પ્રસન્ન થયોછું." એમ કહી ઘંટાકર્ણના અંગ ઉપર શ્રી કૃષ્ણે હાથ ફેરવ્યો કે તરતજ તે પિશાચયોનિમાંથી છૂટી કામદેવ જેવો રૂપાળો, રેશમી વસ્ત્રોવાળો, સુગંધમય શરીરવાળો અને અનેક ઉત્તમ આભરણોથી પ્રકાશમય ગાત્રોવાળો સિદ્ધ દેવ બની ગયો.

"હાલ તને તથા તારા ભાઇને સ્વર્ગવાસ પ્રાપ્ત થશે અને અંતે મારામાં સાયુજ્ય મુક્તિ મળશે તથા તમારી સાથે જે જે કૂતરા તથા બીજાં પ્રાણીઓ છે તેઓનું પણ કલ્યાણ થશે" એમ વરદાન આપી ઘંટાકર્ણને તથા તેના ભાઇને સ્વર્ગલોકમાં મોકલી જે બ્રાહ્મણનું શબ હતું તેને પણ જીવતો કરીને શ્રી કૃષ્ણ બદરિકાશ્રમના બ્રાહ્મણોની પાસે આવ્યા.

શ્રી કૃષ્ણે બદરિકાશ્રમમાં આવી બ્રાહ્મણોને ઘંટાકર્ણની હકીકત સંભળાવી વિસ્મિત કરી, તેઓએ કરેલાં પૂજનનો સ્વીકાર કરી, તેઓની અનુજ્ઞા લઇ અને "તમો પાછળથી કૈલાસમાં આવજો" એમ કહી ગરૂડપર બેસી કૈલાસ તરફ પ્રયાણ કર્યું. એ કૈલાસમાં અનેક શિવભક્તો તપશ્ચર્યા કરતા હતા, મુનિઓનાં અંતઃકરણો જેવું સ્વચ્છ માનસસરોવર સર્વ પ્રાણીઓને આનંદ આપતું હતું, સિંહ આદિ ઘાતકી પ્રાણીઓ મૃગ વગેરેની સાથે મિત્રભાવથી વિહાર કરતાં હતાં, તે તે સ્થળોમાંથી પ્રગટ થયેલી ગંગા આદિ મહાનદીઓ

લોકોનાં પાપોનું નિવારણ કરવામાં ક્ષણ માત્ર પણ વિલંબ નહિ કરતી હતી, હિમાલય સદાશિવને કન્યાદાન આપીને કૃતાર્થ થયો હતો, પ્રાચીનકાળમાં તપશ્ચર્યા કરવા આવી રહેલા વૈકુંઠવાસી વિષ્ણુને સદાશિવની પાસેથી સુદર્શન ચક્ર મળ્યું હતું અને સાહસ કરવા લાગેલા રાવણને પોતાની વીશે ભુજાઓ દબાઇ જવાથી હજાર વર્ષ સૂધી રોવું પડયું હતું. શ્રી કૃષ્ણ એ કૈલાસ પર્વત ઉપર ચડી માનસસરોવરના ઉત્તર કિનારાપર જઈ જટા આદિ તપસ્વી લોકોનાં ચિન્હો ધારણ કરી તપશ્ચર્યા કરવા બિરાજયા. ગરૂડ અગ્નિમાં હોમ કરવાને વાસ્તે કાષ્ટો વગેરે લાવી દેવા લાગ્યા, સુદર્શન ચક્ર શિવપૂજનને વાસ્તે પુષ્પો લાવી આપવા લાગ્યું. ખડ્ગ દર્ભો વગેરેનું સંપાદન કરી દેવા લાગ્યું અને કૌમોદકી ગદા તથા શાર્ઙ્ગ ધનુષ ભૃત્યની પેઠે સેવામાં તત્પર રહેવા લાગ્યાં. એકાગ્ર ચિત્તથી તપશ્ચર્યા કરતાં ઘણા દિવસ વિતી ગયા તે સમયે ઇંદ્રાદિક દેવતાઓ શ્રી કૃષ્ણનું દર્શન કરવા માટે આવ્યા અને વ્રત સમાપ્ત થતાં પાર્વતી સહિત સદાશિવ પણ વરદાન દેવા પધાર્યા.

જટાજૂટમાં ભાગીરથીનું ધારણ કરતા, ભાગીરથીના જળ વડે વારંવાર ધોવાયા કરતા અર્દ્ધચંદ્રથી લલાટમાં દીપી રહેલા. ત્રિશૂળ તથા ડમરૂ આદિથી અલંકૃત થયેલા હસ્તોવાળા, રૂદ્રાક્ષોની તથા સર્પોની માળાઓથી ઢંકાએલા વક્ષ:સ્થળવાળા, નદી ઉપર બિરાજેલા, સર્વ અંગોમાં ભસ્મના ઉદ્ધૂલનવાળા અને પોતાનાં ડાબાં જમણાં નેત્રોથીજ રાત્રિની તથા દિવસની વ્યવસ્થા કરનારા સદાશિવ પધારતાં દેવતાઓના તથા ઋષિઓના જયજય શબ્દોનું શ્રવણ કરી સમાધિમાંથી જાગી ઉભા થઇને શ્રી કૃષ્ણે સદાશિવની ઘણી ઘણી સ્તુતિ કરી અને તેજ સમયે સદાશિવે પણ શ્રી કૃષ્ણની ઘણી ઘણી સ્તુતિ કરી. પરસ્પરની સ્તુતિ સમાપ્ત થયા પછી સદાશિવ બોલ્યા કે "શ્રી કૃષ્ણ! તમે દેવાધિદેવ છતાં અને ભક્ત લોકોના સઘળા મનોરથોને પૂરનારા છતાં પણ તપશ્ચર્યા કરો છો એ કેવળ જગતમાં તમારી મનુષ્યલીલા પ્રકટ કરવા સિવાય બીજા કોઇ પણ કારણથી સંભવતું નથી. મેં મારા ત્રીજા નેત્રના અગ્નિથી કામદેવને બાળી નાખ્યો છે અને તેને તમારે ઘેર અવતરવાની આજ્ઞા કરી છે એ તમારાથી અજાણ્યું નહિજ હોવું જોઇએ. કામદેવ તમારા વીર્યથી રૂક્મિણીના ઉદરમાં આવી તમારો જયેષ્ઠ પુત્ર થઇ અવતરશે અને પ્રદ્યુમ્ન એ નામથી પ્રખ્યાત થશે" એ પ્રમાણે વરદાન આપી, ફરીવાર પણ સ્તુતિ કરી અને બદરિકાશ્રમમાંથી આવેલા ઋષિઓની પાસે શ્રી કૃષ્ણના મહાત્મ્યનું કેટલુંક વર્ણન કરીને પાર્વતી સહિત સદાશિવ ત્યાંજ અંતર્હિત થઈ જતાં ઇંદ્રાદિક દેવતાઓ પણ શ્રી કૃષ્ણને પ્રણામ કરી પોતપોતાના લોકમાં ગયા અને શ્રી કૃષ્ણ સર્વ ઋષિઓ તથા ગરૂડની સાથે ત્યાંથી ચાલી સાંજે બદરિકાશ્રમમાં પધાર્યા.

# પ્રકરણ ૩૬ મું.

## મિથ્યા વાસુદેવ.

શ્રી કૃષ્ણે કૈલાસ તરફ આવતી વખતે દ્વારકામાં જેનો ભય બતાવી બલભદ્ર તથા સાત્યકિને સાવચેત રહેવાનું કહ્યું હતું તે પૌંડ્રકરાજા શ્રી કૃષ્ણની ગેરહાજરીનો લાભ લઇ એકલવ્ય નામના પ્રબળ ભિલ્લને તથા બીજા પણ ઘણા ઘણા રાજાઓને પોતાની મદદમાં લઇ ગંજાવર સેનાની સાથે મધરાતે દ્વારકાના પાદરમાં આવી પહોંચ્યો અને તે વખતેજ તેણે દ્વારકાને ઘેરો નાખ્યો. આ પૌંડ્રકરાજા "શ્રી કૃષ્ણ વિષ્ણુ નથી પણ હુંજ વિષ્ણુ છું." એવું અભિમાન ધરાવી લોકોમાં પોતાને વિષ્ણુ કહેવરાવતો હતો, વિષ્ણુનાં શંખચક્રાદિક સઘળાં ચિન્હો ધરતો હતો, પોતાનું જન્મ નામ વાસુદેવ હતું તેથી પોતાના અભિમાનને વાસ્તવિક ગણતો હતો, લોકોમાં શ્રી કૃષ્ણને ખોટાં ચિન્હો ધરનારા જાહેર કરતો હતો, દૂતો મોકલી મોકલીને શ્રી કૃષ્ણને એ ચિન્હો છોડી દેવાની તાકીદ કરતો હતો અને "મારાં ચિન્હો નહિ છોડી આપે તો હું તારી દ્વારકાને પાયમાલ કરી નાખીશ" એવી તેને ધમકી આપ્યા કરતો હતો.

એ મિથ્યા વાસુદેવ પૌંડ્રકરાજાએ ભારે અંધકારથી ઘેરાયેલા મધરાતના સમયમાં હજારો દીવીઓથી પ્રકાશ કરી દ્વારકાને ફરતું પોતાનું સૈન્ય ગોઠવી ભેરીઓ વગડાવી પોતાનું નામ જાહેર કરીને યાદવોને યુદ્ધ કરવા નિકળવાનું અને તેમ ન કરે તો તાબે થવાનું કહેવરાવ્યું. પ્રથમથીજ સાવચેત રહેલા બલભદ્ર, સાત્યકિ તથા કૃતવર્મા વગેરે યાદવો સૈન્ય સહિત સજ્જ થઇ દીવીઓથી પ્રકાશ કરાવી યુદ્ધ કરવાને વાસ્તે દ્વારકામાંથી બહાર નિકળ્યા. પૌંડ્રકના યોદ્ધાઓ "બલભદ્ર ક્યાં છે? કૃષ્ણ ક્યાં છે? અને સાત્યકિ ક્યાં છે?" એવા શબ્દો બોલવા લાગ્યા અને યાદવોના યોદ્ધાઓ "પૌંડ્રક ક્યાં છે અને એકલવ્ય ક્યાં છે?" ઇત્યાદિ શબ્દો બોલવા લાગ્યા. શસ્ત્રોની અદ્‌ભુત ઝપાઝપી ચાલવા લાગી, રૂંવાડાંઓ ઉભાં કરી નાખે એવા સિંહનાદો થવા લાગ્યા, માણસો તથા વાહનોના કપાવાથી પ્રલયકાળ જેવો દેખાવ દેખાવા લાગ્યો, પ્રચંડ પવનથી તોફાન પામેલા મહાસાગરના કલ્લોલોની પેઠે બન્ને સૈન્યોના યોદ્ધાઓ પરસ્પર લડવા લાગ્યા, રણવાજાંઓ વાગવા લાગ્યાં, લોહીના પ્રવાહો ચાલવા લાગ્યા અને

શસ્ત્રોના ઝબકારાઓ વીજળીઓથી પણ અધિક ચાલાકી દેખાડવા લાગ્યા. સાત્યકિ તથા બલભદ્ર વગેરે પ્રબલ યોદ્ધાઓનાં પરાક્રમોથી પોતાના પક્ષના કેટલાએક રાજાઓ પ્રાણ વગરના, કેટલાએક ધરતીપર તરફડતા, કેટલાએક જખમી થઇ હથિયાર છોડી દઇને ઉભેલા અને કેટલાએક નિરાશપણાથી કાયરપણું જણાવતા જોવામાં આવતાં દ્રોણાચાર્યના શિષ્ય એકલવ્ય નામના ભિલ્લે હાથમાં મહા ઘોર ધનુષ ધરી અસંખ્ય બાણોથી યાદવોને પીડવા માંડ્યા અને તેઓના સૈન્યને હતપ્રાય કરી નાખ્યું. એક એક યાદવને હજારો બાણોથી વીંધી નાખીને પોતાને વિજય પામેલો માનતો એકલવ્ય સિંહનાદ કરવા લાગતાં, ભયભીત થયેલાં યદુ સૈન્યો ભાગવા લાગતાં, યદુ સૈન્યની સઘળી દીવીઓ બુઝાઇ જતાં અને સઘળું નિઃશબ્દ થઇ જતાં હર્ષ પામેલા પૌંડ્રકે પોતાના યોદ્ધાઓને સઘળી દ્વારકા ખોદી નાખવાનો, યાદવોનાં ઘરો લુંટી લેવાનો અને યદુ કન્યાઓનું હરણ કરવાનો હુકમ કર્યો. આ હુકમને માથે ચડાવી તેના પક્ષના યોદ્ધાઓ દ્વારકાના કિલ્લાને પાડી નાખવા લાગતાં અને કિલ્લો તુટવાનો મોટો અવાજ સંભળાવા લાગતાં ક્રોધથી વ્યાપ્ત થયેલા બલભદ્ર અને સાત્યકિ શ્રીકૃષ્ણે આપેલી ભલામણનું સ્મરણ કરી લડાઇનો સઘળો બોજો પોતાને માથે લઇ ભાગતા સૈન્યને પાછું વાળી દીવીઓનો પ્રકાશ કરાવી સિંહનાદ કરીને સૈન્યના મોખરામાં આવીને ઉભા. સાત્યકિએ તરતજ વાયવ્યાસ્ત્રના પ્રયોગથી પૌંડ્રકના યોદ્ધાઓને ઉડાવી દઇ હાથમાં કાલદંડ જેવું બાણ લઇ "દુર્બુદ્ધિ પૌંડ્રક ક્યાં ગયો? એ ચોરનું માથું કાપીને હમણાંજ કૂતરાઓને ખવરાવી દેવું છે. એ પોતે ચોર ન હોય તો રાતનો યુદ્ધ કરવા શા માટે આવે? એમ કહી ધનુષની દોરીને કાન સુધી ખેંચીને તે બાણ પૌંડ્રકની છાતીમાં માર્યું. તેની છાતીમાંથી અતિ ઉષ્ણ લોહીનો પ્રવાહ ચાલવા લાગ્યો. વ્યથિત થયેલા પૌંડ્રકે પણ એક ભયંકર બાણથી સાત્યકિનું લલાટ વીંધી નાખતાં તેને પણ થોડીવાર નિશ્ચેષ્ટ થઇ બેસી રહેવાની જરૂર પડી. તેટલામાં પૌંડ્રકે દશ બાણોથી તેના સારથિને તથા ચારે ઘોડાઓને વિહ્વળ કરી નાખ્યા અને પ્રબળ સિંહનાદ કર્યો. સિંહનાદથી જાગ્રત થયેલા સાત્યકિએ એક અતિ ઉગ્ર બાણથી પૌંડ્રકને મૂર્છિત કરી રથમાં પાડી નાખીને બીજાં બાણોથી તેના સારથિને, ચક્રને, ઘોડાઓને તથા રથના અગ્રભાગને ક્ષણમાત્રમાં કાપી નાખ્યા. સંજ્ઞા પ્રાપ્ત થતાં પૌંડ્રક બીજા રથમાં બેસીને સાત્યકિની સામે પ્રબળતાથી લડવા લાગ્યો.

અને સાત્યકિ પણ તેની સામે તેવીજ પ્રબળતાથી લડવા લાગ્યો. ધનુષો કપાઇ જતાં બન્ને વીરો ગદાઓથી લડવા લાગ્યા અને ગદાઓ પણ ભાંગી પડતાં મલ્લ-યુદ્ધ કરવા લાગ્યા. એઓના મલ્લયુદ્ધને જોઇ બન્ને પક્ષના યોદ્ધાઓ તર્ક કરવા લાગ્યાકે "સાત્યકિ મરણ પામશે ? પૌંડ્રક મરણ પામશે ? કે બન્ને જણ એકી વખતે મરણ પામશે ? કોઇનું પણ મરણ થયા વિના આ મલ્લયુદ્ધ બંધ પડે એમ જણાતું નથી. આવું મલ્લયુદ્ધ તો ક્યાંય દીઠું નથી અને સાંભળ્યું પણ નથી. અહો! આ બન્ને યોદ્ધાઓનાં વીર્ય અને ધૈર્ય અદ્ભુત જોવામાં આવે છે." આ પ્રમાણે બ્રહ્માંડને પણ ક્ષુબ્ધ કરી નાખે એવું સાત્યકિ અને પૌંડ્રકનું મલ્લયુદ્ધ ચાલી રહ્યું હતું તેટલામાં બલભદ્રની અને એકલવ્યની વચ્ચે પણ એવું અદ્ભુત બાણયુદ્ધ ચાલવા લાગ્યું. એકલવ્યે પોતાનાં બે ધનુષો તથા ખડ્ગ કપાઇ જતાં સિંહનાદ કરી બલભદ્રના સારથિની ઉપર એક પ્રબળ સાંગ ફેંકી પણ બલભદ્રે ઉભા થઇ તે સાંગને વચમાંથીજ પકડી લઇ પાછી એકલવ્યનીજ છાતીમાં મારી જેથી તે મૂછિત થઇ પડી ગયો. એકલવ્યને મૂર્છિત થઇ પડી ગયેલો જોઇ તેના અનુચર અઠ્યાશી હજાર ભિલ્લ લોકો ટીડોની પેઠે બલભદ્રની ઉપર ઉતરી પડી અનેક આયુધોની વૃષ્ટિઓ કરવા લાગતાં બલભદ્રે તેઓને હળથી ખેંચી ખેંચીને મુસલના પ્રહારથી મારી નાખવા માંડ્યા. ભિલ્લ લોકોનાં હજારો શબોથી રણભૂમિ ઢંકાઇ ગઇ અને પિશાચો તથા શિયાળ આદિ પ્રાણીઓ માંસોના ભક્ષણથી પરમ તૃપ્તિ પામવા લાગ્યાં. આ સમય સંજ્ઞા પ્રાપ્ત થતાં ઉભો થયેલો એકલવ્ય પોતાના સૈન્યને મરણ પામેલું જોઇ પાછો બલભદ્રની સામે આવ્યો. બલભદ્ર અને એકલવ્યનું એવું ગદાયુદ્ધ શરૂ થયું કે તેથી પૃથ્વી તથા અંતરિક્ષ ગાજવા લાગ્યાં, સમુદ્રમાં મોટું તોફાન ઉઠ્યું અને દિગ્ગજો પણ ક્ષોભ પામવા લાગ્યા. સાત્યકિ અને પૌંડ્રક કે જેઓ મલ્લયુદ્ધ કરતા હતા તેઓ એ યુદ્ધથી કોઇનો પણ અંત નહિ આવતાં પાછા ગદાયુદ્ધથી લડવા લાગ્યા. જેવું બલભદ્રનું અને એકલવ્યનું ગદાયુદ્ધ જામી રહ્યું હતું તેવુંજ તેઓના પડખામાં સાત્યકિનું તથા પૌંડ્રકનું ગદાયુદ્ધ જામ્યું. આ વખતે તારા ઝાંખા પડી ગયા, અંધકાર નષ્ટ થઇ ગયો, આકાશમાં અરૂણોદયની રતાશ વ્યાપી ગઇ અને તે પછી સૂર્યનો પણ ઉદય થયો.

આ તરફ નિર્મળ પ્રભાત થયું તે સમયમાં શ્રી કૃષ્ણ સર્વ મુનિઓને પ્રણામ કરી તેઓની અનુજ્ઞા લઇ ગરૂડજીની ઉપર સ્વાર થઇને બદરિકાશ્રમમાંથી

ચાલ્યા. તે થોડીજવારમાં દ્વારકાની સમીપમાં આવી પહોંચ્યા. યુદ્ધનો ભયંકર અવાજ કાને પડતાં "નક્કી પૌંડ્રકરાજા દ્વારકા ઉપર ચડી આવ્યો છે અને તેની સામે યદુવીરો યુદ્ધ કરવા લાગ્યા છે" એમ ધારી શ્રી કૃષ્ણે દૂરથીજ પોતાના શંખનો મોટો અવાજ કર્યો. આ શબ્દ સાંભળવામાં આવતાં યાદવો એકદમ જોરમાં આવ્યા અને જરાવારમાંજ ગરૂડજીને રજા દઇ દ્વારકામાંથી પોતાનો રથ મગાવી તેમાં બિરાજીને શ્રી કૃષ્ણ પરબારાજ રણભૂમિમાં પધાર્યા. શ્રી કૃષ્ણને આવેલા જોઇ પૌંડ્રક સાત્યકિને પીઠ દઇ શ્રી કૃષ્ણની સામે જવા લાગતાં સાત્યકિએ તેને પડકાર્યો કે "જ્યાં સૂધી હું યુદ્ધમાં ઉત્સુક થઇને સામે ઉભો છું ત્યાં સૂધી મને છોડીને તારાથી શ્રી કૃષ્ણની સામે જવાય નહિ એ યુદ્ધની મર્યાદા છે. તું જો ખરો ક્ષત્રિય હોતો મને પરાસ્ત કરીને પછી શ્રી કૃષ્ણની સામે જા." આમ કહી સાત્યકિએ રોકવા છતાં પણ પૌંડ્રક તો તેને નહિ ગણકારતાં તરત શ્રી કૃષ્ણની સામેજ ચાલવા લાગ્યો. સાત્યકિએ શ્રી કૃષ્ણની નજર આગળ પૌંડ્રકને ગદાના પ્રહારથી અટકાવવા માંડતાં શ્રી કૃષ્ણ સાત્યકિને વિશ્રામ લેવાનું કહી પોતે પૌંડ્રકની સામે થયા.

"અરે યાદવ! ગોવાળ! તું આટલીવાર સૂધી ક્યાં ગયો હતો? તેં મારૂં નામ તથા શંખ ચક્ર આદિ ચિન્હો ધરેલાં છે, તો હવે તારામાં જે કાંઇ પરાક્રમ હોય તે દેખાડ. તારા ગર્વની સાથે તારા મસ્તકને પણ ત્રોડી નાખવા માટે હું આવેલો છું." એમ બકવાદ કરતા પૌંડ્રકને શ્રી કૃષ્ણે કહ્યું કે "અરે દુષ્ટ! મને જીત્યા વિના આવો બકવાદ કરવામાં તને શરમ કેમ નથી આવતી? હું ચક્ર વગેરે ધરીને તારી સામે ઉભો છું તો મને જીતીને પછી જેમ ભાસે તેમ બકવાદ કરજે." એમ કહી સિંહનાદ કરીને શ્રી કૃષ્ણે તેની છાતીમાં એક બાણ મારતાં પૌંડ્રકે અનેક બાણોથી સારથિ તથા ઘોડાઓ સહિત શ્રી કૃષ્ણને વીંધી નાખ્યા. એથી પૌંડ્રકના પરાક્રમનું માપ કરી લઇ શ્રી કૃષ્ણે તરતજ તેના સારથિને, ચાર ઘોડાઓને, રથને તથા ધનુષ આદિ આયુધોને ક્ષણમાત્રમાં કાપી નાખી અને છેલીવાર તેના ચક્રને પણ વ્યર્થ કરી પોતાના શુદર્શન ચક્ર વડે તેનું માથું ઉડાવી દીધું. એકલવ્ય નામનો પ્રબળ ભિલ્લરાજ કે જે બલભદ્રની સામે ગદાથી ઘણીવાર થયા લઢ્યા કરતો હતો તેને મારી નાખવાને વાસ્તે બલભદ્ર બન્ને હાથથી મોટી ગદા ઉપાડીને દોડતાં એકલવ્ય પોતાનાં પ્રાણ બચાવવાની ઇચ્છાથી સમુદ્રમાં પેસી તરતો તરતો દૂર નિકળી જઇને કોઇ

બેટમાંજ ગુપ્ત નિવાસ કરીને રહ્યો.

પૌંડ્રક મરણ પામતાં અને એકલવ્ય પાછો પત્તો ન મળે એવી રીતે ભાગી જતાં અવશેષ રહેલી એ બન્નેની સેના રણભૂમિને છોડી દૂર ભાગી જઇ જૂદી જૂદી વીખેરાઇ ગઇ. શ્રી કૃષ્ણ, બલભદ્ર, સાત્યકિ તથા બીજા યાદવો વિ. જય મેળવી દ્વારકામાં પ્રવેશ કરીને સુધર્મા નામની સભામાં આવ્યા. શ્રી કૃષ્ણે સર્વ સભાસદોને બદરિકાશ્રમની, ઘંટાકર્ણ નામના પિશાચની અને કૈલાસમાં સદાશિવ પ્રસન્ન થયાની સઘળી હકીકત કહી સંભળાવી. સઘળા યાદવો હકીકત સાંભળવાથી રાજી થઇ શ્રી કૃષ્ણને તથા બલભદ્ર વગેરેને પૌંડ્રકના વધ માટે અભિનંદન આપી પોતપોતાને ઘેર ગયા અને શ્રી કૃષ્ણ પણ બલભદ્ર અને સાત્યકિ વગેરેને અભિનંદન આપી પોતાના દરબારમાં પધાર્યા. શ્રી કૃષ્ણ રૂક્મિણી, સત્યભામા તથા જાંબવતીની પાસે કૈલાસયાત્રાની તથા પૌંડ્રકના વધની હકીકત કહી સંભળાવી નિયમિત પદ્ધતિ પ્રમાણે રાજકાર્ય ચલાવવા લાગ્યા. શ્રી કૃષ્ણના પ્રભાવથી નિષ્કંટક થયેલું ઉગ્રસેનનું રાજ્ય દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યું અને સઘળી પ્રજા પરમ સુખથી વર્ત્તવા લાગી.



# પ્રકરણ ૩૭ મું.

## અણધાર્યો પુત્ર લાભ.

થોડા દિવસમાંજ શ્રી કૃષ્ણની મહારાણી રૂક્મિણીને ગર્ભ પ્રાપ્તિ થઇ. વૈદ્યકશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે ગર્ભનું પોષણ કરવા માંડયું. એ ગર્ભ શુકલપક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો. દશમે મહિને પ્રસવ થતાં પુત્રનો જન્મ થયો અને દ્વારકામાં મોટો આનંદ વર્ત્તી રહ્યો. પુત્રના જાત કર્મ સંસ્કાર કરી શ્રી કૃષ્ણે બ્રાહ્મણો વગેરેને ઉત્તમ ઉત્તમ દાનો આપ્યાં. કૈલાસમાં મહાદેવજીએ કહેલા વચન પ્રમાણે તેણે એ પુત્રનું પ્રદ્યુમ્ન એ નામ રાખવાનું ધારીજ રાખ્યું હતું. ષષ્ઠી પૂજનનો મહોત્સવ થયા પછી એક રાત્રિ વ્યતીત થતાં અર્થાત્ આઠમે વાસે શંબરનામનો એક માયાવી દૈત્ય "શ્રી કૃષ્ણનો એ પુત્ર કામદેવનો અવતાર છે અને કામદેવ મારો પરમ શત્રુ છે માટે તેને જીવતો રહેવા નહિ દેવો જોઇએ" એમ ધારી પોતાની દૈત્ય માયાના પ્રભાવથી અદૃશ્યરૂપે શ્રી કૃષ્ણના અંતઃપુરમાં પેઠો. લાગ જોઇ તે એ પુત્રનું હરણ કરી બહાર આવી તેને સમુદ્રમાં ફેંકી પોતાની નગરી તરફ ચાલતો થયો. આ પ્રમાણે શ્રી કૃષ્ણના પુત્રના અચિંતિત વિનાશથી દ્વારકામાં મોટો ખેદ વર્ત્તી રહ્યો.

શંબરાસુરે સમુદ્રમાં ફેંકી દીધેલા એ બાળકને કોઇ મોટો મત્સ્ય ગળી ગયો. એ મત્સ્યને મછીમાર લોકો બીજા મત્સ્યોની સાથે જાળમાં પકડીને શંબરાસુરની પાસે ભેટ તરીકે લઇ ગયા. શંબરાસુરે એ મત્સ્યને પોતાના રસોડામાં મોકલાવતાં રસોઇ કરનારાઓ તેને છરીવડે કાપવા લાગ્યા ત્યાં તેના પેટમાંથી એક જીવતો રમણીય બાળક નિકળ્યો. અચિંત્ય પ્રભાવવાળી પ્રભુની માયામાં કાંઇ પણ અસંભવિત કે અશકય નથી તેથીજ એ બાળક એવી એવી દુર્દશાઓ પ્રાપ્ત થયા છતાં પણ નિર્વિઘ્ન જીવતો રહ્યો હતો. મત્સ્યના ઉદરમાંથી નિકળેલો એ અદ્ભુત બાળકને રસોયા લોકોએ પોતાના ખાતાની ઉપરી એક "માયાવતી" નામની સ્ત્રીને આપ્યો. એ માયાવતી તે બીજી કોઇ નહિ પણ કામદેવના અવતારરૂપ એ બાળકના પૂર્વજન્મની તેની રતિ નામની સ્ત્રી હતી. તે કામદેવને દગ્ધ કરનારા સદાશિવની આજ્ઞાથીજ

ભવિષ્ય જાણી પોતાની માયા શક્તિથી નામ તથા રૂપ બદલાવી શંબરાસુરને ઘેર રસોઇ ખાતાના ઉપરીપણાની નોકરીમાં રહી હતી તથા સમયની રાહ જોયા કરતી હતી. એ બાળકને જોઇ હર્ષને લીધે માયાવતીનાં રૂંવાડાં ઉભાં થયાં. તે બાળકને બહુ નિહાળીને જોવા લાગતાં તેને સ્મરણ થયું કે "આતો મારા સ્વામી કામદેવજ છે. એમનેજ વાસ્તે હું રાતદિવસ શોકરૂપી સમુદ્રમાં નિમગ્ન રહીને ક્યાંય શાંતિ પામતી નથી. મહાત્મા મહાદેવજીએ નેત્રના અગ્નિથી જેને બાળી નાખ્યા હતા તેજ આ મારા પતિ જન્માંતરમાં જોવામાં આવ્યા છે." આવું સ્મરણ થયા છતાં પણ તેનું મન શંકિત રહ્યું પરંતુ તેટલામાં તેની પાસે નારદજી આવ્યા અને ખરી હકીકત કહી તેણે તેને શંકાથી મુક્ત કરી. નારદજીના જવા પછી માયાવતીને વિચાર થયો કે "હું આને મારા પતિ જાણુંછું તો હવે તેને મારાથી સ્તનપાન શી રીતે કરાવી શકાય! અને પુત્ર પણ શી રીતે કહી શકાય!" આમ વિચાર થવાથી તેણે એ બાળકને વાસ્તે એક જૂદી ધાવ રાખી અને તેને ઉછેરવામાં કેટલાએક રસાયન પ્રયોગો પણ કામે લગાડ્યા.

આઠમા વાસાની મધરાતે ગુમ થયેલો રૂક્મિણીનો પુત્ર આ પ્રમાણે શંબરાસુરના નગરમાં ઉછરતો હતો પણ તે ખબર દ્વારકામાં કોઇને પણ નહિ હોવાથી તેઓ તો તેને મરણ પામેલોજ સમજતાં હતાં. રૂક્મિણીનો એ પુત્ર ગુમ થયા પછી બરાબર એક મહિને જાંબવતીને પુત્ર પ્રસવ થયો અને તેનું સાંબ એવું નામ રાખવામાં આવ્યું. થોડા દિવસ પછી સત્યભામાએ પણ પુત્રને જન્મ આપ્યો અને તેનું ભાનુ એવું નામ રાખવામાં આવ્યું.

માલવ દેશમાં વિંદ અને અનુવિંદ નામના બે રાજકુમારો હતા તેઓ શ્રીકૃષ્ણની સગી ફોઇ રાજાધિદેવીનાં પુત્રો હતા તોપણ દુર્યોધનના મતને મળતા રહી શ્રી કૃષ્ણની ઉપર દ્વેષ રાખતા હતા. તેઓએ પોતાની બેન મિત્રવિંદાનો સ્વયંવર આરંભી સઘળા રાજાઓને નિમંત્રણ મોકલ્યાં હતાં તેથી સર્વ રાજાઓની સાથે શ્રી કૃષ્ણ પણ સ્વયંવરમાં પધાર્યા. સભામાં બિરાજેલા રાજાઓમાંથી વર પસંદ કરવાને વાસ્તે વરમાળા લઇ સભામાં ફરવા નિકળેલી મિત્રવિંદાએ શ્રી કૃષ્ણને પસંદ કર્યા પણ તે વખતે વિંદે અને અનુવિંદે તેને અટકાવી દીધી. આ અન્યાય થતો જોઇ શ્રી કૃષ્ણનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં. તરતજ તે ઉભા થઇ સભામાં સઘળા રાજાઓ દેખતાં મોટો

બલાત્કાર વાપરી ઝડપથી મિત્રવિંદાનું હરણ કરી દ્વારકામાં આવી પહોંચ્યા.

શ્રી કૃષ્ણની શ્રુતકીર્ત્તિ નામની એક બીજી ફોઇ કેકય દેશના રાજાની સ્ત્રી હતી તેને સંતર્દન આદિ પુત્રો હતા અને ભદ્રા નામની એક સુંદર કન્યા હતી. એ ભદ્રા રોહિણી એવા નામથી પણ ઓળખાતી હતી. કેકય દેશના રાજાએ પોતાના પુત્રોની અને સ્ત્રીની સલાહથી શ્રી કૃષ્ણને બોલાવી તે કન્યા આપી અને મોટી ધામધૂમથી વિવાહ કર્યો તથા દાયજાની સાથે એક અક્ષૌહિણી ફોજ પણ આપી. શ્રી કૃષ્ણ ભદ્રાને પરણી મોટા આનંદથી દ્વારકામાં પધાર્યા.

આ તરફ શંબરાસુરના દરબારમાં માયાવતીના હાથથી લાલનપાલન પામતા અને માયાવતીનેજ માતા માનતા પ્રદ્યુમ્નને રસાયન પ્રયોગોના પ્રભાવને લીધે થોડા વખતમાંજ બાલ્યાવસ્થા વ્યતીત થઇ યુવાવસ્થા પ્રાપ્ત થઇ. જુવાન થયેલા પ્રદ્યુમ્નને માયાવતીએજ સઘળી અસ્ત્રવિદ્યાઓનો તથા માયાઓનો થોડા સમયમાંજ સંપૂર્ણ અભ્યાસ કરાવી દીધો અને પછી તેના અંતઃકરણનું હરણ કરવા માટે સ્ત્રીભાવને લગતી ચેષ્ટાઓ દેખાડવા માંડી. સ્ત્રીઓના સર્વ ભાવોની પરીક્ષા કરવામાં વિચક્ષણ થયેલા પ્રદ્યુમ્ને માયાવતીને માતૃભાવથી વિરૂદ્ધ ચેષ્ટા કરતી જોઇને કહ્યું કે "અરે! તું માતૃભાવનું ઉલ્લંઘન કરી આ વિરૂદ્ધ વૃત્તિ શા માટે ધરે છે? હું તારો પુત્ર છું છતાં તું મારી સાથે દુરાચારથી વર્ત્તવા ઇચ્છે છે તો હાલ તારી બુદ્ધિ ફરી ગઇ છે કે શું? તું સ્ત્રીભાવને અનુસરતું ચાપલ્ય કરીને મને તથા તારા આત્માને પણ નરકમાં નાખવા ધારે છે કે શું? સ્ત્રીઓનો સ્વભાવ વીજળીના ઝબકારા જેવો ચપળ હોય છે જેથી તેઓ યોગ્યતાનો કે અયોગ્યતાનો કશો વિચાર રાખતી નથી."

"પ્રાણનાથ! તમે મારા પુત્ર નથી પણ યાદવ કુળના શિરોમણિ શ્રી કૃષ્ણની રૂક્મિણી નામની પટરાણીના પુત્ર છો. નીચ શંબરાસુરે તમને રૂક્મિણીના સૂતિકાગૃહમાંથી આઠમે વાસેજ હરી જઇને સમુદ્રમાં ફેંકી દીધા હતા, ત્યાં તમને મત્સ્ય ગળી ગયો હતો અને મત્સ્યના ઉદરમાંથી પાછા અહીં આવેલા છો. દ્વારકામાં તમારી માતા રૂક્મિણી તમારે વાસ્તે શોક કર્યા કરેછે અને તેને આજ દિવસ સૂધી તમારા અહીં હોવાની ખબરજ મળી નથી. હું તમારી પૂર્વ જન્મની રતિ નામની સ્ત્રીછું તેથી મારા મનોરથને તમારા સંયોગ-

થી સફળ કરવા ઇચ્છું છું.”

માયાવતીના કહેવાથી સઘળી ખરી હકીકત જાણવામાં આવતાં પ્રદ્યુમ્ને શંબરાસુરને યુદ્ધમાં મારી નાખવાનો નિશ્ચય કરીને યુદ્ધનું કારણ ઉત્પન્ન કરવાને વાસ્તે પ્રથમ તેના મહેલ ઉપરના મોટા ધ્વજને ભાલાથી છેદી નાખ્યો. આથી ક્રોધ પામેલા શંબરાસુરે તેને પકડી લેવાને વાસ્તે પોતાના ઘણા ઘણા પુત્રોને તથા સેનાપતિઓને મોકલતાં પ્રદ્યુમ્ને પ્રબળ યુદ્ધ કરીને શસ્ત્રોથી તથા અસ્ત્રોથી તે સઘળાઓને કાપી નાખ્યા અને તે પછી શંબરાસુરે મોકલેલી બીજી મોટી સેનાને પણ પરાસ્ત કરી નાખી. પરાસ્ત થયેલી દૈત્યોની સેના લોહીથી ખરડાઇ તથા કેશ છૂટા મૂકી રજસ્વલા સ્ત્રીની પેઠે સંકોચાવા લાગતાં શંબરાસુર પોતે પ્રદ્યુમ્નની સામે આવી હજારો બાણની વૃષ્ટિ કરવા લાગ્યો અને પ્રદ્યુમ્ન તેનાં બાણોને પોતાનાં બાણોથી કાપી નાખવા લાગ્યા. બાણો કપાઇ જતાં શંબરાસુરે અનેક માયાઓ પ્રકટ કરી પણ તે સઘળી માયાઓને પ્રદ્યુમ્ને પોતાની માયાઓથી નષ્ટ કરી નાખી. શંબરાસુરે કરેલી વૃક્ષોની વૃષ્ટિને આગ્નેયાસ્ત્રથી બાળી નાખી. શિલાઓની વૃષ્ટિને વાયવ્યાસ્ત્રથી દૂર કરી નાખી, સિંહ તથા દીપડા વગેરે ઘાતકી જાનવરોની સેનાને ગંધર્વાસ્ત્રથી કાપી નાખી, હસ્તિઓની સેનાને સામી ઉત્પન્ન કરેલી સિંહોની સેનાથી નષ્ટ કરી નાખી અને ઝેરી નાગોની પંક્તિઓને ગરૂડોની પંક્તિઓથી શાંત કરી દીધી. પોતાની સઘળી માયાઓ વ્યર્થ જતાં શંબરાસુરે જગદંબાની પાસેથી મેળવેલો મોટો અમોઘ મુદ્દગર પ્રદ્યુમ્નની ઉપર ફેંકવાની તૈયારી કરી. તે સમયે આકાશમાં યુદ્ધ જોવાને ઉભેલા ઇંદ્રે વૈષ્ણવાસ્ત્ર તથા અભેદ્ય બખતર મોકલાવીને જગદંબાની સ્તુતિ કરવાની સૂચના આપતાં પ્રદ્યુમ્ને તે અસ્ત્ર તથા બખતર ધરી લઇને ભક્તિભાવથી જગદંબાની ઘણી ઘણી સ્તુતિ કરી. શંબરાસુરે મુદ્દગર ફેરવીને પ્રદ્યુમ્નની ઉપર ફેંક્યો પણ તે મુદ્દગર જગદંબાના પ્રભાવથી પુષ્પોની માળારૂપ થઇને પ્રદ્યુમ્નના કંઠમાં વીંટાઇ રહ્યો કે જેથી શંબરાસુર સઘળી રીતે નિરાશ થઇ ગયો. નિરાશ થયા છતાં અનેક અસ્ત્રોનો ઉપયોગ કર્યા કરતા શંબરાસુરને પ્રદ્યુમ્ને વૈષ્ણવાસ્ત્રથી અભિમંત્રિત કરેલા બાણવડે હૃદયમાં વીંધી નાખ્યો અને વીંધાતાંજ તે તરત ભસ્મરૂપ થઇ ગયો. દેવતાઓએ પ્રદ્યુમ્નની ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી અને જય જય શબ્દોથી અભિનંદન આપ્યું.

આવી રીતે ઋક્ષવંત નામના નગરમાં શંબરાસુરને મારી માયાવતી એવા

નામને ધારણ કરતી પોતાની પ્રિયા રતિને સાથે લઇ આકાશ માર્ગે ચાલીને પ્રદ્યુમ્ન જેમ વીજળીની સાથે મેઘ આવે તેમ દ્વારકામાં શ્રી કૃષ્ણના અંતઃપુરની અંદર આવ્યા. મેઘના જેવી શ્યામસુંદર કાંતિવાળા, પીળાં રેશમી વસ્ત્રોવાળા, લાંબી ભુજાઓવાળા, રાતાં નેત્રોવાળા, સુંદર મંદહાસ્ય કરતા અને અતિ રમણીય વાંકા કેશોથી સુશોભિત મુખારવિંદવાળા પ્રદ્યુમ્નને જોઇ "આ શ્રી કૃષ્ણ છે" એવી ભ્રાંતિ થવાથી અંતઃપુરની સ્ત્રીઓ પ્રથમ તો લજાવા લાગી પણ સારી પેઠે અવલોકન કરવાથી શ્રી કૃષ્ણ કરતાં જરા જૂદાઇ માલુમ પડતાં તેઓ વિસ્મય પામીને તેમની પાસે ગઇ. આ સમય સૂતિકાગૃહમાંથી ગુમ થઇ ગયેલા પોતાના પુત્રનું સ્મરણ આવવાથી અલૌકિક સ્નેહને લીધે સ્તનમંડળમાંથી ધાવણનો સ્ત્રાવ થવા લાગતાં રૂક્મિણી વિચાર કરવા લાગ્યાં કે "આ રત્ન સરખો પુરૂષ કોણ હશે? પરમ ભાગ્યવાળી કઇ માતાના ઉદરથી જન્મ્યો હશે? અને આને સ્ત્રી ક્યાંથી મળી હશે? મારો પુત્ર પણ જે આઠમે વાસેજ સૂતિકાગૃહમાંથી નષ્ટ થયો છે તે જો ક્યાંય જીવતો હોય તો તેનું રૂપ તથા અવસ્થા આના જેવાંજ હોય. આકૃતિ, અવયવ, સ્વર, હાસ તથા અવલોકનમાં આ શ્રી કૃષ્ણને મળતોજ આવે છે. રખેને મેં જેને ગર્ભમાં ધર્યો હતો તેજ આ બાળક હોય. આને જોઇને મને અધિક પ્રેમ ઉત્પન્ન થાય છે અને મારો ડાબો હાથ પણ ફરકે છે. આજ પ્રભાતના સ્વપ્નમાં શ્રી કૃષ્ણે મને ખોળામાં બેસાડીને મારા ગળામાં મોતીની માળા બાંધી હતી અને હાથમાં શ્વેત કમળવાળી તથા શ્વેત વસ્ત્રવાળી કોઇ સ્ત્રીએ ઘરમાં આવી મને સ્વચ્છ જળથી નવરાવીને મારા ગળામાં શ્વેત કમળની માળા પણ પહેરાવી હતી. ઘણુંકરીને મારો તર્ક ખોટો નહિ પડે. આના કેશ શ્રી કૃષ્ણના જેવા છે અને વક્ષઃસ્થળ મારા જેઠ બલભદ્રના જેવું છે તેથી આ મારો પુત્રજ હોય એમ ધારી શકાય છે."

રૂક્મિણી આ પ્રમાણે વિચાર કરતાં હતાં તેટલીવારમાં એ અદ્ભુત વાત સાંભળવામાં આવતાં વસુદેવ અને દેવકીને સાથે લઇ શ્રી કૃષ્ણ ત્યાં પધાર્યા. શ્રી કૃષ્ણ સઘળું જાણી ગયા છતાં પણ ચુપ રહ્યા પરંતુ તેટલીવારમાં મહામુનિ નારદજીએ આકાશ માર્ગે ત્યાં આવીને સર્વને સઘળી હકીકતથી જાણીતાં કર્યાં. અંતઃપુરમાં તથા દ્વારકામાં મોટો આનંદ વર્ત્તી રહ્યો. દેવકી, વસુદેવ, શ્રી કૃષ્ણ, રૂક્મિણી તથા બલભદ્ર વગેરે સઘળાંઓએ પ્રદ્યુમ્નનો તથા રતિનો યથોચિત સત્કાર કર્યો. તેઓ સર્વ ગુરૂજનોને પગે લાગ્યાં અને રૂક્મિણી પુત્રને તથા વહુને હાથ પકડીને પોતાના આવાસમાં તેડી ગયાં.

# પ્રકરણ ૩૮ મું.

## કસોટી કરનારા સ્વયંવરો.

થોડા સમય પછી પાંચાલદેશના રાજા દ્રુપદને ત્યાં દ્રૌપદીના સ્વયંવર મહોત્સવનો પ્રારંભ થયો. એ સ્વયંવરમાં નિમંત્રણ ઉપર જેમ દેશોદેશના રાજાઓ ગયા તેમ શ્રી કૃષ્ણ તથા બલભદ્ર પણ પ્રદ્યુમ્ન આદિ કુંવરોને સાથે લઇને પધાર્યા. કૌરવોએ બળાવી નાખેલા લાખના ઘરમાંથી બચેલા પાંડવો કે જેઓ ગુપ્ત રીતે બ્રાહ્મણના વેષથી દેશાંતરોમાં ફરતા હતા તેઓ પણ કુંતી સહિત ત્યાં આવ્યા હતા. અર્જુનને ધનુર્વિદ્યાના પ્રભાવથી સ્વયંવરમાં દ્રૌપદીનો લાભ થયો અને પછી પાંચે પાંડવો કુંતીના કહેવાથી દ્રૌપદીને પરણ્યા. આ પ્રસંગમાં એકવાર ગુપ્ત રીતે કુંભારને ઘેર અને બીજીવાર જાહેર રીતે દ્રુપદરાજાને ઘેર વિવાહોત્સવમાં શ્રી કૃષ્ણ વગેરે યાદવોનો અને પાંડવોનો સમાગમ થયો અને પાંડવોને ધૃતરાષ્ટ્ર તરફથી વિદુરજી તેડવા આવતાં શ્રી કૃષ્ણની સલાહથી તેઓ હસ્તિનાપુરમાં ગયા અને શ્રી કૃષ્ણ સર્વ યાદવો સહિત દ્વારકામાં પધાર્યા.

થોડાજ દિવસમાં કોસલદેશના નગ્નજિત્ નામના ધર્માત્મા રાજાએ પોતાની સત્યા નામની કન્યા કે જેનું બીજું નામ નાગ્નજિતી એવું પણ કહેવાતું હતું તેનું દાન કરવાને વાસ્તે સાત ખૂંટાને સાંઢી એવો ઠરાવ જાહેર કર્યો કે "જે ક્ષત્રિય આ સાતે ખૂંટાને પછાડીને નાથી દેશે તેને મારી કન્યા પરણાવવામાં આવશે." આ ઠરાવ જાહેર થતાં ઘણા ઘણા રાજાઓ તથા રાજકુમારો નગ્નજિત્ રાજાના શહેરમાં જવા લાગ્યા પણ તીક્ષ્ણ શીંગડાંઓવાળા, બળવત્તર અને વીર પુરૂષના ગંધને પણ સહન ન કરી શકે એવા સાત ખૂંટાને વશ્ય નહિ કરી શકવાથી તે સઘળાઓ નિરાશ થઇ થઇને પાછા ફરતા હતા. આ વાત સાંભળવામાં આવતાં શ્રી કૃષ્ણ હસ્તિનાપુરમાંથી અર્જુનને બોલાવી તેને અને મોટી સેનાને પણ સાથે લઇ નગ્નજિત્‌ના નગરમાં પધાર્યા. નગ્નજિતે રાજી થઇ તેમનો યોગ્ય રીતે સત્કાર કર્યો. શ્રી કૃષ્ણની કીર્ત્તિથી અને લાવણ્યથી લલચાએલી સત્યા તેમનેજ વરવાને આતુર થઇ અને સત્યાની માતાઓ પણ તેમની સાથેજ સત્યાનો સંબંધ બંધાવા માટે દેવતાઓની

અનેક માનતા કરવા લાગી. નગ્નજિત્ રાજાના સમાગમ વખતે શ્રી કૃષ્ણે મંદહાસ્ય કરી મેઘનાદ જેવી ગંભીર સ્વરવાળી વાણીથી કહ્યું કે "મહારાજ! જો કે પોતાના ધર્મથી વર્ત્તનાર ક્ષત્રિયને કંઇ પણ માગવાની ખોટ છે તોપણ તમારી સાથે સંબંધ બાંધવાની ઇચ્છાથી હું તમારી કન્યાની માગણી કરૂંછું." રાજા નગ્નજિત્ બોલ્યો કે "કન્યાને વાસ્તે આપથી અધિક બીજો કયો વર ઇચ્છેલો હોય? તોપણ પુરૂષોની શક્તિની પરીક્ષા કરવાને વાસ્તે અમોએ ઠરાવ કર્યો છે તે પ્રમાણે આપ જો આ ઘણા ઘણા રાજાઓનાં તથા રાજકુમારોનાં ગાત્રોને ભાંગી નાખનારા સાત મસ્ત ખૂંટોને નાથી આપો તો હું ખુશીથી આપને કન્યા આપું."

નગ્નજિત્નાં વચન સાંભળી શ્રી કૃષ્ણે તરત ભેઠ બાંધી લીલામાત્રમાં સાતે ખૂંટોને રસીઓથી બાંધી પછાડી દર્પથી તથા ઓજથી રહિત કરી જેમ બાળક લાકડાના બળદોને ખેંચે તેમ ધરતીપર ખેંચીને નાથી દીધા. સાનંદાશ્ચર્ય પામેલા નગ્નજિતે શ્રી કૃષ્ણને કન્યાદાન આપી ઉત્તમ ધામધૂમથી વિવાહ કર્યો. તેની સઘળી રાણીઓ શ્રી કૃષ્ણ જેવા જમાઇ મળવાથી પરમ આનંદ પામી, શહેરમાં મહોત્સવ વર્ત્તી રહ્યો, વાજાંઓ વાગવા લાગ્યાં, ગાયનો થવા લાગ્યાં, બ્રાહ્મણો આશીર્વચનો બોલવા લાગ્યા અને નગ્નજિત્ રાજાએ ગાયો, શણગારેલી દાસીઓ, હાથીઓ, ઘોડાઓ, રથો તથા પ્યાદલ વગેરે અપાર દાયજો આપી વરને તથા કન્યાને સ્નેહપૂર્વક વળાવ્યાં. જેઓનાં અભિમાનો પ્રથમ યાદવોએ અને પછી સાત ખૂંટોએ ભાંગી નાખ્યાં હતાં એવા કેટલાએક રાજાઓ આ ખબર સાંભળી શ્રી કૃષ્ણને રસ્તામાં રોકવા આવતાં સિંહ જેમ ક્ષુદ્ર મૃગોનો ઘાણ કહાડી નાખે તેમ અર્જુને તેઓનો ઘાણ કહાડી નાખ્યો. અને શ્રી કૃષ્ણ દ્વારકામાં પધારી અર્જુનને પાછા હસ્તિનાપુરમાં મોકલીને આનંદથી વિહાર કરવા લાગ્યા.

થોડા દિવસ પછી સાંભળવામાં આવ્યું કે મદ્રદેશના બૃહત્સેન રાજા પોતાની લક્ષ્મણા નામની અતિ રમણિય કન્યાનો સ્વયંવર કરે છે અને તેમાં દ્રૌપદીના સ્વયંવર વખતે દ્રુપદ રાજાએ મત્સ્યવેધની જે ગોઠવણ કરી હતી તેના કરતાં પણ વિશેષ મુશકેલીવાળી મત્સ્યવેધની ગોઠવણ કરી છે. દ્રૌપદીના સ્વયંવરમાં મત્સ્યને ઉપરના પ્રદેશમાંજ ઢાંક્યો હતો તેથી સ્તંભની સાથે સંલગ્ન કરેલી ઉંચી નજરથી તે મત્સ્ય દેખાય એમ હતું અને આ સ્વયંવરમાં

તો સ્તંભ ઉપર રાખેલો મત્સ્ય કેવળ સ્તંભના મૂળમાં રાખેલા કળશના જળમાંજ દેખાય એવી યુક્તિ ગોઠવી છે. આ ખબર ઉપરથી શસ્ત્રવિદ્યાના તત્વને જાણનારા અનેક રાજાઓ તથા રાજકુમારો પોતપોતાના ગુરૂઓને સાથે લઇ બૃહત્સેનની નગરીમાં જવા લાગ્યા અને તે પ્રસંગમાં શ્રી કૃષ્ણ પણ દ્વારકામાંથી ત્યાં પધાર્યા. બૃહત્સેને યોગ્ય સન્માન આપી સર્વને સ્વયંવરની સભામાં બોલાવ્યા અને તેઓની આગળ ધનુષ બાણ મૂકી મત્સ્યવેધ કરવાની વિજ્ઞપ્તિ કરી. રાજાઓ અનુક્રમ પ્રમાણે ઉભા થઇ થઇને પ્રયત્ન કરવા લાગ્યા પણ તેઓમાં કેટલાએક તો દોરી ચડાવવામાંજ અશક્ત થઇ જવાને લીધે ધનુષને છોડી દઇને પાછા પોતપોતાનાં આસન ઉપર બેસી ગયા. કેટલાએક ધનુષની દોરીને કોણી સૂધી ખેંચતાં ધનુષની ઝપાટ વાગવાથી પડી ગયા, જરાસંધ તથા શિશુપાલ ધનુષની દોરીને બરાબર ચડાવ્યા પછી ભારનું સહન નહિ થયાથી મૂકી દઇને છેટે ઉભા રહ્યા અને ભીમ, દુર્યોધન તથા કર્ણ એઓ ધનુષમાં દોરી ચડાવીને બરાબર ઉભા રહ્યા પણ નિશાનની સ્થિતિ જાણવામાં નહિ આવતાં છોડી દઇને દૂર ઉભા. અર્જુને નીચેના કળશમાં મત્સ્યનો આભાસ જોઇ તેની સ્થિતિ જાણી લઇને ઘણી સાવચેતીથી બાણ ફેંક્યું પણ તેનું બળ અપૂર્ણ હોવાને લીધે તે બાણ મત્સ્યને નહિ કાપતાં ફક્ત સ્પર્શ કરીનેજ નીચે પડી ગયું.

બરાબર મધ્યાન્હનો સમય થઇ ગયો અને સઘળા અભિમાની ક્ષત્રિયો માન ગુમાવી બેઠા ત્યારે છેવટ શ્રી કૃષ્ણે ઉભા થઇ લીલામાત્રમાં ધનુષની દોરી ચડાવી તેમાં બાણ સાંધી એકજવાર જળમાં મત્સ્યનો આભાસ જોઇને એવી યુક્તિથી બાણ ફેંક્યું કે તે બાણથી મત્સ્ય કપાઇને નીચે પડ્યો. આકાશમાં દેવદુંદુભિઓ વાગવા લાગ્યાં, સઘળી પ્રજા જય જય શબ્દ બોલવા લાગી અને દેવતાઓ અંતરિક્ષમાંથી પુષ્પ વૃષ્ટિઓ કરવા લાગ્યા. આ સમય રાજકુમારી લક્ષ્મણાએ આવીને શ્રી કૃષ્ણના ગળામાં માળા પહેરાવતાં પટહ તથા મૃદંગ વગેરે વાજાંઓ વાગવા લાગ્યાં અને ગવૈયાઓ ગાવા તથા બ્રાહ્મણો આશીર્વચનો બોલવા લાગ્યા તેમજ દ્વેષી રાજાઓ શ્રી કૃષ્ણની સામે યુદ્ધ કરવા સજ્જ થવા લાગ્યા. રાજાઓને લડાઇની તૈયારી કરતા જોઇ અને તેથી બૃહત્સેન રાજાને ગભરાતો જોઈ શ્રી કૃષ્ણ લક્ષ્મણાને રથમાં બેસાડી સર્વ રાજાઓનો અનાદર કરીને ત્યાંથી ચાલતા થયા. પણ જેમ કૂતરા સિંહની પછવાડે થાય તેમ તે

રાજાઓ રસ્તામાં શ્રી કૃષ્ણની પછવાડે થયા. રાજાઓને પાછળ આવતા જોઇ શ્રી કૃષ્ણે પોતાના રથને પાછો વાળી તેઓની સામે ઉભો રાખ્યો અને અત્યંત ઝડપ કરી તીક્ષ્ણ બાણોથી તેઓનાં અંગોને કાપવા માંડ્યાં. શાર્ઙ્ગ ધનુષમાંથી નિકળેલાં અપાર બાણોથી હાથ, પગ તથા મસ્તકો કપાઇ જવાને લીધે કેટલાએક રણભૂમિમાં પડતાં અને જખમી થયેલા કેટલાએક જેમ તેમ ભાગી જતાં વિજય પામેલા શ્રી કૃષ્ણ લક્ષ્મણાને લઇ દ્વારકામાં પધાર્યા. દ્વારકામાં મોટો ઉત્સવ વર્ત્તી રહ્યો. બૃહત્સેન રાજાએ પાછળથી ઘણો ઘણો દાયજો તથા સેના દ્વારકામાં મોકલી દીધાં અને શ્રી કૃષ્ણે દ્વારકામાંજ વિધિપૂર્વક લક્ષ્મણાનું પાણિગ્રહણ કર્યું.

કેટલોક સમય વ્યતીત થયા પછી ભીષ્મક રાજાનો પુત્ર રૂક્મી કે જે પોતાની પ્રતિજ્ઞા પાળવા વાસ્તે કુંડિનપુરમાં નહિ રહેતાં ભોજકટ નામનું એક બીજું નગર વસાવીને તેમાં રહ્યો હતો તેણે પોતાની શુભાંગી નામની કન્યાનો સ્વયંવર મહોત્સવ આરંભી દેશોદેશના રાજાઓને તથા રાજકુમારોને બોલાવતાં તેઓ પોત પોતાના સૈન્યો સહિત ભોજકટમાં ગયા. અને તે પ્રસંગમાં શ્રી કૃષ્ણના જ્યેષ્ઠ પુત્ર પ્રદ્યુમ્ન કે જે રૂક્મીના ભાણેજ થાય તે પણ કેટલાએક યાદવોને સાથે લઇ ભોજકટમાં ગયા. સ્વયંવરની સભામાં સઘળા રાજાઓ તથા રાજકુમારો બેઠા હતા તેઓમાં વર પસંદ કરવાને માટે હાથમાં માળા લઇને નિકળેલી શુભાંગીએ અપ્રતિમ રૂપવાળા, સઘળી વિદ્યાઓમાં નિપુણ અને સિંહના જેવા દૃઢ શરીરવાળા જુવાન પ્રદ્યુમ્નમાં આસક્ત થઇ તેમના ગળામાં માળા પહેરાવી. જો કે રૂક્મી શ્રી કૃષ્ણનો દ્વેષી હતો અને આગળના વૈરને ભૂલ્યો ન હતો તોપણ તેણે પોતાની બેન રૂક્મિણીને રાજી રાખવા માટે એ વાત પસંદ કરીને પ્રદ્યુમ્નને વિધિપૂર્વક કન્યાદાન આપ્યું. પ્રદ્યુમ્ન શુભાંગીનું પાણિગ્રહણ કરી દ્વારકામાં આવતાં શ્રી કૃષ્ણે મોટો ઉત્સવ કરાવ્યો અને રૂક્મિણીએ પોતાના ભાઇની દીકરી અને પોતાની વહુ શુભાંગીને ઘણા સત્કાર પૂર્વક અંતઃપુરમાં રાખી. શુભાંગી કે જેનું બીજું નામ રોચના પણ હતું તે થકી પ્રદ્યુમ્નને અનિરૂદ્ધ નામનો ભાગ્યશાળી પુત્ર પ્રાપ્ત થયો.

થોડા સમયમાંજ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પોતાની કુંવરી લક્ષ્મણાનો સ્વયંવર આરંભી તેમાં દેશોદેશના રાજાઓને તથા રાજકુમારોને હસ્તિનાપુરમાં બોલાવ્યા. આ વખતે શ્રી કૃષ્ણનો જાંબવતીથી ઉત્પન્ન થયેલો પુત્ર સાંબ પણ

હસ્તિનાપુરમાં ગયો. સ્વયંવરમાં લક્ષ્મણાની રૂચિ કોઇ બીજા રાજકુમાર ઉપર થઇ હતી તે છતાં પણ સાંબે બળાત્કારથી તેને ઉપાડી રથમાં નાખી પોતે પણ બેસી રથને દ્વારકા તરફ ચાલતો કરી દીધો.

"અરે! આ ફાટી ગયેલો છોકરો આપણને નમાલા બનાવી બળાત્કારથી કન્યાને હરી જાય છે માટે એ દુષ્ટને પકડી બાંધી લીયો. આપણીજ આપેલી પૃથ્વીને આપણી કૃપાથીજ ભોગવનારા યાદવો શું કરી શકવાના છે? જો આ છોકરાને કેદ કરેલો સાંભળીને યાદવો અહીં આવશે તો ગર્વથી તથા માનથી રહિત થઇને પાછા ચાલ્યા જશે." આમ સર્વે કૌરવો બોલવા લાગ્યા અને તેઓમાંથી દુર્યોધન, ભીષ્મ, કર્ણ, શલ, ભૂરિશ્રવા અને યજ્ઞકેતુ એ છ યોદ્ધાઓ આયુધો ધરી સાંબને પકડી લેવાને તેની પાછળ દોડ્યા. મહારથી સાંબ કૌરવોને પાછળ આવતા જોઇ હાથમાં ધનુષ ધરી રથને પાછો વાળી એકલો છતાં પણ સિંહની પેઠે તેઓની સામે થયો. કર્ણના મુખીપણાવાળા એ છએ યોદ્ધાઓ સાંબને પકડી લેવાની ઇચ્છાથી તેને બાણોથી વીંધવા લાગ્યા. સિંહ મૃગોને ન ગણકારે તેમ સાંબે તેઓને નહિ ગણકારી ધનુષનો ટંકાર કરી છએ યોદ્ધાઓને છ છ બાણોથી, એઓના ઘોડાઓને ચાર ચાર બાણોથી અને સારથિઓને એક એક બાણથી વીંધી નાખ્યા. મનથી સાંબની ચાલાકીની પ્રશંસા કરતા એ છ યોદ્ધાઓમાંના ચાર જણે સાંબના ચાર ઘોડાઓને, એક જણે સારથિને અને એક જણે ધનુષને કાપી તેને રથ વગરનો કરી દઇ બાંધી લીધો.

સાંબને બાંધી કન્યાને પાછી લઇ એ છએ હસ્તિનાપુરમાં ગયા અને હવે યાદવો શું કરે છે તેની રાહ જોવા લાગ્યા. સાંબના કેદ થઇ જવાની ખબર દ્વારકામાં પહોંચતાં મહારાજ ઉગ્રસેને કૌરવોની ઉપર ચડાઇ લઇ જવાની યાદવોને આજ્ઞા કરી, પરંતુ કૌરવો અને યાદવોની વચ્ચે સંપ રખાવવા ઇચ્છતા બલભદ્ર યાદવોને ઠંડા પાડી સમાધાનીના રસ્તાથી કાર્ય સિદ્ધ કરવાની મરજીથી ઉદ્ધવને તથા કેટલાક બ્રાહ્મણોને સાથે લઇ રથમાં બિરાજીને હસ્તિનાપુર ગયા. શહેર બહાર વાડીમાં ઉતારો કરી ખબર દેવાને વાસ્તે ઉદ્ધવને ધૃતરાષ્ટ્રની પાસે મોકલ્યા. ઉદ્ધવે હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ તથા દુર્યોધન વગેરેને પ્રણામ કરી બલભદ્ર પધાર્યાની ખબર આપતાં તેઓ સર્વ રાજી થઈ ઉદ્ધવનો સત્કાર કરી પૂજનની સામગ્રીઓ લઇને બલભદ્રની પાસે ગયા અને ત્યાં જઇ પૂજન

પૂર્વક પ્રણામ કરીને તેમની પાસે બેઠા. પરસ્પર કુશળ પ્રશ્નો પૂછાયા બાદ બલભદ્રે તેઓને નીચે પ્રમાણે કહ્યું.

"તમોએ ઘણા જણ મળી અધર્મ વાપરીને અમારા ધર્મયુદ્ધ કરનારા જણને બાંધી લીધો છે તોપણ બંધુઓમાં સંપ રાખવાની ઇચ્છાથી તે સઘળું સહન કરી રહેલા મહારાજાધિરાજ ઉગ્રસેને જે કાંઈ આજ્ઞા કરી છે તે મારા મુખથી સાંભળીને વગર વિલંબે તે પ્રમાણે કરો."

બલભદ્ર હજુ તો આજ્ઞાના સ્વરૂપ વિષે કશું બોલ્યા પણ નહિ હતા તેટલામાં કૌરવો ગુસ્સે થઇને બોલી ઉઠ્યા કે "અહો! દુરત્યય કાલગતિને લીધે પગરખું પણ માથા ઉપર ચડી બેસવા ઇચ્છે છે એ કેવું આશ્ચર્ય થાય-છે? યાદવો કે જેઓને આપણેજ રાજ્યાસન આપ્યું છે, આપણેજ દયા કરીને વહેવાઇના સંબંધમાં લીધા છે, આપણેજ આપણી જોડે ખાવા પીવા અને બેસવાનો હક આપીને આપણા જેવા બનાવ્યા છે અને આપણી ઉપેક્ષાથીજ છત્ર ચામર વગેરે રાજચિન્હોને ધરે છે તેઓ આજ નિર્લજ્જ બનીને આપણની ઉપરજ હુકમ ચલાવવા માગે છે!! જે ચીજ સિંહના કબજામાં હોય તે ચીજ લેવાની ઘેટામાં શક્તિ નથી, તેમ ભીષ્મ, દ્રોણ, અર્જુન તથા કર્ણ વગે-રેના કબજાની ચીજને લેવા ઇંદ્રની પણ તાકાત નથી. યાદવોની તો શીજ ગણતરી છે? જેમ સર્પો પોતાને દૂધ પાનારાઓથીજ વિરૂદ્ધ થાય છે તેમ યાદવો આપણથી વિરૂદ્ધ થવા માગે છે, માટે તેઓની પાસે રાજચિન્હો રહે-વાંજ યોગ્ય નથી. આટલા દિવસ રહેવા દીધાં તેટલાથીજ બસ છે."

કુલીનપણાથી, ઉંચાં કુળોમાં થયેલાં સગપણોથી અને રાજલક્ષ્મીથી મદોન્મત્ત થઇ ગયેલા અસભ્ય કૌરવો એ પ્રમાણે અબદ્ધ વચનો સંભળાવી ત્યાંથી ઉઠીને હસ્તિનાપુરમાં જતા રહેતાં એઓની દુષ્ટતા જોઇ ક્રોધાક્રાંત થયે-લા અને લલાટમાં ચડી ગયેલી ભમરોથી અતિ ઉગ્ર દેખાતા બલભદ્ર બોલી ઉઠ્યા કે "અહો! જેમ પશુઓ પ્રહાર વિના સમજે નહિ તેમ મદોન્મત્ત લોકો પ્રબળ દંડ વિના સમજેજ નહિ. અરે! અત્યંત વેગમાં આવેલા યાદવોને તથા કોપ પામેલા શ્રી કૃષ્ણને ધીરે ધીરે સમજાવી આ લોકોનું ભલું કરવાની ઇચ્છાથી હું અહીં આવ્યો ત્યાં મંદબુદ્ધિવાળા અને ક્લેશમાંજ રૂચિ ધરાવનારા આ ખળ અભિમાનીઓએ મારૂંજ અપમાન કરીને કેવાં દુર્વચનો સંભળાવ્યાં! યાદવેશ્વર ઉગ્રસેન કે જેની આજ્ઞાને ઇંદ્રાદિક દેવતાઓ પણ માથે ચડાવે છે

તેને આ દુષ્ટ લોકો પોતાના તાબાના રાજા ગણે છે! યાદવોએ પોતાના પરાક્રમથી નહિ પણ કૌરવોએ કૃપાથી આપેલા પૃથ્વીના ટુકડાને ભોગવે છે!!. શ્રી કૃષ્ણ સમર્થ નથી પણ આ દુષ્ટ લોકો સમર્થ છે!! યાદવો પગરખાં છે અને કૌરવો પોતે મસ્તક છે!! અહો! ઐશ્વર્યથી મત્ત થયેલા અભિમાની લોકોનાં મદ ભરેલાં અસંબદ્ધ વચનોને કયો શક્તિમાન પુરૂષ સહન કરે? બસ, આજ હું પૃથ્વીને કૌરવો વગરનીજ કરી નાખીશ." એમ બોલી બલભદ્ર જાણે ત્રૈલોક્યને બાળી નાખવા ધારતા હોય તેમ હળ ઉપાડીને તરતજ ઉભા થયા. ઉભા થઇ હસ્તિનાપુરની નીચે હળ ભરાવી સઘળા શહેરને ઉચકાવી ગંગાજીમાં બોળી દેવાને વાસ્તે ખેંચવા માંડયું કે જેથી તે વહાણની પેઠે ડોલવા લાગ્યું. નગરને ડોલતું અને ગંગાજીના પ્રવાહ તરફ ખેંચાતું જોઇ ભયભીત થયેલા અને જીવવાને ઇચ્છતા સઘળા કૌરવો સાંબને તથા લક્ષ્મણાને મોહોડા આગળ કરી હાથ જોડી પ્રણામ કરતા કરતા બલભદ્રની પાસે આવ્યા.

"મહારાજ બલભદ્ર! અમો કે જેઓ મૂઢ અને કુબુદ્ધિવાળા છીએ તેઓના અપરાધની ક્ષમા કરો. અમો આપના પ્રભાવને જાણતા ન હતા." એમ અતિ દીનપણાથી કૌરવોને પ્રાર્થના કરતા જોઇ બલભદ્રે તેઓને અભય વચન આપી હસ્તિનાપુરની નિચેથી પોતાના હળને કહાડી લીધું. પણ ઉચકાવેલું હસ્તિનાપુર પાછું પૃથ્વીમાં બરાબર બેસતું નહિ થવાથી સ્થિર થયા છતાં પણ ખાંગું ને ખાંગુંજ રહ્યું. દુર્યોધને સાંબને કન્યાદાન આપી ઘણા ઘણા હાથીઓ, ઘોડાઓ, રથો, પ્યાદલો અને એક હજાર દાસીઓ દાયજામાં આપતાં બલભદ્ર વહુ દીકરાને સાથે લઇ મોટા દાયજા સહિત દ્વારકામાં આવ્યા અને ત્યાં આવીને તેમણે યાદવોની સભામાં હસ્તિનાપુરની સઘળી હકીકત કહી સંભળાવી.

# પ્રકરણ ૩૯ મું.

## ઉછરતી અવસ્થાની અલ્પ દૃષ્ટિ.

**શાલ્વદેશમાં** બ્રહ્મદત્ત નામનો એક ધર્માત્મા રાજા હતો તેને સદાશિવના વરદાનથી હંસ અને ડિંભક નામના બે બળવાન પુત્રો હતા, અને તેનો મિત્ર સહ નામનો બ્રાહ્મણ મંત્રી હતો તેને વિષ્ણુના વરદાનથી જનાર્દન નામનો ધર્માત્મા પુત્ર પ્રાપ્ત થયો હતો. એ હંસ, ડિંભક અને જનાર્દન પરસ્પરની સાથે પરમ સ્નેહથી વર્તતા હતા. હંસે અને ડિંભકે હિમાલયમાં જઇ પાંચ વર્ષ સૂધી સદાશિવ ઉપર ઉગ્ર તપશ્ચર્યા કરતાં સદાશિવે પ્રસન્ન થઇને તેઓને દેવાદિકથી પણ નહિ જીતાવાનું વરદાન, બ્રહ્માસ્ત્ર વગેરે મોટાં મોટાં અસ્ત્રો, ભેદાય નહિ એવાં બખતરો, છેદાય નહિ એવાં ધનુષો તથા પરશુઓ આપવા ઉપરાંત સર્વદા મદદ કરવાને વાસ્તે પોતાના પ્રમથ ગણોમાંથી બે મોટા ગણ પણ આપ્યા હતા. અસ્ત્ર વગેરે સઘળાં સાધનોથી સંપન્ન થયેલા એ બન્ને ભાઇઓ હમેશ સદાશિવના ઉત્સવો કરતા હતા, સર્વ અંગોમાં ભસ્મનું ઉદ્ધૂલન તથા રૂદ્રાક્ષોનું ધારણ કરતા હતા, અને માતાપિતાની પણ પરમ સેવા કરતા હતા. એઓનો મિત્ર જનાર્દન બ્રાહ્મણ પણ સઘળી વિદ્યાઓના પારને પહોંચ્યો હતો, જિતેંદ્રિય રહીને વિષ્ણુની ઉપાસના કર્યા કરતો હતો અને માતાપિતાનું પણ પરમ આરાધન કરતો હતો. એ ત્રણે જણ ઉત્તમ કુળની કન્યાઓ પરણ્યા હતા, વ્યભિચાર આદિ દોષોથી રહિત હતા અને ધર્મનેજ ઉત્તમ પુરૂષાર્થ રૂપ માનતા હતા.

એક દિવસે જનાર્દનને સાથે લઇ વનમાં મૃગયા કરવાને વાસ્તે નિકળેલા એ હંસ અને ડિંભક મૃગયા કરવાથી થાકી રહેવાને લીધે મધ્યાન્હ સમયે પુષ્કર નામના સરોવરની પાસે આવી તેમાં સ્નાનાદિક કરી કિનારાપરના વૃક્ષની નીચે વિશ્રામ લેતા હતા અને જનાર્દનની સાથે પ્રાસંગિક વાતો કરતા હતા. તે સમયમાં કોઇ યજ્ઞમાં બ્રાહ્મણોના મુખથી નિકળતો સુંદર સ્વરોવાળો વેદધ્વનિ તેઓના સાંભળવામાં આવ્યો. આ ધ્વનિ કાને પડતાં સેનાને કિનારાપરજ રાખી ત્રણે જણ પગેપાળા ચાલીને જ્યાં યજ્ઞ થતો હતો તે સ્થળમાં જઇ યજ્ઞ કરનારા બ્રાહ્મણોને પગે લાગ્યા અને બ્રાહ્મણોએ તેઓને યોગ્ય માન આપી

સભા મંડપમાં બેસાડ્યા. યજ્ઞ ક્રિયાનો છટાદાર આડંબર જોઇ રાજી થયેલા અને "યજ્ઞ ક્રિયાજ દ્વિજવર્ણનું મુખ્ય કૃત્ય છે" એવા અભિનિવેશને પ્રાપ્ત થયેલા હંસે એ બ્રાહ્મણોને કહ્યું કે "બ્રાહ્મણો! સદાશિવની કૃપાથી અમો દિગ્વિજય કરવાને સમર્થ છીએ તેથી દિગ્વિજય કરી અમારા પિતાના હાથથી રાજસૂય યજ્ઞ કરાવવાનો અમારો વિચાર છે તો તે વખતે આપે કૃપા કરી અમારા નગરમાં પધારવું." બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો કે "જો તમારે ત્યાં રાજસૂયનો આરંભ થશે તો અમો શિષ્યો સહિત ત્યાં આવીશું."

બ્રાહ્મણોનાં વચન સાંભળી તેઓને પ્રણામ કરીને ત્યાંથી હંસ, ડિંભક તથા જનાર્દન પુષ્કરના ઉત્તર તીરપર ગયા. ત્યાં સંન્યાસી થયેલા દુર્વાસામુનિ અનેક સંન્યાસીઓના મંડળની સાથે રહ્યા હતા. દુર્વાસા વગેરેને જોઇ દૈવની બલવત્તરતાને લીધે હંસ તથા ડિંભકના મનમાં વિચાર આવ્યો કે "ગૃહસ્થાશ્રમ છોડી સંન્યાસ લેવો અને યજ્ઞ ક્રિયાઓનો પરિત્યાગ કરવો એ મોટું પાપ અને ઢોંગ છે માટે રાજકુમારોએ સંન્યાસીઓને શિક્ષા કરી પાછા ગૃહસ્થ બનાવવા એજ યોગ્ય છે." આવો વિચાર આવવાથી તેઓએ દુર્વાસાને કહ્યું કે "અરે મૂર્ખ! તેં સંન્યાસ લીધો છે તેમાં ઢોંગ અને ઠગાઇ સિવાય બીજું કશું કારણ અમારા જોવામાં આવતું નથી. તને જોઈ બીજા લોકો પણ ગૃહસ્થાશ્રમને છોડી દેવાનું મન કરશે માટે તું સન્યાસને છોડી દઇ પાછો ગૃહસ્થ થા અને યજ્ઞઆદિ ક્રિયાઓમાં તત્પર રહે. તું અમારી આજ્ઞા નહિ માને તો અમો તને દેહાંત શિક્ષા કરીશું."

જનાર્દન વારંવાર વારતો હતો અને સંન્યાસાશ્રમને શાસ્ત્રસિદ્ધ જણાવતો હતો તોપણ ઉપર પ્રમાણે બોલી હંસે અને ડિંભકે પોતાની વાતને વળગી રહી દુર્વાસાનાં અને બીજા સંન્યાસીઓનાં પણ દંડકમંડલુઓને બળાત્કારથી ફોડી નાખ્યાં, કૌપીનો ફાડી નાખ્યાં અને તે સ્થળમાં પારાધી લોકોના હાથથી માંસ રંધાવીને ગોઠ પણ કરી.

"હું શાપથીજ તમારો નાશ કરવા સમર્થ છું પણ તેમ કરવું એ સંન્યાસાશ્રમના ધર્મથી વિરૂદ્ધ છે તેથી તેમ નહિ કરતાં હું એટલુંજ કહુંછું કે તમોને પ્રભુ થોડા દિવસમાંજ આ અધર્મનું ફળ આપશે અને જરાસંધ કે જે તમારો પરમ મિત્રછે તે પણ જો તમારો પક્ષ કરશે તો સર્વથા ધર્મભ્રષ્ટ થશે." એમ બોલતાં દુર્વાસા વારંવાર તેઓને ધિક્કાર્યા કરતા હતા અને જનાર્દન

પણ યથાશક્તિ નિવારણ કર્યા કરતો હતો તોપણ હંસ અને ડિંભક કોઇને નહિ ગણકારતાં યથેષ્ટ આચરણ કરી ખાઇ પીને પિતાની રાજધાનીમાં ગયા. મિત્ર ભાવને લીધે તેઓનો પરિત્યાગ નહિ કરી શકતો જનાર્દન પણ તેઓનીજ સાથે ગયો. એઓ ગયા પછી સઘળા સંન્યાસીઓ સહિત દુર્વાસાએ તરતજ પુષ્કર ક્ષેત્રમાંથી નિકળી દ્વારકામાં આવી શ્રી કૃષ્ણની પાસે સઘળી હકીકત જાહેર કરી અને કૌપીન તથા દંડકમંડલુ વગેરેના ટુકડા પણ તેમની નજરે કર્યા. શ્રી કૃષ્ણે મધુર વચનોથી સાંત્વના કરીને અને હંસ તથા ડિંભકનો વધ કરવાની પ્રતિજ્ઞા કરીને એ દુર્વાસા આદિ સઘળા સંન્યાસીઓને જમાડ્યા અને કૌપીનોની તથા દંડકમંડલુ વગેરેની પણ જોઇતી સગવડ કરી આપી.

હંસ અને ડિંભકે પોતાના પિતા બ્રહ્મદત્તની પાસે જઇ સર્વ લોકો સાંભળતાં કહ્યું કે "મહારાજ! અમો થોડા દિવસમાંજ દિગ્વિજય કરી આપને વિજય આપીશું માટે આપ આ માસમાંજ સઘળી સામગ્રી એકઠી કરાવીને રાજસૂય યજ્ઞ કરો." બ્રહ્મદત્તે એ વાતનો સ્વીકાર કરતાં જનાર્દન બોલ્યો કે "આ તમે કેવું સાહસ કરો છો? તમારાથી રાજસૂય બનવો બહુ અશક્ય છે. શ્રી કૃષ્ણ આદિ યાદવો, ભીષ્મ અને જરાસંધ એઓની હયાતીમાં હંસ અને ડિંભકથી કદી પણ દિગ્વિજય બની શકવાનો નથી. હંસે અને ડિંભકે કેવળ બાળક બુદ્ધિથી દુર્વાસાની સાથે મોટો વિરોધ કર્યો છે તેથી દુર્વાસા શ્રી કૃષ્ણની પાસે ગયા છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. તો હવે શ્રી કૃષ્ણ શું કરે છે તે નક્કી કર્યા પછી જે કાંઇ કરવું હોય તે કરો."

"અરે બ્રાહ્મણ! તું ક્ષત્રિયોની વાતમાં શું સમજે? વૃદ્ધ અને નિર્બળ ભીષ્મ અમારી આગળ શા હિસાબમાં છે? કૃષ્ણ, બલભદ્ર અને સાત્યકિ એઓ યુદ્ધમાં અમારી સામે ક્ષણમાત્ર પણ ઉભવાને શક્તિમાન નથી. જરાસંધ તો અમારો પરમમિત્રજ છે તેથી તેના તરફથી અમો કોઇ પણ જાતની ધાસ્તી રાખતા નથી. તું અમારો દૂત થઇ જલદી દ્વારકામાં જઇ કૃષ્ણને કહે કે બ્રહ્મદત્ત રાજા રાજસૂય યજ્ઞ કરે છે તેમાં કર દેવાને વાસ્તે ઘણું ઘણું ધન તથા સુંદર સુંદર પદાર્થો લઇને તારે તરત આવવું અને લૂણનાં પણ કેટલાંએક ગાડાં ભરી લાવવાં. બ્રાહ્મણ! હું તને પ્રિય જાણી મારા સોગન દઇને કહું છું કે તારે આ વિષયમાં કાંઇ પણ મારી સામે બોલવું નહિ અને જલદી દ્વારકામાંજ જવું."

હંસના આગ્રહ ભરેલાં વચનો સાંભળી મિત્રભાવને લીધે તેને ના પાડવામાં અશક્ત થયેલો અને "ગમે તેવા હેતુથી પણ શ્રી કૃષ્ણનું દર્શન મળે એ સર્વોત્તમ છે" એમ સમજતો જનાર્દન એકલોજ ઘોડાપર સ્વાર થઇ દ્વારકાને રસ્તે ચાલ્યો. જેમ ગ્રીષ્મકાળમાં સૂર્યની કિરણોથી પરિતપ્ત થયેલો માણસ જળને નજરે જોઇ તેને પીવાની ઇચ્છાથી તરત દોડે તેમ વેગથી જતો, શ્રી કૃષ્ણના દર્શન સંબંધી તથા તેમની સાથે વાતચિત કરવા સંબંધી અનેક મનોરથો કરતો, અભિનિવેશને લીધે સઘળી દિશાઓમાં શ્રી કૃષ્ણનેજ દેખતો અને "હંસનું કહેલું વચન બોલવા મારી જીભ શી રીતે ઉપડી શકશે?" એમ વિચારી વિચારીને ગભરાતો જનાર્દન દ્વારકામાં પહોંચી દ્વારપાળો દ્વારા રજા મગાવી સભામાં શ્રી કૃષ્ણની પાસે ગયો. ઉગ્રસેન રાજા, બલભદ્ર, સાત્યકિ તથા કૃતવર્મા વગેરે યાદવો અને સંન્યાસી દુર્વાસા પણ એ સભામાં બેઠા હતા. "હું હંસ તરફથી દૂત થઇને આવેલો છું" એમ બોલતા જનાર્દનને શ્રી કૃષ્ણે આસનપર બેસાડી વચનથી સત્કાર કરી બ્રહ્મદત્ત રાજાનું તથા તેના કુમાર હંસ અને ડિંભકનું કુશળ પૂછી દ્વારકામાં આવવાના કારણ વિષે પૂછતાં જનાર્દન સંકોચાવા લાગ્યો. શ્રી કૃષ્ણે સાંત્વના કરી દૂતના ધર્મ વિષે સમજાવતાં તેણે હંસની આજ્ઞા કહી સંભળાવી.

બ્રાહ્મણોમાં ઉત્તમ જનાર્દન! બ્રહ્મદત્ત રાજસૂય કરે, હંસ તથા ડિંભક રાજસૂય કરાવે અને શ્રી કૃષ્ણ લૂણ વગેરે કર લઇને ત્યાં હાજર થાય એ કેવું યોગ્ય છે?" આમ શ્રી કૃષ્ણ બોલતાં સઘળા યાદવો બ્રહ્મદત્તના અને હંસ તથા ડિંભકના મનોરથોને માટે હાંસી કરવા લાગ્યા, દુર્વાસા રાજી થવા લાગ્યા, જનાર્દન લાજથી ઘેરાઈ નીચું મોહોડું કરીને ચૂપ થઇ રહ્યો અને શ્રી કૃષ્ણના મિત્રો મશ્કરીમાં બોલવા લાગ્યા કે "શ્રી કૃષ્ણ! ઉઠો, લૂણનાં ગાડાં ભરી બ્રહ્મદત્તના રાજસૂયમાં જવાની તૈયારી કરો" આવા હાસ્ય પ્રસંગમાં લાગેલા યાદવોને જરા શાંત કરી શ્રી કૃષ્ણે જનાર્દનને કહ્યું કે "જનાર્દન! તમે તરત બ્રહ્મદત્તના નગરમાં જઇ મારા તરફથી હંસ અને ડિંભકને કહો કે હું તમોને બાણોથી, ખડ્ગથી અથવા ચક્રથી મનમાનતો કર આપીશ, માટે પુષ્કર, પ્રયાગ કે મથુરા એઓમાંથી એક પ્રદેશને યુદ્ધને વાસ્તે મુકરર કરો કે જ્યાં હું મારી ફોજ સહિત આવું. પણ જનાર્દન! તમે મિત્રભાવને લીધે તેઓને મારો સંદેશો બરાબર કહી શકશો નહિ, માટે તમારી સાથે હું સાત્યકિને મોકલું-

છું. જે કાંઇ કહેવાનું છે તે સઘળું સાત્યકિ કહેશે તમે ફક્ત સાક્ષિભૂત રહેજો." આમ બોલી શ્રી કૃષ્ણે સાત્યકિને ભલામણ કરી બ્રહ્મદત્તના નગરમાં જવાની આજ્ઞા કરતાં તરતજ તે સભામાંથી ઉઠી બખતર વગેરે ધરી ઘોડાપર સવાર થઇ પેલા જનાર્દન બ્રાહ્મણને સાથે લઇને શાલ્વનગરમાં ગયો.

જનાર્દને સાત્યકિને હંસ તથા ડિંભકની મુલાકાત કરાવી જણાવ્યું કે "શ્રી કૃષ્ણની ડાબી ભુજા જેવો આ સાત્યકિ તેમના તરફથી દૂત થઇને આવેલ છે." એ સાંભળી હંસ બોલ્યો કે "પ્રથમ જેની કીર્ત્તિને કાને સાંભળી હતી, જે ધનુર્વેદમાં તથા શાસ્ત્રાદિકમાં નિપુણ કહેવાય છે અને જગતમાં ઉત્તમ વીરપુરૂષ ગણાય છે તે આ સાત્યકિને આજ નજરે જોઇ અમે રાજી થયા છીએ" એમ બોલી તેણે સાત્યકિને ઉગ્રસેન રાજાનું તથા શ્રી કૃષ્ણ વગેરેનું કુશળ પૂછ્યું. સાત્યકિએ સર્વનું કુશળ જણાવ્યા પછી હંસે બનેલી હકીકત કહી સંભળાવવા માટે જનાર્દનને કહેતાં તેણે જણાવ્યું કે "સર્વ યાદવોની સભામાં શ્રી કૃષ્ણ દુર્વાસાની સાથે વાતો કરતા હતા તે વખતે મેં તેમને જોયા. એમને જોતાંજ મારા મનમાં થયું કે હંસ તથા ડિંભકે જે કાર્યનો આરંભ કરેલો છે તે કાર્ય કદી પણ સિદ્ધ થવાનું નથી, મારે કહેવાનું હતું તે આટલુંજ છે અને હવે બાકીની હકીકત સાત્યકિ કહેશે."

"અરે બ્રાહ્મણ! કૃષ્ણની મિથ્યા સ્તુતિ કરી તું અમોને ભય પમાડવા ધારે છે કે શું? અમોને અશક્ત ધારવામાં તારી ભૂલજ થાય છે. કૃષ્ણે ખોટો આડંબર બતાવીને તને ભમાવ્યો છે. તારી બુદ્ધિ વિપરીત થઇ છે કે શું? શત્રુના પક્ષની સ્તુતિ કરનારને મારીજ નાખવો જોઇએ, પણ બ્રાહ્મણ તથા મિત્ર જાણીને હું તને છોડી દઉં છું. જા, હવેથી તારે મને મોહોડું બતાવવું નહિ. સાત્યકિ! કૃષ્ણ કર આપશે કે નહિ? જલદી બોલો.

"મૂર્ખ! શ્રીકૃષ્ણ તારી પાસેથી તારૂં મસ્તક લઇ લેવાની ઇચ્છા કરે છે. હું, બલભદ્ર, પ્રદ્યુમ્ન, સાંબ, કૃતવર્મા, વિપૃથુ તથા ઉદ્ધવ વગેરે જેની સેવા કરનારા છીએ એવા ત્રૈલોક્યના નાથ શ્રી કૃષ્ણની પાસેથી તને કર લેવાની ઇચ્છા થઇ છે તેથી હું ધારૂં છું કે તને જીવવાની ઇચ્છા પૂરી થઇ રહી છે. પુષ્કર, પ્રયાગ કે મથુરા એમાંથી કયો પ્રદેશ લડવાને માટે તને પસંદ છે? જવાબ આપ."

સાત્યકિનાં વચન સાંભળી હંસ તથા ડિંભક દાંત કરડીયાં કરી બોલ્યા કે "ક્યાં છે કૃષ્ણ? ક્યાં છે બલભદ્ર? અરે દુષ્ટ યાદવ! તું અમારા સમક્ષમાં

બેશરમ બની ધડા વગરનું બોલે છે માટે તને મારીજ નાખવો જોઇએ પણ દૂતને મારવાથી મોટી અપકીર્ત્તિ થાય તેથીજ અટકવું પડે છે. શંકરે અમને મોટું વરદાન આપ્યું છે અને મદદને માટે બે ભૂત પણ આપેલા છે તેથી અમો દિગ્વિજય કરી અમારા પિતાને રાજસૂયયજ્ઞ કરાવવા સમર્થ છીએ. એ ગોવાળીયાને તથા તેના સઘળા સહાયોને પરાસ્ત કરી અથવા મારી નાખીને અમો કર લઇશું. તું અહીંથી તરત ચાલવા માંડ અને કૃષ્ણને સેના સહિત પુષ્કર ક્ષેત્રમાં આવવાનું કહે. અમે કાલે કે પરમદહાડે ત્યાં આવીશું. કૃષ્ણ તથા યાદવોનું બળ જોઇ લેશું."

"હું દૂત ન હોત તો હમણાંજ તમોને મારીને જાત, પણ દૂત થઇને આવ્યો છું તેથી નિરૂપાય છું. શ્રી કૃષ્ણ પુષ્કર ક્ષેત્રમાં આવીને તમારા ગર્વને તથા જીવનને શાંત કરશે" એટલું બોલી સભામાંથી ઉઠી ઘોડાપર સવાર થઇ દ્વારકામાં આવીને સાત્યકિએ સઘળી હકીકત કહી સંભળાવતાં શ્રી કૃષ્ણ મોટી સેનાને સજ્જ કરી બલભદ્ર, પ્રદ્યુમ્ન, સાંબ તથા સાત્યકિ વગેરે ઘણા વીર પુરૂષોને સાથે લઇ પુષ્કર ક્ષેત્રમાં પધાર્યા. ત્યાં હંસ અને ડિંભક દશ અક્ષૌહિણી સેના સહિત પ્રથમજ પડાવ નાખી રહ્યા હતા. યાદવોની સેનાએ બરાબર તેની સામે પડાવ નાખ્યો.

હંસ અને ડિંભકની સેનામાં ફક્ત ક્ષત્રિયોજ ન હતા પણ કેટલાએક દાનવો અને રાક્ષસો પણ હતા. વિચક્ર નામનો દાનવ કે જે યાદવોનો હમેશનો શત્રુ હતો તે લાખો દાનવોને સાથે લઇ તેઓની સેનામાં મળ્યો હતો અને વિચક્રનો મિત્ર હિડિંબ નામનો રાક્ષસ પણ અઠયાશી હજાર રાક્ષસોની સાથે તેની સેનામાં દાખલ થયો હતો. પ્રબળ રાજા જરાસંધ જો કે હંસ અને ડિંભકનો પરમ મિત્ર હતો તોપણ તેઓને સંન્યાસીઓના દ્વેષી જાણી અધર્મના ભયને લીધે તેઓની મદદમાં નહિ આવ્યો હતો. એક તરફ હંસ ડિંભકની સેના અને બીજી તરફ શ્રી કૃષ્ણની સેના સામસામે ભેટવા તૈયાર થયેલા બે મહાસાગરોના જેવી દેખાવા લાગી.

બીજે દિવસે પ્રભાતમાં મહા સંગ્રામનો આરંભ થયો. લડાયક વાજાંઓ દિશાઓને તથા આકાશને ગજાવી મૂકવા લાગ્યાં. બાણો પ્રાણીઓના શરીરોને ભેદી ભેદીને દૂર જવા લાગ્યાં, ખડ્ગો યોદ્ધાઓનાં મસ્તકોને લઇને આકાશમાં જવા લાગ્યાં, પરિઘો ક્ષત્રિયોનાં તથા દાનવોનાં શરીરોને ચૂર્ણ કરી નાખવા

લાગ્યાં, સિંહનાદો બીકણ લોકોનાં હૃદયોને વ્યથિત કરવા લાગ્યા અને લોહીની નદીઓ ચાલવા લાગી. મધ્યાન્હ સમય થતાં સૂર્ય બન્ને સેનાઓને તપાવવા લાગ્યો, પિશાચો, શિયાળો તથા ગૃધ્રો વગેરે પરમ આનંદથી શબોને ખેંચી ખેંચીને ખાવા લાગ્યાં, સેનાઓમાં અસંખ્ય પ્રાણીઓનો વિનાશ થઇ ગયો, કેટલાએક યોદ્ધાઓ સૂર્યની ગરમીથી ગભરાઇને સેનામાંથી ભાગી જવા લાગ્યા, તરસ્યા થયેલા કેટલાએક યોદ્ધાઓ પુષ્કરના જળમાં પેસી જવા લાગ્યા, ભય પામેલા કેટલાએક યોદ્ધાઓ પૃથ્વીનું આલિંગન કરી દીનતા દેખાડવા લાગ્યા અને શૂરતા ધરાવનારા કેટલાએક યોદ્ધાઓ ગરમી વગેરેથી ગભરાતા છતાં પણ બમણા ઉત્સાહથી લડવા લાગ્યા. આ વખતે અનેક દ્વંદ્વ યુદ્ધો ચાલવા લાગ્યાં. વિચક્રની સામે શ્રી કૃષ્ણ, હંસની સામે બલભદ્ર, ડિંભકની સામે સાત્યકિ, હિડિંબની સામે વસુદેવ તથા ઉગ્રસેન અને બીજાઓની સામે બીજા યાદવો લડવા લાગ્યા. શ્રી કૃષ્ણનાં બાણોથી વિરથ થયેલા વિચક્ર દાનવે અનેક બાણોથી શ્રી કૃષ્ણને રૂધિરાર્દ્ર કરી નાખી લલાટમાં ગદાથી જખમી કર્યા અને એ ઉપરાંત એક મોટી શિલા ઉપાડીને તેમની છાતીપર ફેંકી. શ્રી કૃષ્ણે એ શિલાને વચમાંથીજ પકડી લઇ તે પાછી વિચક્રનેજ મારી જેથી તે દાનવ બેભાન થઇને ધરતીપર પડી ગયો. સંજ્ઞા પ્રાપ્ત થતાં દ્વિગુણ ક્રોધથી વ્યાપ્ત થયેલા વિચક્રે અદ્દ્ભુત બકવાદ કરીને એક ભયંકર પરિઘ શ્રી કૃષ્ણની ઉપર ફેંક્યો, પણ શ્રી કૃષ્ણે ખડ્ગથી તે પરિઘને કાપી નાખ્યો. પરિઘ કપાઇ જતાં જે આયુધ હાથમાં આવ્યું તે આયુધ ફેંકવા લાગેલા વિચક્રના સર્વ યત્નોને નિષ્ફળ કરી શ્રી કૃષ્ણે અગ્નેયાસ્ત્રના પ્રયોગથી તેને બાળીને ભસ્મ કરી નાખ્યો. ધણી મરણ પામતાં દૈત્યની સેના રણભૂમિ છોડી દૂર ભાગી ગઇ.

બલભદ્ર તથા હંસ પરસ્પરને વિરથ કરી ગદાયુદ્ધ કરવા લાગ્યા. બલભદ્રે જમણું અને હંસે ડાબું મંડળ પકડ્યું. મહારથી, મહાપરાક્રમી, ગદાયુદ્ધના પૂરા કસરતી, મરણ થતાં સુધી પણ યુદ્ધને નહિ છોડવાના સંકલ્પવાળા અને સર્વ અંગોમાં લોહીથી ખરડાયેલા એ બે પ્રબળ યોદ્ધાઓને લડતા જોઇ આકાશમાં ઉભેલા સિદ્ધ લોકો ઇંદ્ર તથા વૃત્રાસુરના યુદ્ધનું સ્મરણ કરવા લાગ્યા.

સાત્યકિએ દશ બાણથી ડિંભકને અને ડિંભકે પાંચહજાર બાણોથી સાત્યકિને વીંધી નાખ્યો, સાત્યકિએ દશ બાણ ફેંકતાં ડિંભકે સામાં એકલાખ બાણ ફેંક્યાં અને સાત્યકિએ ધનુષ કાપી નાખતાં ડિંભકે બીજું ધનુષ લઇ

સાત્યકિને તીક્ષ્ણ બાણથી એવો વીંધ્યો કે તે લોહીનું વમન કરવા લાગ્યો. સામસામા બાણોથી બન્નેનાં ધનુષ કપાઇ જતાં તેઓ ખડ્ગયુદ્ધના ભ્રાંત તથા ઉદ્‌ભ્રાંત આદિ બત્રીશે પ્રકારો દેખાડવા લાગ્યા અને અત્યંત યુદ્ધ કરતા છતાં પણ પરિશ્રમથી ન ઘેરાવા લાગ્યા. આકાશમાં ઉભેલા દેવ તથા સિદ્ધ વગેરે લોકો એઓને જોઇ બોલવા લાગ્યા કે "અહો ! આ બે વીરોના જેવું વીર્ય અને ધૈર્ય બીજે ક્યાંય આપણા જોવામાં આવ્યું નથી. ડિંભક સદાશિવનો શિષ્ય છે અને સાત્યકિ દ્રોણનો શિષ્ય છે માટે એઓની આવી શક્તિ હોય એમાં કાંઇ નવાઇ નહિ."

મોટી દાઢીવાળો, લાંબા પેટવાળો, પીંગળી આંખોવાળો, પહાડ જેવડા આકારવાળો અને યાદવોના સૈન્યનો બહુજ સંહાર કરતો હિડિંબ રાક્ષસ વસુદેવ તથા ઉગ્રસેનનાં સઘળાં બાણોને ચાવી જઇ બન્નેનાં ધનુષોને હાથથીજ ભાંગી નાખી તેઓને ખાઇ જવા તૈયાર થતાં અને તેથી યાદવોના સૈન્યમાં મોટો પોકાર ઉઠતાં બલભદ્રે હંસને શ્રી કૃષ્ણની સામે વળગાડી દઇ હિડિંબની સામે આવી તેની છાતીમાં મુઠી મારી બન્ને હાથથી પકડીને પોતાની સામે ખેંચી લીધો. બલભદ્રને તથા હિડિંબને મુષ્ટિયુદ્ધ ચાલવા લાગ્યું. એક બીજાના અંગ ઉપર પડતી મુષ્ટિઓના ધડાકાઓ બન્ને સૈન્યમાં સંભળાવા લાગ્યા. બલભદ્રે તળાના પ્રહારથી હિડિંબને ગોઠણીયાભર પાડી નાખી પાછો ઉપાડી તેના બન્ને હાથ પકડી આકાશમાં અત્યંત ફેરવીને બે ગાઉ છેટે ફેંકી દેતાં તે ત્યાંથી પરબારોજ ભાગી ગયો. હિડિંબ નહિ જોવામાં આવતાં અવશેષ રહેલા રાક્ષસો પણ પ્રાણ બચાવવાની ઇચ્છાથી રણભૂમિને છોડી દઇ દશે દિશાઓમાં ભાગી ગયા.

આ વખત સૂર્યે અસ્ત પામતાં લડાઇ બંધ પાડી. "આવતા પ્રભાતથી ગોવર્ધન પર્વતમાં લડાઇ ચલાવશું" એમ જાહેર કરી હંસ તથા ડિંભક પોતાના અવશેષ રહેલા સૈન્યને લઇ રાતેજ ગોવર્ધન પર્વતમાં ગયા અને શ્રી કૃષ્ણ બીજે દિવસ સૂર્યોદય થયા પછી પુષ્કરમાંથી સૈન્ય સહિત રવાના થઇ ગોવર્ધનમાં પહોંચ્યા.

યમુનાના ઉત્તર કિનારાપર બન્ને સેનાઓનું તુમુલયુદ્ધ ચાલુ થયું. હંસે તથા ડિંભકે તીક્ષ્ણ બાણોની વૃષ્ટિઓથી સર્વ યાદવોને કાયર કરી નાખતાં શ્રી કૃષ્ણ અને બલભદ્ર તેઓની સામે થયા. એઓનાં અદ્‌ભુત પરાક્રમથી હંસ

તથા ડિંભકને પરાસ્ત થતા જોઇ તેમનું રક્ષણ કરવાને વાસ્તે સદાશિવના અનુચર બે ભૂત આવી પહોંચ્યા. તેઓએ શ્રી કૃષ્ણની છાતીમાં ત્રિશૂળનો પ્રહાર કરતાં શ્રી કૃષ્ણે રથમાંથી નીચે ઉતરી એ બન્નેને પકડી ઉંબાડીયાંઓની પેઠે આકાશમાં ઘણીવાર ફેરવીને એવા ફેંક્યા કે તેઓ કૈલાસ પર્વતના શિખર પર જઇ પડ્યા, જ્યાંથી પાછા આવવાનું તેઓને મનજ થયું નહિ. આ જોઇ ક્રોધથી અત્યંત વ્યાપ્ત થયેલો હંસ બહુજ જુસ્સામાં આવી બાણો ફેંકવા લાગતાં શ્રી કૃષ્ણે સાત્યકિને રથ હાંકવા આગળ બેસાડી અને પોતાના દારૂક સારથિને રથની પાછળ બેસાડી હંસની ઉપર ઉગ્ર બાણો ફેંકવા લાગ્યા. સાત્યકિ રથ હાંકવાની ચતુરાઇથી હંસનાં બાણોને નિષ્ફળ કરવા લાગ્યો. શ્રી કૃષ્ણે આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કરતાં હંસે વારૂણાસ્ત્રથી તેનું નિરવાણ કર્યું. એવીજ રીતે શ્રી કૃષ્ણના વાયવ્યાસ્ત્રનું માહેંદ્રાસ્ત્રથી, માહેશ્વરાસ્ત્રનું રૌદ્રાસ્ત્રથી, ગાંધર્વાસ્ત્રનું કૌબેરાસ્ત્રથી, રાક્ષસાસ્ત્રનું આસુરાસ્ત્રથી, પૈશાચાસ્ત્રનું યામ્યાસ્ત્રથી અને બ્રહ્માસ્ત્રનું બ્રહ્માસ્ત્રથીજ હંસે નિવારણ કર્યું. પોતાનાં સઘળાં અસ્ત્રોનું નિવારણ થવાથી અતિ ક્રોધ પામેલા શ્રી કૃષ્ણે યમુનાજળનું આચમન લઇ એક બાણમાં વૈષ્ણવાસ્ત્રથી યોજના કરતાં બેભાન થયેલો હંસ અત્યંત ગભરાઈ યમુનાના મહા ભયંકર ઉંડા હ્રદમાં જઇ પડ્યો કે જે હ્રદમાં શ્રી કૃષ્ણે બાલ્યાવસ્થામાં કાલિયનાગનું મર્દન કર્યું હતું. હંસના પડવાથી હ્રદના જળમાં પર્વતનું કોઇ મોટું શિખર પડયું હોય એવો અવાજ થયો. શ્રી કૃષ્ણે પણ રથમાંથી ઉતરી તરતજ હંસની પાછળ એ હ્રદમાં પડી તેના માથામાં એવી પાટુ મારી કે જેથી તેના માથાનાં બે ફાડીયાંજ થઇ ગયાં. હ્રદનાં જાનવરો હંસના શરીરને ખાઇ ગયાં અને શ્રી કૃષ્ણ હ્રદમાંથી પાછા કિનારાપર આવ્યા. હંસને હ્રદમાં પડેલો જાણી ડિંભક બલભદ્રની સામે લડવું છોડી દઇ હંસની શોધ કરવાને વાસ્તે હ્રદમાં પડ્યો. ઘણી ડુબકીઓ માર્યા છતાં પણ હંસનો કશો પત્તો નહિ મળવાથી ખેદ પામેલા ડિંભકે "અરે ગોવાળ ! હંસ ક્યાં છે" એમ પૂછતાં શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો કે "નીચ ! મને નહિ પૂછતાં હ્રદનેજ પૂછી જો." શ્રી કૃષ્ણનો જવાબ સાંભળી ડિંભકે વળી પણ ઘણી શોધ કરી પરંતુ હંસના શરીરનો કશો પત્તો નહિ મળતાં "અરે ભાઇ હંસ ! તું મને રઝળાવીને ક્યાં ગયો ?" એમ વિલાપ કરતાં કરતાં અતિ ઉદ્ભ્રાંત થયેલો ડિંભક પોતાના હાથથીજ પોતાની જીભને ખેંચી કહાડી જળમાંજ મરણ પામ્યો.

શત્રુઓ મરણ પામતાં અને તેમની સેના ભાગી જતાં વિજય મળવાથી પ્રસન્ન થયેલા શ્રી કૃષ્ણ અને બલભદ્ર બાલ્યાવસ્થાની પ્રીતિને લીધે થોડા દિવસ સાંજ રોકાવાનો નિશ્ચય કરી રહી ગયા.

# પ્રકરણ ૪૦ મું.

## નરકાસુરનો નાશ.

**શ્રી કૃષ્ણને** તથા બલભદ્રને ગોવર્દ્ધનમાં રહેલા સાંભળી વ્રજમાંથી નંદ તથા યશોદા દહીં દૂધ વગેરે અનેક ભેટો લઇ ગોવાળીયાઓ તથા ગોપીઓની સાથે ત્યાં આવ્યાં. શ્રી કૃષ્ણ તથા બલભદ્રને મળી ગોવાળીયાઓ તથા ગોપી-ઓ એ સૌ પરમ આનંદ પામ્યાં. બન્ને ભાઇઓ નંદ યશોદાને પ્રણામ કરી બોલ્યા કે "માતાપિતા ! વ્રજમાં ગાયો તથા વાછડાંઓ કુશળછે ? વૃંદાવનમાં ખડની સંપત્તિ સારી છે? ગાયો ઘણું દૂધ આપે છે કે કેમ ? જે ઘડાઓ વગેરેથી અમો રમ્યા હતા તે સઘળા આબાદ છે કે કેમ ? સઘળાં બાલબચ્ચાં ખુશી છે? અને વ્રજમાં સઘળા જોઇતા પદાર્થોની સગવડ છે ?" ઇત્યાદિ પ્રશ્નો પૂછતાં નંદ તથા યશોદા બોલ્યાં કે "તમારા પૂછવા પ્રમાણે સઘળું કુશળ છે, ગાયો તથા વાછડાંઓ નીરોગી છે અને તમારી કૃપાથી અમોને સઘળા પ્રકારનું સુખ છે. પણ મોટું દુઃખ એ છે કે તમારૂં દર્શન મળતું નથી." આવી રીતે કેટલીએક અરસપરસ વાતો થયા પછી શ્રી કૃષ્ણે અને બલભદ્રે નંદ યશોદા તથા બીજાં પણ સર્વ વ્રજવાસીઓનો સ્નેહપૂર્વક ઘણો ઘણો સત્કાર કરી તેઓને પાછાં વ્રજમાં મોકલ્યાં અને પોતે સર્વ સૈન્ય સહિત દ્વારકા તરફ પ્રયાણ કર્યું. દ્વારકામાં ઘેર ઘેર ઉત્સવ વર્ત્તી રહ્યો અને હંસ તથા ડિંભ-કના વધની હકીકત સાંભળી સર્વ લોકો વિસ્મય પામવા લાગ્યાં તથા પ્રબળ પક્ષ ત્રુટવાથી હવે જરાસંધનો વધ પણ સહેલાઇથી થશે એમ ધારવા લાગ્યાં.

કેટલાએક દિવસ પછી પાંડવો કે જેઓ દ્રૌપદીને પરણી વિદુરની સાથે હસ્તિનાપુરમાં ગયા હતા અને ત્યાંથી ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મની આજ્ઞાથી ઈંદ્રપ્રસ્થ નામના વનમાં ઈંદ્રપ્રસ્થ નામનું સ્વર્ગસમાન રમણીય નગર વસાવવા માટે આવ્યા હતા તે પ્રસંગે તેઓના તેડાવવાથી શ્રી કૃષ્ણ બલભદ્ર તથા સાત્યકિ વગેરે યાદવોની સાથે ત્યાં ગયા હતા. તેમનો સત્કાર કરી તેમનીજ સહાયતા-થી પાંડવોએ ઈંદ્રપ્રસ્થની ઘણી ઉત્તમ રચના કરી તેમને કેટલાક દિવસ સૂધી ત્યાંજ રાખ્યા. એક દિવસ શ્રી કૃષ્ણ તથા અર્જુન એ બન્ને એક રથમાં બેસી મૃ-ગયા કરવા માટે યમુનાના કિનારાપરના વનમાં ગયા. ત્યાં ઘણીવાર સૂધી મૃગયા

કરી પછી પરિશ્રમ મટાડવાને માટે યમુનામાં પાણી પીવા ગયા. ત્યાં જળની અંદર તપશ્ચર્યા કરતી એક અતિ રમણીય કન્યા તેઓના જોવામાં આવી. શ્રી કૃષ્ણના કહેવાથી અર્જુને એ કન્યાની પાસે જઇ તેને પૂછ્યું કે "તું કોણ છે તથા શામાટે તપ કરે છે?" કન્યાએ જણાવ્યું કે "હું સૂર્યની પુત્રી છું અને મારૂં નામ કાલિંદી છે. મારા પિતાએ ઘર બનાવી આપ્યું છે તેમાં રહું છું અને વિષ્ણુને વરવાની ઇચ્છાથી તપ કરૂં છું." અર્જુને શ્રી કૃષ્ણની પાસે આવીને આ હકીકત કહેતાં શ્રી કૃષ્ણ એ કન્યાને રથમાં બેસાડી અર્જુન સહિત ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. ત્યાં કેટલોક વખત રહીને પછી પાંડવોની રજા લઇ બલભદ્ર વગેરેની સાથે પાછા દ્વારકામાં પધારી શુભ લગ્ન જોવરાવીને કાલિંદીને વિધિપૂર્વક પરણ્યા.

એક દિવસ શ્રી કૃષ્ણ ઉગ્રસેન રાજાની સુધર્મા નામની દિવ્ય સભામાં સર્વ યાદવો સહિત બિરાજ્યા હતા ત્યાં અકસ્માત્ દિવ્ય સુગંધવાળો પવન આવવા લાગ્યો, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડવા લાગી અને તેની સાથે અદ્ભુત પ્રભામંડળ દેખાવા લાગ્યું. ઋષિઓનાં મુખોથી નિકળતા દિવ્ય વેદધ્વનિઓ સંભળાવા લાગ્યા તથા થોડીવારમાં ઐરાવત નામના ધોળા હાથીપર બેઠેલો ઇંદ્ર સભા તરફ આવતો જોવામાં આવ્યો. શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા બીજા પણ સર્વ સભાસદોએ ઉગ્રસેન સહિત ઇંદ્રની સામે જઇ યોગ્ય ઉપચારોથી તેની પૂજા કરી. ઇંદ્ર હાથીપરથી ઉતરી ઉગ્રસેન, શ્રી કૃષ્ણ તથા બલભદ્ર આદિ મુખ્ય મુખ્ય યાદવોનું આલિંગન કરી સુધર્મા સભામાં આવ્યો. ઉગ્રસેને સર્વોત્તમ આસનપર બેસાડી વિધિ પ્રમાણે મધુપર્કથી પૂજન કર્યા પછી ઇંદ્રે કૃષ્ણની પીઠપર હાથ મૂકી તેને નીચે પ્રમાણે કહ્યું.

"શ્રી કૃષ્ણ! હું જે કાર્યને વાસ્તે ચાલીને તમારી પાસે આવ્યો છું તેનું શ્રવણ કરી તે સિદ્ધ કરવાને વાસ્તે તૈયાર થાઓ. નીલ સમુદ્રના સામાપાર ઉપર પ્રાગ્જ્યોતિષ નામના શહેરમાં નરક નામનો એક પ્રબળ રાક્ષસ રહે છે જે દેવતાઓનું હમેશ વિપ્રિય કર્યા કરે છે. તેણે બળાત્કારથી મારી માતા અદિતિ કે જે તમારી પણ પૂર્વ જન્મની માતાછે તેનાં કુંડલોનું હરણ કર્યું છે, વરુણદેવનું છત્ર ઉચકાવી લીધું છે, ત્વષ્ટાદેવની ચૌદ વર્ષની દીકરી કશેરને હરી લીધી છે, બીજી પણ ગંધર્વ, દેવ તથા મનુષ્ય વગેરેની અનેક કન્યાઓનું હરણ કરી તે પોતાના શહેરની પાસેના પર્વતમાં મણી પર્વત નામની એક સુંદર જગ્યા

બનાવીને તેમાં રાખેલી છે અને હજી પણ મારાં તથા બીજા લોકપાલોનાં રત્નોનું હરણ કરવાની પેરવી કરે છે. ત્રૈલોક્યનાં સઘળાં રત્નો લઇ લેવાનો પોતાનો મનોરથ પૂરો થાય ત્યારેજ તે કન્યાઓનો તથા રત્નોનો ઉપભોગ કરવો એવો તેણે નિશ્ચય કર્યો છે, માટે તે પહેલાં તમે ગરૂડ ઉપર ચડી ત્યાં પધારી એ રાક્ષસને મારી ત્રૈલોક્યનું તથા અમારૂં રક્ષણ કરો."

ઇંદ્રનાં વચનો સાંભળી નરકનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી શ્રી કૃષ્ણ ઉગ્રસેન તથા બલભદ્રની રજા લઇ ગરૂડ ઉપર બેસી આકાશ માર્ગે પ્રાગ્જ્યોતિષ નગર તરફ ચાલ્યા અને ઇંદ્ર ઐરાવત હાથીપર બેસી કેટલેક સુધી શ્રી કૃષ્ણની સાથે ચાલી કેટલીક ભલામણ કરી ત્યાંથી સ્વર્ગલોકમાં ગયો. શ્રી કૃષ્ણ પ્રાગ્જ્યોતિષની પાસે પહોંચતાં ગરૂડની પાંખોના પવનથી સમુદ્રમાં મોટું તોફાન ઉઠ્યું અને આકાશમાં વાદળાંઓનો ભયંકર આડંબર વ્યાપ્ત થયો. પ્રાગ્જ્યોતિષની આસપાસ ઉભેલી ચતુરંગિણી સેના અને નગરના રક્ષણને વાસ્તે મુર નામના સેનાપતિએ ગોઠવેલા છ હજાર પાશો શ્રી કૃષ્ણના જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણે ધનુષનો ટંકાર કરતાં ક્રોધથી રક્ત નેત્રવાળો મુર નામનો દૈત્ય અનેક આયુધો લઇ તેની સામે દોડ્યો. શ્રી કૃષ્ણે મુરનાં સઘળાં આયુધોને તથા તેના મસ્તકને પણ બાણોથી કાપી નાખી તેની ચતુરંગિણી સેનાનો ક્ષય કરી સઘળા પાશોને પણ છેદી નાખ્યા. આ વખત હયગ્રીવ, નિસુંદ, સુંદ, તથા પંચનદ નામના બીજા સેનાપતિઓએ ત્યાં આવી અનેક શસ્ત્રો તથા અસ્ત્રો ફેંકવા માંડતાં શ્રી કૃષ્ણે તેઓનાં સઘળાં શસ્ત્રાસ્ત્રને છેદી નાખી તેઓને પણ મુરની પાસે મોકલી દીધા.

પોતાની સેનાનો તથા સેનાપતિઓનો વિનાશ થયેલો સાંભળી ક્રોધાક્રાંત થયેલો નરકાસુર રથમાં બેસી મોટી સેનાને સાથે લઇ શ્રી કૃષ્ણની સામે આવ્યો. યુદ્ધ ચાલુ થયું, શ્રી કૃષ્ણ તથા ગરૂડ ઉપર હજારો શસ્ત્રાસ્ત્રો પડવા લાગ્યાં અને શ્રી કૃષ્ણનાં બાણોથી તથા ગરૂડની પાંખોના ઝપાટાઓથી હજારો દૈત્યોનો પ્રલય થવા લાગ્યો. નરકાસુરે દિવ્યાસ્ત્રના પ્રયોગો કરવા માંડતાં પોતાનાં સુદર્શન ચક્રથી તે પ્રયોગોને નિષ્ફળ કરી શ્રી કૃષ્ણે નરકાસુરના રથને તથા બખતરને પણ છેદી નાખી છેવટ તેને પણ કાપી નાખ્યો.

નરકાસુર મરણ પામતાં તેનો પુત્ર શ્રી કૃષ્ણને શરણે આવ્યો. તેણે અદિતિનાં કુંડલો, વરૂણ દેવનું છત્ર તથા બીજા દેવતાઓનાં પણ તે તે રત્નો

ચરણમાં અર્પણ કરી શ્રી કૃષ્ણને પોતાના દરબારમાં પધારવા વિજ્ઞપ્તિ કરી. શ્રી કૃષ્ણ નરકના પુત્રને રાજ્યાધીશ કરી તેના દરબારમાં પધાર્યા અને ત્યાં મણિ, મોતી તથા હીરા વગેરે રત્નોના સમૂહો, સુવર્ણના ઢગલાઓ અને બીજા પણ અનેક ઉત્તમ પદાર્થો જોવામાં આવવાથી વિસ્મય પામ્યા. નરકના પુત્રે મંત્રીઓની સલાહથી હાથ જોડી શ્રી કૃષ્ણની પાસે વિજ્ઞપ્તિ કરી કે, "આ ઘણાં રત્નો, વીશ હજાર ધોળા હાથીઓ, ચાળીસ હજાર હાથણીઓ, અઢાર હજાર દેશી ઘોડાઓ, આપ કહો તેટલી ગાયો, મનમાનતું સુવર્ણ તથા મધુર બોલનારાં આટલાં સુંદર પક્ષીઓ, શયનો, આસનો, શાલદુશાલાઓ, બીજાં પણ અનેક જાતનાં વસ્ત્રો અને ચંદન તથાં અગુરૂ વગેરે કાષ્ટો આપને વાસ્તે દ્વારકામાં અમો પહોંચાડી દઇશું. માટે આપ તેવી આજ્ઞા કરો." શ્રી કૃષ્ણે એ સઘળી વસ્તુઓને પરીક્ષાપૂર્વક સ્વીકારી રાક્ષસોના હાથથી દ્વારકામાં મોકલાવી દીધી અને પછી તેઓ સુવર્ણની વૃષ્ટિ કરનારૂં વરૂણદેવનું છત્ર પોતાને માથે ધરી ગરૂડ ઉપર બિરાજીને નરકાસુરના મણિ પર્વતમાં પધાર્યા. જેમાં અતિ સ્વચ્છ તથા અતિ સુગંધી પવન વાતો હતો, મણીઓની પ્રભાઓ સૂર્યની પ્રભાને પણ દબાવી દેતી હતી અને વિચિત્ર મેહેલો સ્વર્ગભવનની ભ્રાંતિ આપતા હતા એવા એ મણિપર્વતમાં વ્રતોથી તથા ઉપવાસોથી દુર્બળ શરીરો વાળી, જિતેંદ્રિય રહેલી અને રમણીયપણાથી અપ્સરાઓ કરતાં પણ અધિકપણું ધરાવનારી સોળ હજાર અને એકસો કન્યાઓ તેમના જોવામાં આવી. કન્યાઓના રક્ષક વૃદ્ધ રાક્ષસો નરક તથા મુર વગેરેને મરણ પામેલા જાણી શ્રી કૃષ્ણને પ્રણામ કરી હાથ જોડી સામે ઉભા રહ્યા અને શ્રી કૃષ્ણના સ્વરૂપથી મોહ પામેલી કન્યાઓ પ્રણામ કરી પ્રેમ દેખાડવા લાગી. શ્રી કૃષ્ણ એ સઘળી કન્યાઓને પ્રેમ દેખાડી રાજી કરી પાલખીઓમાં બેસાડી દ્વારકામાં મોકલાવી ગરૂડપર સ્વારી કરી ત્યાંથી મેરૂ પર્વત ઉપરના ઇંદ્રલોકમાં પધાર્યા. શ્રી કૃષ્ણે ઇંદ્રને પ્રણામ કરી અદિતિનાં કુંડલો તેના હાથમાં આપ્યાં. ઇંદ્રે તથા સઘળા દેવતાઓએ રત્ન વગેરેથી શ્રી કૃષ્ણનો ઘણો ઘણો સત્કાર કરી તેને અદિતિની પાસે તેડી જઇ પ્રણામ કરાવી પેલાં કુંડલો તેના હાથથીજ અદિતિને અપાવ્યાં. પછી શ્રી કૃષ્ણ અદિતિએ આપેલાં આશીર્વચનોને માથે ચડાવી ઇંદ્રાદિક દેવતાઓની અનુમતિ લઇ ગરૂડ ઉપર બિરાજી દ્વારકામાં પધાર્યા તથા શુભ લગ્નમાં જૂદાં જૂદાં સ્વરૂપથી પ્રાગ્જ્યોતિપ નગરવાળી સઘળી કન્યાઓને પરણ્યા. દ્વારકામાં પરમ આનંદ વર્ત્તી રહ્યો.

# પ્રકરણ ૪૧ મું.

## પ્રાર્થનાની સફળતા.

આપણે વાંચી ગયા છીએ કે શ્રી કૃષ્ણની સલાહ પ્રમાણે પાંડવોએ ઇંદ્રપ્રસ્થ નગર વસાવી તેમાં શ્રી કૃષ્ણને કેટલોક વખત સૂધી રોક્યા હતા. શ્રી કૃષ્ણ ત્યાંથી પાછા દ્વારકામાં ગયા પછી કેટલેક દિવસે નારદમુનિની સલાહ પ્રમાણે યુધિષ્ઠિર આદિ પાંચે ભાઇઓએ મળી પોતાનામાં સંપ રહેવા ખાતર એવો ઠરાવ કર્યો કે "પાંચમાંથી એક ભાઇ દ્રૌપદી પાસે બેઠો હોય ત્યાં સૂધી બીજાએ ત્યાં જવું કે જોવું નહિ અને તેમાં ગફલત કરે તેણે બાર વર્ષ સૂધી દ્રૌપદીથી દૂર રહી વનવાસ ભોગવવો." આ ઠરાવ પ્રમાણે તેઓ બધા વર્ત્તતા હતા તેવામાં એક દિવસ કોઇ બ્રાહ્મણની ગાયોને ચોર લોકો લઇ જતાં તેની ફરિયાદ અર્જુન પાસે આવી. અર્જુનનાં હથિયાર જે મકાનમાં પડેલાં હતાં તે મકાનમાં યુધિષ્ઠિર દ્રૌપદીની સાથે એકાંતમાં બેઠેલા હતા તેથી અર્જુન વિચારમાં પડ્યો પણ કાર્યના ગૌરવનો વિચાર કરી ત્યાં જઇ પોતાનાં હથિયારો લઇ બ્રાહ્મણની ગાયોને છોડાવી પાછા યુધિષ્ઠિર પાસે આવી તેણે ઠરાવ પ્રમાણે બાર વર્ષનો વનવાસ ભોગવવા જવાની રજા માગી. યુધિષ્ઠિરે તેને ઠરાવના ભંગની પોતાના તરફથી ક્ષમા કરવા માંડી પણ ધર્મની વાતમાં તેના ખરા બંધનથી છૂટવા માટે કંઇ બારી શોધવી એ ઠીક નથી એમ ધારી અર્જુને આગ્રહ પૂર્વક તેની રજા લઇ વનવાસ માટે ઇંદ્રપ્રસ્થથી બહાર નિકળી પ્રયાણ કર્યું.

વનવાસમાં નિકળેલો અર્જુન આખા ભારતવર્ષનાં તીર્થોની યાત્રા કરતો કરતો પ્રભાસક્ષેત્રમાં આવતાં તેને મળવા માટે શ્રી કૃષ્ણ ત્યાં પધાર્યા અને ત્યાંથી દ્વારકામાં તેડી લાવ્યા. એક દિવસ ગિરનાર પર્વત ઉપરની વાર્ષિક યાત્રામાં સઘળા યાદવો સહકુટુંબ એકઠા થયા હતા તે સમયે શ્રી કૃષ્ણની સાથે ફરવા નિકળેલા અર્જુને તેમનાં બેન સુભદ્રાને જોઇ મોહિત થઇ શ્રી કૃષ્ણને કહ્યું કે "સુભદ્રા મને પરણાવો તો સારૂં. તેને માટે તમે કહો તે હું ઉપાય કરૂં." શ્રી કૃષ્ણે કહ્યું કે ક્ષત્રિયોને વાસ્તે સ્વયંવર ઉત્તમ છે પણ સ્વયંવરમાં કન્યા કોને પસંદ કરશે એ પ્રથમથી જાણી શકાતું નથી. બળાત્કારથી કન્યાનું હરણ

કરવું એ પણ ક્ષત્રિયોને વાસ્તે અધર્મનો પક્ષ નથી, માટે તમારાથી બની શકે તો તે પ્રમાણે કરો." શ્રી કૃષ્ણનો આ પ્રમાણે અભિપ્રાય જાણી લઇ અર્જુન મૃગયાના મિષથી શ્રી કૃષ્ણનાજ રથમાં બેસી દૂર જઇ સુભદ્રાનું હરણ કરી ઇંદ્રપ્રસ્થ તરફ ચાલતો થયો. આ ખબર દ્વારકામાં પહોંચતાં બલભદ્ર આદિ યાદવો હથિયાર બાંધી અર્જુનની પછવાડે જવા તૈયાર થયા, તેટલામાં શ્રી કૃષ્ણે દ્વારકામાં આવી ઘણાં ઘણાં કારણો બતાવી તેઓને શાંત પાડ્યા અને દૂતો દ્વારા અર્જુનને પાછો દ્વારકામાં બોલાવી મોટી ધામધૂમથી તેની સાથે સુભદ્રાનો વિવાહ કરાવ્યો. વિવાહ થયા પછી અર્જુન એક વર્ષ સૂધી દ્વારકામાં રહી અને બાર વર્ષના બાકીના કેટલાક દિવસો પુષ્કર ક્ષેત્રમાં ગાળીને સુભદ્રાની સાથે ઇંદ્રિપ્રસ્થમાં ગયો. બલભદ્ર તથા શ્રી કૃષ્ણ વગેરે યાદવોએ ઇંદ્રપ્રસ્થમાં જઇ સેના, સુવર્ણ, પશુઓ, માણસો તથા વસ્ત્રો વગેરે પાંડવોને પહેરામણીમાં અને સુભદ્રાને દાયજામાં આપ્યાં. યુધિષ્ઠિરે પણ યાદવોને ઘણા દિવસ રોકી તેઓનો ઉત્તમ સત્કાર કર્યો. પછી બલભદ્ર આદિ બીજા બધા યાદવો યુધિષ્ઠિરની રજા લઇ દ્વારકામાં ગયા પણ શ્રી કૃષ્ણ અર્જુનના સ્નેહને લીધે ઇંદ્રિપ્રસ્થમાં રોકાયા. એક દિવસ ગ્રીષ્મકાળમાં અર્જુન તથા શ્રી કૃષ્ણ સ્ત્રીઓને સાથે લઇ યમુનાના કિનારા ઉપર ગયા. ત્યાં અનેક પ્રકારના વિહારો કરી કોઇ એકાંત પ્રદેશમાં બેઠા તે વખતે તાડના ઝાડ જેવડો ઉંચો, તપાવેલ સોના સરખી કાંતિવાળો, પીંગળી મૂછવાળો અને ઉગતા સૂર્ય જેવો તેજસ્વી એક બ્રાહ્મણ તેમની પાસે આવી ઉભો. તેને જોઇ બન્ને મિત્રો તરતજ ઉભા થયા. પેલો બ્રાહ્મણ બોલ્યો કે "હું ઘણું અન્ન ખાનાર છું તમો મને એકવાર તૃપ્ત કરો." શ્રી કૃષ્ણે પૂછ્યું કે "તમોને કેવા ભોજનથી તૃપ્ત કરવા તે કહો." તે બોલ્યો કે "હું બ્રાહ્મણના રૂપમાં અગ્નિછું. પૂર્વે શ્વેતકી નામના રાજાએ બાર વર્ષ સૂધીનો યજ્ઞ આરંભી મારામાં નિરંતર ઘી હોમ્યા કર્યું હતું અને તેથી મને રોગ ઉત્પન્ન થતાં મેં બ્રહ્માને એ વાતનું નિવેદન કર્યું. બ્રહ્માએ મને આજ્ઞા કરી કે ખાંડવ નામના વનમાં દૈત્યો તથા બીજાં ક્રૂર પ્રાણીઓ રહેછે તેને બાળીને તેના મેદથી તું તૃપ્ત થશે ત્યારે તારો રોગ મટશે. બ્રહ્માની સલાહ પ્રમાણે હું ખાંડવ વન બાળવા લાગ્યો પણ ત્યાં પોતાના મિત્ર તક્ષક નાગનું નિવાસસ્થાન હોવાથી ઇંદ્રિ વરસાદ વરસાવી મને હારી નાખ્યો. મેં બીજીવાર યત્ન કર્યો તેમાં પણ ઇંદ્રિ મને આડે આવ્યો. જેથી હવે એ કાર્ય કરવામાં હું તમારી મદદ લેવા માટે

આવ્યો છું." આમ કહી અગ્નિએ અર્જુનને ગાંડીવ ધનુષ, અખૂટ ભાથાં અને ચાર ઘોડાવાળો અભેદ્ય રથ વરૂણદેવની પાસેથી અપાવ્યો અને શ્રી કૃષ્ણને સુદર્શન ચક્ર અપાવ્યું. શ્રી કૃષ્ણે તથા અર્જુને એ સઘળું લઇ સહાયતા આપવાનું સ્વીકારતાં અગ્નિએ ખાંડવ વનને બાળવા માંડ્યું. આ વખતે અગ્નિને હારવા માટે આવેલા ઇંદ્રાદિક દેવતાઓને તેમણે પરાસ્ત કર્યા. વન બળતું હતું તેમાંથી દૈત્યોનો મોટો કારીગર મયદાનવ તેમાંથી નિકળી ભાગવા લાગતાં શ્રી કૃષ્ણે અને અર્જુને તેને અટકાવ્યો. તેણે ઘણી ઘણી પ્રાર્થના કરતાં અર્જુને તેને અભય વચન આપી શ્રી કૃષ્ણની સલાહથી બચવા દીધો. અગ્નિએ પોતાની ધારણા પ્રમાણે ખાંડવ વનને બાળ્યું. જીવિત મળવાથી રાજી થયેલા મયદાનવે યુધિષ્ઠિર રાજાને વાસ્તે અલૌકિક સભા બનાવી દેવાનું કહેતાં તેને સાથે લઇ શ્રી કૃષ્ણ તથા અર્જુન સ્ત્રીઓ સહિત પાછા ઇંદ્રપ્રસ્થમાં આવ્યા અને ત્યાંથી શ્રી કૃષ્ણ મયદાનવના હાથથી અદ્દભુત સભાનું કામ શરૂ કરાવી દ્વારકામાં પધાર્યા.



# પ્રકરણ ૪૨મું.

## સ્ત્રી સ્વભાવ
## સૌભાગ્ય અને ઐશ્વર્યના અંકુરો.

શ્રી કૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાંથી આવી દ્વારકામાં બિરાજતાં હતા તે વખતે મહા પટરાણી રૂક્મિણીએ તેમની રજા લઇ સૌભાગ્યવર્ધક ઉત્તમ વ્રત કરવાનો આરંભ કર્યો. વ્રતની સમાપ્તિનો દિવસ સમીપમાં આવતાં તેનું મહોત્સવ પૂર્વક ઉદ્યાપન કરાવવાને વાસ્તે રૂક્મિણીને સાથે લઇ શ્રી કૃષ્ણ ગિરનાર ઉપર પધાર્યા. સત્યભામા વગેરે સઘળી સ્ત્રીઓ તથા પ્રદ્યુમ્ન વગેરે સઘળા કુમારો પણ રૂક્મિણીના આમંત્રણથી ગિરનાર ઉપર ગયા. હજારો બ્રાહ્મણો તથા માગણો દાન ભોજનાદિકને વાસ્તે ત્યાં એકઠા થયા. શ્રી કૃષ્ણે રૂક્મિણીને પ્રસન્ન કરવાને વાસ્તે ઉદ્યાપનને દિવસે બ્રાહ્મણોને સુવર્ણમય દક્ષિણાઓથી, વસ્ત્રોથી તથા મનોવાંછિત ભોજનોથી સંતુષ્ટ કરી જ્ઞાતિઓને પણ ભોજનાદિકથી સંતુષ્ટ કર્યા અને માગણ લોકોને પણ ધન તથા ભોજનાદિક આપી રાજી કર્યા.

બીજે દિવસ શ્રી કૃષ્ણ રૂક્મિણીની પાસે બિરાજ્યા હતા અને અનેક પ્રકારની મનોરંજક વાતો કરતા હતા તેવામાં દેવમુનિ નારદજી તેમની પાસે આવ્યા. શ્રી કૃષ્ણે પ્રત્યુત્થાન આપી વિધિ પ્રમાણે તેમનું પૂજન કર્યું. પ્રસન્ન થયેલા નારદજીએ પારિજાત નામના દિવ્ય વૃક્ષનું એક પુષ્પ શ્રી કૃષ્ણને આપતાં શ્રી કૃષ્ણે પ્રેમ દેખાડવાને વાસ્તે તે રૂક્મિણીને આપ્યું. રૂક્મિણીએ શ્રી કૃષ્ણનો અભિપ્રાય જાણી તે પુષ્પને પોતાના ચોટલામાં ધરી લીધું અને તેથી રૂક્મિણી જાણે ત્રૈલોક્યમાં વર્તતાં ઉત્તમ લાવણ્યનું સર્વસ્વ હોય એવાં શોભવા લાગ્યાં.

"પતિવ્રતા રૂક્મિણી! આ પુષ્પ તમનેજ લાયક છે અને તમેજ આ પુષ્પને લાયક છો. તમારા સંસર્ગથી આ પુષ્પની અને આ પુષ્પના સંસર્ગથી તમારી બમણી શોભા થઇ છે. ગુણવતિ! પતિપ્રિયે! આ પુષ્પ એક વર્ષ સુધી નહિ કરમાતાં એવું ને એવુંજ રહે છે, ધરનારને જેવા ગંધની ઇચ્છા થાય તેવો ગંધ આપે છે, મનોવાંછિત ઉત્તમ ઉત્તમ રસોનો સ્ત્રાવ કરે છે, શીતતાની ઇચ્છા થાય ત્યારે શીતતા આપે છે અને ઉષ્ણતાની ઇચ્છા થાય ત્યારે ઉષ્ણતા

આપે છે, સેવન કરવાથી સૌભાગ્યને વધારે છે, બીજાં જે જે પુષ્પોની ઇચ્છા થાય તે સઘળાં પુષ્પો અર્પણ કરે છે, અનિષ્ટ ગંધને ટાળે છે, બુદ્ધિને અશુભ માર્ગમાં જવા દેતું નથી, રાત્રિના સમયમાં દીવાનું કામ કરે છે, જે જે રૂપની, વસ્ત્રની કે અલંકાર વગેરેની ઇચ્છા થાય તે સઘળી પૂરી પાડે છે, ભૂખ તરસની પીડાને, ગ્લાનિને કે જરાને પ્રાપ્ત થવા દેતું નથી, કંઠમાં ઇષ્ટસ્વરવાળું ગાયન આપે છે અને જોઈએ તેવાં વાજાંઓનો નાદ સંભળાવે છે. કલ્યાણિ! આ પુષ્પ એક વર્ષ સુધી તમારી પાસે રહીને પાછું પારિજાતમાં જતું રહેશે. જગદંબા પાર્વતી, લક્ષ્મી, અદિતિ, ઇંદ્રાણી અને સાવિત્રી વગેરે દેવપત્નીઓની અને દેવતાઓની પાસે પણ પારિજાતનાં પુષ્પો એક વર્ષ સુધીજ રહે એવી સ્વાભાવિક મર્યાદા છે. આજ મને નિશ્ચય થયો કે તમે શ્રી કૃષ્ણને સઘળી સ્ત્રીઓ કરતાં અધિક પ્રિય છો. શ્રી કૃષ્ણે તમને આજ આ પુષ્પ આપીને તમારા સૌભાગ્યની તથા કીર્ત્તિની અધિકતા કરી છે અને તમારી સઘળી શોક્યોને તમારાથી નિકૃષ્ટતા આપી છે. સત્રાજિતની પુત્રી સત્યભામા કે જે પોતાને સઘળી શોક્યો કરતાં શ્રી કૃષ્ણના અધિક પ્રેમનું પાત્ર સમજે છે તેનો ગર્વ પણ આજ ઉતરી જશે તો પછી બીજી શોક્યોને શ્રી કૃષ્ણના પ્રેમના આધિક્યની સ્પૃહા પણ ટળી જશે એમાં તો નવાઇજ શું ? આજ તમારા સૌભાગ્યનો એવો ઉદય થયો કે જેને તમારી શોક્યો મનોરથોથી પણ પામી શકે નહિ. આજ શ્રી કૃષ્ણે તમને ત્રૈલોક્યનાં રત્નોના સર્વસ્વરૂપ આ પુષ્પ પ્રેમથી આપ્યું તેથી મને ખાત્રી થઇ છે કે તમે શ્રી કૃષ્ણના બીજા આત્મારૂપ છો અને તમારા જીવિતને અપૂર્વ સાફલ્ય પ્રાપ્ત થયું છે."

શ્રી કૃષ્ણ કોઇ પણ સ્થળમાં બેસી અન્યની સાથે વાતો કરતા હોય કે બીજું કોઇ આવીને તેમની પાસે કાંઇ વાતચિત કરતું હોય તેવા તેવા પ્રસંગોમાં સત્યભામા સઘળું રહસ્ય જાણી લેવાને વાસ્તે બની શકે ત્યાં સુધી પોતાની દાસીઓને મોકલ્યા વગર નહિજ રહેતાં હતાં. તેજ પ્રમાણે રૂક્મિણીના ઉતારામાં આવેલી સત્યભામાની દાસીઓએ નારદજીનું સઘળું બોલવું સાંભળ્યું અને તે સાંભળીને સ્ત્રીસ્વભાવને લીધે કેવળ સત્યભામાની પાસેજ નહિ પણ બીજી કેટલીક સ્ત્રીઓની પાસે પણ જાહેર કરી દીધું. રૂક્મિણીના સૌભાગ્યનો તથા ગુણોનો ઉદય કાનોકાનની પરંપરાથી સઘળી સ્ત્રીઓના સાંભળવામાં આવતાં કેટલીએક સ્ત્રીઓ પોતાનું અપમાન થયેલું સમજી

પ્રારબ્ધ ઉપર આસ્થા રાખી શાંત રહી અને કેટલીએક સ્ત્રીઓ રૂક્મિણીને પટરાણી તથા પાટવી કુંવરની માતા સમજી તેને જે કાંઇ અધિક માન મળે તે યોગ્ય છે એમ ગણીને શાંત રહી, પણ સત્યભામા કે જે શ્રી કૃષ્ણને બહુજ પ્યારાં હતાં, સર્વોત્તમ રૂપથી તથા યૌવનથી સંપન્ન હતાં, સૌભાગ્યના અપાર ગર્વવાળાં હતાં અને સઘળી રીતે પોતાની શ્રેષ્ટતાનુંજ અભિમાન ધરાવતાં હતાં તે તો એ વાત સાંભળતાંજ ઇર્ષ્યાને વશ્ય થઇ સર્વ અંગોમાં ક્રોધથી વ્યાપ્ત થયાં. અગ્નિની જ્વાળા જેવા ક્રોધથી જાણે સળગી ઉઠયાં હોય એવાં સત્યભામા કોઇ પણ સખીનું કહ્યું નહિ માનતાં કેસરી રંગનાં વસ્ત્રોને ઉતારી નાખી, ફક્ત એકજ સફેદ વસ્ત્ર પહેરી લઇ, લલાટમાં સફેદ પાટો બાંધી, પાટાની આસપાસ રાતું ચંદન લગાવી, સઘળાં ભૂષણોને ઉતારી ચોટલાને છૂટો લાંબો મૂકી જેમ ચંદ્રની કળા કાળા વાદળામાં પેસે તેમ ક્રોધગૃહમાં પેઠાં. ત્યાં જઇ લાંબા ઓશીસાવાળા શયનપર બેસી દાસીઓનું કહેવું સંભારી સંભારીને વારંવાર માથું હલાવવા લાગ્યાં, ધ્રૂજવા લાગ્યાં, કમળપત્રોને નખોથી ચીરવા લાગ્યાં, લાંબા લાંબા નિસાસા મૂકવા લાગ્યાં, હથેળીમાં ડાબો ગાલ ધરીને ચિંતા કરવા લાગ્યાં અને પગના અંગુઠાથી ધરતીને ખોતરવા લાગ્યાં.

સત્યભામાની દાસીઓ પોતાની પાસેથી ઉઠી ગઇ ત્યારથીજ "રખેને સત્યભામા રીસાય" એવી ચિંતાથી વ્યાકુળ થયેલા શ્રી કૃષ્ણ નારદજીને રૂક્મિણીની સાથે વાતો કરવામાં લાગેલા જોઇ એ તકનો લાભ લઇ નારદજીનું આરાધન કરવાને વાસ્તે પ્રદ્યુમ્નને ભલામણ કરી તરતજ કોઇ કાર્યના બહાનાથી ત્યાંથી ઉઠી બીતા બીતા સત્યભામાના ઉતારામાં જઈ પોતાની સાથેના સેવકોને દરવાજા આગળજ ઉભા રાખી પોતે ધીરે ધીરે અંદર પધાર્યા. ત્યાં ક્રોધગૃહમાં બેઠેલાં, વાદળાંઓથી ઘેરાયેલી ચાંદની જેવાં લાગતાં, વારંવાર નિસાસા મૂકી મૂકીને કમળપત્રને મોહોડા ઉપર ધર્યા કરતાં, દાસીના હાથમાંથી ચંદનાદિક લઇને પાછું ફેંકી દેતાં અને શયનમાંથી બેઠાં થઇ થઇને પાછાં સુઇ જતાં પ્રાણ પ્રિયા સત્યભામા તેમના જોવામાં આવ્યાં. સત્યભામાને મોહોડું બતાવવામાં શરમાતા અને ભય પામતા શ્રી કૃષ્ણ કેટલીક વાર સૂધી તેમની નજર ન પડે તેવી રીતે દૂર ઉભા રહ્યા અને જ્યારે સત્યભામાએ વસ્ત્રના છેડાથી આચ્છાદન કરીને મુખ ઓશીસાપર ધર્યું ત્યારે આ લાગ બરાબર છે એમ જાણી પોતાની નાસિકાની ઉપર આંગળી ધરવાની સંજ્ઞાથી દાસીઓને ચુપ

રહેવાની ચેતવણી આપી છુપતા છુપતા સત્યભામાની પીઠ તરફ જઇ હસતા હસતા હાથમાં પંખો લઇ ધીરે ધીરે તેમના શરીરપર પવન ઢોળવા લાગ્યા. શ્રી કૃષ્ણ પારિજાતના પુષ્પના સંસર્ગથી અનુવાસિત થયા હતા તેથી તેમનો અપૂર્વ અને અતિ અદ્ભુત સુગંધ આવતાં "આ શું ?" એમ બોલી મોહોડા ઉપરથી વસ્ત્ર દૂર કરી નાખી સત્યભામા શયનમાં બેઠાં થયાં. શ્રી કૃષ્ણ પીઠ તરફ હોવાથી તે નહિ જોવામાં આવતાં તેણે સખીઓને એ અપૂર્વ સુગંધના કારણ વિષે પૂછ્યું. સત્યભામા પૂછવા લાગતાં સઘળી દાસીઓ ગોઠણભર મોહોડાં નીચાં રાખી હાથ જોડીને બેઠી પણ કશો ઉત્તર નહિ આપતાં ચૂપજ રહી. સુગંધનું કારણ તપાસવાને માટે સત્યભામાએ આડું મુખ કરી પીઠ તરફ જોયું ત્યાં હાથમાં પંખો ધરીને બિરાજેલા શ્રી કૃષ્ણ તેના જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણને જોતાંજ આંસુઓથી ઘેરાઇ ગયેલાં, જળનું બિંદુ પડવાથી જેમ તપેલ ઘીની કડાઇ છણછણી ઉઠે તેમ પ્રકુપિત થયેલાં અને ફરકતા હોઠવાળાં સુંદરી સત્યભામા નિસાસો મૂકી મોહોડું નીચું રાખી જરાવાર તો સામે પણ નહિ જોતાં બીજી તરફ દૃષ્ટિ રાખી બેસી રહ્યાં. પણ થોડીવાર પછી ડાબી ભમર ચડાવી ડાબા હાથની હથેળીમાં કપોળ ધરી કરડી આંખ કરી "બહુ રૂપાળા લાગો છો" એટલુંજ બોલ્યાં. કમળપત્રોમાંથી જેમ તુષારનું જળ સ્રવે તેમ સત્યભામાનાં નેત્રોમાંથી પ્રણયકોપના જળને સ્રવતું જોઈ શ્રી કૃષ્ણ તરત ઉભા થયા અને પોતાના બન્ને હાથથી તેના મુખને તથા સ્તનમંડળને લુવા લાગ્યા.

"પ્રાણ પ્રિયા ! સુંદરિ ! જેમ કમળોમાંથી જળ સ્રવે તેમ તારાં નેત્રોમાં-થી આ આંસુઓ શા કારણથી સ્રવે છે ? તારૂં મુખ પ્રભાત કાળના પૂર્ણચંદ્રનું અને મધ્યાન્હ સમયના કમળનું શા માટે અનુકરણ કરે છે ? સ્ત્રીએ દેવપૂજ-નના સમય વિના સફેદ વસ્ત્ર નહિ ધરવું જોઇએ એવો શાસ્ત્રનો નિયમ છે તે છતાં તેં કસુંબા વસ્ત્રનો ત્યાગ કરી સફેદ વસ્ત્ર શા માટે ધર્યું છે ? શરીરને આભરણોથી રહિત કરી પ્રભાતકાળના આકાશની શોભા શા માટે આપી છે ? લલાટને ધોળા પાટાથી બાંધીને શરદ્‌ઋતુના વાદળાથી ઘેરાયેલા અષ્ટમીના ચંદ્ર જેવું શા માટે કર્યું છે ? તું તારા મુખને કાંતિથી રહિત કરીને મારા મનને શા માટે પીડે છે ? થોડું બોલનારા, પૂર્ણચંદ્ર જેવા અને કમળ સમાન સુગંધવાળા હસતા મુખથી આજ મને કેમ બોલાવતી નથી ? તું મારી સામે

અરધી આંખથી પણ શા માટે જોતી નથી? અને નિસાસા મૂકી મૂકીને સાડીને અશ્રુઓથી શા માટે કાળી કરી નાખે છે? પ્રાણ પ્રિયા! હવે રોવું બંધ રાખ. હું જગતમાં તારો કિંકરજ કહેવાઉં છું તે છતાં તું મને પ્રથમની પેઠે આજ્ઞાંકિત બનાવી કૃતાર્થ કેમ નથી કરતી? મેં તારૂં એવું શું વિપ્રિય કર્યું છે કે જેથી તું મને બહુજ ખેદ આપે છે, હું સત્ય બોલું છું કે મેં મનથી, કર્મથી કે વાણીથી તારૂં જરા પણ અપમાન કર્યું નથી. હું બીજી સ્ત્રીઓને બહુ માન આપું છું પણ તારા સિવાય બીજી કોઇને સ્નેહયુક્ત બહુ માન આપતો નથી. જેમ પૃથ્વીમાં ક્ષમા, અગ્નિમાં દીપ્તિ, સૂર્યમાં પ્રભા અને ચંદ્રમાં કાંતિ અવિચળ છે તેમ મારો સ્નેહ તારામાં અવિચળ છે."

"પ્રભુ! તમારો મારા ઉપર જે અસાધારણ સ્નેહ હતો તે આજ સાધારણ થયો છે. કાળગતિની અનિત્યતા મારા જાણવામાંજ નહિ હતી તે આજ પૂરેપૂરી જાણવામાં આવી છે. તમારા હૃદયનું કપટ આજ પૂરેપૂરૂં જોવામાં આવ્યું છે. તમે મને કેવળ વચનોથી, મધુરતાથી અને કૃત્રિમ સ્નેહથીજ રાજી રાખવા માગો છો. મને સરલ સ્વભાવવાળી તથા પરમ ભક્તિવાળી જાણતાં છતાં પણ મારાથી શા માટે દગો રાખો છો? જે જોવાનું હતું તે જોવાઇ ચૂક્યું છે અને જે સાંભળવાનું હતું તે સંભળાઇ ચૂક્યું છે. હવે જો મારાપર અનુગ્રહ કરવો હોય અને મને દયાપાત્ર સમજતા હો તો તપ કરવાની અનુજ્ઞા આપો. સ્વામીની અનુજ્ઞા વગર સ્ત્રીઓએ કરેલાં તપો તથા વ્રતો નિષ્ફળ થાય એટલા માટે તપ કરવામાં તમારી રજા માગું છું."

સત્યભામા એટલું બોલી શ્રી કૃષ્ણના પીતાંબરના છેડાને મોહોડા ઉપર ધરી અત્યંત રૂદન કરવા લાગતાં તેઓ બોલ્યા કે "સુંદરિ! તારો શોક મારાં અંગોને બાળી નાખે છે, પણ તે શોકનું કારણ શું છે તે મારા સમજવામાં આવતું નથી. હું તને મારા જીવિતના શપથ આપીને કહું છું કે જો કાંઇ અડચણ ન હોય અને આ સેવક ગુહ્યવાત સાંભળવાને પણ લાયક હોય તો ખરૂં કહી દે."

સત્યભામા શ્રી કૃષ્ણની વિજ્ઞપ્તિ સાંભળ્યા છતાં પણ એમને એમ નીચું મોહોડું રાખી આંસુ ખેરતાં ખેરતાં બોલ્યાં કે "નાથ! પ્રથમથી તમેજ સ્થાપેલું મારૂં સૌભાગ્ય જે લોક વિખ્યાત છે તેનો આજ તમારા હાથથીજ ભંગ થયો છે. મારી શોક્યો તમારી પગચંપી કરતી હોય તે વખતે તમે આપેલા

સૌભાગ્યના અભિમાનથી હું તમારૂં મસ્તક ચાંપું છું અને શોક્યો પણ મને અધિક સૌભાગ્યવાળી ગણે છે. પરંતુ આજ તે શોક્યો અને બીજાં માણસો પણ મારો ઉપહાસ કરે એવું તમે કર્યું છે. નારદજીએ તમને પારિજાતનું જે પુષ્પ આપ્યું તે તમે મને નહિ આપતાં જેના ઉપર તમારો પ્રેમ હતો તેને આપ્યું અને તેથી તમે તેના ઉપર અધિક સ્નેહ અને અધિક માનનો પ્રકાશ કર્યો છે એટલુંજ નહિ પણ તમારા સમક્ષમાં નારદજીએ જે તેની સ્તુતિ કરી તે પણ તમે રાજીપાથી સાંભળી છે. નારદજીએ તમારી પાસે તેનાં વખાણ કર્યાં તો ભલે કર્યાં પણ તે પ્રસંગમાં તેમણે મારૂં નામ શા માટે લીધું? પ્રભુ! તમે પ્રથમ મને સ્નેહનો રસ આપીને છેવટ આ પશ્ચાત્તાપ આપ્યો તેથી આપની પાસે વિજ્ઞપ્તિ કરૂં છું કે મારાપર કૃપા કરીને હવે મને તપ કરવાની અનુજ્ઞા આપો. જે વાત હોવાનો સ્વપ્નમાં પણ સંભવ નથી એમ હું ધારતી હતી તે વાત મારી નજર આગળ પ્રત્યક્ષ થઇ ગઇ. મહાત્મા નારદજીને મારી શોક્યની સ્તુતિ કરવાનું મનજ થયું હશે અને તેથી તેમણે સ્તુતિ કરી હશે પણ મને ધોખો એટલોજ થાય છે કે તે સમયે તમે પાસે બેઠા હતા, પાસે બેઠા હતા એટલુંજ નહિ પણ રાજી થતા થતા સાંભળતા હતા. સજ્જનો જગતમાં માનને વાસ્તેજ જીવે છે એમ તમેજ મારી પાસે ઘણીવાર કહ્યું છે તો આજ હું માન વગરની થઈ તેથી જીવવાને ઇચ્છતી નથી. જેથી મારૂં રક્ષણ થતું હતું તેથીજ આજ મને ભય ઉત્પન્ન થયેલ છે. હાય! તમે મને છોડી દીધી તો હવે મારી શી ગતિ થશે? મેં એવાં શું પાપો કર્યાં હશે કે જેના યોગથી આ મારો બીજો અવતાર થયો. પ્રિય થઇને પાછું અપ્રિય થવું એ બીજો અવતારજ કહેવાય. હવે હું તમારી સાથે આ પર્વતમાં, ફુલવાડીઓમાં કે જલક્રીડામાં પણ કદી આવવાની નથી. તમે મને કહેતા હતા કે "તારી જેવી મને બીજી કોઇ સ્ત્રી વહાલી નથી." એ વાત આજ ક્યાં ગઇ? હવે તમે એ વાતને સંભારો પણ શાના? મારી સાસુ અને નણંદ મારી ઉપરના તમારા બહુ માનને લીધે મને બહુ માનની નજરથી જોતાં હતાં તેઓ પણ હવે મને સાધારણ દૃષ્ટિથી જોશે. મેં તમને આજ દિવસ સૂધી આવા ધૂતારા, ઠગારા, કપટી અને માત્ર વચનથીજ મધુરતા દેખાડનારા ઓળખ્યા ન હતા, પણ આજ બરાબર ઓળખ્યા છે."

પ્રાણેશ્વરિ! કમલાક્ષિ! આવું બોલવું રહેવા દે અને મને તારો તાબેદાર-

જ સમજ. ઝાઝું શું કહું ? સુંદરિ ! મારામાં મીઠા માણસપણાનો મોટો દોષ છે તેથી નારદજીની મરજીને અનુસરીને એ પારિજાતનું પુષ્પ મારાથી તારી શોક્યને અપાઇ ગયું તો તે મારા એક અપરાધની ક્ષમા માગું છું. હું સત્ય વચન કહું છું કે એ પુષ્પ તો એકજ હતું પણ તારે એવાં અનેક પુષ્પો જોઇતાં હશે તોપણ હું તને લાવી આપીશ. તારી મરજી હોય તો સ્વર્ગલોકમાંથી એ આખું પારિજાતનું ઝાડ લાવી તારા મહેલ આગળના બગીચામાં રોપી દઉં અને તે વળી જ્યાં સૂધી તારી મરજી હોય ત્યાં સૂધી તારી પાસે રહે એમ કરી આપું. મેં તારી શોક્યને જે એક પુષ્પ આપ્યું છે તે તો એક વર્ષ સૂધીજ રહેવાનું છે."

"પ્રાણનાથ ! જો એ આખું ઝાડ લાવી આપવાનું સ્વીકારો તો હું આ ક્રોધને હમણાંજ છોડી દઉંછું. સઘળી શોક્યોમાં શ્રેષ્ઠ રહેવાનીજ મારી ઇચ્છાછે."

સત્યભામાનું બોલવું સાંભળી "બહુ સારૂં. આખું ઝાડ લાવી આપવું એ પહેલા દરજ્જાની વાત છે અને તે વાતને હું સ્વીકારી લઉં છું" એમ શ્રી કૃષ્ણે પાકું વચન આપતાં સત્યભામા ક્રોધને છોડી દઇ પ્રથમની પેઠે વ્યવહાર ચલાવવા લાગ્યાં. શ્રી કૃષ્ણે સત્યભામાના ઉતારામાં નાહી ધોઇ સંધ્યાવંદનાદિ કરી નારદજીને બોલાવતાં તે ત્યાં આવ્યા. શ્રી કૃષ્ણે અને સત્યભામાએ યથાવિધિ તેમનું પૂજન કર્યું. કૃષ્ણે સોનાની ઝારીથી જળ રેડયું અને સત્યભામાએ તેના પગ ધોયા. નારદજીને સારી રીતે બેસાડી શ્રી કૃષ્ણે પરમ સત્કાર કર્યો અને સત્યભામાએ સ્વહસ્તથી દૂધપાકની રસોઇ પીરસીને જમાડ્યા. નારદજીએ આશીર્વચનો આપ્યાં અને શ્રી કૃષ્ણે તથા સત્યભામાએ તે વચનોને માથે ચડાવી લીધાં. નારદજીની રજા લઇ શ્રી કૃષ્ણે ભોજન કર્યું અને તે પછી આવશ્યક કાર્યોને પહોંચી લઇ સત્યભામાએ પણ પરમ આનંદથી ભોજન કર્યું અને શ્રી કૃષ્ણ તથા સત્યભામા ભોજન કરીને પાછાં નારદજીની પાસે આવી બેઠાં.

"શ્રી કૃષ્ણ ! રજા લઉં છું. હવે મારે ઇંદ્રિલોકમાં જવાનું છે. ઇંદ્રને ઘેર મહિને મહિને સદાશિવનો પૂજનાત્મક મહોત્સવ થાય છે. એ મહોત્સવમાં પૂજન, ગાયન તથા નૃત્ય વગેરે જે કાંઇ થાય છે તેનો સ્વીકાર કરવા સદાશિવ પાર્વતી સહિત ત્યાં પધારે છે, માટે તેમનાં દર્શન કરવા હું ત્યાં જાઉં છું. ગઇ કાલે ઇંદ્રે મને નિમંત્રણ આપીને તે પ્રસંગમાં બોલાવ્યો હતો અને પારિજાતનું એક પુષ્પ આપ્યું હતું જે હું તમારે વાસ્તે ત્યાંથી લાવ્યો હતો. પારિજાત વૃક્ષ

ઇંદ્રાણીને બહુ પ્રિય છે. ઇંદ્રાણી સૌભાગ્યની વૃદ્ધિને વાસ્તે તેનું નિત્ય પૂજન કરે છે. પૂર્વે અદિતિએ કશ્યપમુનિને પ્રસન્ન કરી પ્રાર્થના કરી કે "હું સર્વદા સૌભાગ્યવાળી, જુવાન, શોકથી રહિત, પતિવ્રતા, ધર્મ ઉપર રુચિવાળી તથા મારી ઇચ્છા પ્રમાણે અલંકારાદિકથી શણગારેલી રહું અને મારા ધાર્યા પ્રમાણે મારા કંઠમાંથી ગાયનના સ્વરો પ્રગટ થાય એવું મને વરદાન આપો." અદિતિને રાજી કરવા માટે એ સમયે કશ્યપમુનિએ એ પારિજાત વૃક્ષને ઉત્પન્ન કર્યું હતું અને તે પારિજાત વૃક્ષ હાલ અદિતિના પુત્ર ઇંદ્રના કબજામાં છે. જે સ્ત્રી પુણ્યક નામનું વ્રત કરી પોતાના પતિને પુષ્પોની માળાથી પારિજાતની સાથે બાંધી તે પતિનું સુપાત્ર બ્રાહ્મણને દાન આપે અને પછી પતિના બદલામાં બીજું યોગ્ય ધન આપીને તેને બ્રાહ્મણના કબજામાંથી છોડાવે તેને અદિતિના જેવાજ સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. અદિતિએ કશ્યપનું, ઇંદ્રાણીએ ઇંદ્રનું, રોહિણીએ ચંદ્રનું અને ઋદ્ધિએ કુબેરજીનું એવી રીતેજ મને દાન આપ્યું હતું. આકાશ ગંગાના કિનારાપર ઉભેલું એ પારિજાત વૃક્ષ સઘળાં દિવ્ય વૃક્ષોથી શ્રેષ્ટ છે અને સ્ત્રીઓને પરમ સૌભાગ્ય આપનાર છે."

"મહા મુનિ નારદજી! આ સમયે આપને ઇંદ્રલોકમાં જવાનું છે તે મારા પણ એક કાર્યમાં ઉપયોગી થાય એવું છે, એટલા માટે હું આપને કાંઇક પરિશ્રમ આપવા ઇચ્છું છું. આપે ઇંદ્રલોકમાં જઇ સદાશિવનો મહોત્સવ સમાપ્ત થયા પછી મારા તરફની આજ્ઞારૂપે નહિ પણ એક જાતની પ્રાર્થનારૂપે ઇંદ્રને કહેવું કે "જેમ સૌભાગ્યને વાસ્તે દેવાંગનાઓએ પોતાના સ્વામીઓને પારિજાતમાં બાંધીને તેઓનાં દાનો કર્યાં હતાં તેમ શ્રી કૃષ્ણની સ્ત્રી સત્યભામા પણ શ્રી કૃષ્ણને પારિજાતમાં બાંધીને તેઓનાં દાન કરવાને ઇચ્છે છે. માટે હાલ પારિજાતને દ્વારકામાં મોકલાવો. દાન ક્રિયા પૂરી થઇ રહ્યા પછી સુખેથી એ વૃક્ષને પાછું સ્વર્ગમાં લઇ જજો. પારિજાત મોકલવાથી ધર્મકૃત્ય થશે અને શ્રી કૃષ્ણ કે જેને તમે તમારા નાહાના ભાઇ ગણો છો તે પણ રાજી થશે. નાહાના ભાઇનાં લાડ પૂરાં કરવાં એ મોટા ભાઇનો ધર્મજ છે." નારદજી! દૂતમાં જેટલા ગુણો જોઇએ તે સઘળા તમારામાં પરિપૂર્ણ છે તેથી તમારા ઉપર કાર્ય સિદ્ધિનો આધાર રાખીને તમારા મારફત ઇંદ્રની પાસે આ વિજ્ઞપ્તિ મોકલું છું. આપને યોગ્ય જણાય તેવા અનેક પ્રયત્નો ગોઠવીને પણ જે રીતે ઇંદ્ર મને પારિજાત આપે તેમ કરજો."

"શ્રી કૃષ્ણ ! બહુ સારૂં. જેમ તમે કહો છો તે પ્રમાણે હું ઇંદ્રને કહીશ, પણ મને નથી જણાતું કે ઇંદ્ર તમને કોઇ પણ રીતે પારિજાત આપે. જેમ તમે માગણી મોકલો છો તેમજ પૂર્વે પાર્વતીને રાજી કરવાને વાસ્તે સદાશિવે પણ માગણી મોકલી હતી. પરંતુ ઇંદ્રે તે સમયે જાતે સદાશિવની પાસે જઇ "પારિજાત ઇંદ્રાણીને બહુ પ્રિય છે માટે આપ જો તે મગાવી લેશો તો ઇંદ્રાણી બહુ કચવાશે" એવું બહાનું કહાડી કેટલાંક કાલાવાલાં કરીને પારિજાત નહિ આપ્યો હતો. તેથી સદાશિવે તે વાતને છોડી દઇ પાર્વતીને રાજી કરવા વાસ્તે મંદરાચલમાં યોગશક્તિથી પારિજાતનું આખું નવું વન બનાવ્યું. પારિજાત ઇંદ્રને તથા ઇંદ્રાણીને યથેષ્ટ સુખ આપનારો હોવાથી તમારી માગણીનો ભંગ થવાની મને ધાસ્તી રહે છે."

"નારદજી ! મહાત્મા સદાશિવે ઇંદ્રાણીના કારણને હૃદયમાં લઇ પારિજાત વૃક્ષ ન લીધું એ તેમણે યોગ્યજ કર્યું છે. સદાશિવ જેવા જગતના માતાપિતા તુલ્ય મહાત્માઓ જગતની મર્યાદાને છાજતુંજ કરે. પણ હું ઇંદ્રનો નાહાનો ભાઇ છું તેથી ઇંદ્રે મને તો પોતાના પુત્ર જયંત જેવોજ સમજીને રાજી કરવો જોઇએ. ઇંદ્ર મને જયંત જેવો ન ગણે તોપણ ઉપકારક સમજીને પણ તેણે મને થોડા વખતને વાસ્તે પારિજાતની ના પાડવી યોગ્ય નથી. આપ જાણો છો, તેમ મેં ઇંદ્રના કેવા કેવા ઉપકારો કર્યા છે ? મહામુનિ ! આપ અનેક યોજનાઓ કરવામાં સમર્થ છો માટે આપને વધારે ભલામણ કરવાનું હું આવશ્યક ધારતો નથી. મેં સ્વર્ગમાંથી પારિજાત લાવી આપવાની સત્યભામાની પાસે પ્રતિજ્ઞા લીધી છે માટે તે પ્રતિજ્ઞા મારે પાળવીજ જોઇએ. આ પ્રમાણે સામપૂર્વક પ્રાર્થના કર્યા છતાં પણ જો ઇંદ્ર મને પારિજાત નહિ આપે તો પછી મારે અવશ્ય ચોથા ઉપાયની યોજના કરવી પડશે."

શ્રી કૃષ્ણનાં વચનો સાંભળી તે પ્રમાણે ઇંદ્રને કહેવાનો સ્વીકાર કરીને નારદજી મેરૂ પર્વત ઉપરના ઇંદ્રલોકમાં ગયા અને ત્યાં રાત રહી સદાશિવનો મહોત્સવ જોઇ એકઠા મળેલા દેવતાઓ અને મુનિઓ પોતપોતાને ઠેકાણે ગયા પછી એકાંતમાં ઇંદ્રને મળ્યા. ઇંદ્રે પૂજન કરી આસન આપવા માંડતાં નારદ બોલ્યા કે "હું શ્રી કૃષ્ણનો દૂત થઇને દ્વારકાથી આવ્યો છું માટે મારાથી આસનપર બેસાય નહિ."

"શ્રી કૃષ્ણે શું કહ્યું છે ? જલદી વાત કરો, અહો ! શ્રી કૃષ્ણે ઘણે દીવસે

મારું સ્મરણ કર્યું છે."

"મહારાજ ઈંદ્ર! તમારા નાહાના ભાઈ શ્રી કૃષ્ણના દર્શનને માટે હું દ્વારકામાં ગયો હતો ત્યાં ગિરનાર પર્વતમાં મને તેમનો સમાગમ થયો. શ્રી કૃષ્ણ રૂક્મિણીની સાથે બિરાજી સદાશિવની સ્તુતિ કરતા હતા ત્યાં મેં પારિજાતનું એક પુષ્પ કે જે મને અહીંથી મળ્યું હતું તે તેમને આપી તે પુષ્પના ગુણો, પુણ્યક નામના વ્રતના અંગમાં પારિજાતના વૃક્ષમાં બાંધી પતિનું દાન કરવાની પદ્ધતિ અને અદિતિએ કશ્યપનું તથા ઈંદ્રાણીએ તમારૂં દાન કર્યું હતું તેની હકીકત કહી સંભળાવતાં શ્રી કૃષ્ણની સ્ત્રીઓને મોટો વિસ્મય પ્રાપ્ત થયો. મારી વાત સાંભળી સત્યભામા નામની તેમની અત્યંત પ્યારી સ્ત્રીએ તે પ્રમાણેજ પુણ્યક વ્રત કરવાની ઇચ્છાથી શ્રી કૃષ્ણની પ્રાર્થના કરતાં તેમણે તે વ્રત કરાવવાની પ્રતિજ્ઞા કરી મને તમારા તરફનો સંદેશો કહ્યો છે. શ્રી કૃષ્ણ તમને પ્રણામ કરીને કહે છે કે મને પારિજાતનું ઝાડ આપી તમારી વહુના ધર્મ સંબંધી મનોરથને સફળ કરો."

"મહામુનિ નારદજી! આસનપર બિરાજો અને મારો સંદેશો સાંભળો. આપ અહીંથી પાછા ત્યાં જઇ શ્રી કૃષ્ણને કુશળ પૂછી મારા તરફથી કહો કે તમે જો સ્વર્ગલોકમાં રહેતા હો તો પારિજાત તથા બીજાં પણ સઘળાં દિવ્ય રત્નો તમારાંજ છે. પણ તમે મનુષ્યલોકમાં અવતર્યા છો તેથી હું નિરૂપાય છું. તમે પૃથ્વીનો ભાર ઉતારીને અહીં પધારશો ત્યારે તમારી વહુના મનોરથોને હું પૂર્ણ કરીશ. થોડા કામને વાસ્તે સ્વર્ગલોકનાં રત્નો મનુષ્યલોકમાં લઇ જવાં નહિ એવી બ્રહ્માએ તથા તેમના પુત્ર પ્રજાપતિઓએ મર્યાદા બાંધેલી છે. હું જો એ મર્યાદાનું ઉલ્લંઘન કરીને પ્રવર્ત્તુ તો એઓ મને શું કહે? વખતપર શાપ પણ આપે. અમારા હાથથી જરા પણ મર્યાદાનો ભંગ થાય તો દૈત્ય વગેરે લોકો નિઃશંક થઇને તમામ મર્યાદાઓને ત્રોડી નાખે. સ્ત્રીને વાસ્તે અહીંથી પારિજાત લઇ જવામાં આવે તો દેવતાઓ પણ કેવા દિલગીર થાય? નારદજી! બ્રહ્માએ મનુષ્યોને વાસ્તે જે ઉપભોગો રચેલા છે તેઓથીજ મારા ભાઇ શ્રી કૃષ્ણે સંતોષ રાખનો જોઇએ છીએ. શ્રી કૃષ્ણ માંસ ભક્ષણથી તથા મદિરા પાનથી મત્ત થઇ ગયેલ છે તેથી ધર્મને છોડી દઇ પાપનો માર્ગ પકડવાનું ધારે છે પણ હું તેમનો મોટો ભાઇ છું તેથી મને વિચાર થઇ પડે છે કે જો શ્રી કૃષ્ણનું સ્ત્રીવશ્યપણું જગતમાં પ્રખ્યાત થશે તો તેમની કેવી અપકીર્ત્તિ

થશે ? મારા હાથથી તેમનું સન્માન જે કાંઇ કરવા જેવું હોય તે કરવા હું તૈયાર છું પણ જેથી આખા સ્વર્ગલોકનું અપમાન થાય એવું સન્માન મારાથી શી રીતે કરી શકાય ? જો હું પારિજાતને મનુષ્યલોકમાં આપું તો ઇંદ્રાણી તથા દેવતાઓ મને અમાન્ય ગણે એટલુંજ નહિ પણ તેમ થવાથી દેવતાઓમાં અને માણસોમાં શો ભેદ રહે? અને માણસો સ્વર્ગલોકની પ્રાપ્તિને માટે યજ્ઞાદિક કર્મો પણ શા માટે કરે ? ભૂખ, તરસ, રોગ, ઘડપણ, મૃત્યુ તથા દુર્ગંધપણું ઇત્યાદિક ઉપદ્રવો માણસોને પ્રાપ્ત થાય અને દેવતાઓને પ્રાપ્ત ન થાય એટલોજ દેવતાઓમાં તથા માણસોમાં ભેદ છે. જો પારિજાત પૃથ્વી ઉપર જાય તો એ ભેદ મુદ્દલ રહેજ નહિ. નારદમુનિ ! તમે શ્રી કૃષ્ણને કહેજો કે અહીંથી પારિજાત વૃક્ષ લઇ લેવું એ તમને કદી પણ ઉચિત નથી. સત્યભામાને વાસ્તે અથવા તમારી સઘળી સ્ત્રીઓને વાસ્તે હાર, મણિઓ, વસ્ત્રો, ચંદનો તથા અગુરૂ વગેરે જે કાંઇ જોઇતું હોય તે સુખેથી અહીંથી મગાવી લીયો પણ જેથી સ્વર્ગલોક લુંટાઇજ જાય એવા કામમાં તમારે પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી. નારદજી! રત્નો વગેરે બીજા જે જે પદાર્થો કહો તે બધા આપવા તૈયાર છું પણ પારિજાત તો હું કદી આપીશ નહિ."

"મહારાજ ઇંદ્ર ! હું તમારા વિષે બહુ માન ધરાવું છું અને તેથી જે કાંઇ તમારૂં હિત જણાય તે મારે કહેવુંજ જોઇએ. હું ખરી વાત કહું છું કે તમારો અભિપ્રાય પ્રથમથીજ મારા જાણવામાં હતો તેથી શ્રી કૃષ્ણને મેં ઘણાં ઘણાં કારણો બતાવી સમજાવ્યા તથા તમે પૂર્વે સદાશિવને પણ પારિજાત આપ્યો ન હતો એ વાત કહી પરંતુ શ્રી કૃષ્ણે એક વાતનેજ વળગી રહી વારંવાર એટલોજ જવાબ આપ્યો કે ઇંદ્રે મને લાડ લડાવવા યોગ્ય સમજવો જોઇએ. મેં બહુજ દાબીને કહેતાં તેમણે છેવટ ક્રોધાક્રાંત જેવા થઇને કહ્યું કે મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવા ત્રૈલોક્યમાં પણ કોઇ સમર્થ નથી. જો પ્રાર્થના કરવા છતાં પણ ઇંદ્ર પારિજાત નહિ આપે તો પછી મારે ઇંદ્રની છાતી ઉપર આયુધ વાપરવાની જરૂર પડશે. ઇંદ્ર મહારાજ ! તમારા નાહાના ભાઇ શ્રી કૃષ્ણનો આ પ્રમાણે નિશ્ચય છે, માટે હવે જેમ તમને યોગ્ય જણાય તેમ કરો. મારૂં માનો તો પારિજાતને દ્વારકામાં મોકલાવી દેવો એ ઉચિત છે."

"નારદજી ! હું નિરપરાધ અને વળી મોટોભાઇ છતાં મારા ઉપર શ્રી કૃષ્ણ આ પ્રમાણે દાબ ચલાવે છે તો પછી મારાથી બીજું શું કરી શકાય?

શ્રી કૃષ્ણે આજ સુધીમાં ઘણી ઘણી વર્તણુક મારાથી વિરૂદ્ધ ચલાવી છે પણ ભાઈ જાણીને હું સહન કરતો આવ્યો છું. ખાંડવવનમાં અર્જુનના ઘોડા હાંકતી વખતે તેણે મારા મેઘોનું નિવારણ કરીને મને અપમાન પહોંચાડયું હતું. બાલ્યાવસ્થામાંજ વૃંદાવનમાં ગોવર્ધનનું ધારણ કરીને મારૂં વિપ્રિય કર્યું હતું પણ તે તો હું મનપર લેતો નથી. દૈત્યોની સાથેના દરેક સંગ્રામમાં પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ પરંતુ પોતાની ઇચ્છા પ્રમાણેજ વર્ત્તે છે. ઝાઝું શું કહું? જેને જેમ ભાસે તેમ કરે. મારે કુસંપ ઉઠાવવાની ઇચ્છા નથી એ વાતમાં તમે સાક્ષી છો. શ્રી કૃષ્ણ મારા ઉપર આયુધો વાપરવાને તૈયાર થયેલ છે તો હવે તેની પાસે ઇંદ્રાણીનું નામ લેવાથી પણ કશો લાભ જોવામાં આવતો નથી. કૃષ્ણ કામથી તથા રાગથી અભિભૂત થઇને મારી મોટાઇનું કે મારા સુરેંદ્રપણાનું કશું માન રાખવા ઇચ્છતા નથી તો હવે તેને વધારે શું કહેવું? મારે મારી સ્તુતિ કરવી યોગ્ય નથી તોપણ સમય પ્રાપ્ત થયો છે તેથી કહેવું પડે છે કે જેમ તેણે મારા ઘણા ઉપકાર કર્યા છે તેમ મેં પણ રૂકિમણી સ્વયંવર વગેરેના પ્રસંગમાં તેના ઘણા ઘણા ઉપકારો કરેલા છે. હું આજ દિવસ સુધી કૃષ્ણને વિવેકી, સુપાત્ર અને મોટાનું માન રાખનાર સમજતો હતો પણ મારૂં એ સમજવું વ્યર્થજ હતું એમ મને આજ નિશ્ચય થાય છે. નારદજી! તમે હમણાંજ દ્વારકામાં જઇને શ્રી કૃષ્ણને કહો કે શત્રુ યુદ્ધ કરવા બોલાવે તો હું પાછી પાની દેતો નથી માટે મરજી હોય તો ભલે આવો અને જે બની શકે તે કરો. તમે મારા ઉપર ઘા કરશો તો પછી હું મારી શક્તિ પ્રમાણે તમારા ઉપર ઘા કરીશ. પણ જો મને દયા વિહ્વળ નહિ કરી નાખે તો નારદજી! એ સ્ત્રીજિત કૃષ્ણ જ્યાં સુધી મને સંગ્રામમાં જીતશે નહિ ત્યાં સુધી હું પારિજાતનું એક પાંદડું પણ આપવાનો નથી. એ મને દબાવવા તથા મારવા તૈયાર થાય છે તો પછી મારે શામાટે સહન કરી બેસી રહેવું? કૃષ્ણને ચોખ્ખું કહેજો કે માયાથી પારિજાતનું હરણ નહિ કરજો પણ જાહેરમાં યુદ્ધ કરીને લેજો."

દેવેંદ્ર! રાજાઓની પાસે પ્રિય વચનોજ બોલવાં જોઇએ પણ જ્યારે સમય પ્રાપ્ત થાય ત્યારે હિતેચ્છુએ અપ્રિય વચનો પણ બોલવાં જોઇએ. રાજાની પાસે પૂછ્યા વિના આગળ પડવું નહિ એવો સામાન્ય નિયમ છે તોપણ તમે ઘણી ઘણી બાબતોમાં મારી સલાહ લીધી છો તેથી હું આ

બાબતમાં પૂછયા વિના પણ બોલવું યોગ્ય ધારૂં છું. રાજાના અનિષ્ટની ઇચ્છા નહિ કરતા અને ખરા હિતને જાણતા સ્નેહીએ રાજાના કહ્યા વગર પણ ન્યાય્ય અને પ્રાપ્તકાળ વચન બોલવું જોઇએ. જે વાત અપ્રિય છતાં પણ હિતકારી હોય તે બોલવાથી સ્નેહનું ઋણ ઉતરી જવાય છે, એ વાતને હૃદયમાં લઇ હું બોલું છું તે સાંભળો. ભાઇઓમાં કે સંબંધીઓમાં કુસંપ ઉઠે તો તે કુસંપ શત્રુઓને રાજી કરનારંજ થાય છે એમાં કશો સંશય નથી. જે કાર્ય આરંભવાથી અંતે પશ્ચાત્તાપ આપનારૂં થઇ પડે તેને આરંભવુંજ નહિ જોઇએ. તમે જે કરવાનું ધાર્યું છે તેનું સારૂં પરિણામ ઉતરે એમ જોવામાં આવતું નથી. શ્રી કૃષ્ણ વિષ્ણુનો અવતાર અને મોટા પ્રભાવવાળા છે એ તમારા જાણવામાં છે.તમને મારૂં કહેવું ગળે ન ઉતરતું હોય તો બીજા જે કોઇ તમારા હિતેચ્છુ મંત્રીઓ હોય તેને પૂછો."

"નારદજી ! તમે જે વાત કહો છો તે મારા જાણવામાં છે અને તેથીજ પારિજાત નહિ આપવાનો મેં નિશ્ચય કર્યો છે. જે મોટા પ્રભાવવાળો હોય તે કદી પણ અલ્પ કારણને વાસ્તે ક્રોધ કરે નહિ, લોક મર્યાદાનો ભંગ કરે નહિ, વૃદ્ધ લોકોના ઉપદેશોને પોતાના હૃદયમાં કોતરીજ રાખે અને માન્ય લોકોના અપરાધોને સહનજ કરે."

ઈંદ્રનો દૃઢ નિશ્ચય જોઇ તેની રજા લઇને નારદજી દ્વારકામાં આવ્યા. ત્યાં ગિરનારમાંથી આવી સત્યભામાનાજ મહેલમાં બિરાજેલા, પારિજાત લેવાનુંજ ચિંતન કરતા અને તે સંબંધી વાતોથી સત્યભામાને રાજી કરતા શ્રી કૃષ્ણને મળી તેમની સાથે એકાંતમાં બેઠા. શ્રી કૃષ્ણે પારિજાત સંબંધી ઈંદ્રનો અભિપ્રાય પૂછતાં નારદજીએ તેનો સઘળો અભિપ્રાય વિસ્તારથી કહી સંભળાવ્યો. "ઠીક છે, હું આવતી કાલે ઈંદ્રલોકમાં જઇશ. તમે હમણાંજ ત્યાં જઇ ઈંદ્રને મારા પ્રણામ કહી મારા તરફથી ખબર આપો કે મેં પારિજાત લેવાનો નિશ્ચય કર્યો છે." શ્રી કૃષ્ણે આ પ્રમાણે કહેતાં નારદજી ઈંદ્રલોકમાં ગયા અને તેને શ્રી કૃષ્ણનું વચન કહી ત્યાંથી ચાલી નિકળ્યા.

# પ્રકરણ ૪૩ મું.

## પારિજાત માટે પ્રબલ પ્રયત્ન.

**નારદજી** ગયા પછી ઇંદ્રે પોતાના મંત્રી બૃહસ્પતિને બોલાવીને શ્રી કૃષ્ણ સાથે ઉઠેલી ખટપટ જાહેર કરી સલાહ પૂછતાં બૃહસ્પતિ બોલ્યા કે "ઈંદ્ર ! હું બ્રહ્મલોકમાં ગયો હતો ત્યાં પાછળ તમે આ બહુ અવળો ખોપ ખોધો છે. મને પૂછ્યા વિના તમે આ જોખમ ભરેલા કૃત્યનો શા માટે આરંભ કર્યો ? અરે ! મારૂં સઘળું બોલવું હવે વ્યર્થ છે. જે ભવિષ્ય હોય તેનું ઉલ્લંઘન કોઇથી પણ કરી શકાતું નથી. મહારાજ ! કાર્યોનો સહસા આરંભ કરવો એ બુદ્ધિમાનનું કામજ નથી. હું ધારૂં છું કે આ સહસા આરંભેલા કાર્યથી તમને હલકાઇ વિના બીજો કશો લાભ થવાનો નથી."

"ગુરૂ મહારાજ ! જે થયું તે થયું. આરંભેલા સાહસને અટકાવી શકાય એમ રહ્યું નથી, તો હવે શું કરવું તે આપ બતાવો."

"ઇંદ્ર તમે તમારા પુત્ર જયંતને સાથે રાખી બનતા પ્રમાણે શ્રી કૃષ્ણની સામે યુદ્ધ કરજો. મારાથી બની શકશે તેટલો યત્ન કરીને અંતે ગેરવાજબી નહિ થાય એટલું કરી આપીશ." એમ બોલી બૃહસ્પતિ ક્ષીરસાગરના કિનારા ઉપર કશ્યપની પાસે ગયા. બૃહસ્પતિના કહેવાથી હકીકત જાણી કશ્યપ બોલ્યા કે "બૃહસ્પતિ ! ઈંદ્ર ગૌતમમુનિની ભાર્યા અહલ્યાની સાથે બગડતાં તેને ગૌતમે શાપ દીધો હતો તેથી યુદ્ધમાં ઇંદ્રનો પરાભવ અવશ્ય થવાનો છે. ઈંદ્રના દોષની શાંતિને વાસ્તે મેં કેટલોક યત્ન કર્યો તોપણ દોષના ફલનો દારૂણ સમય આવ્યા વગર રહ્યો નહિ. આમ થયું છે તોપણ જો દૈવ સહાય આપશે તો તે સમયે હું તથા અદિતિ વચમાં પડીને શ્રી કૃષ્ણ અને ઇંદ્રને સમજાવી કજીયો પતાવી દેશું." કશ્યપનાં વચનો સાંભળી તેમને ભલામણ કરીને બૃહસ્પતિ પાછા ઇંદ્રલોકમાં ગયા અને ઇંદ્ર ત્યાં પારિજાતના રક્ષણનો બંદોબસ્ત રાખવા લાગ્યો.

મહા પ્રભાવ શ્રી કૃષ્ણ બીજે દિવસ સૂર્યના ઉદય સમયમાંજ રથમાં શિરાજી સાત્યકિને પોતાની સાથે બેસાડી અને પ્રદ્યુમ્નને પોતાની પાછળ તરત

આવવાની આજ્ઞા કરી મૃગયા કરવાના બહાનાથી ગિરનારમાં પધાર્યા. ત્યાં આવી પોતાના દારૂક નામના સારથિને રથ સહિત ગિરનારમાંજ રહેવાની આજ્ઞા કરી સાત્યકિ સહિત ગરૂડ ઉપર બેસીને આકાશ માર્ગે ઇંદ્રલોક તરફ ચાલ્યા અને પ્રદ્યુમ્ન પણ આકાશ ગતિવાળા રથમાં બેસીને તેમની પછવાડે ચાલ્યા. નિમેષ માત્રમાં ઇંદ્રલોકમાં પહોંચી પારિજાત લેવાની ઇચ્છાથી પરબારાજ ઇંદ્રિના નંદનવનમાં પધારી પારિજાતનું રક્ષણ કરવા ઉભેલા હજારો દેવગણોને નહિ ગણકારતાં એ દિવ્ય વૃક્ષને ઉખેડી લઇ ગરૂડ ઉપર નાખી ઇંદ્રિપુરીની પ્રદક્ષિણા કરવા લાગ્યા. પારિજાતના રક્ષકોએ દોડી પહોંચી ખબર આપતાં ઇંદ્ર ઐરાવત હાથીપર બેસી અમરાવતીમાંથી બહાર નિકળ્યો. જ્યાં પૂર્વદ્વારની પાસે શ્રી કૃષ્ણ તેના જોવામાં આવ્યા.

"અરે! આ શું કર્યું?" એમ ઇંદ્રે પૂછતાં શ્રી કૃષ્ણે જવાબ આપ્યો કે "તમારી વહુને પુણ્યક નામનું વ્રત કરાવવાને વાસ્તે હું આ વૃક્ષ લઇ જાઉં છું." ઇંદ્રે કહ્યું કે "કૃષ્ણ! મારી સામે યુદ્ધ કર્યા વિના તમારાથી પારિજાત લઇ જવાય નહિ. પ્રથમ મારાપર આયુધ ફેંકીને તમારી પ્રતિજ્ઞા સફળ કરો." ઇંદ્રનું બોલવું સાંભળી શ્રી કૃષ્ણે વજ્ર જેવાં બાણોથી ઐરાવતને વીંધવા માંડતાં ઇંદ્રે દિવ્યબાણોથી ગરૂડને વીંધીને શ્રી કૃષ્ણનાં બાણોને કાપવા માંડ્યાં. ઇંદ્રના અને શ્રી કૃષ્ણના ધનુષોના ટંકારોથી સઘળા સ્વર્ગવાસીઓ ધ્રુજવા લાગ્યા. શ્રી કૃષ્ણ ઇંદ્ર સાથેના સંગ્રામમાં રોકાતાં જયંત ગરૂડ ઉપરથી પારિજાત લઇ જવા લાગ્યો પણ શ્રી કૃષ્ણથી આજ્ઞાથી પ્રદ્યુમ્ને તેને તરત અટકાવી દીધો. જયંત પ્રદ્યુમ્નને અને પ્રદ્યુમ્ન જયંતને તીવ્ર બાણોથી વીંધવા લાગ્યા. એમના યુદ્ધને જોઇ દેવતાઓ તથા દેવમુનિઓ વિસ્મય પામવા લાગ્યા. આ વખત પ્રવર નામનો ઇંદ્રનો મિત્ર કે જે તપશ્ચર્યાથી સિદ્ધ થયેલો અને અસ્ત્રવિદ્યામાં પ્રવીણ એક બ્રાહ્મણ હતો તેને તેની મદદે આવતો જોઇ શ્રી કૃષ્ણે સાત્યકિને આજ્ઞા કરી કે "સાત્યકિ! તમે બાણોથી પ્રવરને અટકાવો પણ તેમાં તેનાં પ્રાણ ન લેવાની સંભાળ રાખજો. કારણ કે યાદવોના હાથથી બ્રહ્મહત્યા નહિજ થવી જોઇએ."

શ્રી કૃષ્ણની આજ્ઞાને માથે ચડાવી સાત્યકિ પ્રવરની સામે થતાં પ્રવરે તેને સાઠ બાણ માર્યાં. સાત્યકિ બોલ્યો કે "બ્રાહ્મણ! તું તારી મર્યાદામાં રહેજે. અમો બ્રહ્મહત્યાના ભયથી બ્રાહ્મણની ઉપર તીવ્ર પ્રયત્ન કરતાં ડરીયે છીએ."

"હું ઇંદ્રની મૈત્રીના કરજમાંથી મુક્ત થવા આવ્યો છું અને પરશુરામનો શિષ્ય છું. યુદ્ધમાં બ્રાહ્મણનો વધ થવાથી બ્રહ્મહત્યા લાગતી નથી માટે મારા પર જરા પણ ક્ષમા નહિ રાખતાં તારી સઘળી શક્તિ વાપરીને યુદ્ધ કર." આમ બોલી પ્રવરે દિવ્ય અસ્ત્રોના પ્રયોગ કરવા માંડ્યા. સાત્યકિ પણ તેના ઉપર દિવ્ય અસ્ત્રોના પ્રયોગ કરવા લાગ્યો અને આવી રીતે એકી વખતે ત્રણ મહા ભયંકર સંગ્રામો ચાલવાથી પૃથ્વી અને અંતરિક્ષ પણ કંપવા લાગ્યાં.

જયંત પ્રદ્યુમ્નથી અને પ્રદ્યુમ્ન જયંતથી નહિ વધી શકતાં તેઓએ દિવ્યાસ્ત્રના પ્રયોગો શરૂ કર્યા. જયંતે પ્રદ્યુમ્નને પડકારીને તેમનાપર આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કરતાં પ્રદ્યુમ્ને અનેક બાણોથી તેને એવું સ્તંભાવી દીધું કે જેથી તે પ્રદ્યુમ્નને નહિ બાળી શકતાં તેના રથનેજ બાળીને શાંત થયું. "આવા એક અસ્ત્રથી તો શું પણ સેંકડો અસ્ત્રથી પણ મારો વધ થાય નહિ. તારા અસ્ત્રથી મારો જે રથ બળી ગયો એવા તો હજારો રથ ઉત્પન્ન કરવાની મારામાં શક્તિ છે. તારામાં ઘણું પરાક્રમ છે એમ હું પ્રથમ માનતો હતો પણ હવે મને નિશ્ચય થયો કે તારાથી કશું ભય પામવા જેવું નથી. હવે પારિજાતનો સ્પર્શ કરવાની પણ તારે આશા રાખવી નહિ. તારામાં જે કાંઇ તાકાત હોય તે સઘળી વાપરીને મારી સાથે યુદ્ધ કરજે." એમ બોલીને પ્રદ્યુમ્ને તીવ્ર બાણો ફેંકવા માંડતાં જયંતે એકી વખતે તેના ઉપર પાંચ દિવ્યાસ્ત્રોનો પ્રયોગ કર્યો. ચારથી ચાર દિશાઓ અને પાંચમાથી અંતરિક્ષ પણ રોકાઇ જતાં પ્રદ્યુમ્ને પોતાના અસ્ત્રોથી તેનાં પાંચે અસ્ત્રોનું નિવારણ કરી તીક્ષ્ણ બાણોથી જયંતને વીંધવા માંડ્યો અને દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા.

પ્રવરે સાત્યકિનાં અનેક ધનુષો કાપી નાખ્યાં અને સાત્યકિએ પ્રવરનાં અનેક ધનુષો કાપી નાખ્યાં. સાત્યકિ બીજા ધનુષનું ગ્રહણ કરવા જતાં પ્રવરે તેનાપર ગદાનો ભયંકર પ્રહાર કર્યો. જેથી સાત્યકિ ધનુષ લેવું છોડી દઇ હાથમાં ઢાલ તરવાર લઇ તેની સામે થયો. પ્રવરે સાત્યકિની ઢાલ તરવારને પણ કાપી નાખી અને છાતીને પણ સાંગથી વીંધી નાખી વ્યાકુળ કરી દઇ ગરૂડની પાસે દોડી પહોંચી પારિજાત લેવાનો વિચાર કર્યો કે તરતજ ગરૂડે પોતાની પાંખોની ઝપાટથીજ તેને રથ સહિત બે ગાઉ છેટે ફેંકી દીધો. પ્રવર મૂર્છિત થઇને પડી જતાં જયંતે તરત દોડી પહોંચી આશ્વાસિત કરીને તેને રથમાં બેસાડ્યો. વારંવાર ગ્લાનિ પામવા લાગેલા સાત્યકિને પણ પ્રદ્યુમ્ને આશ્વાસિત

કર્યો. શ્રી કૃષ્ણે પોતાના હસ્તસ્પર્શથી તેની સઘળી વ્યથા ટાળી દીધી. ઇંદ્રે ગરૂડને તીક્ષ્ણ બાણોથી અને અસ્ત્રોથી વીંધવા માંડતાં ગરૂડ તેના પ્રહારોને નહિ ગણકારતાં ઐરાવતની સામે થયા. ઐરાવત દંતોસળોથી, સુંઢથી તથા કુંભસ્થળથી અને ગરૂડ તીક્ષ્ણ નખોથી તથા પાંખોની ઝપાટોથી લડવા લાગ્યા. હાથી અને પક્ષીનો સંગ્રામ જગતને વિસ્મય આપવા લાગ્યો અને પાસે ઉભેલાઓને ત્રાસ આપવા લાગ્યો. ગરૂડે નખોરૂપી અંકુશોવાળા ચરણથી માથામાં પ્રહાર કરતાં વિહ્વળ થયેલો ઐરાવત બરડા નામના ડુંગર ઉપર પડ્યો. હાથી પડી જતાં મહાબળવાન ઇંદ્ર પણ દયાને લીધે હાથીને નહિ છોડી દેવાનું યોગ્ય ધારી તેની સાથેજ પર્વત ઉપર ગયો એટલે શ્રી કૃષ્ણ પણ ગરૂડને, સાત્યકિને તથા પ્રદ્યુમ્નને સાથે લઇ ઇંદ્રની પછવાડે ગયા. ઐરાવત સ્વસ્થ થયા પછી પાછો ઇંદ્રનો અને શ્રી કૃષ્ણનો સંગ્રામ ચાલુ થયો. ઇંદ્રે ગરૂડને વારંવાર વજ્રના પ્રહાર દેવા માંડ્યા પણ તેથી નહિ ગભરાતાં ગરૂડે વજ્રનું માન જાળવવા દરેક પ્રહારે પોતાનું એક એક પીંછડું કહાડી નાખવા માંડ્યું. ગરૂડના ભારથી પર્વત ડોલવા લાગતાં તથા શબ્દાયમાન થવા લાગતાં શ્રી કૃષ્ણ પ્રદ્યુમ્નને ગિરનારમાં મોકલી પોતાનો રથ મગાવી લઇ તેમાં બિરાજીને યુદ્ધ કરવા લાગ્યા. શ્રી કૃષ્ણે રથમાં બિરાજીને યુદ્ધ કરવા માંડતાં ગરૂડ રથની પછવાડે ઉભા રહ્યા અને સાત્યકિ તથા પ્રદ્યુમ્ન ગરૂડ ઉપર બેસીને તેની પીઠપરના પારિજાતનું રક્ષણ કરવા લાગ્યા.

આ સમય સૂર્યનો અસ્ત થતાં અને યુદ્ધ ચાલુ રહેતાં તથા ઐરાવતને પ્રહારોથી વિહ્વળ થયેલો જોઇ શ્રી કૃષ્ણે ઇંદ્રને કહ્યું કે "રાત્રિ પડી છે અને તમારો ઐરાવત અશક્ત થઇ ગયો છે માટે તમારી મરજી હોય તો હાલ યુદ્ધ બંધ કરી આવતી કાલે પ્રભાતમાં પાછું શરૂ કરવાનું રાખો." ઇંદ્ર એ વાતનો સ્વીકાર કરી શિખરોરૂપી કિલ્લાની વચ્ચે એક જલાશયના કિનારા ઉપર રાત રહ્યો અને શ્રી કૃષ્ણ પણ સાત્યકિ વગેરેની સાથે પર્વતના બીજા પ્રદેશમાં રાત રહ્યા.

# પ્રકરણ ૪૪ મું.

## સમાધાન.

ઇંદ્ર સાથેનું યુદ્ધ બંધ પડ્યા પછી અર્ધરાત્રનો સમય થતાં શ્રી કૃષ્ણે સદાશિવનું સ્મરણ કરી ગંગાજીનું ધ્યાન કર્યું. ગંગાજી શ્રી કૃષ્ણની પાસે પ્રકટ થયાં એટલે તેમાં સ્નાન કરી હાથમાં બિલ્વપત્ર ધરી તેણે સદાશિવનું આવાહન કરતાં પાર્વતી સહિત સદાશિવ તે બિલ્વપત્ર ઉપર પ્રકટ સ્વરૂપે બિરાજ્યા. શ્રી કૃષ્ણે પારિજાતનાં પુષ્પોથી તેમનું પૂજન કરી પ્રેમપૂર્વક સ્તુતિ કરતાં સદાશિવ બોલ્યા કે "શ્રી કૃષ્ણ! તમે તમારા ધારવા પ્રમાણે પારિજાતને દ્વારકામાં લઇ જઇ શકશો. હું અહીં "બિલ્વોદકેશ્વર" એવું નામ ધરીને સર્વદા અહીં રહીશ અને આ ગંગા પણ આ પ્રદેશમાં પ્રવાહરૂપે રહી લોકોને પવિત્ર કરશે. અહીં પૃથ્વીની અંદરના ભાગમાં દાનવોનું ષટ્પુર નામનું નગર છે તેમાં બ્રહ્માના વરદાનને લીધે દેવતાઓથી ન મારી શકાય એવા બલવત્તર દાનવો ગુપ્ત રીતે રહે છે તેઓને તમે મારજો." આ પ્રમાણે કહી સદાશિવ અંતર્હિત થઇ ગયા.

રાત્રિ વ્યતીત થયા પછી શ્રી કૃષ્ણે બિલ્વોદકેશ્વરને પ્રણામ કરી રથમાં બિરાજી ઇંદ્રને લડાઇ માટે બોલાવતાં ઇંદ્ર તથા જયંત રથમાં બેસી રણભૂમિમાં હાજર થયા. પ્રભાતકાળમાં યુદ્ધ શરૂ થયું. શ્રી કૃષ્ણ ઇંદ્રના અશ્વોને વ્યાકુળ કરવા લાગ્યા અને ઇંદ્ર શ્રી કૃષ્ણના અશ્વોને તથા ગરૂડને તીક્ષ્ણ બાણોથી વિહ્વળ કરવા લાગ્યો. આ વખતે પૃથ્વી જળમાં રહેલા વહાણની પેઠે ડોલવા લાગી, દિશાઓ જવાળાઓથી વ્યાપ્ત થયેલી જેવી દેખાવા લાગી, શિખરો તથા વૃક્ષો પડી જવા લાગ્યાં, તોફાની પવન ફુંકવા લાગ્યો, આકાશમાં ગ્રહો પણ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, હજારો ઉલ્કાપાત થવા લાગ્યા, સૂર્ય નિસ્તેજ થઇ ગયો, ગધેડાના જેવા વર્ણવાળાં વાદળાંઓ ભારે ગડગડાટ કરીને લોહીની વૃષ્ટિ કરવા લાગ્યાં, પૃથ્વી તથા અંતરિક્ષ અસ્વસ્થ થઇ ગયાં અને મુનિઓ જગતનું હિત કરવાની ઇચ્છાથી મંત્રોનો જપ કરવા લાગ્યા.

આવા ઉત્પાતો થતા જોઇ કશ્યપ તથા અદિતિ શ્રી કૃષ્ણ અને ઈંદ્રના મધ્યમાં આવીને ઉભાં રહ્યાં. એઓને વચમાં પડેલાં જોઇ શ્રી કૃષ્ણે તથા ઈંદ્રે આયુધો છોડી દઇ સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરતાં અદિતિ બન્નેના હાથ પકડી બોલ્યાં કે "થોડા કારણને વાસ્તે તમો આ દારૂણ કર્મ શા માટે કરવા લાગ્યા-છો અને પરસ્પરને શા માટે મારી નાખવા ઇચ્છો છો? યુદ્ધ છોડી દઇ આ ગંગાજીમાં નાહીને અમારી સાથે સ્વર્ગમાં ચાલો એટલે હું તમારા કજીયાનું સમાધાન કરી આપીશ."

અદિતિનાં વચનો સાંભળી શ્રી કૃષ્ણ તથા ઇંદ્ર યુદ્ધના આગ્રહને છોડી દઇ પરસ્પરના હાથ પકડી ગંગાજીમાં નાહીને તેઓની પાસે આવ્યા. સર્વ દેવતા-ઓ તથા સિદ્ધ વગેરે લોકો યુદ્ધ અટકવાથી રાજી થઇ પોતપોતાને ઠેકાણે ગયા. કશ્યપ તથા અદિતિ ઈંદ્રને, જયંતને, શ્રી કૃષ્ણને, પ્રદ્યુમ્નને, સાત્યકિને તથા ગરૂડને પોતાના વિમાનમાં બેસાડી સ્વર્ગલોકમાં તેડી ગયાં.

રાત્રિ વ્યતીત થયા પછી પ્રભાતમાં અદિતિએ શ્રી કૃષ્ણને કહ્યું કે "શ્રી કૃષ્ણ! પારિજાતને દ્વારકામાં લઇ જઇ સત્યભામાને પુણ્યક નામનું વ્રત વિધિ પૂર્વક કરાવો અને એ વ્રત સમાપ્ત થયા પછી એક વર્ષ રાખીને પાછું ઇંદ્રના નંદનવનમાં સ્થાપી જજો." શ્રી કૃષ્ણે આ વાતનો સ્વીકાર કરી લીધો અને તે વખતે ત્યાં પધારેલા નારદજીએ પણ તેમાં સંમતિ આપી. અદિતિને, કશ્યપને તથા ઇંદ્રને પ્રણામ કરી પારિજાતને લઇ શ્રી કૃષ્ણ દ્વારકામાં જવા તૈયાર થતાં ઇંદ્રાણીએ શ્રી કૃષ્ણની સઘળી સ્ત્રીઓને વાસ્તે ઉત્તમ ઉત્તમ અલંકારો, રત્નો તથા વસ્ત્રાદિક ગણી ગણીને આપ્યાં. એ સઘળું લઇ પ્રદ્યુમ્ન આદિની સાથે ગિરનારમાં પધારીને શ્રી કૃષ્ણે પારિજાતનું સામૈયું કરવાનું કહેવા માટે સાત્યકિને દ્વારકામાં મોકલ્યો. સાત્યકિ દ્વારકામાં જઇ ઉગ્રસેન રાજાને તથા બલભદ્ર વગેરેને યોગ્ય સૂચના આપી પાછો ગિરનારમાં આવતાં શ્રી કૃષ્ણ પારિજાતને ગરૂડ ઉપર રાખી સાત્યકિ વગેરે સહિત રથમાં બિરાજીને દ્વારકામાં પધાર્યા.

યાદવોએ દ્વારકાને શણગારી ઉત્તમ ધામધૂમથી સામૈયું કર્યું. પારિજાત લાવ્યાની હકીકત સાંભળી તથા દિવ્ય પુષ્પોવાળા એ પારિજાતને નજરે જોઇ સર્વે લોકો આનંદ પામવા લાગ્યા અને મહોદય માનવા લાગ્યા. પારિજાતના દર્શનથી તથા સુગંધથી વૃદ્ધ લોકો જુવાન થઇ ગયા, આંધળાઓ દેખતા થયા

અને રોગીઓ નીરોગ થયા. માણસો પારિજાતનાં દર્શન કરવા આવવા લાગ્યાં, શાખાઓની ઉપર ટૌકારા કરતી સફેદ કોકિલાઓને તથા પારિજાતના પ્રભાવને જોઇ સાનંદાશ્ચર્ય પામવા લાગ્યાં, પારિજાતને પ્રણામ કરવા લાગ્યાં અને શ્રી કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યાં. પારિજાતની પાસે જે જે કોઇ ઉભે તેઓ અનેક પ્રકારના રાગો તથા વાજાંઓના નાદો સાંભળવા લાગ્યા અને જેના જેના મનમાં જેવા જેવા સુગંધની ઇચ્છા થાય તેવો તેવો સુગંધ તે તે માણસને પ્રાપ્ત થવા લાગ્યો.

શ્રી કૃષ્ણે દ્વારકામાં પધારી માતા પિતાને, રાજાને, મોટા ભાઇને તથા બીજા પણ વૃદ્ધ લોકોને પ્રણામ કરી અને સહુને માનપૂર્વક રજા આપી સત્યભામાના આવાસમાં આવીને તે આવાસ આગળના બગીચામાં પારિજાતનું સ્થાપન કર્યું. સત્યભામાએ એ વૃક્ષને વધાવી લઇ શ્રી કૃષ્ણનો ઘણો સત્કાર કર્યો. એ વૃક્ષ સત્યભામાની ઇચ્છા પ્રમાણે કોઇ વખતે નાહાનું થઇ જવા લાગ્યું, કોઇ વખતે સઘળી દ્વારકાને ઢાંકી દેવા લાગ્યું અને કોઇ વખતે હાથમાંજ ધરી શકાય એવડું થઇ જવા લાગ્યું. તેથી સત્યભામાને પરમ આનંદ થવા લાગ્યો.

શ્રી કૃષ્ણે પુણ્યક વ્રતને વાસ્તે સઘળી સામગ્રીઓ એકઠી કરીને નારદજીનું સ્મરણ કરતાં તે તરતજ આવીને હાજર થયા. નારદજીના કહેવા પ્રમાણે સત્યભામાએ પુણ્યક વ્રતનો આરંભ કર્યો અને તે મહોત્સવના પ્રસંગમાં કુંતી, પાંડવો, સુભદ્રા, દ્રૌપદી, શિશુપાળની માતા શ્રુતશ્રવા, ભીષ્મકરાજા અને બીજાં પણ સઘળાં સંબંધીઓને શ્રી કૃષ્ણની અનુમતિથી નિમંત્રણ મોકલી મોકલીને બોલાવ્યાં. વ્રતની સમાપ્તિને દિવસે પ્રતિગ્રહને વાસ્તે નારદજીને નિમંત્રણ આપી, પુષ્પ ગંધાદિકથી પૂજી, ભાતભાતની રસોઇ જમાડી અને પછી શ્રી કૃષ્ણના ગળામાં પુષ્પની માળા પહેરાવી પારિજાતની સાથે બાંધી સંકલ્પ કરીને સત્યભામાએ નારદજીને તેમનું દાન આપ્યું. દાન ઉપર દક્ષિણારૂપે હજાર ગાયો, સુવર્ણનો પુંજ તથા કેટલાંએક રત્નો પણ આપ્યાં. શ્રી કૃષ્ણનો તથા દક્ષિણાનો પ્રતિગ્રહ કરી નારદજી બોલ્યા કે "હવે તમે મારા થયા માટે દાસની પેઠે મારી પછવાડે ચાલ્યા આવો." શ્રી કૃષ્ણ કેટલેક સૂધી તેની પાછળ હાથ જોડીને ચાલ્યા એટલે નારદજીએ શ્રી કૃષ્ણને ઉભા રાખી તેમના ગળામાંથી પુષ્પમાળા કહાડી નાખી સત્યભામાને કહ્યું કે "શ્રી કૃષ્ણના

નિષ્ક્રયરૂપે મને વાછડાંવાળી એક કપિલા ગાય, તલથી ભરેલું કાળિયારનું ચર્મ અને સુવર્ણ આપો તો હું શ્રી કૃષ્ણને છોડું." સત્યભામાએ તે પ્રમાણે નિષ્ક્રય આપતાં નારદજી શ્રી કૃષ્ણને સત્યભામાના હાથમાં સોંપીને સ્વર્ગલોકમાં ગયા.

ઇંદ્રાણીએ જે જે કાંઇ અલંકારો તથા વસ્ત્રાદિક મોકલ્યાં હતાં તેમાંથી જે પોતાને વાસ્તે હતું તે પોતે રાખી બાકી સઘળું શોકયોને વહેંચી આપ્યું અને નિમંત્રણ પૂર્વક બોલાવેલાં સંબંધીઓનો દાનમાનપૂર્વક યથોચિત સત્કાર કર્યો તથા દીન અંધ વગેરે લોકોને પણ અન્ન વસ્ત્રાદિક આપીને સંતુષ્ટ કર્યાં. સમાપ્તિને દિવસે દ્વારકામાં મોટો આનંદ વર્ત્તી રહ્યો, બ્રાહ્મણોને ઉત્તમ ઉત્તમ દક્ષિણાઓ તથા ભોજનો મળ્યાં અને સત્યભામાને અવર્ણનીય સંતોષ પ્રાપ્ત થયો. પરદેશથી આવેલાં સંબંધીઓ રજા લઇને દ્વારકામાંથી વિદાય થયાં. પણ શ્રી કૃષ્ણે સુભદ્રાને અને અર્જુનને અધિક સ્નેહ દેખાડવાને વાસ્તે કેટલાએક વિશેષ દિવસો દ્વારકામાં રોક્યાં.



# પ્રકરણ ૪૫ મું.

## વજ્રનાભનો વધ અને પ્રભાવતીનું પાણીગ્રહણ.

**દેવતાઓના** પરમ શત્રુ વજ્રનાભ નામના દૈત્યે બ્રહ્માના વરદાનથી વજ્રપુર નામના રત્નમય અને અતિ રમણીય નગરનું આધિપત્ય તથા દેવતાઓથી અવધ્યપણું પામી ઉન્મત્ત થઇ ઇંદ્રનું રાજ્ય લઇ લેવાની તજવીજ કરવા માંડતાં ઇંદ્રે દ્વારકામાં શ્રી કૃષ્ણ ભગવાનની સાથે મળી વજ્રનાભને પાયમાલ કરવાની ગુપ્ત ગોઠવણો કરવા માંડી. તેણે વજ્રપુરના જળાશયોમાં રહેનારા દિવ્ય હંસો તથા હંસીઓને બોલાવી તેઓની સાથે મૈત્રી કરીને કહ્યું કે "વજ્રનાભ દૈત્યની પ્રભાવતી નામની એક અત્યંત રૂપાળી અને ત્રૈલોક્યના આભારણ જેવી કન્યા છે. એ કન્યા જે પોતાને પસંદ પડે તેને વરવાની છે. તેના બંધુઓએ પણ તેને તેમ કરવામાં અનુમતિ આપી છે એમ અમારા સાંભળવામાં આવ્યું છે. માટે તમારે ત્યાં અંતઃપુરના જળાશયોમાં ફરતાં ફરતાં તે તે પ્રસંગો લાવીનું શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના ગુણોનાં વખાણ એ કન્યાની પાસે કરવાં. પ્રભાવતીની ખરી રૂચિ પ્રદ્યુમ્ન ઉપરજ ચોટે એવી રીતે તેના કુળની, રૂપની, શીલની તથા અવસ્થાની પ્રશંસા કરજો. જ્યારે પ્રદ્યુમ્ન ઉપર તેનું અંતઃકરણ ખેંચાયેલું જાણવામાં આવે ત્યારે તેના સંદેશા પ્રદ્યુમ્નને પહોંચાડજો અને પ્રદ્યુમ્નના સંદેશા તેને પહોંચાડજો. આ બાબતમાં તમારી પોતાની પણ બુદ્ધિ વાપરીને જેમ અનુકૂળ થાય તેમ કરજો અને મને તથા દ્વારકાવાસી શ્રી કૃષ્ણને પણ રોજે રોજ ખબર દીધા કરજો. મહાપ્રવીણ પ્રદ્યુમ્ન એ કન્યાનો સમાગમ પામે ત્યાં સૂધી તમારે યત્ન કર્યાંજ કરવો. વળી મેં અને શ્રી કૃષ્ણે કરેલી ગોઠવણ પ્રમાણે પ્રદ્યુમ્ન વગેરે યદુ કુમારો ઋષિઓના વરદાનથી નાટકના અપૂર્વ ખેલ કરવામાં પ્રખ્યાત થયેલા ભદ્ર નામના નાટકીના વેષથી ત્યાં આવશે અને નાટકો કરવાના બહાનાથીજ શહેરમાં પેસવાની અનુમતિ લેશે, તો તે કામમાં પણ તમારે તેઓને મદદ કરવી."

ઇંદ્રનાં વચનો સાંભળી તે પ્રમાણે કરવાનું સ્વીકારીને હંસો તથા હંસીઓ નિત્યની પદ્ધતિ પ્રમાણે વજ્રપુરના રમણીય જળાશયોમાં વિહાર કરવા લાગ્યાં, મધુર મધુર શબ્દો કરવા લાગ્યાં અને વજ્રનાભને પોતાને પણ પ્યારાં લાગવા

માંડ્યાં. વજ્રનાભે રાજી થઇને તેઓને અંતઃપુરમાં પણ જવા આવવાની છૂટ આપતાં તેઓએ મનુષ્યની ભાષાથી બોલીને અંતઃપુરની સ્ત્રીઓની સાથે પરિચય કરી લીધો, જૂની જૂની દૈત્ય દાનવોની વાર્તાઓ સંભળાવવા માંડી અને તેથી સઘળી સ્ત્રીઓને ભારે ગમ્મત મળવા લાગી. વજ્રનાભની કન્યા પ્રભાવતીની સાથે પણ પરિચય થતાં શુચિમુખી નામની હંસીએ તો તેને પોતાની બેહેનપણીજ કરી લીધી. અનેક સુભાષિતોથી તથા સેંકડો આખ્યાનો કહેવાથી તેનો પૂરો વિશ્વાસ મેળવી લઇ શુચિમુખીએ એક દિવસ તેને પૂછ્યું કે "હું રૂપથી, શીલથી અને ગુણોથી તને સર્વોત્તમ સમજું છું તેથી મારે તને કાંઇક કહેવું છે. પ્યારી સખી! તારૂં યૌવન જાય છે અને જે જાય છે તે પ્રવાહની પેઠે પાછું આવતું નથી. સુંદરિ! સઘળા જગતમાં સ્ત્રીઓને કામોપભોગ જેવી બીજી કોઇ પણ મજા નથી એ તને ખરૂં કહું છું. પિતાએ તને સ્વયંવરમાં નાખેલી છે. પણ તું કોઇ દેવને કે દૈત્યને વરતી નથી. તારા મોહોડાથી ના સાંભળીને કેટલાએક પુરૂષો લજાઇને ચાલ્યા જાય છે. રૂપ, શૌર્ય અને ગુણોથી દીપતા કુલીન અને વળી તારા કુળને લાયક ઘણા પુરૂષો આવે-છે પણ તું તેઓમાંથી કોઇને પણ ઇચ્છતી નથી. રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન કે જેની બરોબરી ત્રૈલોક્યમાં પણ કોઇ પુરૂષ કરી શકે તેમ નથી, તેના જેવો કોઇ પણ રૂપાળો, કુલીન, ગુણવાન કે શૂર નથી. તે તો અહીં શા માટે આવે? તેને જોતાંજ સઘળી સ્ત્રીઓ મોહિત થઇ જાય છે. હું એ પ્રદ્યુમ્નના મુખને પૂનમના ચંદ્રની, નેત્રોને કમળોની અને ગતિને સિંહની ગતિની ઉપમા આપ-વાને પણ અચકાઉં છું. પ્રદ્યુમ્નને શંબરાસુર હરી જતાં તેણે બાલ્યાવસ્થામાંજ તે પ્રબળ દૈત્યને મારેલો છે તથા સઘળી માયાઓ મેળવી છે. પ્રભાવતી! તું ત્રૈલોક્યમાં વરના જે જે ગુણોની મનથી કલ્પના કરતી હશે અને જે જે ગુણોને ઇચ્છવા જોઇએ તે સઘળા ગુણો પ્રદ્યુમ્નમાંજ છે. તેની કાંતિ અગ્નિના જેવી છે, ક્ષમા પૃથ્વીના જેવી છે, તેજ સૂર્યના જેવું છે અને ગંભીરતા સમુદ્રના જેવી છે."

"સખી! મારા પિતાના મોહોડાથી તથા નારદજીના મોહોડાથી પણ મેં સાંભળ્યું છે કે પ્રદ્યુમ્નનો પિતા શ્રી કૃષ્ણ દૈત્યનો મોટો શત્રુ છે અને તેણે ઘણા ઘણા દૈત્યોને બાળી નાખ્યા છે. અમારા નગરમાં તથા માહાલોમાં જે દૈત્યો વસે છે તેઓને પણ મારો પિતા શ્રી કૃષ્ણની સામે લડવાની આજ્ઞા કરે છે.

આમ હોવાથી તેના પુત્રને મારાથી શી રીતે વરી શકાય? પિતાના કુળ કરતાં પણ પતિનું કુળ શ્રેષ્ઠ મળે તો વધારે ઠીક એમ સઘળી સ્ત્રીઓને મનોરથ હોય એ સ્વાભાવિક છે, પણ પ્રદ્યુમ્ન અહીં શી રીતે આવે? પ્રદ્યુમ્નને અહીં લાવવાનો જો કાંઇ ઉપાય હોય તો તે તું મારી પાસે કહે. હું તારો મોટો અનુગ્રહ માનીશ. પ્રદ્યુમ્ન મારા પ્રાણનાથ થાય એ શી રીતે બને? મેં પણ વૃદ્ધ સ્ત્રીઓની પાસેથી પ્રદ્યુમ્નના જન્મની તથા પરાક્રમની વાતો સાંભળી છે ત્યારથી મારૂં મન તેનામાંજ લાગી રહ્યું છે, પરંતુ તે મને કોઇ રીતે મળે એવો કાંઇ ઉપાય સૂજતો નથી. તું ભારે પ્રવીણ હોવાથી જો મને કાંઇ પણ રસ્તો બતાવ તો હું તારો મોટો ઉપકાર માનીશ."

"સુંદરિ! હું તારી દૂતી થઇને ત્યાં જઇ પ્રદ્યુમ્નની પાસે તારા આ ઉદાર પ્રેમની વાત કરી પ્રદ્યુમ્ન તારી પાસે આવે એવી ગોઠવણ કરીશ. સાક્ષાત્ કામદેવનોજ અવતાર હોવાથી તેની સાથે મળવાથી તારી સર્વ કામનાઓ પૂર્ણ થશે. આ મારી વાત તારે જરૂર યાદ રાખવી. સુભાષિતો બોલવામાં, વાર્તાઓ કરવામાં તથા આખ્યાનો કહેવામાં આ શુચિમુખી બહુ પ્રવીણ છે, એટલી વાત તું તારા પિતાની પાસે કરજે. અને તેથી મને આ કામમાં સગવડ મળશે અને તારૂં હિત થશે."

શુચિમુખીનાં વચનો સાંભળી આનંદમાં મગ્ન થયેલી પ્રભાવતીએ પ્રસંગ આવતાં પોતાના પિતા વજ્રનાભની પાસે શુચિમુખીનાં કેટલાંક વખાણ કર્યાં. તે ઉપરથી વજ્રનાભે અંતઃપુરમાં શુચિમુખીને કહ્યું કે "હંસી! પ્રભાવતીએ મારી પાસે તારાં બહુ વખાણ કર્યાં છે, તું કથાઓ કહેવામાં બહુ કુશળ છે માટે તારે વખતે વખતે મારી પાસે વાતો કરવી. કોઇ યોગ્ય કે અયોગ્ય નવીન આશ્ચર્ય ક્યાંય પણ હાલ તારા જોવામાં આવ્યું હોય તો મારી પાસે કહે.

"હાલ એક ભદ્ર નામનો નટ અપૂર્વ નાટકનો ખેલ કરનાર મારા જોવામાં આવ્યો છે. એ નટ સર્વને પ્યારો થઇ પડ્યો છે. પૃથ્વીના સાતે દ્વીપમાં તથા આકાશમાં પણ તે ફરી શકે છે. કોઇનો માર્યો મરતો નથી અને જીવતાનો, મુવેલાનો કે હવે પછી ઉત્પન્ન થનારનો જેનો જેનો વેષ ધરી નાટકની રંગભૂમિમાં પ્રવેશ કરે છે તેનો તેનો આબેહૂબ ચિતાર બતાવી સામાજિકોને તે તે રસમય કરી મૂકે છે. દેવતાઓનાં તથા ગંધર્વોનાં ગાયનોને તથા નૃત્યોને પણ જાણે છે તેથી તેણે દેવતાઓને પણ વિસ્મયાવિષ્ટ કરી નાખ્યા છે."

વાની સાથે

"હંસી ! મેં પણ થોડા દિવસ થયા ચારણ વગેરે લોકોના મોઢે આ વાત સાંભળી છે. મને પણ એના નાટકોના ખેલો જોવાનું મન થયું છે. મારે અને તેને કશો પરિચય નથી."

"એ નટ સાતે દ્વીપમાં ફરે છે અને પોતે ગુણવાન છે તેથી જો ગુણવાન પુરૂષ તેના સાંભળવામાં આવે તો તે પોતાની મેળેજ તેની પાસે જાય છે. જો કોઇ રીતે તમારા ખરા ગુણોનો વિસ્તાર તેને કાને પડે તો તે નટને અહીં આવેલોજ સમજજો."

"તમે સૌ એવો કાંઇ ઉપાય ગોઠવો કે જેથી એ નટ મારા દેશમાં આવે."

આ પ્રમાણે વજ્રનાભે મંજુરી આપતાં હંસી તથા હંસાએ ત્યાંથી જઇને ઇંદ્રની પાસે તથા દ્વારકામાં શ્રી કૃષ્ણની પાસે તે સઘળી હકીકત કહી. શ્રી કૃષ્ણે પ્રભાવતીના સમાગમના કામમાં તથા વજ્રનાભનો વધ કરવા વગેરે કામોમાં પ્રદ્યુમ્નની યોજના કરી અને દિવ્ય પ્રકારથી યદુકુમારોની એક નાટક મંડળી તૈયાર કરી. પ્રદ્યુમ્નને ભદ્ર નટ એવું નામ આપી એ મંડળીનો નાયક બનાવ્યો. સાંબે વિદૂષક, ગદે પારિપાર્શ્વિક અને બીજા યાદવોએ પણ તે તે પાત્રો બનવા સંબંધી ગોઠવણ કરી કેટલીએક પ્રવીણ વેશ્યાઓને નટીઓ બનાવી તથા એ કામમાં જેટલા જોઇએ તેટલા સહાયકો પણ આપ્યા.

સઘળી સામગ્રીઓની અદ્દ્ભુત ગોઠવણ કરી એ નાટક મંડળી વજ્રપુરના સુપુર નામના મોટા માહાલમાં ગઇ. હંસોના કહેવાથી વજ્રનાભને તે ખબર મળતાં તેણે એ માહાલના દૈત્યોની ઉપર હુકમ મોકલ્યો કે "ભદ્ર નામનો મોટો પ્રખ્યાત નાટકકાર ત્યાં આવેલ છે તેને ઉત્તમ ઉતારો આપી તેની સારી રીતે બરદાસ કરજો અને નાટકનો ખેલ કરાવીને રત્નો, અલંકારો તથા વસ્ત્રો વગેરે ઘણી ઘણી ભેટો દેજો." જગત્પ્રસિદ્ધ નટ આવતાં અને વળી તેની સંપૂર્ણ બરદાસને વાસ્તે ઉપરીનો હુકમ આવતાં સુપુરના દૈત્યોએ મોટા પ્રેમથી એ મંડળીનો સત્કાર કર્યો. પાત્રોને વેષો પહેરવાને વાસ્તે ઘણા ઘણા અલંકારો તથા વસ્ત્રો આપ્યાં અને રામાયણના નાટકનો ખેલ કરાવ્યો. એ ખેલમાં પાત્રોના તે તે વેષોના ધારણને, પ્રવેશની પદ્ધતિને, તે તે ક્રિયાઓના દેખાવને અને ક્રિયાઓ લાગુ પાડવાની રીતિ વગેરેને જોઇ સર્વ દૈત્યો બહુજ વિસ્મય પામ્યા. રાવણના વખતથી તે છેક તે વખત સૂધી જીવનારા વૃદ્ધ દાનવો વિસ્મય પામીને બોલવા લાગ્યા કે "રામ,

આમ હોવાથી રાવણ વગેરે રામાયણના પુરૂષોને અમોએ જેવા જોયેલા છે પણ પવિત્ર પાત્રો જોવામાં આવે છે અને તેમની સઘળી ક્રિયાઓ પણ તેમની એ સ્વ જેવીજ સ્પષ્ટ દેખાય છે." વિસ્મય પામેલા દૈત્યો નાટકના તે તે વિવાનોના દેખાવોમાં વારંવાર તાળીઓ પાડવા લાગ્યા અને ઉઠી ઉઠીને વારંવાર મામૂલ્ય વસ્ત્રો તથા જડાઉ દાગીનાઓ ઇનામ તરીકે આપવા લાગ્યા. જેમ જેમ ઇનામો મળતાં ગયાં તેમ તેમ નાટકવાળાઓ જૂદા જૂદા પ્રકારોથી તેઓનાં આરાધનો કરવા લાગ્યા. ખેલ પૂરો થઇ રહેતાં એ માહાલના રહેવાસી સર્વ દાનવોએ તેમના સંબંધમાં એક ખરેખરૂં પ્રશંસાપત્ર લખીને વજ્રનાભની હજુરમાં મોકલ્યું. તે ઉપરથી રાજી થઇને વજ્રનાભે નાટક મંડળીને વજ્રપુર મોકલવાનો તેમના ઉપર હુકમ લખતાં તેઓએ એ નાટક મંડળીને સત્કાર પૂર્વક વજ્રપુરમાં પહોંચાડી દીધી. વજ્રનાભે એ નાટકવાળાઓને અતિ સુંદર ઉતારો આપ્યો અને જે કાંઇ જોઇએ તે એકનું ચોગણું આપ્યું અને મહાકાળ નામના રૂદ્રનો મહોત્સવ કરવાનું ઠરાવી તેના પેટામાં નાટક કરાવવું ઠરાવીને શહેરના સર્વ પ્રતિષ્ઠિત લોકોને જોવા આવવાનાં નિમંત્રણો મોકલ્યાં. અતિ રમણિય નાટકશાળા ગોઠવીને તેમાં સર્વ લોકોની સાથે વજ્રનાભ પોતે પણ જોવા બેઠો અને નાટક બરાબર જોઇ શકાય એવી રીતે પોતાના સમગ્ર અંતઃપુરને પણ પડદામાં બેસાડયું. મંડળીના સર્વ યાદવો પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે વેષો ગ્રહણ કરી વીણા તથા મૃદંગ વગેરે વાજાંઓ વગાડવા લાગ્યા, નૃત્યના ઉપક્રમો કરવા લાગ્યા અને યાદવોની સાથે આવેલી વેશ્યાઓ ઉત્તમ સ્વરોથી વિવિધ પ્રકારનાં ગાયનો કરવા લાગી. પ્રદ્યુમ્ન, ગદ તથા સાંબ એઓએ આરંભમાં વિનય પૂર્વક ઉત્તમ ભાષણો કરી નાંદી પાઠ કરીને રંભાભિસાર નામનું પ્રકરણ ભજાવી દેખાડવાની શરૂવાત કરી. એ પ્રકરણમાં શૂર નામનો યાદવ રાવણ બન્યો, મનોવતી નામની વેશ્યા રંભા અપ્સરા બનીને રાતે કુબેરજીના પુત્ર નલકૂબરની પાસે જવા નિકળી. પ્રદ્યુમ્ને નલકૂબરનો વેષ લીધો અને સાંબ તેનો વિદૂષક થયો. યાદવોએ પોતાની માયાથી કૈલાસ પણ અસલ કૈલાસને ભૂલાવી દે એવો બનાવ્યો. રાવણે માર્ગમાં બળાત્કારથી રંભાનો સંગ કર્યો. રંભા રોતી રોતી નલકૂબરની પાસે ગઇ અને ક્રોધ પામેલા નલકૂબરે રાવણને શાપ દીધો. આ પ્રકરણ ભજાવતાં યાદવોએ તેમાં નાચ, ગાયનો, ક્રિયાઓ તથા દેખાવો એવા તો આબેહૂબ કર્યા કે જેથી રાજી થઇ

વારંવાર ઉઠી ઉઠીને સઘળા દાનવોએ તેનાં વખાણ કર્યાં અને વસ્ત્રો, આભરણો, રથો, હાથીઓ, ઘોડાઓ તથા મણિઓ વગેરે ભારે ભારે ઇનામો આપ્યાં. ઘણા ઘણા દેખાવોમાં ઘણાં ઘણાં ઇનામો આપવાથી દાનવો તથા તેની સ્ત્રીઓ નિર્ધન જેવાં થઇ ગયાં.

આ નાટકની સમાપ્તિના સમયમાં શુચિમુખી નામની હંસીએ પોતાની સખી પ્રભાવતીને કાનમાં કહ્યું કે "સખી ! હું તારે વાસ્તે દ્વારકામાં ગઇ હતી ત્યાં એકાંતમાં પ્રદ્યુમ્નને મળીને તેમની પાસે તારા ઉદાર પ્રેમની સઘળી વાત મેં કહી સંભળાવી. તે ઉપરથી તેણે રાજી થઇને આજ પ્રદોષના સમયમાં તારો સમાગમ કરવાનું વચન આપ્યું છે. યદુવંશી પુરૂષો ખોટું બોલેજ નહિ, માટે આજ તને નક્કી પ્રદ્યુમ્નનો સમાગમ થશે." પ્રભાવતી રાજી થઇને બોલી કે "સખી ! ત્યારે તું આજ મારા મહેલમાંજ રાત રહેજે. તને પાસે રાખીને પ્રદ્યુમ્નનું દર્શન કરવાની મને ઇચ્છા છે. તું મારી પાસે રાત રહી હશે એટલે હું સઘળી રીતે નિર્ભય રહીશ." પ્રભાવતીનું વચન સાંભળી તે પ્રમાણે સઘળું સ્વીકારીને હંસી પ્રભાવતીની સાથે તેના મહેલમાં જઇ પ્રદ્યુમ્નના આવવાને લાયક સઘળી ગોઠવણો કરી પ્રભાવતીની રજા લઇને વેગથી પ્રદ્યુમ્નને તેડવા ગઇ. નટ બનેલા પ્રદ્યુમ્નની પાસે જઇ તેણે કહ્યું કે "આજ રાતે તમારે પ્રભાવતીના મહેલમાં ગુપ્ત રીતે પધારવું". પ્રદ્યુમ્ને કબુલાત આપતાં તેણે પાછી પ્રભાવતીના મહેલમાં જઇ તેને કહ્યું કે "સુંદરિ ! પ્રદ્યુમ્ન આવે છે, ધીરજ રાખ."

આ વખતે એક માલણ ઉત્તમ પુષ્પોથી ભરેલી છાબ લઇ પ્રભાવતીના મહેલમાં જતી જોવામાં આવતાં પ્રદ્યુમ્ન ભ્રમરનું રૂપ ધરી તે છાબનાં પુષ્પોમાં પેસી ગયા. દાસીઓએ માલણના હાથમાંથી છાબ લઇને પ્રભાવતીની પાસે હાજર કરતાં પ્રભાવતીએ તે છાબને પોતાના સમીપમાં મૂકાવી. સાયંકાળ થવાથી બીજા ભ્રમરો તે છાબમાંથી ઉડી જતાં પ્રદ્યુમ્ન ભ્રમરના રૂપથીજ પ્રભાવતીના કાન ઉપર લગાવેલ કમળમાં પેસી રહ્યા.

ઉદય પામતા અતિ મનોહર પૂર્ણચંદ્રને જોઈ પ્રભાવતી હંસીને કહેવા લાગી કે "સખી શુચિમુખી ! મારાં અંગો બળવા લાગ્યાં છે, મોહોડું સુકાય છે અને હૃદયમાં બહુજ ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે, જેનું ઓસડજ નથી મળતું એવો આ રોગ કયો હશે ? હમણાં ઉદય પામેલો શીતળ કિરણોવાળો અને

ઉત્કંઠાને બમણી કરતો આ પૂર્ણચંદ્ર પણ મને અપ્રિય લાગે છે. મેં પ્રદ્યુમ્નને કદી જોયેલ નથી, પણ સાંભળવા માત્રથી ઇચ્છેલ છે. તે છતાં પણ તે મારાં અંગોને બાળી દે છે. અહો! સ્ત્રીઓના સ્વભાવને ધિક્કાર છે. હું મારી બુદ્ધિથી ધારૂં છું કે જો એ નહિ આવે તો આ યૌવનની દશામાંજ મારૂં મરણ થશે. હાય હાય!! કામદેવરૂપી ઝેરી નાગે મને ડસેલી છે. આ ચંદ્રની કિરણો સ્વાભાવિક શીતલ, જગતના તાપનું નિવારણ કરનાર અને સુખદાયક છતાં પણ મારાં અંગોને તપ્ત કરે છે એ તે શું હશે? અનેક પુષ્પોના સુગંધી પરાગોવાળો આ વાયુ સ્વભાવે શીતળ છતાં પણ દાવાનલની પેઠે મારાં અંગોનો દાહ કરે છે તેનું શું કારણ હશે? હું મારા મનને સ્થિર રાખવાનો યત્ન કરૂં છું પણ સંકલ્પોને વશ્ય થયેલું મન કેમે કરી સ્થિર રહેતું નથી. હું ભ્રમિત થઇ છું, મુંઝાઉં છું, મારૂં હૃદય બહુજ થરથર્યા કરે છે અને મારી દૃષ્ટિ ભ્રમણ કરે છે. હાય હાય! મરી જાઉંછું."

"આ બાલા સર્વથા કામદેવરૂપી ભૂતથી આવિષ્ટ થઇ છે" એમ નિશ્ચય કરી આનંદ ભરેલા મનથી "હું આ પ્રભાવતીની પાસે આવી ચૂક્યો છું. ભ્રમરોની સાથે ભ્રમર થઇ પુષ્પોમાં છુપી રહીને અહીં પહોંચ્યો છું, પ્રભાવતીનો તાબેદાર છું. ભલે પોતાની મરજીમાં આવે તેમ પ્રભાવતી મારો ઉપયોગ કરે" એટલું હંસીને કહીને પ્રદ્યુમ્ને પોતાનું સ્પષ્ટ દર્શન દેતાં તેમની કાંતિથી સઘળો મહેલ પ્રકાશમય થઇ રહ્યો અને ચંદ્રની પ્રભા ઝાંખી પડી ગઈ. જેમ પૂનમની રાતે ચંદ્રના દર્શનથી સમુદ્ર વૃદ્ધિ પામે તેમ પ્રદ્યુમ્નના દર્શનથી પ્રભાવતીનો કામદેવ વૃદ્ધિ પામ્યો. લાજને લીધે પોતાના મોહોડાને કાંઇક નીચું કરી પ્રભાવતી નિશ્ચલપણે ઉભી રહી અને કાંઇક આડી નજરથી જોવા લાગી. શરીરમાં રોમાંચિત થયેલા પ્રદ્યુમ્ન અતિ ઉત્તમ શણગારોવાળી અને અપ્રતિમ રૂપવાળી એ પ્રભાવતીનો સ્પર્શ કરીને બોલ્યા કે "સુંદરિ! હું તને સેંકડો મનોરથોથી મળેલો છું તે છતાં પૂર્ણ ચંદ્ર જેવા મુખને નીચું રાખીને મારી સાથે બોલતી કેમ નથી? ભીરૂ! તારા મોહોડાની કાંતિને ઝાંખી કરી નાખમાં. ભય છોડી દે અને આ દાસ ઉપર સંપૂર્ણ અનુગ્રહ કર. હવે આ બીવાનો સમય નથી માટે બીકણપણું છોડી દે. હું સમય જોઇ હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે મારી સાથે આ દેશકાળને અનુસરતો ગાંધર્વવિવાહ કરીને મારા મનોરથ સફળ કર."

આ પ્રમાણે કહી મણિમાંથી અગ્નિ પ્રગટ કરી વેદમંત્રોનો ઉચ્ચાર કરતાં પુષ્પોનો હોમ કરીને પ્રદ્યુમ્ને પ્રભાવતીનું પાણિગ્રહણ કર્યું અને સાથે રહીને અગ્નિને પ્રદક્ષિણા કરી. તે રાત્રિ તેની સાથે સાંજ વિહારમાં વ્યતીત કરી પ્રભાત થતાં પ્રદ્યુમ્ન નાટક મંડળીના ઉતારામાં ગયા.

ઇંદ્ર તથા શ્રી કૃષ્ણની આજ્ઞાની અને વજ્રનાભની ઇંદ્રિલોક ઉપર ચડાઇની રાહ જોતા તથા ગુહ્ય વાતને જરાપણ પ્રસિદ્ધ થવા નહિ દેતા યાદવો નટોના વેષથી કાર્યને વાસ્તે વજ્રપુરમાંજ રહ્યા હતા. દૈત્યોના તથા દેવતાઓના પિતા કશ્યપમુનિની મંજુરી લઇને પછી ઇંદ્રિલોક ઉપર ચડાઇ કરવી એવી ધારણાથી વજ્રનાભ કશ્યપનો યજ્ઞ પૂરો થતાં સૂધી વજ્રપુરમાંજ રહ્યો હતો. આ સમયમાં મનનું હરણ કરનાર રમણીય વર્ષાઋતુ પ્રાપ્ત થઇ. હંસો વજ્રપુરમાં રહેલા યદુકુમારોને રોજે રોજ ઇંદ્રના તથા શ્રી કૃષ્ણનાં સંદેશા પહોંચાડતા હતા અને ઇંદ્રિને તથા શ્રી કૃષ્ણને યદુકુમારોના સંદેશા પહોંચાડતા હતા. હંસોના આશ્રય તળે રહીને પ્રદ્યુમ્ન પ્રત્યેક રાત્રે પ્રભાવતીના મહેલમાં જઇ રમણ કરતા હતા અને અરૂણોદય થતાં પાછા પોતાના ઉતારાપર આવતા હતા. તેઓ વખતે દિવસના પણ પ્રભાવતીના મહેલમાં રહેતા હતા. હંસોએ તથા યદુકુમારોએ આ પ્રમાણે અંતઃપુરની ખરાબી કરી તે વાતને દૈત્યો જરા પણ જાણતા નહિ હતા.

નાટકવાળા યદુ કુમારોની નમ્રતાને, કેળવણીને, શીલને, ક્રીડાને, ચાતુરીને, સરલતાને અને વિદ્વત્તાને જોઇને દૈત્યો તેઓને બહુજ ચાહતા હતા અને નાટક મંડળીવાળી વેસ્યાઓના રૂપને, વિલાસને, શણગારને, મધુર ભાષણને તથા ભલાઇને જોઇ દૈત્યોની સ્ત્રીઓ તેમને બહુજ ચાહતી હતી. આવી રીતે કેટલાએક દિવસો જતાં એક દિવસ વજ્રનાભના ભાઇ સુનાભની ચંદ્રવતી તથા ગુણવતી નામની બે જુવાન પુત્રીઓએ પ્રભાવતીને રતિમાં આસક્ત થયેલી જોઇ વિશ્વાસ મેળવી પૂછતાં પ્રભાવતી બોલી કે "મારી પાસે એક એવી વિદ્યા છે કે જેનો જપ કરવાથી તે ધારેલા પતિને રતિને વાસ્તે લાવી આપે- છે તથા ઘણું ઘણું સૌભાગ્ય આપે છે. દેવ, દાનવ કે બીજો ગમે તે હોય તો- પણ તે એ વિદ્યાથી પરવશ થઇને તરત હાજર થાય છે. હું એ વિદ્યાનો ઉપયોગ કરી શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નની સાથે રમણ કરૂં છું. મારા પ્યારા પ્રદ્યુમ્ન કેવા છે તે તમે જુવો." આમ બોલી પ્રભાવતીએ પ્રદ્યુમ્નનું દર્શન કરા-

વતાં તેમના રૂપની અને યૌવનની સંપત્તિને જોઇ ચંદ્રવતી તથા ગુણવતી અત્યંત વિસ્મય પામી. તેમનો ભાવ જોઇને વળી પ્રભાવતી બોલી કે "બેહેનો! દેવતાઓ ધર્માત્મા છે અને દૈત્યો તો પાપી છે. દેવતાઓ તપમાં પ્રીતિ રાખે છે અને દૈત્યો તો કેવળ વિષયોમાંજ પ્રીતિ રાખે છે તથા દેવતાઓ સત્ય બોલનારા છે અને દૈત્યો સદા જૂઠું બોલનારાજ હોય છે. જ્યાં ધર્મ, સત્ય અને તપ હોય ત્યાંજ વિજય હોય છે. જો તમારી રૂચિ હોય તો તમો પણ કોઇ દેવકુમારોને પ્રાણનાથ કરો. હું તમોને વિદ્યા આપું એટલે તેના પ્રભાવથી તમો તરતજ ધારેલા પતિઓને પ્રાપ્ત થશો." ચંદ્રવતી તથા ગુણવતીની મરજી જોઇ પ્રભાવતીએ પોતાના પ્રિય પ્રદ્યુમ્નની સલાહ પૂછી અને પ્રદ્યુમ્ને પોતાના ભાઇ સાંબને તથા કાકા ગદને લાવી આપવાની સલાહ દીધી તથા તેઓનાં બહુજ વખાણ કર્યાં. પ્રદ્યુમ્નની સલાહથી ગદનું તથા સાંબનું નામ આપીને પ્રભાવતીએ બન્ને બેહેનોને કહ્યું કે "પૂર્વે દુર્વાસામુનિએ પ્રસન્ન થઇને મને વિદ્યા આપી કહ્યું છે કે આ વિદ્યાનો જપ કરતાં તું જેનું ધ્યાન કરીશ તે તારો પતિ થશે, તને સૌભાગ્ય પ્રાપ્ત થશે અને પતિથી રમણ કરતાં છતાં પણ સર્વદા કન્યાપણુંજ રહેશે. પ્રિય બેહેનો! હું તમોને તે વિદ્યા આપું છું. એ વિદ્યાનો જપ કરતાં તમો ગદનું અને સાંબનું ધ્યાન કરજો એટલે તેઓ તરતજ તમોને પ્રાપ્ત થશે." એમ કહી પ્રભાવતીએ એક મંત્રનો ઉપદેશ કરતાં ચંદ્રવતી તથા ગુણવતી તે મંત્રનો જપ કરવા લાગી અને જપ કરવાની સાથે ચંદ્રવતી ગદનું તથા ગુણવતી સાંબનું ધ્યાન કરવા લાગી. આ વખત પ્રદ્યુમ્ન ચાલાકી ભરેલો પ્રપંચ કરી મેહેલમાંથી નિકળી જઇ ગદને તથા સાંબને સાથે લઇ પાછા ગુપ્ત રીતે મહેલમાં આવ્યા. મહેલમાં આવી ગાંધર્વ વિવાહની પદ્ધતિથી ગદે ચંદ્રવતીનું અને સાંબે ગુણવતીનું પાણિગ્રહણ કર્યું. પ્રદ્યુમ્ન, ગદ તથા સાંબ એ ત્રણ યાદવો રાતના અંતઃપુરમાં રહેવા લાગ્યા, અરૂણોદય થતાં ત્યાંથી નિકળી જઇ પોતાના ઉતારામાં વસવા લાગ્યા અને ઇંદ્રિના તથા શ્રી કૃષ્ણના હુકમની વાટ જોવા લાગ્યા.

વર્ષાઋતુમાં આકાશને વાદળાંઓના વૃંદોથી ઘેરાયેલું જોઇ પ્રદ્યુમ્ન પ્રભાવતીને કહેવા લાગ્યા કે પ્રિયે! તારા ચોટલા જેવાં વાદળાંઓથી ઘેરાયેલો તારા મુખ જેવો ચંદ્ર આ સમયે નજરે પડતો નથી. જેમ સુવર્ણનાં આભરણોથી શણગારેલી તું મહેલોમાં ફરતી દેખાય છે તેમ વીજળી વાદળાંઓમાં ફરતી

દેખાય છે. વાદળાંઓના પ્રદેશોમાં ઉડતી બગલાઓની પંક્તિઓ તારા દાંતોની પંક્તિઓની પેઠે શોભે છે. જેમ જંગલોમાં હાથીઓ પરસ્પર લડે તેમ વાદળાંઓ પરસ્પર અથડાવા લાગ્યાં છે. મેઘની ગર્જના સાંભળીને હર્ષથી ટૌકારા કરતા આ મયૂરો પોતાની સ્ત્રીઓના સમક્ષમાં પીંછડાં ઉંચાં કરીને કેવા નાચવા લાગ્યા છે? સુંદરિ! રતિના પરિશ્રમથી થયેલા પરિશ્રમને નષ્ટ કરનારો અને જળના સમૂહોથી ભરેલાં નવાં નવાં વાદળાંઓને લાવનારો આ પવન ન હોય તો વરસાદનો સમય મને ગમે નહિ. વરસાદનું નિર્મળ જળ પડવાથી મોર, બપૈયા અને બીજાં પણ ઘણાં ઘણાં પક્ષીઓ પ્રસન્ન થાય છે. સોળ પખવાડીયાં સુધી ધરતીમાં સુઇ રહેલાં દેડકાંઓ હમણાં વરસાદ પડવાથી જાગીને અવિચ્છિન્ન અવાજ કરવા લાગ્યાં છે. ગાજવીજથી ભય પામેલી કામિનીઓ પોતાના પ્રાણનાથને અલૌકિક આનંદના ભોક્તા કરે છે. વાદળાંઓથી અદૃશ્ય થયેલો ચંદ્ર જ્યારે તેઓથી મુક્ત થાય છે ત્યારે સહુ લોકો જેમ પ્રવાસમાંથી આવેલા પોતાના બંધુને જોવા લાગે તેમ તેને જોવા લાગે છે. વિરહી લોકોના વિલાપોનો સાક્ષી આ ચંદ્ર જ્યારે જોવામાં આવે ત્યારે બીજાંઓને તો નેત્રોત્સવ થાય પણ વિરહિણી સ્ત્રીને નેત્રોત્સવ તો પ્રાણનાથનું મુખારવિંદ જોવામાં આવે ત્યારેજ થાય. આ ચંદ્ર એકનોએક છતાં પણ પતિના સમાગમવાળી સ્ત્રીઓને અમૃત જેવો પ્રિય લાગે છે અને વિરહિણી સ્ત્રીઓને દાવાનળ જેવો અપ્રિય લાગે છે. અમો સઘળા યદુવંશીઓ કે જેઓમાં કોઇ કપટી, નાસ્તિક, લોભી કે શૂરતા વગરનો છેજ નહિ તેઓ આ ચંદ્રના વંશમાંજ ઉત્પન્ન થયા છીએ. માટે તું ચંદ્રને પ્રણામ કર અને ચંદ્રવંશના શિરોમણિ તારા સસરા શ્રી કૃષ્ણ ભગવાનને પણ પ્રણામ કર."

વર્ષાઋતુ વ્યતીત થતાં અને કશ્યપનો યજ્ઞ પણ સમાપ્ત થતાં ઇંદ્રલોકને જીતી લેવાની ઇચ્છાવાળા વજ્રનાભે તે બાબત કશ્યપને પૂછ્યું ત્યારે કશ્યપે તેને કહ્યું કે "ઇંદ્ર સઘળી રીતે તારાથી અધિક છે, બ્રાહ્મણોને માન આપનાર છે અને કોઇએ જે ઉપકાર કર્યો હોય તેને વિસારે એમ નથી. તેથી તું તેને જીતવાનો ઉદ્યોગ કરશે તો તેમાં ઉલટી તારીજ ખરાબી થશે" કશ્યપની સલાહને નહિ સ્વીકારતાં મદોન્મત્ત વજ્રનાભે ઘણા ઘણા ભાયાતોને તથા મિત્રોને એકઠા કરી ઇંદ્રલોકને જીતી લેવાને વાસ્તે ઉદ્યોગ કરવા માંડ્યો. આ સમય શ્રી કૃષ્ણ તથા ઇંદ્ર તરફથી વજ્રપુરમાં રહેલા યદુકુમારો ઉપર હુકમ

આવ્યો કે હવે તેઓએ વજ્રનાભનો વધ કરવો. "વજ્રનાભનો વધ કરવાનો હુકમ આવ્યો પણ વજ્રનાભની અને તેના ભાઇની દીકરીઓ ગર્ભવતીછે તથા તેઓના પ્રસવનો સમય પણ નજીકમાં છે તો હવે શું કરવું?" આવી ચિંતાથી ઘેરાયેલા યદુકુમારોએ એ બાબત શ્રી કૃષ્ણ તથા ઇંદ્રને પાછી જણાવતાં તેઓએ કહાવી મોકલ્યું કે "ચિંતા નહીં કરો. તેઓને સદ્દગુણો-વાળા, ગર્ભથીજ સઘળા શાસ્ત્રોને તથા અસ્ત્રવિદ્યાને શિખેલા અને ચાહે તેવાં રૂપો ધરી શકે એવા પુત્રો તરતજ ઉત્પન્ન થશે અને ઉત્પન્ન થઇ તરતજ જુવાન થઇ જશે." આ ખબરથી પ્રદ્યુમ્ન વગેરે સર્વે યદુકુમારો રાજી થયા અને ગુપ્ત રીતે વજ્રનાભના વધની ગોઠવણ કરવા લાગ્યા. તેટલામાં પ્રભાવતી-એ પુત્રને જન્મ આપ્યો અને તે પુત્ર સર્વજ્ઞજ અવતર્યો અને તરતજ જુવાન થયો. એક મહિના પછી ચંદ્રવતી તથા ગુણવતીને પણ પ્રસવ થતાં તેઓના પુત્રો પણ પ્રભાવતીના પુત્ર જેવાજ થયા. મેહેલમાંજ વૃદ્ધિ પામેલા એ ત્રણે કુમારો આકાશમાં ચોરી કરનારા દૈત્યોના જોવામાં આવતાં અને તેઓએ વજ્રનાભને ખબર આપતાં એ દૈત્યરાજે પોતાના યોદ્ધાઓને આજ્ઞા કરી કે "મારા ઘરની આબરૂ લેનારા એ સર્વ લોકોને મારી નાખવાને વાસ્તે પકડી લીયો."

વજ્રનાભના સૈન્યે ચારે બાજુથી મેહેલને ઘેરી લીધો અને પ્રભાવતી, ચંદ્રવતી તથા ગુણવતી રોવા લાગી. પ્રદ્યુમ્ને ધીરજ આપી પ્રભાવતીને કહ્યું કે "પ્રાણપ્રિયા! ખેદ નહિ કર. અમો આ સઘળા દૈત્યોને મારી નાખવા સમર્થ છીએ પણ અડચણ એ છે કે તારો બાપ તથા કાકો જેઓ અમોને માન્ય તથા પૂજ્ય છે તેઓ પણ આયુધો લઇને આવ્યા છે તેનું અમારે શું કરવું? આ સમય મહા દારૂણ છે. જો સહન કરી બેઠા રહેશું તો મરશું અને લડશું તો અવસ્ય વિજય મળશે. તારી બેહેનોને પણ પૂછી જો." પ્રદ્યુમ્નનાં વચન સાંભળી પ્રભાવતીએ રોતાં રોતાં હાથ જોડી ગોઠણભર થઇ પ્રણામ કરી કહ્યું કે "નાથ! હથિયાર લઇ પોતાનો બચાવ કરો. જીવતા હશો તો સઘળાં સુખો પામશો." આમ કહી પ્રભાવતીએ પ્રદ્યુમ્નના હાથમાં તરવાર આપતાં ચંદ્રવતી-એ ગદને અને ગુણવતીએ શાંબને તરવાર આપી.

"તમો સઘળા સાંબની સાથે રહીને અહીં યુદ્ધ કરો અને હું આકાશમાં જઇ યુદ્ધ કરૂં છું" એમ સર્વ યદુકુમારોને આજ્ઞા કરી પ્રદ્યુમ્ન પોતાની માયાથી

રથ બનાવી લઇ તેમાં બેસી જેમ ખડમાં અગ્નિ ફરે તેમ દૈત્યોના સૈન્યમાં ફરવા લાગ્યા. દૈત્યો અનેક શસ્ત્રોની વૃષ્ટિઓ કરવા લાગતાં પ્રદ્યુમ્ને તીક્ષ્ણ બાણોથી દૈત્યોનાં શબો વડે પૃથ્વીને ઢાંકી દીધી. ગદ તથા સાંબ વગેરે યાદવોએ પણ એવીજ રીતે ઘણા ઘણા દૈત્યોને કાપવા માંડ્યા. સઘળા દેવતાઓને સાથે લઇ યુદ્ધ જોવા માટે આવેલા ઇંદ્રે ગદને વાસ્તે પોતાનો રથ મોકલ્યો, સાંબને વાસ્તે પોતાનો ઐરાવત નામનો હાથી મોકલ્યો અને પ્રદ્યુમ્નની સહાયતા વાસ્તે પોતાના દીકરા જયંતને મોકલ્યો. પ્રદ્યુમ્ને ગદને તથા સાંબને કહ્યું કે "મહારાજ ઇંદ્રે તમારે માટે વાહનો મોકલ્યાં છે માટે તેઓની ઉપર બેસીને નિર્ભયપણાથી યુદ્ધ કરો. આજ દ્વારકામાં રૂદ્રની મહાપૂજા કરવાનો ઉત્સવ છે તે ઉત્સવને સમાપ્ત કરીને આવતી કાલે શ્રી કૃષ્ણ પણ અહીં પધારશે એટલે તેમની આજ્ઞાથી વજ્રનાભને મારશું. ગમે તે ઉપાયોથી પણ સ્ત્રીઓનું રક્ષણ કરવું એ ધર્મ છે. સ્ત્રીઓની ઉપર કોઇના હાથ પડે એ મરણથી પણ વધારે વિષમ છે. મહારાજ ઇંદ્રે તમારી સહાયતા માટે પોતાના પુત્ર જયંતને પણ યુદ્ધમાં મોકલેલછે તેથી હવે તમોને કશા ભયનો સંભવ નથી." એમ કહીને પ્રદ્યુમ્ને દૈત્યોએ ઉત્પન્ન કરેલા અંધકારને નષ્ટ કરી નાખ્યો અને જયંતની સાથે મળીને દૈત્યોની સામે પ્રભાત સૂધી લડાઇ ચાલુ રાખી તેમાં હજારો દૈત્યોને કાપી નાખ્યા.

પ્રભાતમાં જગતને પ્રકાશ આપનારો સૂર્ય ઉદય પામીને થોડોક આકાશમાં ચડયો તેટલામાં પવન જેવા વેગવાળા ગરૂડની ઉપર બેસીને શ્રી કૃષ્ણ ત્યાં પધાર્યા. તેમણે ઇંદ્રની પાસે ઉભા રહીને દૈત્યોને ત્રાસ આપવા શંખનાદ કર્યો. એ શંખનાદ સાંભળીને પ્રદ્યુમ્ન શ્રી કૃષ્ણની પાસે જતાં તેમણે વજ્રનાભને તરત મારવાની આજ્ઞા કરી અને ગરૂડ ઉપર બેસાડી તેને યુદ્ધભૂમિમાં મોકલ્યા. ગરૂડ ઉપર બેસી વજ્રનાભની સામે આવી સ્થિર થઇને પ્રદ્યુમ્ને વજ્રનાભની છાતીમાં એક ભયંકર ગદા મારી. વજ્રનાભ લોહી ઓકવા લાગ્યો, સુવેલા જેવો થઇ ગયો અને મોહને વશ્ય થઇ આમતેમ લથડવા લાગ્યો. વજ્રનાભ સ્વસ્થ થયો ત્યાં સૂધી પ્રદ્યુમ્ને તેનાપર ઘા કર્યો નહિ. "તું મારો પરાક્રમી શત્રુ છો. હવે સ્થિર રહેજે" એમ બોલી વજ્રનાભે પ્રદ્યુમ્નના લલાટપર ગદાનો પ્રહાર કર્યો. તેથી પ્રદ્યુમ્ન લોહી ઓકવા લાગતાં અને મોહને વશ્ય થતાં શ્રી કૃષ્ણે શંખનાદ કર્યો કે જેથી તેઓ પાછા તરતજ સ્વસ્થ થઇ ગયા. શ્રી કૃષ્ણની

ઇચ્છાથી તેનું સુદર્શન નામનું પ્રબળ ચક્ર પોતાના હાથમાં આવતાં પ્રદ્યુમ્ને શ્રી કૃષ્ણને તથા ઇંદ્રને પ્રણામ કરી તે ચક્ર વજ્રનાભની ઉપર ફેંક્યું. એ અમોઘ ચક્રે વજ્રનાભના મસ્તકને કાપી નાખતાં તેનો દેહ મૂળ કપાયેલા વૃક્ષની પેઠે ધરતીપર પડી ગયો. એવીજ રીતે ગદે સુનાભને તથા સાંબે બીજા ઘણા ઘણા દૈત્યોને મારી નાખતાં વજ્રનાભનો ત્રીજો ભાઇ નિકુંભ કેટલાએક દૈત્યોની સાથે ભાગીને પટ્પુર નામના બીજા દૂરના ગુપ્ત શહેરમાં જઇ રહ્યો.

શ્રી કૃષ્ણે તથા ઇંદ્રે વજ્રપુરમાં આવી ત્યાંની સઘળી પ્રજાની સાંત્વના કરી રાજ્યના કેટલાએક યોગ્ય બંદોબસ્તો કર્યા અને ચાર ભાગે રાજ્યની વહેંચણ કરી. એક ભાગ ઇંદ્રના પૌત્રને, એક ભાગ પ્રદ્યુમ્નના પુત્રને, એક ભાગ ગદના પુત્રને અને એક ભાગ સાંબના પુત્રને આપ્યો અને એ ચારે રાજકુમારોનો જૂદો જૂદો રાજ્યાભિષેક કર્યો. ઇંદ્રે પોતાના પૌત્રને આજ્ઞા કરી કે "શ્રી કૃષ્ણે સ્થાપેલા આ રાજાઓને હાથી, ઘોડા તથા રથ વગેરે જે કાંઇ જોઇએ તે સઘળું તું સ્વર્ગમાંથી મગાવી આપજે. સાંબને તથા ગદને આકાશમાં ફરનારા આપણા બે શત્રુંજય અને રિપુંજય નામના હાથીઓ દેજે તથા સઘળા યદુકુમારો અહીંથી દ્વારકામાં અને દ્વારકાથી અહીં આકાશમાર્ગે યથેષ્ટ રીતે આવજાવ કરી શકે એવી સઘળી ગોઠવણ કરી આપજે." એ પ્રમાણે પૌત્રને આજ્ઞા કરી ઇંદ્ર સ્વર્ગમાં જતાં શ્રી કૃષ્ણ સઘળા યદુકુમારોની સાથે દ્વારકામાં પધાર્યા.

# પ્રકરણ ૪૬ મું.

## ભાનુમતીનો વિવાહ.

શ્રી કૃષ્ણ દ્વારકામાં રહી સર્વ લોકોને આનંદ આપતા હતા અને અર્જુન પણ છ મહિના થયા દ્વારકામાં રહ્યા હતા ત્યાં પ્રતિવર્ષના નિયમ પ્રમાણે પિંડારા નામના તીર્થમાં યાદવોને સમુદ્ર યાત્રા કરવાનો દિવસ પ્રાપ્ત થયો. ઉગ્રસેન રાજાને અને વસુદેવને દ્વારકાના રક્ષણની ભલામણ કરી શ્રી કૃષ્ણ, બલભદ્ર, અર્જુન, યાદવો તથા સઘળા યદુકુમારો પિંડારામાં સમુદ્રને કિનારે ગયા. યાદવોની સ્ત્રીઓ પણ એ ઉત્સવનો આનંદ લેવાને વાસ્તે ત્યાં ગઇ. દ્વારકામાં રહેનારી હજારો વેશ્યાઓ તો પ્રથમથીજ ત્યાં જઇ ઉતારા જમાવી રહી હતી. બલભદ્ર રેવતીની સાથે, શ્રી કૃષ્ણ પોતાની સઘળી સ્ત્રીઓની સાથે અને બીજા યાદવો તથા યદુકુમારો પોતપોતાની સ્ત્રીઓની સાથે જળ વિહાર કરવા લાગ્યા. જળ વિહારમાં પ્રત્યેક સ્ત્રી પોતાની ઉપરજ શ્રી કૃષ્ણનો ખરો પ્યાર છે એમ માનવા લાગી. શ્રી કૃષ્ણમાંજ આસક્ત રહેવાને લીધે પરસ્પરની ઇર્ષ્યા નહિ કરવા લાગી અને ઉત્તમ સ્વરોથી શ્રી કૃષ્ણનાં ચરિત્રો ગાવા લાગી. શ્રી કૃષ્ણની આજ્ઞાથી સમુદ્રનું જળ સ્વચ્છ, મધુર તથા સુગંધથી ભરપૂર થયું હતું અને ક્યાંય ગોઠણ સુધી ઉંડું, ક્યાંય સાથળ સુધી ઉંડું અને ક્યાંય સ્તનમંડળ સુધી ઉંડું રહ્યું હતું. કોઇ સ્થળમાં પણ તેથી વધારે ઉંડું નહિ રહ્યું હતું. શ્રી કૃષ્ણ યુવતીઓની ઉપર અને યુવતીઓ શ્રી કૃષ્ણની ઉપર જળનું સેચન કરવા લાગી. કેટલાએક યાદવો ઉતારાઓમાં, કેટલાએક વનોમાં અને કેટલાએક સમુદ્રમાં સ્ત્રીઓની સાથે વિહાર કરવા લાગ્યા. સ્ત્રીઓ પરસ્પરના હાથ પકડીને જળમાં આમતેમ ફરવા લાગી તથા કેટલીએક ડુબકીઓ દઇને પણ વિનોદ કરવા લાગી. સહુને વાસ્તે ખાવાપીવા વગેરેના અનેક ઉત્તમ ઉત્તમ પદાર્થો એ સ્થળોમાં હાજર રાખવામાં આવ્યા હતા. કેટલાએક યાદવો જૂદાં જૂદાં પશુઓના તથા પક્ષીઓના જેવા આકારવાળાં વહાણોમાં બેસીને સ્ત્રીઓની સાથે સમુદ્રમાં ફરવા લાગ્યા. સમુદ્રમાં ફરતાં, રમણીય બેઠકોવાળાં અને સઘળી સામગ્રીઓથી ભરપૂર કરેલાં વિચિત્ર વહાણો આકાશમાં ફરતાં ગંધર્વ નગરોની પેઠે શોભવા લાગ્યાં. કિનારાપરના જંગલોમાં દિવ્ય વૃક્ષોની

શોભા જામી રહી, મોર, પોપટ તથા ધોળી કોકિલાઓ વગેરે પક્ષીઓ મધુર શબ્દોથી લોકોનાં ચિત્તોનું આકર્ષણ કરવા લાગ્યાં. દરેક વૃક્ષો દરેક ઋતુઓ સંબંધી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં. શીત, મંદ તથા સુગંધ પવન વાવા લાગ્યો, જેને શીતપણાની ઇચ્છા થાય તેને શીતપણાનો અને જેને ઉષ્ણપણાની ઇચ્છા થાય તેને ઉષ્ણપણાનો અનુભવ થવા લાગ્યો અને કોઇ પણ માણસને ક્ષુધા, પિપાસા કે ચિંતા વગેરેનો ઉપદ્રવ નજ થવા લાગ્યો. શ્રી કૃષ્ણે પોતાની સઘળી સ્ત્રીઓની સાથે એક મોટા વહાણમાં બિરાજી સમુદ્ર ક્રીડા કરી. મદ્યપાનથી મત્ત થયેલા, રાતાં નેત્રોવાળા અને ચંદ્રના જેવી શ્વેત કાંતિવાળા બલભદ્ર રેવતીની સાથે સમુદ્રમાં વિહાર કરતાં વાદળાંઓના મંડળમાં વિહાર કરતા પૂર્ણચંદ્રની પેઠે શોભવા લાગ્યા.

શ્રી કૃષ્ણની આજ્ઞાથી ઉર્વશી તથા તિલોત્તમા આદિ ઇંદ્રિલોકની અપ્સરાઓ તે સ્થળમાં હાજર થઇ તેજ દેશની ભાષા, આકૃતિ તથા વેષ વગેરે ધરી વાજાંઓના અનુસારથી નૃત્ય કરવા લાગી, સુંદર અભિનયો બતાવવા લાગી અને શ્રી કૃષ્ણનાં તથા બલભદ્રનાં બાલચરિત્રો ગાવા લાગી. વાજાંઓ વગેરેની બરાબર જમાવટ થતાં શ્રી કૃષ્ણ, બલભદ્ર, પ્રદ્યુમ્ન, સાંબ તથા સાત્યકિ વગેરે યાદવો જાતે પણ ગાવા લાગ્યા. નારદમુનિ પણ ત્યાં હાજર થઇ ગાવા અને અનેક પ્રકારના હાસ્યવિનોદ કરાવવા લાગ્યા. ગાયન તથા રાસ વગેરે થઇ રહ્યા પછી બે ભાગમાં વહેંચાયેલા યાદવોનું એક ટોળું બલભદ્રના ઉપરીપણા નીચે અને બીજું ટોળું શ્રી કૃષ્ણના ઉપરીપણા નીચે બીજીવાર સમુદ્રમાં વિહાર કરવા લાગ્યું. શ્રી કૃષ્ણની ઇચ્છાથી સમુદ્રમાં ક્યાંય પણ કીચ રહ્યો નહિ, ભયંકર જંતુઓ રહ્યાં નહિ, સઘળાં માછલાં સોનેરી રંગનાં થઇ ગયાં, પ્રત્યેક સ્થળમાં રંગરંગનાં કમળો પ્રફુલ્લિત થયાં અને જ્યાં જોઇએ ત્યાં ઉત્તમ ઉત્તમ મદ્યોનાં સુવર્ણમય પાત્રો તથા રત્નમય પ્યાલાઓ જોવામાં આવ્યા. સત્યભામા શ્રી કૃષ્ણને, અર્જુનને તથા નારદજીને પણ સમુદ્રના જળથી ભીંજાવવા લાગ્યાં. યાદવો મદ્યપાનથી મત્ત થઇ તથા નવીન નવીન વસ્ત્રો અને પુષ્પમાળાઓ ધારણ કરી ઉત્તમ સ્વરવાળાં ગાયનો કરવા લાગ્યા તથા પરસ્પરને ભીંજાવવા લાગ્યા. અપ્સરાઓ તથા વેશ્યાઓ જળ વાજાં વગાડવા લાગી. સ્ત્રીઓનાં મુખોથી તથા અંગપ્રભાઓથી સમુદ્ર હજારો ચંદ્રથી અને હજારો વીજળીઓથી વ્યાપ્ત થયો હોય એવો દેખાવા લાગ્યો. આવી રીતે

યાદવોને નૃત્ય વગેરે ક્રીડાઓમાં આસક્ત થયેલા જોઇ "અતિ પ્રસંગ થાયછે" એમ જાણી શ્રી કૃષ્ણ સ્ત્રીઓ સહિત જળમાંથી બહાર નિકળતાં સર્વે યાદવો બહાર નિકળ્યા અને નવાં વસ્ત્રો પહેરી લઇ સ્ત્રીઓ સહિત શ્રી કૃષ્ણની સાથે જમવા બેઠા. રસોયા લોકોએ નવાં નવાં મદ્યો પાઇ ભાતભાતની રસોઇઓ પીરસી. સઘળા યાદવો આનંદથી જમ્યા. મદ્ય માંસનો બિલકુલ ઉપયોગ નહિ કરનારા ઉદ્ધવ વગેરે કેટલાક યાદવો દૂધપાક વગેરે રસોઇ જમી તૃપ્ત થયા. જમ્યા પછી રાત્રિના સમયમાં નારદજીએ વીણા લઇ છાલિક્ય નામનું દિવ્ય ગાયન કે જેમાંથી સઘળા પ્રકારનાં ગાયનો નિકળ્યાં છે અને જે મનુષ્ય લોકમાં કોઇથી ગવાઇ શકાતું નથી તે ગવરાવવાનો આરંભ કર્યો, ઉર્વશી, મેનકા, તિલોત્તમા તથા મિશ્રકેશી આદિ અપ્સરાઓ અભિનયોની સાથે ગાયન કરવા લાગી. બલભદ્ર, શ્રી કૃષ્ણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સાંબ એઓ છાલિક્ય ગાવાની ચાતુરીથી સર્વને પરમ વિસ્મય આપવા લાગ્યા.

આ પ્રમાણે સઘળા યાદવો પિંડારામાં જઇ ક્રીડાઓમાં આસક્ત થયા હતા તે સમયમાં એક નિકુંભ નામનો દૈત્ય કે જે વજ્રપુરવાળા વજ્રનાભનો નાહાનો ભાઇ હતો, જેની ત્રણ ભત્રીજીઓને પ્રદ્યુમ્ન વગેરે છળથી પરણ્યા હતા અને જે વજ્રનાભના મરણ પછી વજ્રપુરમાંથી ભાગીને ષટ્પુરમાં રહ્યો હતો તથા યાદવોની ઉપર દગો કરવાને વાસ્તે દ્વારકાની આસપાસજ અદૃસ્ય રૂપથી ફર્યા કરતો હતો તેણે પૂર્વ વૈરનું સ્મરણ કરી બરાબર લાગ આવ્યો જોઇ દ્વારકામાં ભાનુ નામના એક પ્રખ્યાત યાદવના ઘરમાં પેસી બળાત્કારથી તેની ભાનુમતી નામની કન્યાને ઉઠાવી. હરાતી કન્યા રોવા લાગતાં અને ભાનુના ઘરમાં સ્ત્રીઓનો મોટો આર્ત્તનાદ ઉઠતાં ઉગ્રસેન તથા વસુદેવ સજ્જ થઇને ભાનુને ઘેર ગયા, પણ કન્યાનું હરણ કરનારો નજરે જોવામાં નહિ આવતાં તેઓએ એમ ને એમ પિંડારામાં જઇ શ્રી કૃષ્ણની પાસે તે વાત જાહેર કરી.

ભાનુમતીનું હરણ થયેલું સાંભળવામાં આવતાં શ્રી કૃષ્ણ અર્જુનને સાથે લઇ ગરૂડ ઉપર બેસીને પ્રદ્યુમ્નને પણ રથમાં બેસી તરત આવી પહોંચવાની આજ્ઞા કરી ત્યાંથી તરતજ ચાલી નિકળ્યા. થોડીજવારમાં નિકુંભને પકડી પાડ્યો અને તેટલીવારમાં પ્રદ્યુમ્ન પણ આવી પહોંચ્યા. ત્રણ વીર પુરૂષોને પોતાની ઉપર આવેલા જોઈ મહા માયાવી નિકુંભ પોતાનાં તથા કન્યાનાં ત્રણ

રૂપ કરી ડાબા હાથોથી કન્યાઓને પકડી જમણા હાથોથી ત્રણે યોદ્ધાઓની ઉપર ગદાઓ ફેંકવા લાગ્યો. શ્રી કૃષ્ણ, અર્જુન અને પ્રદ્યુમ્ન એ ત્રણે જણ સમર્થ છતાં પણ કન્યાઓના બચાવને વાસ્તે નિકુંભની ઉપર નિર્દય પ્રહાર કરતાં અટકવા લાગ્યા અને પોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવામાં અડચણ આવતી જોઈ નિઃશ્વાસ મૂકવા લાગ્યા. ધનુર્વેદના વિદ્વાનોમાં સર્વોત્તમ પ્રવીણતા ધરાવનારો અર્જુન કન્યાને જરા પણ જખમ નહિ થતાં ફક્ત નિકુંભનેજ જખ્મો થાય એવી યુક્તિથી બાણો ફેંકવા લાગ્યો. શ્રી કૃષ્ણ, અર્જુન અને પ્રદ્યુમ્ન કન્યાને કશી પીડા ન થાય એવી યુક્તિ, કળા તથા શિક્ષા વાપરીને વેંતીયાં બાણોથી નિકુંભને પીડવા લાગતાં એ માયાવી દૈત્ય કન્યા સહિત ત્યાંજ અંતર્હિત થઇ ગયો. ત્રણે જણ એ દૈત્યનો શોધ કરવા લાગ્યા તેટલામાં તે હારીત પક્ષીનું રૂપ ધરીને આકાશમાં ફરતો જોવામાં આવતાં વળી પણ અર્જુને વેંતીયાં બાણોથી તેને પીડવા માંડ્યો. પીડાયેલો નિકુંભ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ત્રણે જણ તેની પછવાડે પહોંચવા લાગ્યા. એ દૈત્ય આકાશમાં ફરતાં ગોકર્ણ નામના પર્વતની ઉપર આવ્યો પણ એ પર્વત ગોકર્ણેશ્વરના પ્રભાવથી અનુલ્લંઘ્યજ હતો તેથી તેનું ઉલ્લંઘન નહિ કરી શકાતાં તે કન્યા સહિત ત્યાંની નદીના કિનારા ઉપર પડ્યો. આ લાગ મળતાં પ્રદ્યુમ્ને ઝડપથી ત્યાં પહોંચી જઈ ભાનુમતિને પોતાના કબજામાં લઇ લીધી. પણ નિકુંભ છટકી જઇ દક્ષિણ દિશા તરફ નાઠો. નાસતાં નાસતાં તે બરડાની ગુફાની અંદર પટ્પુર નામના શહેરમાં પેસી ગયો. શ્રી કૃષ્ણ તથા અર્જુન એ પટ્પુરના દ્વારને રોકીને ગુફામાંજ રાત રહ્યા અને પ્રદ્યુમ્ન ત્યાંથી દ્વારકામાં જઈ ભાનુમતીને તેના પિતાના હાથમાં સોંપી પાછા એ ગુફામાં આવ્યા. બળવાન નિકુંભ યુદ્ધ કરવાને વાસ્તે ગુફામાંથી બહાર નિકળ્યો તેટલામાં અર્જુને હજારો બાણોથી તેના રસ્તાઓને રોકી દીધા. નિકુંભે માયાથી અદૃસ્ય થઇ પ્રદ્યુમ્ન તથા અર્જુનનાં મસ્તકોપર ગદાનો પ્રહાર કરી તેઓને મૂર્છા વસ્ય કરી દીધા. પુત્ર અને મિત્રને મૂર્છા પામેલા જોઇ શ્રી કૃષ્ણ હાથમાં ભયંકર ગદા લઇ તેની સામે દોડ્યા. શ્રી કૃષ્ણ તથા નિકુંભ વિચિત્ર મંડળો દેખાડી દેખાડીને અદ્ભુત યુદ્ધ કરવા લાગતાં આકાશમાં જોવા ઉભેલા ઇંદ્રાદિક દેવતાઓ વિસ્મય પામવા લાગ્યાં. નિકુંભે માથામાં મારેલી ગદાથી શ્રી કૃષ્ણ મૂર્છિત થઇ જતાં ઇંદ્રે અમૃતથી મિશ્રિત કરેલ આકાશ ગંગાના શીતળ જળ-

થી સેચન કરીને તેમને સ્વસ્થ કર્યા. સ્વસ્થ થઇ નિકુંભના નાશને વાસ્તે શ્રી કૃષ્ણે હાથમાં સુદર્શન ચક્ર લેતાં માયાવી નિકુંભ પોતાના શરીરને ધરતીપર મૂકી દઇ તેમાંથી નિકળી ગયો. શ્રી કૃષ્ણને તે વાતની ખબર રહી નહિ, તે તો તેને ધરતીપર પડી ગયેલો તથા મરવા પડેલો જાણી વીર પુરૂષોનો નિયમ જાળવવાને વાસ્તે ચક્રને હાથમાં રાખીનેજ ઉભા રહ્યા. પણ મૂર્છામાંથી ઉઠેલા માયાવી પ્રદ્યુમ્ને ખરી વાત જાણી લઇ શ્રી કૃષ્ણને કહ્યું કે "પિતાજી! નિકુંભ આ શરીરમાં નથી પણ બીજે ક્યાંય જતો રહ્યો છે." પ્રદ્યુમ્ન આમ બોલતા હતા તેટલામાં તો નિકુંભનું શરીર પણ અદૃશ્ય થઇ ગયું. શ્રી કૃષ્ણ તથા અર્જુન વિસ્મય પામીને હસવા લાગ્યા. જરાવારમાંજ હજારો તથા લાખો નિકુંભો દેખવામાં આવ્યા અને શ્રી કૃષ્ણ, અર્જુન તથા પ્રદ્યુમ્નની ઉપર ભારે ઝડપ કરવા લાગ્યા. કેટલાએક નિકુંભોએ અર્જુનનું ધનુષ પકડયું, કેટલાએકે બાણો પકડ્યાં, કેટલાએકે હાથ પકડ્યા અને કેટલાએકે પગ પકડ્યા. તેઓ અર્જુનને પકડી આકાશમાં લઇ ગયા જ્યાં અર્જુનો પણ હજારો તથા લાખો શ્રી કૃષ્ણની અને પ્રદ્યુમ્નની નજરે પડવા લાગ્યા. શ્રી કૃષ્ણ તથા પ્રદ્યુમ્ન અર્જુનોની ઉપર ઘા નહિ કરતાં નિકુંભોની ઉપર ઘા કરવા લાગ્યા ત્યાં એક એક નિકુંભને બદલે બંબે નિકુંભ થવા લાગ્યા. આ સમય શ્રી કૃષ્ણે દિવ્ય જ્ઞાનની શક્તિથી ખરા નિકુંભને ઓળખી લઇ તેનાપર સુદર્શન ચક્ર ફેંકતાં નિકુંભ શરીરમાંથી નીકળી ગયો, મસ્તક છૂટું પડી ગયું અન ધડ પૃથ્વીપર પડયું. નિકુંભના ધડની સાથે અર્જુન પણ પડતો હતો તેને શ્રી કૃષ્ણની સૂચનાથી પ્રદ્યુમ્ને અધર ઝીલી લીધો અને આશ્વાસના કરી પોતાના રથમાં બેસાડ્યો.

આવી રીતે શ્રી કૃષ્ણ, અર્જુન તથા પ્રદ્યુમ્ન વિજય મેળવી દ્વારકામાં આવ્યા અને ત્યાં તેઓએ ભરી સભામાં નારદજીના મોહોડાથી ભાનુમતીનું કન્યાપણું અભગ્ન રહેવા વિષેની ખાત્રી અપાવી અને તે કન્યા ભાનુના હાથથી સહદેવને પરણાવવાની ગોઠવણ કરી. શ્રી કૃષ્ણે યુધિષ્ઠિર રાજાની પાસે દૂત મોકલીને ઇંદ્રપ્રસ્થમાંથી સહદેવને બોલાવ્યો અને તેને ભાનુમતીની સાથે ધામધૂમથી પરણાવીને ભાનુમતી સહિત ઇંદ્રપ્રસ્થમાં મોકલ્યો. ઘણા દિવસથી દ્વારકામાં રહેલો અર્જુન પણ શ્રી કૃષ્ણ આદિ સંબંધીઓની રજા લઇ સુભદ્રા સહિત પોતાના ભાઇ સહદેવની સાથેજ ઇંદ્રપ્રસ્થમાં ગયો.

# પ્રકરણ ૪૭મું.

## બ્રહ્મદત્તનો યજ્ઞ અને નિકુંભનો નાશ.

**વસુદેવનો** પરમ મિત્ર અને તેનોજ આશ્રિત બ્રહ્મદત્ત નામનો એક પ્રખ્યાત બ્રાહ્મણ ષટ્પુરમાં રહેતો હતો. તેણે વસુદેવના ખર્ચથી ષટ્પુર પાસેની આવર્ત્તા નામની નદીના કિનારાપર મોટો યજ્ઞ કરવાનો આરંભ કર્યો. એ યજ્ઞના અંગમાં તેણે પાંચસો કન્યાદાન દેવાનો નિશ્ચય કરી બ્રાહ્મણોની એકસો, ક્ષત્રિયોની બસો, વૈશ્યોની એકસો અને શૂદ્રોની એકસો કન્યાઓને તેઓનાં માતાપિતાઓની સંમતિથી લાવી રાખી હતી. વસુદેવ તથા દેવકી પણ ઘણાં સંબંધીઓને સાથે લઇ એ મહોત્સવમાં ગયાં હતાં અને મોટી ઉદારતાથી ધન વાપરતાં હતાં. પાંચસો કન્યાઓમાં ચ્યારસો કન્યાઓ યાદવોને પરણાવી વોળાવી દેવાયા પછી બ્રાહ્મણોની સો કન્યાઓજ અવશેષ રહેલી હતી. આ વખતે ષટ્પુરમાં રહેનારો નિકુંભ દૈત્ય કે જે શ્રી કૃષ્ણના ચક્રથી મસ્તક કપાઇ ગયા છતાં પણ પોતાની માયાના બળથી મૃત્યુવશ્ય નહિ થયો હતો તે કેટલાએક દૈત્યોની સાથે ત્યાં આવી બ્રહ્મદત્તને કહેવા લાગ્યો કે "જે સો કન્યાઓ અવશેષ રહેલી છે તે અને યજ્ઞના ભાગો પણ અમોને આપ. જો નહિ આપે તો અમો બલાત્કારથી કન્યાઓને લઇશું અને યજ્ઞને પણ નષ્ટ કરીશું." બ્રહ્મદત્તે તેને ઘણી રીતે વિનવ્યો અને ઘણું ઘણું ધન દેવાની લાલચ આપી તોપણ તે બલાત્કારથી કન્યાઓનું હરણ કરવાની તથા યજ્ઞનો ભંગ કરવાની તજવીજ કરવા લાગ્યો. નિકુંભ દૈત્યની એ નીચ હિલચાલ જોઇ વસુદેવે ચેતવણી મોકલતાં શ્રી કૃષ્ણે પ્રદ્યુમ્નને આજ્ઞા કરી કે "પુત્ર! હું યાદવોનું સૈન્ય લઇને ષટ્પુરમાં આવવાનો છું તે પહેલાં તમે ત્યાં જઇ માયાના પ્રભાવથી કન્યાઓનું રક્ષણ કરો." પ્રદ્યુમ્ને શ્રી કૃષ્ણની આજ્ઞાને માથે ચડાવી તરતજ યજ્ઞ ભૂમિપર પહોંચી માયાથી ખરી કન્યાઓને ખેંચી લઇ તેટલીજ સંખ્યાની નવી કન્યાઓ બનાવીને યજ્ઞભૂમિમાં રાખી અને વસુદેવને તે ખબર આપીને નિર્ભય કર્યા.

નિકુંભ વગેરે દૈત્યો માયામય કન્યાઓને સાચી કન્યાઓ સમજી તેઓનું હરણ કરી રાજી થઇને ષટ્પુરમાં ગયા અને બ્રહ્મદત્તની યજ્ઞક્રિયા પ્રથમની પેઠેજ ચાલવા લાગી. જરાસંધ, દંતવક્ત્ર, શિશુપાલ, પાંડવો, કૌરવો, રૂક્મી,

નીલ, શલ્ય, શકુનિ તથા બીજા પણ અનેક રાજાઓ બ્રહ્મદત્તના નિમંત્રણથી ત્યાં આવ્યા હતા. શ્રી કૃષ્ણ ઉપરના દ્વેષને લીધે બ્રહ્મદત્તના યજ્ઞને ચુંથી નાખવા ઇચ્છતા નિકુંભે ઘણી બરદાસોથી સઘળા રાજાઓને વશ્ય કરી પોતાના પક્ષમાં ખેંચી લીધા. સઘળા રાજાઓએ નિકુંભને યાદવો સામેના યુદ્ધમાં મદદ આપવાનું વચન દીધું. માત્ર પાંડવોજ એ એક સંપીમાં મળ્યા નહિ.

આ વખત અદિતિના વચન પ્રમાણે પારિજાત વૃક્ષને દ્વારકામાં એક વર્ષ સૂધી રાખવાની જે મુદત હતી તે પૂરી થઇ રહેવાથી શ્રી કૃષ્ણ દ્વારકામાંથી પારિજાતને લઇ ઇંદ્રલોકમાં પધાર્યા. ઇંદ્રે શ્રી કૃષ્ણને ઘણું માન આપી પારિજાતનું વૃક્ષ પાછું તેમના હાથથીજ નંદનવનમાં રોપાવ્યું. શ્રી કૃષ્ણે ઇંદ્રને પ્રસન્ન કરી ત્યાંથી જવાની રજા માગતાં તેણે વિજ્ઞપ્તિ કરી કે "મહારાજ! મારા યોગ્ય કંઇ પણ કામકાજ હોય તો જૂદાઇ ન જાણતાં કહો."

"સદાશિવની આજ્ઞા પ્રમાણે મારે આજથી દશ દિવસની અંદર ષટ્પુરના રહેવાસી દૈત્યોનો વધ કરવો છે. માટે તે પ્રસંગમાં જયારે હું યાદ કરૂં ત્યારે તમો જયંતને તથા તમારા મિત્ર પ્રવરને અમારી મદદ માટે મોકલજો. પોતાની માગણીનો ઇંદ્રે સ્વીકાર કરતાં શ્રી કૃષ્ણ તેને પ્રણામ કરીને તરતજ દ્વારકામાં આવ્યા. ઉગ્રસેન રાજાને દ્વારકાની ભલામણ દઇ ત્યાંથી બલભદ્રને સાથે લઇ તરતજ બ્રહ્મદત્તના યજ્ઞમાં પધાર્યા અને પ્રદ્યુમ્નને સઘળી જાતના બંદોબસ્ત માટે ભલામણ આપી.

પ્રભાતમાં નાહી બિલ્વોદકેશ્વરનું પૂજન કરી સજ્જ થઇ બલભદ્ર તથા સાત્યકિની સાથે ગરૂડપર બેસી પ્રદ્યુમ્નને સૈન્યના મોખરા ઉપર આકાશમાં ઉભા રાખી યજ્ઞભૂમિના રક્ષણ વાસ્તે પાંડવોને ભલામણ આપી, અને બાકીની સેનાને ગુફાના મોહોડા આગળજ ઉભી રાખીને શ્રી કૃષ્ણે જયંતનું તથા પ્રવરનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંજ જયંત અને પ્રવર આવી પહોંચ્યા એટલે તેઓને પણ પ્રદ્યુમ્નની સાથે આકાશ ભાગમાંજ રાખ્યા. સેનાનો મકરવ્યૂહ ગોઠવી સાંબ, ગદ, સારણ, ઉદ્ધવ, ભોજ, કૃતવર્મા તથા વિપૃથુ વગેરે યોદ્ધાઓને તે સ્થળોમાં ઉભા રાખ્યા અને તે પછી રણ દુંદુભિનો નાદ કરાવ્યો. રણ દુંદુભિનો ભયંકર ધ્વનિ સાંભળવામાં આવતાં ષટ્પુરના રહેવાસી દૈત્યો સજ્જ થઇ જૂદાં જૂદાં વાહનોપર બેસી નિકુંભના અગ્રણીપણા નીચે બહાર નિકળી પૃથ્વીને તથા અંતરિક્ષને પણ ઘેરી લઇ ગર્જનાઓ કરવા લાગ્યા. જરાસંધ,

સો ભાઇઓ સહિત દુર્યોધન, કર્ણ, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન આદિ દ્રુપદના પુત્રો, રૂક્મી, વિરાટ, સુશર્મા, ભગદત્ત, શલ્ય અને શકુનિ આદિ રાજાઓ પણ શિશુપાલના અગ્રણીપણા નીચે પોતપોતાની સેનાઓ સહિત યાદવોની સામે થયા અને તુમુલયુદ્ધ ચાલવા લાગ્યું. નિકુંભ ઝેરી નાગો જેવાં બાણોથી યાદવોની સેનાનું મર્દન કરવા લાગતાં યાદવોના સેનાપતિ અનાધૃષ્ટિએ લાખો બાણોથી નિકુંભના રથને ઢાંકી દીધો. માયાવી નિકુંભ સરલ યુદ્ધથી જીતવાનું અશકય જાણી અનાધૃષ્ટિને માયાથી સ્તબ્ધ કરી દઇ ષટ્પુરની ગુફામાં ઉપાડી ગયો અને ત્યાં તેને કેદ કરી પાછો રણભૂમિમાં આવી બીજા યાદવોને પણ અનુક્રમથી ઉપાડી લઇ જઇ ગુફામાં પૂરવા લાગ્યો. કૃતવર્મા, ચારૂદેષ્ણ, ભોજ, વૈતરણ, સનત્કુમાર, ઋક્ષ, નિશઠ, ઉલ્મુક અને બીજા પણ ઘણા ઘણા યાદવો રણભૂમિમાંથી ઉપડી જતાં અને માયાથી ઢંકાયેલો નિકુંભ દેખવામાં નહિ આવતાં પ્રબળ માયાનો પણ પરાભવ કરી શકનારા શ્રી કૃષ્ણ, બલભદ્ર, પ્રદ્યુમ્ન, સાંબ તથા અનિરૂદ્ધ દૈત્યોની સેનાને વિશેષ જોસથી કાપવા લાગ્યા. ખડમાં જેમ અગ્નિ ગતિ કરે તેમ દૈત્યોની સેનામાં શ્રી કૃષ્ણ ફરવા લાગ્યા. જે જે દૈત્યો તેની સામે થયા તે તે અગ્નિમાં પડેલા પતંગીયાની દશાને પ્રાપ્ત થયા. દૈત્યોએ ફેંકેલાં અનેક શસ્ત્રોને, અસ્ત્રોને, પર્વતોને, વૃક્ષોને અને હાથી ઘોડાઓનાં શબોને પણ શ્રી કૃષ્ણ પોતાનાં બાણોરૂપી અગ્નિથી બાળી નાખવા લાગ્યા. જેમ રેતીના પુલો વરસાદથી વીંખાય તેમ શ્રી કૃષ્ણનાં બાણોથી દૈત્યો વીંખાવા લાગ્યા અને જેમ સિંહની સામે ઉભવાને હરિણો અશક્ત થઇ જાય તેમ શ્રી કૃષ્ણની સામે ઉભવાને દૈત્યો અશકત થઇ ગયા. કાયર થયેલા દૈત્યો જીવવાની આશાથી અંતરિક્ષમાં જવા લાગ્યા ત્યાં જયંત, પ્રવર તથા પ્રદ્યુમ્ન તેઓને કાપી નાખવા લાગ્યા. તેઓનાં મસ્તકો તાડનાં ફળોની પેઠે ધરતીપર પડવા લાગ્યાં. મહા માયાવી પ્રદ્યુમ્ને પણ એક માયામય ગુફા બનાવી તેમાં સામા પક્ષના રાજાઓને ઉપાડી ઉપાડી કેદ કરવા માંડયા. કર્ણ, દુર્યોધન, વિરાટ, દ્રુપદ, શકુનિ, શલ્ય, નીલ, ભીષ્મ, વિંદ, અનુવિંદ, જરાસંધ, સુશર્મા તથા બીજા પણ અનેક રાજાઓ પ્રદ્યુમ્નની માયામય ગુફામાં કેદ થઇ ગયા. રૂક્મી, શિશુપાલ તથા ભગદત્ત એઓ પ્રદ્યુમ્નની માયાને ત્રોડવાના ઉપાય કરવા લાગતાં બિલ્વોદકેશ્વરની આજ્ઞાથી નંદિકેશ્વરે આવી પ્રદ્યુમ્નના હાથમાં પાશો આપ્યા, જેથી પ્રદ્યુમ્ને રૂક્મી, શિશુપાલ અને ભગદત્તને પણ બાંધી લીધા અને

માયામય ગુફામાં બીજા રાજાઓની સાથેજ નાખી દીધા.

સઘળા ક્ષત્રિયોને અને તેઓની સેનાઓને પણ માયાથી બાંધી લઇ પ્રદ્યુમ્ને બ્રહ્મદત્તને કહ્યું કે "તમે નિર્ભય રહીને યજ્ઞની ક્રિયા ચલાવ્યા કરો. પાંડવો તમારા રક્ષક થયા છે તેથી તમને કોઇની પણ ધાસ્તી નથી. મેં દૈત્યોને ઠગીને તમારી કન્યાઓને આ યજ્ઞભૂમિમાંજ રાખી છે તે જોઇ લ્યો. કોઇ પણ કન્યાને દૈત્યોનો સ્પર્શ પણ થયો નથી." પ્રદ્યુમ્નનાં વચનો સાંભળી તેના પ્રભાવથી કન્યાઓને યજ્ઞભૂમિમાંજ રહેલી જોઇ બ્રહ્મદત્ત બહુજ પ્રસન્ન થયો.

રાજાઓ કેદ થઇ જતાં અને અસુરો ગભરાઇ ગભરાઇને ભાગવા લાગતાં નિકુંભ તેઓને ચાનક ચડાવવા માટે પડકારવા લાગ્યો કે "અરે, તમો પ્રતિજ્ઞા છોડી દઇને ભાગવામાં લજાતા કેમ નથી?" ભાગીને ઘેર જશો તો તમારી સ્ત્રીઓ પણ તમોને ફિટકાર દેશે અને મુવા પછી નરકમાં પડશો. યુદ્ધમાં જીતવાથી પણ કલ્યાણ છે અને મરવાથી પણ કલ્યાણ છે." નિકુંભનાં વચનો સાંભળી પાછા વળેલા દૈત્યો યજ્ઞનો વિધ્વંસ કરવા જતાં યુધિષ્ટિર આદિ પાંડવોએ, આકાશમાં જતાં જયંતે તથા પ્રવરે અને રણભૂમિમાં જતાં શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વગેરેએ તેઓને કાપવા માંડ્યા. દૈત્યોનાં રૂધિરોની નદીઓ ચાલવા લાગતાં તેમાં હાથીઓ, ઘોડાઓ તથા રથો પણ તણાવા લાગ્યા. શત્રુઓને વધતા અને સહાયકોને કપાઇ જતા જોઇ નિકુંભ આકાશમાં ગયો જ્યાં જયંતે અને પ્રવરે વજ્ર જેવાં તીક્ષ્ણ બાણોથી તેને પીડવા માંડ્યો. નિકુંભ પાછો વળી પ્રવરના માથામાં ભોગળ મારતાં પ્રવર પડી ગયો પણ જયંતે તેને આલિંગનથી આશ્વાસિત કરી નિકુંભની સામે પ્રબળ યુદ્ધ ચલાવ્યું. જયંતનાં બાણોથી સર્વ ગાત્રોમાં વીંધાયેલો નિકુંભ ત્યાંથી ભાગી શ્રી કૃષ્ણ અને અર્જુનની સામે આવ્યો. યુદ્ધ જોવા ઉભેલા ઇંદ્રે પુત્રને વિજય પામેલો જોઇ હર્ષથી દુંદુભિઓ વગડાવ્યાં.

નિકુંભ યજ્ઞભૂમિની સમીપમાં આવી અદૃશ્ય રહીને યાદવોને તથા પાંડવોને પીડવા લાગતાં અને તેથી સર્વે ગભરાવા લાગતાં શ્રી કૃષ્ણે બિલ્વોદકેશ્વરનું ધ્યાન કર્યું કે તરતજ યાદવો તથા પાંડવો પહાડ જેવા આકારવાળા નિકુંભને પ્રત્યક્ષ દેખાવા લાગ્યા. અર્જુને અસ્ત્રસંયુક્ત બાણોથી નિકુંભને વીંધવા માંડ્યો એટલે તે ષટ્પુરની ગુફા કે જે સૂર્ય ચંદ્રના પ્રકાશ વગરની છતાં સ્વાભાવિક તેજથી પ્રકાશતી હતી અને પોતામાં રહેનારાઓને તેઓની ઇચ્છા પ્રમાણે શીતોષ્ણા-

દિક આપતી હતી તેમાં પેસી ગયો. નિકુંભને ગુફામાં ગયેલો જાણી શ્રી કૃષ્ણ અને તેની પાછળ યાદવો તથા પાંડવો પણ તે ગુફામાં પેઠા. શ્રી કૃષ્ણની આજ્ઞાથી પ્રદ્યુમ્ને ગુફાની અંદર નિકુંભના કેદખાનામાં પડેલા યાદવોને મુક્ત કરી બહાર પહોંચાડ્યા અને પોતે જે જરાસંધ વગેરે રાજાઓને માયામય ગુફામાં કેદ કર્યા હતા તેઓને પણ અતિ દીનતા કરતા જોઇ છૂટા કર્યા. છૂટા થએલા એ રાજાઓ લાજથી ઘેરાઇ નીચે મોહોડે નિસ્તેજ અને ચુપ થઇ યજ્ઞભૂમિમાં રહ્યા અને જવાને વાસ્તે શ્રી કૃષ્ણની આજ્ઞાની રાહ જોવા લાગ્યા.

શ્રી કૃષ્ણ ગુફામાંથી નિકુંભને શોધી બહાર કહાડી. તેની સાથે તુમુલયુદ્ધ કરવા લાગ્યા અને પાંડવો તથા યાદવો પણ બહાર આવીને તે યુદ્ધ જોવા લાગ્યા. નિકુંભના પ્રહારથી શ્રી કૃષ્ણ અને શ્રી કૃષ્ણના પ્રહારથી નિકુંભ એકી વખતે મૂર્છિત થઇ જતાં મુનિઓ શ્રી કૃષ્ણના કલ્યાણની ઇચ્છાથી વેદમંત્રોનો જપ કરવા લાગ્યા. જેમ મૂર્છા પણ એકજ વખતે પ્રાપ્ત થઇ તેમ સંજ્ઞા પણ સાથેજ પ્રાપ્ત થતાં તેઓ પાછા ભયંકર સંગ્રામમાં જોડાયા. આ સમય બિલ્વોદકેશ્વરે આકાશવાણીથી સૂચના આપતાં શ્રી કૃષ્ણે ચક્ર ફેંકીને નિકુંભનું મસ્તક કાપી નાખ્યું. ભાનુમતીના હરણ સંબંધી સંગ્રામમાં કપાઇ ગયા છતાં પણ માયાના પ્રભાવથી જીવતો રહેલો નિકુંભ આ વખતે ખરેખર મરણ પામ્યો. પર્વતના શિખર ઉપરથી જેમ મોર પડે તેમ નિકુંભના ધડ ઉપરથી તેનું મસ્તક ધરતીપર આવી પડ્યું. દેવતાઓ, યાદવો તથા પાંડવો અત્યંત પ્રસન્ન થયા, દુંદુભિના શબ્દ થવા લાગ્યા અને શ્રી કૃષ્ણની ઉપર પુષ્પ વૃષ્ટિઓ પડવા લાગી

શ્રી કૃષ્ણે દૈત્યોની સેંકડો કન્યાઓ યાદવોને આપી, દૈત્યોની મિલ્કતમાંથી સઘળા રાજાઓને તથા યાદવોને ઉત્તમ ઉત્તમ રત્નો તથા પોશાકો આપ્યા, પાંડવોને રત્નો તથા પોશાકો ઉપરાંત હજારો વાહનો પણ આપ્યાં અને ષટ્પુરનું આધિપત્ય બ્રહ્મદત્તના હવાલામાં કરી આપી તેનો યજ્ઞ પણ સંપૂર્ણ કરાવ્યો. જે કન્યાઓને પ્રદ્યુમ્ને બચાવી હતી તે કન્યાઓનાં દાન પણ બ્રહ્મદત્તના હાથથી બ્રાહ્મણોને અપાવ્યાં. યજ્ઞ સમાપ્ત થયા પછી શ્રી કૃષ્ણ પાંડવોને તથા જરાસંધ વગેરે રાજાઓને રજા આપી ભારે ધામધૂમથી બિલ્વોદકેશ્વરનો મહોત્સવ કરી બ્રહ્મદત્તની રજા લઇ તેને પ્રણામ કરી માતાપિતા અને સર્વ યાદવો સહિત દ્વારકામાં પધાર્યા. શ્રી કૃષ્ણ દ્વારકામાં પધારતાં સર્વ લોકોએ અદ્ભુત મહોત્સવ કરી પોતાનો આનંદ જણાવ્યો.

# પ્રકરણ ૪૮મું.

## વસુદેવ અને નંદ.

શ્રી કૃષ્ણ તથા બલભદ્ર દ્વારકામાં રહ્યા હતા અને સર્વ દ્વારકા વાસીઓને પરમ સંતોષ આપતા હતા તેવામાં કોઇ માસમાં કલ્પક્ષયના જેવું મોટું સૂર્યગ્રહણ થવાનું અગાઉથી ગણિત શાસ્ત્રીઓના કહેવા ઉપરથી જાણવામાં આવતાં ઉગ્રસેન, વસુદેવ, અક્રૂર, શ્રી કૃષ્ણ તથા બલભદ્ર વગેરે સર્વ યાદવો અનિરૂદ્ધને તથા કૃતવર્માને દ્વારકાના રક્ષણની ભલામણ દઈ પાલખીઓ, રથો તથા ઘોડા વગેરે વાહનોથી સહકુટુંબ કુરૂક્ષેત્રની યાત્રા કરવા ગયા. ભરતખંડના ઘણા રાજાઓ તથા ઘણાં ઘણાં લોકો પણ એ પર્વ ઉપર કુરૂક્ષેત્રમાં આવ્યાં હતાં. સર્વ યાદવો પર્વને દિવસે સ્પર્શકાળમાં સરસ્વતીમાં નાહી, બ્રાહ્મણોને ગાયો તથા સુવર્ણ વગેરે અનેક દાનો આપી જપાદિક કરી પાછું મોક્ષહૃદ એવા નામથી ઓળખાતા પવિત્ર હૃદોમાં મોક્ષ સ્નાન કરી બ્રાહ્મણોને સુંદર ભોજનો જમાડી તેમની આજ્ઞાથી પોતે પણ જમીને વૃક્ષોની ઘાટી છાયાઓમાં બેઠા હતા ત્યાં તેઓને પોતાના પક્ષના તથા પરપક્ષના અનેક રાજાઓનો, સંબંધીઓનો અને મિત્રોનો સમાગમ થયો. પુરૂષોએ પુરૂષોનાં અને સ્ત્રીઓએ સ્ત્રીઓનાં પ્રેમપૂર્વક આલિંગનો કરી પરસ્પરને કુશળ પ્રશ્નો પૂછ્યાં. પાંડવોની માતા કુંતી પોતાના ભાઇઓને, બેહેનોને, ભાઇઓના પુત્ર પૌત્રોને, ભાભીઓને તથા વહુઓને જોઈ બહુજ રાજી થયાં. કુંતીએ વસુદેવની પાસે વિપત્તિના સમયોમાં પણ પોતાની ખબર નહિં લેવાનો ધોખો કરતાં વસુદેવે પોતે પણ હમણાં સૂધી શત્રુઓના ઉપદ્રવને લીધે ઠેકાણે બેઠા ન હતા તે સંબંધી વાતચિત કરી તેમના મનનું સમાધાન કર્યું. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, ગાંધારી, કૌરવો, પાંડવો, વિદુર, કૃપાચાર્ય, ભીષ્મક, દ્રુપદ તથા દમઘોષ વગેરે સર્વ સંબંધીઓને તથા બીજા પણ સજ્જનોને શ્રી કૃષ્ણાદિક સર્વ યાદવોએ ઘણું માન આપ્યું. સઘળા રાજાઓ તથા સંબંધીઓ શ્રી કૃષ્ણના ગુણોને જોઇ વસુદેવનાં તથા યાદવોનાં ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

વ્રજથી નંદરાય પણ સઘળા ગોવાળીયાઓ અને ગોપીઓની સાથે કુર-

ક્ષેત્રમાં આવ્યા હતા. તેમને યાદવોના ત્યાં આવવાની ખબર મળતાં તેઓ પણ યાદવોના ઉતારામાં આવ્યા. શરીરે પ્રાણ આવવાથી જેમ ઉભાં થાય તેમ નંદના આવવાથી યાદવો ઉભા થઇ તેમને મળ્યા. કંસે આપેલાં દુઃખોનું અને તે સમયમાં નંદે આપેલી અસાધારણ મદદને યાદ કરતા વસુદેવ નંદનું આલિંગન કરી પ્રેમથી વિહ્વળજ થઇ ગયા. શ્રી કૃષ્ણ તથા બલભદ્ર નંદને અને યશોદાને પ્રણામ કરી પ્રેમનાં આંસુઓથી ગભરાઇ જવાને લીધે કાંઇ પણ બોલી શક્યા નહિ. નંદ તથા યશોદા પણ શ્રી કૃષ્ણ તથા બલભદ્રનું આલિંગન કરી તેમને પોતાની પાસે બેસાડી ઘણીવાર સુધી તેઓનાં અંગોપર હાથ ફેરવીને અશ્રુઓથી ગભરાયેલાંજ રહ્યાં. રોહિણી તથા દેવકી યશોદાનું આલિંગન કરી તેમના પરમ સ્નેહના સ્મરણથી નેત્રોમાં આંસુ લાવી બોલ્યાં કે "વ્રજેશ્વરી! યશોદા! તમારો સ્નેહ કે જે આજસુધી પણ એવો ને એવોજ છે અને જેનો બદલો પ્રાણ આપી દેતાં પણ વાળી શકાય તેમ નથી તેને અમો શી રીતે ભૂલીએ? જેઓએ અમારાં મોહોડાં પણ દીઠાં ન હતાં એવા આ શ્રી કૃષ્ણ અને બલભદ્ર જેમ નેત્રો પાંપણ તરફથી રક્ષણ પામે-છે તેમ તમારા હાથથી રક્ષણ પામીને વ્રજમાં નિર્ભયપણે રહ્યા હતા એ તમારો ઉપકાર અમારાથી શી રીતે ભૂલાય?" વ્રજમાં શ્રી કૃષ્ણના દર્શનની આડે આવતી પાંપણોને પણ ગાળો દેનારી ગોપીઓ લાંબે કાળે શ્રી કૃષ્ણનું દર્શન પ્રાપ્ત થતાં તેમને દૃષ્ટિરૂપ દ્વારથી હૃદયોમાં લઇ રોમાંચિત અને તન્મયજ થઇ ગઇ. શ્રી કૃષ્ણે ગોપીઓને એકાંતમાં મળી ઘણાં ઘણાં બોધ વચનોથી તેણીઓનાં અંતઃકરણોને શાંત કર્યાં. પાંડવોની તથા કૌરવોની સ્ત્રીઓ યાદવોની સ્ત્રીઓને મળી વ્યાવહારિક વાતો કરતી હતી તે પ્રસંગમાં દ્રૌપદીએ શ્રી કૃષ્ણની સ્ત્રીઓને તેણીઓના વિવાહોની હકીકત પૂછતાં તે સર્વેએ પોતપોતાના વિવાહની હકીકત તેને કહી સંભળાવી શ્રી કૃષ્ણની ઉપર પોતાનો અતિ પ્રેમ જણાવ્યો. આ વાત સાંભળી કુંતી, ગાંધારી, દ્રૌપદી તથા બીજી રાજપત્નીઓ પણ પરમ વિસ્મય પામી.

આ વખતે વ્યાસ, નારદ, ચ્યવન, દેવલ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, ગૌતમ, પરશુરામ તથા વસિષ્ટ વગેરે મહાત્મા મુનિઓ શ્રી કૃષ્ણ અને બલભદ્રનાં દર્શન કરવાની ઇચ્છાથી ત્યાં આવી નિકળતાં શ્રી કૃષ્ણે અને બલભદ્રે તેઓનો ઘણો ઘણો સત્કાર કર્યો. સત્કાર પામી દર્શનનો આનંદ લઇ શ્રી કૃષ્ણ તથા

યુધિષ્ઠિર વગેરેની રજા લઇ મુનિઓ પોત પોતાના આશ્રમોમાં જવા તૈયાર થતાં વસુદેવે ઘણી ઘણી વિજ્ઞપ્તિથી તેઓને રોકીને કુરૂક્ષેત્રમાં મોટો યજ્ઞ કરવાનો આરંભ કર્યો. મુનિઓએ વસુદેવને તથા તેની સ્ત્રીઓને યજ્ઞની દીક્ષા આપી. યાદવો તથા રાજાઓ નાહી ધોઈ ઉત્તમ ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો ધરીને યજ્ઞના મહોત્સવ સંબંધી કામકાજ કરવા લાગ્યા, યાદવોની સ્ત્રીઓ મંગલ કૃત્યો કરવા લાગી, સ્તવનો, નૃત્યો તથા ગાયનો થવા લાગ્યાં અને વાજાંઓ વાગવા લાગ્યાં. જેમ ઈંદ્ર મોટી ઉદારતાથી યજ્ઞ કરે તેમ વસુદેવે મોટી ઉદારતાથી યજ્ઞ કર્યો. શ્રી કૃષ્ણે તથા બલભદ્રે મુનિઓ તથા રાજાઓ વગેરેની ઘણી ઘણી સેવા કરી યજ્ઞ સમાપ્ત થતાં શાસ્ત્રવિધિ પ્રમાણે ઋત્વિજોને દક્ષિણાઓ આપીને વસુદેવને અવભૃથ સ્નાન કરાવ્યું. ગાયકો વગેરેને અલંકારો તથા વસ્ત્રો આપ્યાં, સર્વ લોકોને ઉત્તમ ઉત્તમ ભોજનો આપીને પ્રસન્ન કર્યાં અને તે પછી સંબંધીઓને, સંબંધીઓની સ્ત્રીઓને, બેહેનો વગેરેને અને સર્વ રાજા રાણીઓને રત્નો તથા ઉત્તમ ઉત્તમ પોશાકો આપ્યા.

ઉત્સવ સમાપ્ત થતાં સઘળા બંધુઓ તથા રાજાઓ ઉગ્રસેન, વસુદેવ તથા શ્રી કૃષ્ણ વગેરેની રજા લઇ પોતપોતાના દેશમાં ગયા અને શ્રી કૃષ્ણના આગ્રહથી નંદ વગેરે ગોવાળીયાઓ તથા અર્જુન પણ કુરૂક્ષેત્રમાં રહ્યા. જ્યાં સૂધી નંદ કુરૂક્ષેત્રમાં રહ્યા ત્યાં સૂધી યાદવોએ તેમની તથા સઘળાં વ્રજવાસીઓની ઘણી ઘણી બરદાસ કરી. થોડા દિવસ પછી નંદે ગોકુલમાં જવાની રજા માગતાં વસુદેવ બોલ્યા કે "ભાઇ નંદ! પરમેશ્વરે માણસોમાં સ્નેહરૂપી જે પાશ નાખેલો છે તેમાંથી છૂટવાને વીર પુરૂષો તથા યોગીઓ પણ અશક્ત થઇ જાય છે ત્યારે તમો તો અશક્ત થઇ જાઓ તેમાં શી નવાઇ? અમો કે જેઓ અકૃતજ્ઞ છીએ તેઓની સાથે તમે જે મૈત્રી બાંધેલી છે તેમાંથી તમો કશું ફળ પામ્યા નથી પણ અમો તો ઘણાં ફળ પામ્યા છીએ. અમારી સાથેની નિષ્ફળ મૈત્રીને પણ તમોએ આજ દિવસ સૂધી છોડી નથી તેથી હું તમોને ધન્યવાદ આપું છું. આગળ અમો અશક્ત હતા તેથી તમારો ઉપકાર કરી શક્યા નથી અને હાલ સમર્થ થયા છીએ તોપણ લક્ષ્મીના મદથી ઉત્પન્ન થયેલી અંધતાને લીધે તમારા જેવા મિત્રની સામે પણ જોતા નથી." આમ બોલતાં બોલતાં વસુદેવ ગભરાઇ ગયા અને નંદ પણ વસુદેવનું મહાશયપણું જોઇ હર્ષાશ્રુઓથી વિહ્વળ થઇ ગયા. પછી શ્રી કૃષ્ણે નંદને, યશોદાને તથા સઘળાં વ્રજવાસીઓને ઘણાં ઘણાં ધનો તથા અમૂલ્ય પોશાકો આપી વ્રજ તરફ વિદાય કર્યાં અને પોતે પણ વર્ષાઋતુને સમીપમાં આવેલી જોઇ સર્વ યાદવો તથા અર્જુન સહિત દ્વારકામાં પધાર્યા.

# પ્રકરણ ૪૯ મું.

## દૈવપાસે પુરૂષાર્થનો પરાભવ.

**દ્વારકામાં** કોઇ એક બ્રાહ્મણને જે જે પુત્રો જન્મતા હતા તેઓ સઘળા પૃથ્વીનો સ્પર્શ કરીને તરતજ મરી જતા હતા. એ બ્રાહ્મણ કલ્પાંત કરતો દરેક વખતે પુત્રના શબને રાજદ્વારમાં લાવી બોલતો કે "જે દેશના કે નગરના રક્ષક ક્ષત્રિયો બ્રાહ્મણોના દ્વેષી, શઠ, લોભી અને વિષયલંપટ હોય તે દેશમાં તથા નગરમાં છોકરાંઓનો વિનાશ થાય છે. જે રક્ષક હિંસામાં રૂચિ ધરાવનારો, દુષ્ટ સ્વભાવવાળો તથા અજિતેંદ્રિય હોય તેના તાબાની પ્રજાઓ સીદાયા કરે છે તથા દરિદ્ર રહે છે." આટલું બોલી ત્યાંથી શબને લઇ જઇ સમુદ્ર કિનારે દાટીને ઘેર જતો હતો.

કુરૂક્ષેત્રમાંથી શ્રી કૃષ્ણની સાથે આવેલો અર્જુન થોડા દિવસ સૂધી દ્વારકામાં રહ્યો તે વખતમાં પણ એવોજ યોગ બન્યો. પેલો બ્રાહ્મણ પોતાનો નવમો છોકરો મરી જતાં શબને લઇ રાજદ્વારમાં આવી ઉપર કહેલાં વાક્યો બોલવા લાગ્યો અને તે સાંભળી અર્જુન બોલ્યા વગર રહી શક્યો નહિ.

"આ શહેરમાં કોઇ પણ ખરો ક્ષત્રિય જણાતો નથી. જેટલા ક્ષત્રિયો કહેવાય છે તેઓ સઘળા ક્ષત્રિયોનો વેષ ધરનારા નટડાજ માલુમ પડે છે. જે શહેરમાં બ્રાહ્મણો રોતા હોય તથા ખેદ પામતા હોય તે શહેરના ક્ષત્રિયોને હું ક્ષત્રિયોજ ગણતો નથી, પણ ફક્ત પેટભરાજ ગણું છું. બ્રાહ્મણો રોતાં જે ક્ષત્રિયો ધન તથા ભોગ આદિમાં આસક્ત રહીને બ્રાહ્મણોનાં કષ્ટનું નિવારણ કરે નહિ તેઓ ક્ષત્રિયજ ન ગણાય. મહારાજ! હું હવે તમારી પ્રજાનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરૂં છું. જો મારાથી એ પ્રતિજ્ઞા પાર નહિ પડે તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ, હવે પછી જયારે તમારી સ્ત્રીને પ્રસવનો સમય આવે ત્યારે અગાઉથી મને ચેતવણી આપજો. હું ઇંદ્રપ્રસ્થમાં હોઇશ તોપણ અહીં આવીને તમારા સંતાનનું રક્ષણ કરીશ."

"જે કામ પ્રદ્યુમ્નથી, અનિરૂદ્ધથી, બલભદ્રથી કે શ્રી કૃષ્ણથી પણ બની શકતું નથી તે કામ કરવાની હિંમત ધરવી એ એક જાતની મૂર્ખતાજ છે. તમે ગમે તેવી પ્રતિજ્ઞા કરો પણ મને તમારા વચન ઉપર વિશ્વાસ બેસતો નથી."

"બ્રાહ્મણ! હું પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, બલભદ્ર કે શ્રી કૃષ્ણ નથી પણ ગાંડીવ નામના પ્રખ્યાત ધનુષનો ધરનાર અર્જુન છું. મારા પરાક્રમનું તમારે અપમાન કરવું નહિ. મૃત્યુની સામે યુદ્ધ કરવું પડશે તોપણ તે કરીને હું તમારી પ્રજાનું રક્ષણ કરીશ."

આવી રીતે અર્જુને પૂરેપૂરો વિશ્વાસ આપતાં બ્રાહ્મણ રાજી થઇને પોતાને ઘેર ગયો અને અર્જુન હમેશની પેઠે દ્વારકામાં શ્રી કૃષ્ણની સાથે આનંદ ભોગવવા લાગ્યો.

આ સમયમાં ઇંદ્રપ્રસ્થની અંદર નવી સભા બનાવવાનું કામ કે જે મય નામના દાનવે સવાચૌદ માસ થયા આરંભ્યું હતું તે સંપૂર્ણ થઇ રહ્યું. સભા તૈયાર થઇ રહેતાં યુધિષ્ઠિર રાજાએ વાસ્તુ કરવાના સમારંભ ઉપર અર્જુનને દ્વારકામાંથી તેડાવી લીધો. અને તે પછી વિધિપૂર્વક વાસ્તુ કરી બ્રાહ્મણોને ભોજન તથા દક્ષિણાઓથી તૃપ્ત કરીને શુભ મુહૂર્તમાં તે સભામાં પ્રવેશ કર્યો. એ સભામાં કેટલાએક મોટા મોટા રાજાઓ, ગંધર્વો અને મહાત્મા લોકો પણ યુધિષ્ઠિરની સેવા કરવા લાગ્યા. એક દિવસે સભામાં આવેલા મહામુનિ નારદજીએ રાજસૂય નામનો મહાયજ્ઞ કરવાની સૂચના આપતાં યુધિષ્ઠિર રાજાએ તે બાબતની સલાહ લેવાને વાસ્તે શ્રી કૃષ્ણને બોલાવી લાવવા અર્જુનને દ્વારકામાં મોકલ્યો.

અર્જુન દ્વારકામાં આવી શ્રી કૃષ્ણને ઇંદ્રપ્રસ્થમાં પધારવાની તૈયારી કરાવતો હતો તેટલા વખતમાં પેલા બ્રાહ્મણે અર્જુનની પાસે આવીને કહ્યું કે "અર્જુન! મારી સ્ત્રીને પ્રસવનો સમય પ્રાપ્ત થયો છે માટે તમે હવે તમારી પ્રતિજ્ઞા પ્રમાણે મારી પ્રજાનું રક્ષણ કરો." બ્રાહ્મણનું વાક્ય સાંભળી અર્જુને દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કરી હાથમાં ગાંડીવ ધનુષ લઇ તે બ્રાહ્મણને ઘેર જઇ "આમાંથી જીવને ક્યાંય જવાજ દેવો નહિ અને જે કોઇ યમદૂત વગેરે બાલકનો જીવ લેવા આવતા હોય તેઓને અંદર પેસવાજ દેવા નહિ" એમ વિચાર કરી અનેક અસ્ત્રમંત્રોથી મંત્રેલાં લાખો બાણોથી ઘરની સઘળી બાજુઓમાં તથા ઉપર નીચે પણ દૃઢ પંજર બનાવી દીધું. જરાવાર પછી બ્રાહ્મણીને પુત્રનો પ્રસવ થયો અને બાળકના રોવાનો ધ્વનિ સંભળાવા લાગ્યો, એ ધ્વનિ સાંભળીને અર્જુન બહુજ સાવચેત થયો પણ તેની સઘળી સાવચેતીને અને પેલા શરપંજરને વ્યર્થ કરી એ બાળક શરીર સહિત અદૃશ્ય થઇ ગયો. બીજા

બાળકોનાં શબ પડ્યાં રહેતાં હતાં પરંતુ આ બાળકનું તો શબ પણ અદૃશ્ય થઇ ગયું. તે જોઇ પેલો બ્રાહ્મણ અર્જુનને ધિક્કારતો ધિક્કારતો શ્રી કૃષ્ણની પાસે લઇ જઇને બોલવા લાગ્યો કે "અરે, મારી મૂર્ખતા તો જુવો કે મેં આ અભિમાની અર્જુનના બકવાદને ખરો માન્યો. જે કામ શ્રી કૃષ્ણ કે બલભદ્ર જેવાથી પણ બની શક્યું નહિ તે કામ અર્જુનથી તો કેમજ બની શકે? પોતાની જીભે પોતાની શ્લાઘા કરનારા અને ખોટું બોલનારા આ અર્જુનને ધિક્કાર છે તથા તેના ગાંડીવ ધનુષને પણ ધિક્કાર છે."

બ્રાહ્મણ આ પ્રમાણે ગમે તેમ બોલવા લાગતાં અસંત લજ્જા વસ્ય થયેલા અર્જુને તો અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી કરી. પરંતુ શ્રી કૃષ્ણ અર્જુનને તેમ કરતો અટકાવી તરત પોતાના રથમાં બેસાડી આથમણી દિશા તરફ ચાલ્યા. સઘળા દ્વીપોને, સઘળા પર્વતોને તથા સઘળા સમુદ્રોને પણ ઉલ્લંઘી આગળ વધ્યા ત્યાં ભયંકર અંધકાર આવતાં અને તેથી ઘોડાઓની ગતિ બંધ પડતાં પોતાનું ચક્ર આગળ ધરી તેના પ્રકાશમાં ઘોડાઓને ચલાવવા લાગ્યા. ઘણે દૂર જતાં અંધકાર સમાપ્ત થઇ રહ્યો અને અતિ પ્રબળ તેજ નજરે પડ્યું. તેજના જોરથી આંખો અંજાઇ જતાં અર્જુન આંખો મીંચીને પ્રભુનું ધ્યાન કરવા લાગ્યો. તેટલામાં મહા વેગવાળો શ્રી કૃષ્ણનો રથ તેજનું ઉલ્લંઘન કરી મોંટા મોટા મોજાઓવાળા જળમાં પેઠો અને જળમાં પેસતાંજ હજારો મણિમય સ્તંભોથી શોભી રહેલું એક અદ્‌ભુત ભુવન જોવામાં આવ્યું. અને તે ભુવનમાં શેષનાગ ઉપર પોઢેલા, આઠ ભુજાઓવાળા અને અનેક પાર્ષદોથી સેવાતા નારાયણ તેઓના જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણ તથા અર્જુન રથમાંથી ઉતરી નારાયણને પ્રણામ કરી તેમની પાસે બેઠા.

"પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે પૃથ્વીપર અવતરેલા તમોને અહીં બોલાવવાને વાસ્તે બ્રાહ્મણના પુત્રોને મેં અહીં લઇ લીધા છે. હવે તમો આ દશે બાળકોને લઇ જાઓ પણ જે કામને વાસ્તે અવર્તયા છો તે કામને જલદી પહોંચી લેવાની કાળજી રાખો." નારાયણે આ પ્રમાણે આજ્ઞા કરી બ્રાહ્મણના બાળકો સોંપતાં "બહુ સારૂં" એમ કહી પ્રણામ કરી તેજ રસ્તે પાછા દ્વારકામાં આવી પેલા બ્રાહ્મણને યથાયોગ્ય ઉમ્મરવાળા દશે પુત્રો સોંપી શ્રી કૃષ્ણ તથા અર્જુન તરતજ ઇંદ્રપ્રસ્થ તરફ રવાના થયા. પુરૂષોનું સઘળું સામર્થ્ય પુરૂષોને આધીન નથી પણ શ્રી કૃષ્ણની કૃપાનેજ આધીન છે એમ માનતો અર્જુન શ્રી કૃષ્ણને તેડી ઇંદ્રપ્રસ્થમાં આવતાં યુધિષ્ઠિર રાજાએ તેમને ઘણું માન દઇ સભા દેખાડી ઇંદ્રપ્રસ્થમાં રાખ્યા.

# પ્રકરણ ૫૦ મું.

## જરાસંધનું મરણ—બંધ બેસતી ગોઠવણ.

એક દિવસે એકાંતમાં યુધિષ્ટિર રાજાએ રાજસૂય કરવા વિષે સલાહ પૂછતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "મહારાજ! આપ સર્વ ગુણથી રાજસૂય કરવાને યોગ્ય છો પણ જ્યાં સૂધી જરાસંધ જીવે છે ત્યાં સૂધી તમારાથી રાજસૂય બનવો ખરેખર અશક્ય છે. એ મોટી વગવાળા મહીપતિએ પોતાના પરાક્રમથી ઘણા રાજાઓને ભૈરવનું બલિદાન કરવાને વાસ્તે કેદ કરી રાખ્યા છે. એ રાજાઓને છોડાવવાના મિષથી તમો જરાસંધને મારવાનો યત્ન કરો અને તેમાં પાર પડો તોજ તમારાથી રાજસૂય થઇ શકે. તેનું સૈન્ય હદ વગરનું હોવાથી તેનાપર સેના લઇ ચડાઇ કરવામાં આવે એ તો નિષ્ફળજ થાય તેમ છે. માટે આ બાબતમાં કોઇ પણ યુક્તિ કામે લગાડવી જોઇએ. મારા ધ્યાનમાં આવે છે કે હું, અર્જુન તથા ભીમસેન એ ત્રણે જણ બ્રહ્મચારીના વેષમાં ત્યાં જઇ અમારા ત્રણમાંથી એકની સાથે તે દ્વંદ્વ યુદ્ધ કરે એવી માગણી કરીએ. મને ખાત્રી છે કે એ મોહોટો મનસ્વી યોદ્ધો હોવાથી અમારી માગણી પ્રમાણે વર્તવામાં કદી પણ પાછો નહિ હઠે. અને ઘણુંકરીને ભીમસેનને પોતાનો વડીયો સમજી તેની સાથેજ તે યુદ્ધમાં જોડાશે. તો પછી ભીમસેન બળ વાપરશે, હું યુક્તિ ગોઠવીશ અને અર્જુન અમારૂં બન્નેનું રક્ષણ કરશે એટલે આપણું ધારેલું કામ પાર પડ્યા વિના નહિ રહે."

શ્રી કૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજાએ તેમની મરજી પ્રમાણે કરવામાં સંમતિ આપતાં શ્રી કૃષ્ણ, ભીમસેન અને અર્જુન એ ત્રણે જણે બ્રહ્મચારીઓનો વેષ લઇ જરાસંધની રાજધાની ગિરિવ્રજમાં જઇ અતિથિની ઢબથી માગણી કરી કે "રાજા! અમો દૂર દેશથી આવેલા છીએ માટે અમોને અમારી ઇચ્છા પ્રમાણે માગીએ તે વસ્તુ આપો. જેમ સહન શક્તિવાળાઓને કાંઇ પણ અસહ્ય નથી, ક્રૂર લોકોને કાંઇ પણ અકાર્ય નથી અને સમદૃષ્ટિવાળાઓને કોઇ પણ પરકીય નથી તેમ ઉદાર પુરૂષોને કાંઇ પણ અદેય નથી. જે પુરૂષ પોતે સમર્થ છતાં પણ આ અનિત્ય શરીરથી અવિચળ

રહેનારી કીર્તિનું સંપાદન કરતો નથી તે પુરૂષ નિંદાનું તથા શોકનુંજ પાત્ર થાય છે."

ચતુર જરાસંધ એઓના સ્વરો, આકૃતિઓ અને હાથમાં દેખાતા ધનુષની દોરીના ડણો ઉપરથી વિચાર કરવા લાગ્યોકે "આ ત્રણે જણ નક્કી ક્ષત્રિયો છે. તેઓ બ્રહ્મચારીઓનો ખોટો વેષ ધરીને આવેલા છે. હું ભૂલતો ન હોઉં તો આ ત્રણેને મેં ક્યાંય જોયેલા હોય એમ પણ ભાસ થાય છે. ગમે તેમ હોય પણ બ્રાહ્મણો થઇને આવેલા છે માટે પ્રાણની માગણી કરે તો પ્રાણ દેવામાં પણ મારે પાછી પાની કરવી એ યોગ્ય નથી. વિષ્ણુએ બ્રાહ્મણનો અવતાર ધરી રાજ્યની ભિક્ષા માગી બલિરાજાને રાજ્યથી ભ્રષ્ટ કર્યો હતો તો-પણ તેથી બલિરાજાની કીર્ત્તિ કેવી અખંડિત પ્રખ્યાત રહેલી છે? જે ક્ષત્રિય જીવતો છતાં યાચક બ્રાહ્મણોને તેઓનું મનમાનતું આપવાની કીર્ત્તિ મેળવે નહિ તેનું જીવવું વ્યર્થ છે." આમ વિચાર કરી તે બોલ્યો કે "બ્રાહ્મણો! તમોને જે કાંઇ જોઇતું હોય તે માગો. મારૂં મસ્તક માગશો તો તે આપવા પણ હું તૈયાર છું."

"તમે ઘણા રાજાઓને કેદ કર્યા છે અને તેઓને ભૈરવના બલિદાન રૂપ કરવાને ઇચ્છો છો તેથી રાજાઓને છોડાવવાને વાસ્તે અમો તમારી સાથે મલ્લયુદ્ધ કરવાની ઇચ્છાથી અહીં આવેલા છીએ, માટે અમોને મલ્લયુદ્ધ રૂપી ભિક્ષા આપો. અમો અન્નની ઇચ્છાથી આવેલા બ્રાહ્મણો નથી પણ યુદ્ધની ઇચ્છાથી આવેલા ક્ષત્રિયો છીએ." જરાસંધ બરોબર નિરખીને જોવા લાગ્યો, "હું કૃષ્ણ છું—" જરાસંધ એકદમ ચમક્યો અને સાવધ થયો. "આ ભીમસેન છે અને આ અર્જુન છે. અમો ત્રણમાંથી તમો એકની સાથે મલ્લયુદ્ધ કરો. જો મલ્લયુદ્ધ કરવાથી ભય પામતા હો તો કેદ કરેલા રાજાઓને છોડી મેલો એ અમારી માગણી છે."

"તમો મને મલ્લયુદ્ધથી બીકણ ઠરાવી રાજાઓને મુક્ત કરવાની માગણી કરો છો માટે તે માગણીને હું સ્વીકારી શકતો નથી. હું મલ્લયુદ્ધ રૂપ ભિક્ષા દેવા તૈયાર છું. પ્રપંચી યાદવ! સમુદ્રનું શરણ લઇ રહેલા તારા જેવા બીકણની સામે લડવું એ મારે માટે મોટું શરમ ભરેલું છે, આ અર્જુન મારા પાસે બાળક જ છે તેથી તેની સામે લડવામાં પણ મારી અપકીર્ત્તિ થાય. માટે હું આ ભીમસેનની સામે મલ્લયુદ્ધ કરવા તૈયાર થાઉં છું." આમ બોલી તર-

તજ પોતાના પુત્ર સહદેવનો રાજ્યાભિષેક કરી જરાસંધ ભીમસેનની સામે અખાડામાં ઉતર્યો. એઓનું અદ્‌ભુત મલ્લયુદ્ધ ચાલવા લાગ્યું. ગામના સર્વ લોકો એ યુદ્ધ જોવા માટે ત્યાં આવ્યા. આ યુદ્ધ કાર્તિક માસના પ્રથમ દિવસથી છેક ત્રયોદશી સૂધી નિરંતર ચાલ્યા કર્યું. ચતુર્દશીની રાત્રિએ જરાસંધ કાંઇક દબાતો જોવામાં આવતાં શ્રી કૃષ્ણે સમયોચિત સૂચના કરી કે "ભીમસેન! થાકેલા શત્રુને બહુ દબાવવો ન જોઇએ. કારણ કે જો બહુ દબાવવામાં આવે તો તે મરીજ જાય." ચેતવણી મળતાંજ બળવાન ભીમસેને જરાસંધને ઉપાડી ફેરવી ધરતીપર પછાડયો અને બે ગોઠણની ભીંસ દઈ તેની પીઠ ભાંગી નાખી એક પગ હાથમાં પકડી બીજો પગ પોતાના પગથી દબાવી તેના શરીરનાં બે ઉભાં ફાડીયાં કરી નાખ્યાં અને મોટો સિંહનાદ કર્યો.

જરાસંધના શબને ત્યાંજ છોડી દઇ શ્રી કૃષ્ણ, અર્જુન અને ભીમસેન એઓએ જરાસંધના રથમાં બેસી રાજાઓના કેદખાના આગળ આવી સર્વ રાજાઓને છૂટા કર્યા. બંધનથી મુક્ત થયેલા રાજાઓએ હાથ જોડી શ્રી કૃષ્ણની વિજ્ઞપ્તિ કરી કે "તમે અમોને જીવિતદાન આપ્યું છે માટે તમો જેમ કહો તેમ કરવા અમો તૈયાર છીએ." શ્રી કૃષ્ણે તેઓને કહ્યું કે "રાજા યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરવાના છે ને કામમાં તમારે તેમને સહાયતા આપવી." શ્રી કૃષ્ણની આજ્ઞા માથે ચડાવી રાજાઓએ તેમનું પૂજન કર્યું. જરાસંધના પુત્ર સહદેવે પણ પોતાના મંત્રીઓ તથા પુરોહિત સહિત ત્યાં આવી શ્રી કૃષ્ણને નમન કર્યું. શ્રી કૃષ્ણે તેને અભય વચન આપી તેના પિતાનું રાજ્ય સોંપ્યું. પછી એ રાજ્યમાંથી ઘણાં ઘણાં રત્નો લઇ સઘળા રાજાઓને સાથે લઇ ત્રણે જણ ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. હકીકતથી વાકેફ થયેલા યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણનો ઘણો આભાર માન્યો. ગિરિવ્રજથી આવેલા રાજાઓ કેટલાક દિવસ સૂધી ઇંદ્રપ્રસ્થમાં માનપૂર્વક રહી યુધિષ્ઠિરની રજા લઇ પોતપોતાના દેશમાં ગયા અને શ્રી કૃષ્ણ પણ દ્વારકામાં પધાર્યા.

---

# પ્રકરણ ૫૧ મું.

## પાપનો ઘડો પુરો થયો–શિશુપાલનો કાળ.

**સઘળી** સગવડ કરી આપી શ્રીકૃષ્ણ દ્વારકામાં પધાર્યા પછી યુધિષ્ઠિરે યોગ્ય મુહૂર્ત્તમાં સ્વસ્તિવાચન વગેરે ક્રિયા કરાવી ભીમસેન આદિ ચાર ભાઇઓને દિગ્વિજય કરવા વાસ્તે ચાર દિશાઓમાં જૂદા જૂદા મોકલતાં તેઓ થોડી મુદતમાંજ બાહુબળથી દિગ્વિજય કરી અનેક રત્નો તથા અશ્વો વગેરે લઇને ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. રાજ્યમાં દિવસે દિવસે ધનની વૃદ્ધિ થવા લાગતાં અને યજ્ઞ સંબંધી સઘળાં સાધનો તૈયાર થઇ રહેતાં યુધિષ્ઠિરે દ્વારકામાંથી શ્રી કૃષ્ણને તેડાવી તેમની સંમતિથી રાજસૂયનો આરંભ કરી સઘળા સંબંધીઓને તથા રાજાઓને નિમંત્રણો મોકલ્યાં. યજ્ઞ સંબંધી ક્રિયાઓ ચાલવા લાગી, મહાત્મા બ્રાહ્મણો પરમ આનંદથી ક્રિયાઓ ચલાવવા લાગ્યા, દેશોદેશમાંથી આવેલા રાજાઓને તથા બીજા ગૃહસ્થોને ઉતારા વગેરે આપવા માંડ્યા, રાજાઓ તરફથી રત્ન વગેરે જે કાંઇ ભેટો આવે તે સંભાળવાનું કામ દુર્યોધનને સોંપ્યું, ભક્ષ્ય ભોજ્યના અધિકાર ઉપર દુઃશાસનને રાખ્યો, અશ્વત્થામાને સૌની સરભરા કરવાનું કામ સોંપ્યું, ભીષ્મ તથા દ્રોણાચાર્યને સઘળાં ખાતાંઓની દેખરેખ રાખવાનું ઉપરીપણું આપ્યું, કૃપાચાર્યને રત્નો વગેરેની પરીક્ષા કરવાનું તથા દક્ષિણા દેવાનું કામ સોંપ્યું અને વિદુરજીને ખરચ કરવાનો અધિકાર આપ્યો. શ્રી કૃષ્ણ પોતાની ખુશીથી બ્રાહ્મણોનાં ચરણો ધોવાના કામમાંજ રહ્યા. યુધિષ્ઠિરનું, તેની સભાનું અને યજ્ઞનું દર્શન કરવાની ઇચ્છાથી આવેલા લોકોમાં કોઇ પણ હજાર સિક્કાથી ઓછી ભેટ લાવ્યો ન હતો. રાજાઓ યુધિષ્ઠિરની કૃપા મેળવવા માટે એક બીજાની સ્પર્દ્ધાથી એક બીજા કરતાં અધિક અધિક ધન ભેટમાં દેવા લાગ્યા. એ યજ્ઞભૂમિ સ્વર્ગભૂમિ જેવી સુંદર દેખાવા લાગી અને તેમાં સર્વ લોકો કદી કોઇ પણ સ્થળે તૃપ્ત ન થયા હોય એવા તૃપ્ત થવા લાગ્યા.

રાજસૂયના અંગરૂપે સોમયાગ કરવાનો દિવસ પ્રાપ્ત થતાં વ્યાસ તથા ભીષ્મ આદિ સર્વ માનનીય પુરૂષો યજ્ઞની અંતર્વેદીમાં આવ્યા. અંતર્વેદીમાં આવેલા પ્રત્યેક પ્રતિષ્ઠિત પુરૂષનું પૂજન કરવાનો અને તેમાં જે સર્વોત્તમ

જણાય તેનું પ્રથમ પૂજન કરવાનો સમય પ્રાપ્ત થતાં ભીષ્મની સલાહથી અને યુધિષ્ઠિરની આજ્ઞાથી સહદેવે શ્રી કૃષ્ણનું પ્રથમ પૂજન કર્યું અને તે શ્રી કૃષ્ણે સ્વીકારી લીધું. ચેદિદેશના રાજા અને શ્રી કૃષ્ણની સગી ફૈઇના પુત્ર શિશુપાળથી શ્રી કૃષ્ણનું પ્રથમ પૂજન સહી શકાયું નહિ અને તેથી તે સભાની વચ્ચે ગર્જના કરી બોલી ઉઠયો કે "અરે, આ કેવો અતિક્રમ! બીજા મહાત્મા પુરૂષો ઘણા બેઠા છે તેઓને છોડી દઇ કૃષ્ણની પ્રથમ પૂજા કરી એ કેમ ગ્યોગ્ય ગણાય? યુધિષ્ઠિર! કેવળ સ્વાર્થને લીધે તમે કૃષ્ણની પ્રથમ પુજા કરી તે યોગ્ય કર્યું નથી. તમોને ધર્મની ખબર નથી અને તમારા સલાહકાર ભીષ્મની તો વૃદ્ધાવસ્થાને લીધે બુદ્ધિજ જતી રહી છે. કૃષ્ણ કાંઇ રાજા નથી તો પછી સઘળા રાજાઓના મધ્યમાં તેનું પૂજન કેમ કરી શકાય? કૃષ્ણને વૃદ્ધ ગણવામાં આવ્યો હોય તો વસુદેવ તેના કરતાં વધારે વૃદ્ધ છે, સંબંધી ગણવામાં આવ્યો હોય તો દ્રુપદરાજા તેના કરતાં નજીકના સંબંધી છે અને વિદ્વાન ગણવામાં આવ્યો હોય તો વેદવ્યાસ તેના કરતાં અને સર્વ વિદ્વાનો કરતાં વિશેષ વિદ્વાન છે. તમારે આવી જાતનું ચાપલ્ય કરવું હતું તો આ સર્વ પ્રતિષ્ઠિત રાજાઓને અહીં બોલાવવાજ ન હતા. કૃષ્ણ બ્રાહ્મણ નથી તેમ રાજા પણ નથી, પરંતુ તે તો સમુદ્રના આશ્રયમાં રહી તોફાન કરનારો એક બારવટીયોજ છે છતાં તેનું પ્રથમ પૂજન કર્યું ત્યારે રાજાઓના અપમાન વિના બીજું શું થયું? યુધિષ્ઠિર! તમે આજ પોતાના ધર્માત્માપણાની કીર્ત્તિને કલંક લગાડીને કેવળ કંગાળપણુંજ દેખાડયું છે. અમોએ તમારી બીકથી કે કોઇ પ્રકારની લાલચથી કર આપ્યો નથી પણ તમને ધર્માત્મા સમજીનેજ આપ્યો છે. કૃષ્ણ! તારાથી દબાયેલા કંગાળ પાંડવોએ કદાચ તારૂં પ્રથમ પૂજન કર્યું પણ તે પૂજન તેં સ્વીકાર્યુંજ કેમ? તું અયોગ્ય છતાં તારૂં પ્રથમ પૂજન કરવામાં આવ્યું તેમાં તારી મોટાઇ નહિ પણ કેવળ હાંસીજ થઇ છે."

આ પ્રમાણે કેટલાંએક દુર્વચનો બોલી શિશુપાલે કેટલાએક મળતીયા રાજાઓની સાથે આસનપરથી ઉઠી સભામાંથી ચાલવાની તૈયારી કરી અને યુધિષ્ઠિરનાં સાંત્વના ભરેલાં વચનોનો અનાદર કરી ભીષ્મની સામે પણ ઘણો અયોગ્ય બબડાટ માંડયો. પરંતુ સહદેવે એ કશા ઉપર ધ્યાન નહિ દેતાં "જે કોઇ પરમાત્મા શ્રી કૃષ્ણના પૂજનમાં નારાજ હોય અને દ્વેષથી સળગી જતો હોય તે નીચને વધારે સળગાવવા માટે તેના માથા ઉપર હું મારો પગ મૂકુંછું"

આમ જોસભર બોલતાં શ્રી કૃષ્ણના પૂજન પછી બીજા પણ પૂજ્ય પુરૂષોનું પૂજન કરી એ પૂજન વિધિને સમાપ્ત કર્યો.

સહદેવના વચનથી ચમકેલા શિશુપાલે ઉશ્કેરણી ભર્યો દેખાવ કરતાં તેના પક્ષના બધા રાજાંઓ એકદમ ઉશ્કેરાયા. સહદેવની છોકરમતથી આ ખોટું પરિણામ આવશે એમ ધારી યુધિષ્ઠિર ભય પામવા લાગ્યા અને ભીષ્મ તેને ધૈર્ય આપવા લાગ્યા. શિશુપાલ બીજીવાર પણ બહુ બબડાટ કરવા લાગતાં ભીમસેન આંખો લાલ કરીને ઉછળવા લાગ્યો પણ ભીષ્મે તેને પકડીને શાંત કર્યો. શિશુપાલ લડાઇના જોરથી ભીમને બોલાવા લાગતાં અને તેથી ભીમ પાછો વેગમાં આવતાં "શિશુપાલનું મોત શ્રી કૃષ્ણના હાથથીજ સરજાયું છે" એમ સમજાવી વળી પણ ભીષ્મે તેને ઠાર્યો. ભીષ્મને શ્રી કૃષ્ણના પ્રભાવનાં વખાણ કરતા જોઇ શિશુપાલ ક્રોધથી બોલ્યો કે "કૃષ્ણમાં જે પ્રભાવ હોય તે અમારા દુશ્મનોને હોજો. ભીષ્મ ! તારા જેવા નપુંસકના પડકારાથી અમો કદી ભય પામવાંના નથી. તું આ સઘળા રાજાઓની મરજીથીજ જીવે છે એમ સમજ. જો તેઓ ધારે તો તારા સરખા મોતને કિનારે પડેલા પૂતળાને તો હમણાંજ હડસેલી આપે."

"જો હું રાજાઓની ઇચ્છાથીજ જીવતો હોઉં તો હવે કહું છું કે તારા રાજાઓને તો હું તરણાથી પણ હલકા ગણું છું. તેઓ મને જીવાડવાની જે કાંઇ કૃપા રાખતા હોય તે તેઓએ એકદમ ખેંચીજ લેવી." ભીષ્મના બોલવાથી રાજમંડળમાં મહાન કોલાહલ થઇ રહ્યો. કેટલાએક રાજી થવા લાગ્યા અને કેટલાએક ભય પામવા લાગ્યા. ઉદ્ધત પ્રતિપક્ષી રાજાઓ વેગમાં આવી ભીષ્મને ધિક્કારવા લાગ્યા. ભીષ્મ ઉભા થઇ પોતાનો પગ ઉંચો કરી ગાજી ઉઠયા કે "આજ કાલના અહંકારી રાજાઓ! તમારા સરખા સેંકડો રાજાઓને મેં આ મારા પગ તળે કચરી નાખ્યા છે. ચડ્યા ઉતરી કરી બોલ્યાનો અંત આવતો નથી માટે હું તમોને ચોખી રીતે કહું છું કે જેઓ મને પોતાનો શત્રુ ગણતા હોય તેમના માથાપર હું આ મારો પગ મૂકું છું. તમારાથી બને તે કરવા હઠશો નહિ. અમોએ એક વખત નહિ પણ હજાર વખત શ્રી કૃષ્ણનું પૂજન કર્યું છે એમ સમજો. જેને યમપુરીના મેહેમાન થવાની પ્રબળ ઇચ્છા થઇ હોય તે ભલે શ્રી કૃષ્ણને પોતાની સામે યુદ્ધ કરવા માટે બોલાવે."

"કુલેશી કૃષ્ણ ! હું તને મારી સામે યુદ્ધ કરવા બોલાવું છું. તૈયાર થા. આ પ્રતિષ્ઠિત રાજાઓનું અપમાન કરનારા કંગાળ પાંડવોને પણ તારી સાથેજ મારવા છે. બૂઢો ભીષ્મ ભલે પોતાના બકવાદનું ફળ ચાખે." આ પ્રમાણે બોલી શિશુપાલ ગર્જના કરવા લાગતાં શ્રી કૃષ્ણે સભામાં ઉભા થઇ સર્વ રાજાઓ સાંભળતાં વીર પુરૂષોની ઢબથી ગંભીર સ્વરવડે સમયોચિત ભાષણ કર્યું કે "રાજાઓ ! શિશુપાળ જન્મથીજ યાદવોનો મોટો શત્રુ છે. હું પ્રાગ્જ્યોતિષપુરમાં ગયો હતો ત્યારે પાછળથી આવી દ્વારકામાં અગ્નિ મૂક્યો હતો. અમારા રાજા ઉગ્રસેન ગિરનારમાં ગયા હતા તે વખતે પણ એ દુષ્ટ કેટલાક યાદવોને મારી જતો રહ્યો હતો. મારા પિતા વસુદેવ સગા મામા થાય છે તે છતાં તેણે તેના અશ્વમેધના ઘોડાનું પણ હરણ કર્યું હતું તથા બભ્રુ નામના યાદવની સ્ત્રી સૌવીર દેશમાં ગઇ હતી ત્યાંથી તેને પણ આ દુષ્ટ હરી ગયો હતો. આવા આવા આના અનેક અપરાધો મેં કેવળ મારી ફોઇને વાસ્તેજ સહન કર્યા છે. આજ સઘળું રાજમંડળ અહીં હાજર છે તે ઘણું સારૂં થયું. કારણ કે તેથી એ આજ પણ મારો કેવો અપરાધ કરે છે તે સહુના જોવામાં આવ્યું છે. હવે જો હું શિશુપાલ વિરૂદ્ધ કાંઇ પણ યત્ન કરૂં તો તેમાં મારો દોષ ગણાશે નહિ. આ દુષ્ટને રૂક્મિણી પરણવાની ઇચ્છા હતી પણ તે પાર પડી નહિ તેથી તે મારો દ્વેષ કરે છે."

"કૃષ્ણ ! રૂક્મિણી મારી સવેલી હતી તેનું રાજાઓની વચ્ચે નામ લેતાં તું શરમાતો કેમ નથી ? સવેલીને પરણનારો માણસ જો લાજવાળો હોય તો એ વિષે સભામાં વાતજ કરે નહિ. તારા ગમે તેટલા બકબકાટથી પણ હું કદી ડરૂં તેમ નથી. યાદ રાખ કે"—શિશુપાલ હજી આમ બોલ્યેજ જતો હતો તેટલામાં સ્મરણ માત્રથી હાજર થયેલા સુદર્શન ચક્ર વડે શ્રી કૃષ્ણે તેનું મસ્તક ઉડાવી દીધું.

વજ્રના પ્રહારથી તુટેલા પહાડની પેઠે શિશુપાલ આસનપરથી પૃથ્વીપર પડી જતાં કેટલાએક રાજાઓ કશું નહિ બોલતાં જોઇજ રહ્યા, કેટલાએક દાંત કરડીયાં કરવા લાગ્યા, કેટલાએક અસહનતાથી હાથ સાથે હાથ ઘસીને બેસી રહ્યા, કેટલાએક ગુપ્ત રીતે શ્રી કૃષ્ણની પ્રશંસા કરવા લાગ્યા અને કેટલાએક ઉશ્કેરાઇ પણ ગયા પરંતુ દૈવને પોતાથી પ્રતિકૂળ ધારી કાંઇ પગલું ભરી શક્યા નહિ.

યુધિષ્ઠિરે શિશુપાલના શબનો અગ્નિસંસ્કાર કરાવી તેના પુત્રનો શિશુપાલની ગાદીપર અભિષેક કર્યો અને પછી સર્વ રાજાઓને વિવેક પૂર્વક પોશાકો આપી વિદાય કર્યા. શ્રી કૃષ્ણ તથા તેમની સાથેના યાદવો પણ કુંતીની, સુભદ્રાની તથા પાંડવોની રજા લઇ સ્વસ્તિવાચન કરાવી બ્રાહ્મણોને ઘણી ઘણી દક્ષિણાઓ આપીને દ્વારકા તરફ રવાના થયા.

# પ્રકરણ પર મું.

## કામ ઉપર કામ.

શ્રી કૃષ્ણ હજી દ્વારકામાં નહિ પહોંચ્યા હતા તે પહેલાં ઇંદ્રપ્રસ્થમાંથી શિશુપાલના વધ પછી દ્વેષના દબાણને લીધે તરત રવાના થયેલો શાલ્વ અથવા માર્ત્તિકાવત નામના દેશનો શાલ્વ નામે શિશુપાલનો પરમમિત્ર રાજા મોટી સેના લઇ સૌભ નામના આકાશમાં ગતિ કરવાની શક્તિવાળા નગરમાં બેસી દ્વારકા ઉપર ચડી આવ્યો. શાલ્વને આવતો સાંભળી દ્વારકામાં પ્રદ્યુમ્ન, સાંબ, ઉદ્ધવ તથા કૃતવર્મા આદિ યાદવોએ યુદ્ધની સઘળી સામગ્રીઓ ગોઠવી રાખી, માર્ગે માર્ગે અને ગલીએ ગલીએ વિશ્વાસપાત્ર માણસોની ચોકીઓ બેસાડી, શેહેરમાં કોઈએ પણ સુરાપાન કરવું નહિ એવો ઢંઢેરો પીટાવ્યો, કોઇના પણ ઘરની ખરાબી ન થાય એટલા વાસ્તે નટોને, ચારણોને તથા ગવૈયાઓ વગેરેને શહેરથી બહાર કહાડી મૂક્યા, નદીઓ વગેરેના પૂલો ત્રોડી નખાવ્યા, સમુદ્રમાં વહાણોની આવજાવ બંધ કરી, ખાઈઓમાં તીક્ષ્ણ અણીઓવાળા ખીલાઓ ઠોકાવી દીધા, શહેરથી બહારના જલાશયોને વિષમ કરી નખાવ્યા, ફરતી એક એક ગાઉ ધરતીને નીચી ઉંચી કરાવી નાખી, કોઇ પણ માણસ રાજકીય પાસ વિના બહાર નિકળે નહિ તથા અંદર પણ આવે નહિ એવો બંદોબસ્ત કર્યો, સઘળાં સ્થળોમાં બળવત્તર સૈન્યો ગોઠવી દીધાં, સેનાવાળાઓને પગારના, ખાવા પીવાના, આયુધોના તથા યુદ્ધમાં ઉપયુક્ત વેષો વગેરેના પૂરતા બંદોબસ્ત કરી દીધા, સૈન્યમાં કોઇને પણ અતિ તુચ્છ પગારવાળો કે ચડી ગયેલા પગારવાળો રાખ્યો નહિ તેમ જેનું પરાક્રમ ન જોવામાં આવ્યું હોય તથા જે નવોજ દાખલ થયો હોય તેને પણ રાખ્યો નહિ અને મહારાજ ઉગ્રસેન પણ રાત દિવસ શહેરના તથા સૈન્યના બંદોબસ્તમાંજ ગુંથાયેલા રહેવા લાગ્યા.

શાલ્વ રાજાએ દ્વારકાની આસપાસ મોટા પ્રબળ સૈન્યનો પડાવ નાખી તેમાંના અમુક ભાગને ચડાઇ કરવાની આજ્ઞા આપી. પ્રદ્યુમ્ન, સાંબ તથા ચારૂદેષ્ણ આદિ યાદવો પણ સજ્જ થઇ મોટી સેનાને સાથે લઇ યુદ્ધ કરવાને

વાસ્તે શહેરથી બહાર નિકળ્યા. ઝપાઝપી શરૂ થઇ. ધનુષોના ટંકારો સંભળાવા લાગ્યા અને બાણોની વૃષ્ટિઓ પડવા લાગી. સાંબ શાલ્વના સેનાપતિ ક્ષેમવૃદ્ધિની સામે, ચારૂદેષ્ણ વિવિંધ્ય નામના દાનવની સામે અને એવીજ રીતે બીજા યાદવો બીજા શત્રુઓની સામે યુદ્ધ કરવા લાગ્યા. થોડીવારમાંજ સાંબે ક્ષેમવૃદ્ધિને પરાસ્ત કરી અને ચારૂદેષ્ણે વિવિંધ્યને મારી નાખીને શાલ્વની સેનાને ત્રોડવા માંડી. શાલ્વને વિમાનમાં બેસી અંતરિક્ષમાં આવેલો જોઇ ગભરાતી યાદવોની સેનાને ધીરજ આપી પ્રદ્યુમ્ને વિમાનની સામે થઇ લાખો બાણોની વૃષ્ટિથી શાલ્વના યોદ્ધાઓને ગભરાવી દીધા. અપાર યુદ્ધ કરવા છતાં પણ પ્રદ્યુમ્નના મુખનો વર્ણ જરા પણ બદલાવા ન લાગ્યો અને ગાત્રો પણ કંપાયમાન ન થવા લાગ્યાં. તે ક્યારે બાણ લે છે, ક્યારે સાંધે છે અને ક્યારે મેલે છે એ કોઇના પણ જોવામાં આવતું ન હતું ફક્ત શત્રુઓનાં મસ્તકો તેનાં બાણોથી કપાઇ કપાઇને ધરતીપર પડે એજ જોવામાં આવતું હતું. પ્રદ્યુમ્ન બહુ પરાક્રમ કરવા લાગતાં શાલ્વ વિમાનમાંથી ઉતરી રથમાં બેસીને તેની સામે આવ્યો. પ્રદ્યુમ્ને શાલ્વનાં બાણો કાપી કાપીને તેને વીંધવા માંડ્યો તથા શાલ્વે પ્રદ્યુમ્નનાં બાણો કાપી કાપીને તેને વીંધવા માંડ્યા. પ્રદ્યુમ્ને એક મર્મભેદી બાણથી વીંધી નાખેલો શાલ્વ મૂર્છિત થઇ પૃથ્વીપર પડી જતાં તેની સેના હાહાકાર કરીને ભાગવા લાગી. પરંતુ થોડીવારમાંજ સંજ્ઞા પ્રાપ્ત થતાં શાલ્વે ઉઠી પોતાની સેનાને સ્થિર કરી પ્રદ્યુમ્નની હાંસડીમાં એવું એક તીવ્ર બાણ માર્યું કે જેથી તે મૂર્છિત થઇને રથમાં પડી ગયા. શાલ્વ સિંહનાદ કરવા લાગતાં, યાદવો ભગ્નસંકલ્પ થઇને ગભરાવા લાગતાં, શાલ્વની સેના રાજી થવા લાગતાં પ્રદ્યુમ્ન અતિ વ્યથિત થયેલા જોવામાં આવતાં અને તેમ છતાં પણ તેમના ઉપર શાલ્વ તીવ્ર બાણો ફેંકવા લાગતાં પ્રદ્યુમ્નનો સારથિ કે જે શ્રી કૃષ્ણના દારૂક નામના પ્રખ્યાત સારથિનો પુત્ર થતો હતો તે પોતાની ફરજપર ધ્યાન આપી પ્રદ્યુમ્નના રથને રણભૂમિમાંથી દૂર લઈ જવા લાગ્યો. રથ જરાક દૂર ગયો તેટલામાંજ પ્રદ્યુમ્નને સંજ્ઞા પ્રાપ્ત થઈ.

"અરે, સારથિ ! આ તેં શું ધાર્યું છે ? શા માટે રથને વિમુખ હાંકવામાં આવે છે ? જે કાંઇ તારા મનમાં હોય તે તરત બોલી દે. યુદ્ધમાંથી વિમુખ થવું એ યદુવિરોનો ધર્મ નથી. તું શાલ્વને જોઇને ગભરાઇ ગયો કે શું ?"

"યદુવીર ! મને કશો ગભરાટ કે ભય ઉત્પન્ન થયો નથી. પણ તમે એક

છો અને શત્રુઓ ઘણા છે તેથી તમારા ઉપર મોટો બોજો આવી પડેલો જાણી તથા તમને મૂર્છિત થયેલા જોઇને રથને ખસેડી જાઉંછું. રથીએ સારથિનું રક્ષણ કરવું એ યુદ્ધશાસ્ત્રનો સંપ્રદાય છે."

"રથને જલદી પાછો વાળ. હું જીવતો હોઉં ત્યાં સૂધી ફરીવાર કદી પણ આવું કૃત્ય કરીશ નહિ. યદુકુળમાં એવો કોઇ પણ ઉત્પન્ન થયો નથી કે જે યુદ્ધનો ત્યાગ કરે અથવા પડી ગયેલાને, તમારે શરણે છું એમ કહેનારાને, બાળ અને વૃદ્ધને, જેનો રથ કે આયુધો ભાંગી ગયાં હોય તેને કે સ્ત્રીને મારે. તું યાદવોની પદ્ધતિને જાણનાર છતાં આ સમયમાં કેમ ભૂલી ગયો? શ્રી કૃષ્ણ, બલભદ્ર, સાંબ તથા અક્રૂર વગેરે યદુવીરો આથી મને શું કહેશે? યદુવીરોની સ્ત્રીઓ પણ મારો ઉપહાસ કરશે, જે ઉપહાસ મને મૃત્યુથી પણ અધિક જણાશે. શ્રી કૃષ્ણ દ્વારકાના રક્ષણનો સઘળો બોજો મારા ઉપર નાખીને યુધિષ્ઠિરના રાજસૂયમાં પધાર્યા છે અને હું પણ યુદ્ધને વાસ્તે બહાર નિકળતા કૃતવર્માને દ્વારકામાંજ રોકી વીરપણાના અભિમાનથી આ રણભૂમિમાં આવેલો છું એ તું જાણે છે છતાં જેથી મારે આત્મઘાત કરવો પડે એવું આ કૃત્ય તેં શા માટે કર્યું?"

"મહાવીર! તમને શાલ્વના બાણથી પ્રબળ મૂર્છા પ્રાપ્ત થઇ હતી અને તે મૂર્છા તરત ઉતરે એમ પણ જોવામાં આવતું ન હતું. તેથી મેં સારથ્ય શાસ્ત્રના ઉપદેશનું સ્મરણ કરી રથને દૂર લઇ જવાનું યોગ્ય ધાર્યું હતું, પણ તમે તરતજ મૂર્છાથી રહિત થયા છો તો હવે મારી ઘોડા હાંકવાની ચાલાકી જોઇ લ્યો. હું નિર્ભયપણે શાલ્વની સેનામાં તમારા રથને લઇ જાઉં છું." એમ બોલી સારથિએ રેનના સપાટાથી ઘોડાઓને ચમકાવતાં તેઓ જાણે ધરતીને ધગી ગયેલી જાણીને આકાશમાં ઉડતા હોય એવા દેખાવા લાગ્યા અને અનેક પ્રકારનાં ડાબાં જમણાં મંડળોમાં ફરતા ફરતા તરતજ શાલ્વની સેનામાં જઇ પહોંચ્યા. પ્રદ્યુમ્નના સારથિએ સહેલાઇથીજ શાલ્વની સેનાને ડાબી તરફ રાખી દેતાં ક્રોધથી વ્યાપ્ત થયેલા શાલ્વે તેને ત્રણ બાણોથી વીંધી નાખ્યો, તોપણ તે કશી વ્યથાને નહિ ગણકારતાં રથને વધારે વેગથી ડાબી તરફજ આગળ ચલાવવા લાગ્યો. શાલ્વે પ્રદ્યુમ્ન ઉપર હજારો બાણો ફેંકવા માંડ્યાં પણ પ્રદ્યુમ્ને ચાલાકીથી તેઓને અધવચજ કાપી નાખવા માંડ્યાં. શાલ્વ આસુરી માયાનો આશ્રય લઇ વિચિત્ર બાણોનો પ્રયોગ કરવા લાગતાં

પ્રદ્યુમ્ને બ્રહ્માસ્ત્રથી તે માયાને નષ્ટ કરીને શાલ્વનાં મોહોડા વગેરે સઘળાં અંગોમાં એવાં તીવ્ર બાણો માર્યાં કે જેથી શાલ્વ મૂર્છિત થઇને પડી ગયો. જરાવાર પછી સંજ્ઞા પ્રાપ્ત થતાં પ્રદ્યુમ્નના પરાક્રમથી ગભરાયેલો શાલ્વ પોતાના સૈન્યને વાળી લઇ દ્વારકાને છોડી સૌભ વિમાનમાં બેસીને આકાશ માર્ગે ચાલતો થયો.

ઇંદ્રિપ્રસ્થમાંથી યુધિષ્ઠિરની રજા લઇને રવાના થયેલા શ્રી કૃષ્ણ શાલ્વ ચાલતો થયા પછી દ્વારકાની પાસે આવી પહોંચ્યા. બહારના સઘળા જળાશયોને વિષમ થયેલા, પુલોને ત્રુટી ગયેલા, સડકોને ભાંગી ગયેલી, બગીચાઓને વીંખાઇ ગયેલા, ખાઇઓને બગડી ગયેલી અને દ્વારકાને ભૂષણો વગરની સ્ત્રી જેવી લાગતી જોઇ કાંઇક અનિષ્ટ થયાની શંકા ધરતા શહેરમાં પધાર્યા, ત્યાં કૃતવર્માના કહેવાથી શાલ્વ આવ્યાની સઘળી હકીકત જાણવામાં આવતાં તરતજ દ્વારકાના રક્ષણને વાસ્તે યાદવોને ભલામણ કરી, શાલ્વને માર્યા વિના દ્વારકામાં ન પેસવાની પ્રતિજ્ઞા લઇ, સર્વ લોકોની આશ્વાસના કરી, સ્વસ્તિવાચન કરાવી, વિજયનાં આશીર્વચનો મેળવી, મોટી ચતુરંગિણી સેના સાથે લઇ, નગારાંઓપર ડંકા દેવરાવી અને શંખનાદ કરીને ત્યાંથી રવાના થયા. રથના નાદથી તથા સૈન્યના કોલાહલથી દિશાઓને ગજાવી મૂકતા શ્રી કૃષ્ણ ઘણા ઘણા દેશોને, પર્વતોને તથા નદીઓને ઓળંગી માર્તિકાવત દેશમાં આવ્યા; ત્યાં સાંભળવામાં આવ્યું કે "શાલ્વરાજા સૌભ વિમાન સહિત સમુદ્રના કોઇ ગુપ્ત દ્વીપમાં રહ્યો છે." આ ખબર મળતાં તે સેનાનો રસ્તો બદલાવીને તરતજ તે સ્થળમાં ગયા.

શાલ્વરાજા શ્રી કૃષ્ણને આવતા જોઇ તેમની સામે થઇ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો અને શ્રી કૃષ્ણ પણ શાલ્વની સામે બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. શ્રી કૃષ્ણનાં બાણો સૌભને નહિ પહોંચીને સમુદ્રમાં પડવા લાગ્યાં પણ સૌભમાંથી આવતાં બાણો શ્રી કૃષ્ણની સેનાને કાપવા લાગ્યાં અને શ્રી કૃષ્ણનો રથ તો બાણોથી ઢંકાઇને અદૃશ્યજ થઇ ગયો. સૌભ વિમાન આકાશમાં એક ગાઉ દૂર હતું તેથી યાદવોનું કશું ચાલી શકે એવું નહિ રહેતાં તેઓ તમાશગીરોની પેઠેજ ઉભા રહ્યા. શ્રી કૃષ્ણ અસ્ત્ર મંત્રોથી મંત્રેલાં બાણો વડે સૌભમાં રહેલા યોદ્ધાઓનાં શરીરોને કાપવા લાગ્યા. તેમાં મોટો કોલાહલ થઇ રહ્યો, છેદાઇ જતા યોદ્ધાઓ કબંધોની પેઠે સૌભમાંથી સમુદ્રમાં પડવા

લાગ્યા અને જે જે પડતા ગયા તેઓને જળજંતુઓ ખાઇ જવા લાગ્યાં. હર્ષ પામેલા શ્રી કૃષ્ણના શંખનાદથી ક્રોધ પામેલો શાલ્વ માયાયુદ્ધથી લડવા લાગ્યો. ગદા, પ્રાશ, ત્રિશૂલ, સાંગ, પરશી, ખડ્ગ, વજ્ર, ભાલાં, ભોગળો તથા પાશો વગેરે અગણિત શસ્ત્રો શ્રી કૃષ્ણની ઉપર પડવા લાગતાં શ્રી કૃષ્ણે પોતાની માયાથીજ તે માયાને નષ્ટ કરી નાખી. શાલ્વે પોતાની એક માયા પછી બીજી માયા પ્રકટ કરી. શ્રી કૃષ્ણની ઉપર શિખરોની, અંગારાઓની, રજની તથા શસ્ત્રોની વૃષ્ટિ પડવા માંડી. ઘડીવારમાં અંધકાર, ઘડીવારમાં પ્રકાશ, ઘડીવારમાં મેઘાડંબર, ઘડીવારમાં સ્વચ્છ આકાશ, ઘડીવારમાં શીત અને ઘડીવારમાં ઉષ્ણ થવા લાગતાં શ્રી કૃષ્ણે તે માયાને પણ નષ્ટ કરી નાખી. એ માયા નષ્ટ થતાં શાલ્વે ત્રીજી માયા પ્રકટ કરી. જરાવારમાં આકાશમાં સો સૂર્યો, જરાવારમાં લાખો ચંદ્રો અને જરાવારમાં કરોડો તારાઓ દેખાવા લાગ્યા. રાત્રિની, દિવસની કે દિશાઓની કશી ખબર ન રહે એવું થઇ જતાં શ્રી કૃષ્ણે પ્રજ્ઞાસ્ત્રથી શાલ્વની તે માયાને પણ નષ્ટ કરી નાખી. જરાવારમાં પૃથ્વીપર આવતો અને જરાવારમાં આકાશમાં જતો શાલ્વ જેટલાં જેટલાં બાણો ફેંકવા લાગ્યો તે સઘળાં બાણોને શ્રી કૃષ્ણ કાપવા લાગ્યા. જરાવારમાં અંતરિક્ષમાં મોટો નાદ ઉઠયો અને લાખો બાણોથી શ્રી કૃષ્ણ, સારથિ, ઘોડાઓ તથા રથ ઢંકાઇ જતાં તેમની સેના ગભરાવા લાગી.

"બેઠા વિના છૂટકો નહિ તેથી બેઠો છું પણ શાલ્વનાં બાણોની પીડાથી મારાથી બેસી શકાતું નથી." આમ દારૂક સારથિનું કરૂણસ્વરવાળું વચન સાંભળી અને તેને સઘળાં અંગોમાં ખુંચી રહેલાં બાણોથી શેઢાઇ જેવો થઇ ગયેલો તથા લોહીની ધારાઓથી વ્યાપ્ત થયેલો જોઇ શ્રી કૃષ્ણ તેને ધીરજ આપી સ્થિર કરતા હતા તેટલામાં ઉગ્રસેનના પરિચારક કોઇ દ્વારકાવાસી પુરૂષે રથ ઉપર ચડી આવી ગદ્દગદ સ્વરથી તેને કહ્યું કે "આજ શાલ્વ દ્વારકામાં આવી તમારા પિતા વસુદેવને બળાત્કારથી પકડી મારીને લઇ ગયો છે. માટે હવે યુદ્ધ છોડી દઇ દ્વારકામાં આવો અને અમારો બચાવ કરો એમ મહારાજ ઉગ્રસેને આજ્ઞા કરી છે." આ વાત સાંભળી શ્રી કૃષ્ણ "શું કરવું અને શું ન કરવું" એ વિષયમાં મુંઝાઇ ગયા અને વિચાર કરવા લાગ્યા કે "બલભદ્ર, સાત્યકિ, પ્રદ્યુમ્ન તથા સાંબ વગેરે કે જેઓને હું દ્વારકાની ભલામણ આપી આવ્યો છું તેઓ સઘળા નપુંસક બની ગયા હશે કે શું ? એમ તો નહિ પણ

શાલ્વે મારી નાખ્યાજ હશે. એઓ જીવતા હોય ત્યાં સુધી કદી પણ આમ બને નહિ.”

આ તરફ શાલ્વ અને શ્રી કૃષ્ણનું યુદ્ધ ચાલતું હતું તે વખતે હસ્તિનાપુરમાં યુધિષ્ઠિર અને દુર્યોધનની વચ્ચે જુગાર રમાતો હતો. કપટી શકુનિના પ્રપંચથી દુર્યોધન જીતતો જતો હતો અને ધર્માત્મા યુધિષ્ઠિર હારતા જતા હતા. સર્વસ્વ ગુમાવી બેઠેલા યુધિષ્ઠિરે છેલ્લે દ્રૌપદીને પણ મુદ્દમાં માંડી અને તેને પણ હારી ગયા. એટલે દુષ્ટ દુર્યોધનની આજ્ઞાથી નીચ દુ:શાસન તેને પરાણે સભામાં ઘસડી લાવી તેનાં વસ્ત્રોને ખેંચવા લાગ્યો. દ્રૌપદીએ પરમાત્મા શ્રી કૃષ્ણનું ધ્યાન કરી પોતાની લજ્જાના રક્ષણ માટે તેની પ્રાર્થના કરતાં શ્રી કૃષ્ણ અદૃશ્યરૂપે એકદમ ત્યાં પહોંચ્યા અને દ્રૌપદીને વસ્ત્રો પૂરવા લાગ્યા.

દ્રૌપદીને વસ્ત્રો પૂરવામાં વધારે ધ્યાન રોકાવાને લીધે શાલ્વની માયા ઉપર બરાબર ધ્યાન નહિ આપી શકેલા શ્રી કૃષ્ણ ઉપર પ્રમાણે ચિંતાતુર બની લડાઇ ચલાવ્યા કરતા હતા તેટલામાં અનેક શસ્ત્રોથી કપાતું વસુદેવનું શરીર સૌભવિમાનમાંથી નીચે પડતું જોવામાં આવ્યું. આથી શ્રી કૃષ્ણ અત્યંત ગભરાઇ જતાં તેમના હાથમાંથી ધનુષ પડી ગયું, પોતે પણ દિઙ્મૂઢ થઇને રથમાં બેસી રહ્યા અને તેમનું સૈન્ય હાહાકાર કરવા લાગ્યું. જરાવારમાંજ હસ્તિનાપુરમાં દ્રૌપદીના રક્ષણનું કામ સમાપ્ત થતાં અહીં શ્રી કૃષ્ણને સંજ્ઞા પ્રાપ્ત થઇ અને તેમણે યોગશક્તિથી જોયું ત્યાં દૂત કે વસુદેવનું શરીર કશું પણ જોવામાં નહિ આવતાં “આતો કેવળ શાલ્વની માયાજ હતી” એમ નિશ્ચય કરી પોતાના સઘળા સૈન્યને ચેતવણી આપીને શ્રી કૃષ્ણે શાલ્વના વિમાનમાં લાખો બાણો ફેંકવા માંડ્યાં જેથી શત્રુઓનાં મસ્તકો નીચે પડવા લાગ્યાં. જરાવારમાં સૌભ અંતર્હિત થતાં તથા માથા ઉપર થતો ફક્ત શત્રુઓનો કોલાહલજ કાને પડવા લાગતાં શ્રી કૃષ્ણે શબ્દવેધી બાણોથી કેટલાક શત્રુઓને કાપીને તે કોલાહલ બંધ પાડ્યો અને એવીજ રીતે જે જે દિશામાં કોલાહલ સંભળાવા લાગ્યો તે તે દિશામાં પણ તેવાંજ બાણો ફેંકીને તે કોલાહલને બંધ પાડવા લાગ્યા. જરાવાર પછી મોટા મોટા પથરાઓની અદ્ભુત વૃષ્ટિ પડવા લાગતાં અને તેથી પોતાનો રથ ઢંકાઇ ગયેલો, ઘોડાઓને ધ્રૂજવા લાગેલા અને સૈન્ય ભાગવા લાગેલું તથા હાહાકાર કરતું જોવામાં આવતાં શ્રી કૃષ્ણે વજ્રાસ્ત્રથી તે સઘળા પથરાઓને કાપી નાખ્યા. શ્રી કૃષ્ણના રથને ખુ-

લો થયેલો જોઇ યાદવોનું સૈન્ય હર્ષ પામીને પાછું સ્થિર થયું.

"હવે આ શત્રુને રમાડવો જોઇતો નથી પણ સર્વ પ્રયત્નથી મારવો જોઇએ છીએ." આ પ્રમાણે દારૂક સારથિનું વચન સાંભળી શ્રી કૃષ્ણે તેના કહેવાને સત્ય માની પોતાનું મહા પ્રબળ સુદર્શન ચક્ર ફેંકીને તેથી સૌભના ટુકડે ટુકડા કરી નાખવાની સાથે શાલ્વના શરીરને પણ ચીરી નાખ્યું. સૌભ વિમાન સહિત શાલ્વરાજા નાશ પામતાં અવશેષ રહેલા તેના યોદ્ધાઓ હાહાકાર કરતા ભાગી ગયા અને શ્રી કૃષ્ણ વિજય મેળવી શંખનાદ કરી પોતાના સૈન્ય સહિત દ્વારકામાં પધાર્યા. ત્યાં સાત્યકિના મુખથી સાંભળવામાં આવ્યું કે "પાંડવો જુગારમાં હારી સઘળું રાજ્ય ગુમાવી બાર વર્ષના વનવાસની અને એક વર્ષ ગુપ્ત રહેવાની દીક્ષા લઇ સહકુટુંબ કામ્યકવનમાં આવી રહેલા છે. આ ખબર સાંભળી ખેદ પામી શ્રી કૃષ્ણ સાત્યકિ વગેરે યાદવોને સાથે લઇ પાંડવોની પાસે કામ્યકવનમાં આવ્યા. ત્યાં તેમની તથા દ્રૌપદીની સારી રીતે આશ્વાસના કરી સુભદ્રાને અને અભિમન્યુને પોતાની સાથે લઇ પાછા દ્વારકામાં આવ્યા.

શ્રી કૃષ્ણ દ્વારકામાં પધારી હજુ રથમાંથી ઉતર્યાજ ન હતા તેટલામાં ખબર મળી કે "શિશુપાલ, શાલ્વ તથા પૈંડ્રક વગેરેનું વેર વાળવાને વાસ્તે તેઓનો પરમમિત્ર દંતવક્ત્ર નામનો રાજા અને તેનો ભાઇ વિદૂરથ એઓ એકાએક પગેપાળાજ દ્વારકાના પાદરમાં આવીને ઉભા છે અને યુદ્ધની માગણી કરે છે." આ ખબર સાંભળી શ્રી કૃષ્ણ યુદ્ધધર્મની મર્યાદા જાળવવા માટે રથમાંથી ઉતરી પરબારાજ તેઓની સામે ગયા.

"તું અમારા મામાનો દીકરો છતાં અમોનેજ મારવા ઇચ્છે છે માટે તને આ વજ્ર જેવી ગદાથી મારીને હું મારા મિત્રોના કરજમાંથી મુક્ત થૈશ." એમ બોલી સિંહનાદ કરીને દંતવક્ત્રે શ્રી કૃષ્ણના મસ્તકમાં ગદાનો પ્રહાર કર્યો. પુષ્પોની માળાના પ્રહારથી જેમ હાથી કંપે નહિ તેમ ગદાના પ્રહારથી શ્રી કૃષ્ણ જરા પણ કંપ્યા નહિ. દંતવક્ત્રના પ્રહાર પછી શ્રી કૃષ્ણે પોતાની કૌમોદકી નામની ગદાનો એકજ પ્રહાર કરતાં દુષ્ટ દંતવક્ત્ર પ્રાણ રહિત થઇ પૃથ્વીપર પડી ગયો. ભાઇના મરણથી વેગમાં આવેલો વિદૂરથ હાથમાં ભયંકર તરવાર લઇ દોડ્યો તેટલામાં શ્રી કૃષ્ણે સુદર્શન ચક્રથી તેનું માથું ઉડાવી દીધું. આવી રીતે દંતવક્ત્ર અને વિદૂરથને મારી વિજય મેળવી દ્વારકામાં પધારી સુભદ્રા અને અભિમન્યુને માટે યોગ્ય બંદોબસ્તો કરી આપી શ્રી કૃષ્ણ ઉદ્ધવાદિકની સલાહથી રાજ્ય સંબંધી યોગ્ય વ્યવસ્થાઓ કરવામાં ગુંથાયા તથા યદુરાજ્યમાં અને સકળ પ્રજામાં સંતોષ અને આનંદ વર્ત્તી રહ્યો.

# પ્રકરણ ૫૩ મું.

## પૂર્વાવસ્થાનો મિત્ર.

**દ્વારકાથી** થોડે દૂર એક ગામડામાં શ્રી કૃષ્ણનો પૂર્વાવસ્થાનો મિત્ર એક સુદામા નામનો બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણ વિષયોમાં વૈરાગ્યવાળો, જિતેંદ્રિય તથા શાંત અંતઃકરણવાળો હતો અને અતિ દરિદ્ર છતાં પણ દૈવ ઇચ્છાથી જે કાંઇ મળે તેમાં સંતોષ રાખીને ગૃહસ્થાશ્રમ ચલાવતો હતો, દારિદ્રથી સીદાતી, ક્ષુધાથી નિર્બળ થયેલી અને ઘણાં સંતાનોવાળી તેની પતિવ્રતા સ્ત્રીએ એક દિવસ કરમાયેલા મોહોડાથી પાસે આવી તેને ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે "લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણ શરણાગત પાલક છે, બ્રાહ્મણોની ઉપર પ્રેમ રાખનારા છે અને વળી તમારા બાળમિત્ર છે માટે તેમની પાસે જઇ કાંઇક ધનની માગણી કરો. હું ધારૂં છું કે તમને સીદાતા તથા ઘણાં સંતાનોવાળા જાણીને તે ઘણું ધન આપશે. મારા સાંભળવામાં આવ્યું છે કે શ્રી કૃષ્ણ હમણાં બીજે ક્યાંય પધાર્યા નથી પણ દ્વારકામાંજ છે." આ પ્રમાણે સ્ત્રીએ કોમળપણે ઘણી ઘણી પ્રાર્થના કરતાં "જો કાંઇ નહિ મળે તોપણ શ્રી કૃષ્ણનું દર્શન મળશે એ મોટો લાભ છે" એમ ધારી દ્વારકા જવાનો નિશ્ચય કરી સુદામાએ પોતાની સ્ત્રીને કહ્યું કે "શ્રી કૃષ્ણને કાંઇ ભેટ દેવા જેવું આપણા ઘરમાં છે? જો હોય તો આપ એટલે હું તે લઇને દ્વારકા જાઉં" ઘરમાં તો કાંઇ પણ ન હતું તોપણ તે સ્ત્રીએ પાડોશણની પાસેથી ચાર મુઠી પવા માગી લઇ ચીંથરાના કટકામાં બાંધીને હાથમાં આપતાં "મારા જેવા રાંકને શ્રી કૃષ્ણનો સમાગમ કેમ થશે" એમ વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ દ્વારકા તરફ ચાલતો થયો.

સુદામા દ્વારકામાં પહોંચી યાદવોનાં મોટાં મોટાં ઘરોને જોતો અને લોકોને પૂછતો શ્રી કૃષ્ણના દરબાર પાસે પહોંચ્યો. "આ ગરીબ બ્રાહ્મણ ભિક્ષા માગવા જતો હશે અને શ્રી કૃષ્ણ બ્રાહ્મણોની ઉપર રાજી છે" એમ જાણતા દોઢીવાળાઓએ પણ નહિ રોકેલો સુદામા દરબારમાં એમને એમ ચાલ્યો જઇ પ્રથમ રૂક્મિણીના મહેલમાંજ ગયો અને ત્યાંની શોભા જોઇને બ્રહ્માનંદમાં નિમગ્ન થયેલાના જેવું સુખ માનવા લાગ્યો. રૂક્મિણીના પલંગ ઉપર બિરાજેલા શ્રી કૃષ્ણે એ બ્રાહ્મણને દુરથીજ આવતો જોઇ ઉભા થઇ

બહાર આવી પ્રેમપૂર્વક બાથમાં ઘાલીને તેનું આલિંગન કર્યું. પ્રિય મિત્રના સમાગમથી થયેલા આનંદને લીધે શ્રી કૃષ્ણનાં નેત્રોમાંથી હર્ષાશ્રુઓ ચાલવા લાગ્યાં. તેમણે એ બ્રાહ્મણનો હાથ પકડી આવાસની અંદર તેડી જઇ પોતાના પલંગપર બેસાડી તેની આગળ ફળ પુષ્પાદિકની ભેટ ધરી શ્રીહસ્તવડે તેના પગ ધોઇ તે જળ પોતાના મસ્તકપર ચડાવી તેનું ચંદનાદિક ઉપચારોથી શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજન કરી તેના આવવા સંબંધે ઘણો હર્ષ જણાવ્યો. ફાટેલાં તુટેલાં વસ્ત્રોવાળા અને અતિ દુર્બળ એ બ્રાહ્મણને શ્રી કૃષ્ણ તરફથી સત્કાર પામેલો જોઇ રૂક્મિણી પણ હાથમાં ચમર લઇ તેને પવન ઢોળવા લાગ્યાં.

અંતઃપુરનાં સઘળાં માણસો એ કંગાળ બ્રાહ્મણનો શ્રી કૃષ્ણના હાથથી એટલો બધો સત્કાર થતો જોઇ વિસ્મય પામી પરસ્પર વાતો કરવા લાગ્યાં કે "આ કંગાળ ભીખારીએ પૂર્વ જન્મમાં એવાં શું પુણ્યો કર્યાં હશે કે જેના પ્રભાવથી શ્રી કૃષ્ણે તેને આટલું બધું માન આપ્યું અને રૂક્મિણીના પલંગપરથી ઉભા થઇ જેમ મોટાભાઇનું આલિંગન કરે તેમ તેનું આલિંગન પણ કર્યું."

"પ્રિય મિત્ર! ગુરૂ સાંદીપિનીને ગુરૂદક્ષિણા આપ્યા પછી સમાવર્તન નામનો સંસ્કાર પામી તમે તમારા લાયક કોઇ સ્ત્રીને પરણ્યા છો કે નહિ? તમે પ્રથમથીજ વૈરાગ્યવાળા છો એ મારા જાણવામાં છે તેથી હું ધારૂં છું કે તમે સ્ત્રી પરણીને ગૃહસ્થ થયા હશો તોપણ તમને ધનની તૃષ્ણા તો નહિજ હોય. આપણે ગુરૂને ઘેર વિદ્યાભ્યાસ કરવા રહ્યા હતા તે વખતે એક દિવસે ગુરૂપત્નીએ આપણને કાષ્ઠ લેવા સારૂ જંગલમાં મોકલ્યા હતા, જંગલમાં પેઠા પછી તીવ્ર માવઠું થયું હતું, ભયંકર કડાકાઓ અને ઝડી થયાં હતાં, સૂર્ય આથમી જતાં સઘળી દિશાઓ અંધકારમય થઇ ગઇ હતી, ઉંચી નીચી પૃથ્વીની કશી ખબર પડતી ન હતી, આપણે ઝડીથી પીડાઇ એક બીજાના હાથ ઝાલી વિહ્વળ થઇ છાતીબૂડ પાણીમાં ભટકતા હતા, આખી રાત એમજ વીતી જતાં પ્રભાત કાળમાં ગુરૂ આપણને શોધતા શોધતા સામા આવ્યા હતા અને આપણને દુખી થયેલા જોઇ આપણી ગુરૂ ભક્તિનાં વખાણ કરી તેમણે કેટલાંક આશીર્વચનો આપ્યાં હતાં એ વૃત્તાંતનું તથા ત્યાં બનેલાં એવાંજ બીજાં કેટલાંએક વૃત્તાંતોનું તમને સ્મરણ છે?"

"મહારાજ! મને સઘળાં વૃત્તાંતોનું સ્મરણ છે. મને ગુરૂને ઘેર આપનો સહવાસ મળ્યો હતો તેથી હું મારા આત્માને કૃતાર્થ સમજું છું."

"પ્રિય મિત્ર, મારે વાસ્તે તમે તમારે ઘેરથી શી ભેટ લાવ્યા છો? ખરા પ્રેમવાળા થોડું આપે તેથી પણ હું રાજી થાઉં છું અને પ્રેમ વગરના લોકો ઘણું આપે તેથી પણ રાજી થતો નથી." સુદામાનો મનોભાવ જાણી લઇ શ્રી કૃષ્ણે આ પ્રમાણે પૂછતાં તે શરમને લીધે નીચું મોહોડું કરી પવાની પોટલીને બગલમાંથી નહિ કહાડતો ઉંચી ચડાવી સંતાડવા લાગ્યો તે જોઇ પરમકૃપાળુ કૃષ્ણ "આ બગલમાં શું ઘાલ્યું છે" એમ બોલી તે પોટલી ખેંચી લઇ ઉખેળી પવા જોઇને બોલ્યા કે "અહો મિત્ર! જે વસ્તુ મને બહુજ વહાલી છે તેજ તમે લાવ્યા છો" એમ કહી એક મુઠી આરોગીને બીજી મુઠી ભરવા લાગ્યા પણ તેટલામાં રૂક્મિણીએ હાથ પકડી "હવે બસ છે" એમ કહી અટકાવી દીધા. રૂક્મિણીના મનમાં એ વિચાર આવ્યો કે આ એક મુઠી ખાવાથી સઘળી સંપત્તિઓ આ બ્રાહ્મણને અપાઇ ચુકી તો હવે આ બીજી મુઠી ખાશે તો હું કે જે લક્ષ્મી છું તેને પણ આપી દેશે માટે શ્રી કૃષ્ણને તેમ કરતાં અટકાવવા જોઇએ.

એ એક રાત્રિ શ્રી કૃષ્ણના મંદિરમાં રહી ખાઇપી બહુજ સુખી થએલો સુદામા પ્રભાત થતાં પોતાને ઘેર જવા તૈયાર થયો. સુદામા ધન માગવાને વાસ્તે આવ્યો હતો પણ લાજને લીધે કશું બોલી શક્યો નહિ તેમ શ્રી કૃષ્ણે રૂબરૂમાં તેને કશું આપ્યું પણ નહિ. સુદામા રજા માગી ચાલવા લાગતાં શ્રી કૃષ્ણ થોડેક દૂર સૂધી તેને વળાવી પાછા પોતાના દરબારમાં પધાર્યા અને પોતાના ચિત્તની કૃપણતાથી લજ્જાએલો સુદામા શ્રી કૃષ્ણના દર્શનનેજ પરમ લાભ રૂપ ગણતો દ્વારકામાંથી નિકળી પોતાના ઘર તરફ ચાલ્યો.

"અહો! શ્રી કૃષ્ણનું બ્રહ્મણ્યપણું કેવું અદ્‌ભુત? તેમણે છાતીમાં દાબીને મારૂં આલિંગન કર્યું! મહાદરિદ્ર તથા પાપી હું ક્યાં અને લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણ ક્યાં? શ્રી કૃષ્ણે મને પોતાની રાણીના પલંગ ઉપર ભાઇની પેઠે બેસાડ્યો અને પરમ શુશ્રૂષાથી તથા પગચંપી વગેરેથી માનિત કર્યો એ થોડી વાત? આ નિર્ધન બ્રાહ્મણ જો ધન પામશે તો પ્રમત્ત થઇને મારૂં સ્મરણ નહિ કરે એવા વિચારથીજ શ્રી કૃષ્ણે મને થોડું પણ ધન નહિ આપ્યું હોય." એ પ્રમાણે વિચાર કરતો સુદામા પોતાના ઘરની પાસે આવ્યો ત્યાં સૂર્ય તથા ચંદ્રના જેવા તેજસ્વી ઉંચા ઉંચા મહેલોથી વ્યાપ્ત, વિચિત્ર પક્ષીઓનાં મનોહર કોલાહલોવાળા તથા પ્રફુલ્લિત સુગંધી પુષ્પોવાળા અનેક બગીચાઓથી શોભી

રહેલું, સુંદર કમળોવાળા સ્વચ્છ જળાશયોથી દીપી રહેલું, જેમાં રત્નમય અલંકારોવાળાં અનેક દાસ દાસીઓ ફરતાં હતાં એવું અને મણિમય હોવાને લીધે ઇંદ્રના ભવનથી પણ અધિક ચળકતું એક અનુપમ ઘર તેના જોવામાં આવ્યું.

"આ મારૂં ઠેકાણું કે મારૂં ઘર તો નહિ, ત્યારે કોનું હશે? આતે શું થયું હશે? મને સ્વપ્ન અથવા વિભ્રમ થાય છે કે શું?" સુદામા આવી રીતના અનેક તર્કો કરતો હતો તેટલામાં દેવ સમાન શોભાવાળાં કેટલાંએક દાસી દાસ વગેરે માણસો ગાજતે વાજતે તેને સામાં લેવા આવ્યાં. પતિને આવેલા જાણી અત્યંત સંભ્રમવાળી, જેના શરીરમાં હર્ષ સમાતો પણ ન હતો એવી અને દેહધારી લક્ષ્મીજી હોય એવી દીપતી તેની સ્ત્રી પણ બહાર આવી. પતિને જોઇ ઉત્કંઠિત થયેલી અને નેત્રોમાં હર્ષાશ્રુઓથી ઘેરાઇ ગયેલી એ પતિવ્રતા સ્ત્રીએ નેત્રો વીંચી રાખી સંકલ્પથીજ પ્રણામ પૂર્વક તેનું આલિંગન કર્યું. પોતાની સ્ત્રીને રત્નમય આભરણોવાળી અનેક દાસીઓના મધ્યમાં દેવાંગનાની પેઠે શોભતી જોઇ બરાબર ઓળખીને સુદામા અતિ વિસ્મય પામ્યો. આ સઘળો શ્રી કૃષ્ણનોજ પ્રભાવ છે એમ સમજી લઇ પોતાની સ્ત્રીની સાથે દૂધના ફીણ જેવી શય્યાવાળા, અમૂલ્ય ઉલેચોવાળા, સુવર્ણમય દાંડીઓથી દીપી રહેલ છત્ર ચામરોવાળા અને અપાર સમૃદ્ધિથી કુબેરજીના ભવન જેવા દેખાતા પોતાના ઘરમાં ગયો. ઘરમાં કોમળ બિછાનાંવાળા હેમમય આસનોને, મધ્ય ભાગમાં મરકત મણિઓથી જડેલી સ્વચ્છ સ્ફાટિકમય ભીંતોને અને રત્નમય પૂતળીઓની ઉપર શોભી રહેલા રત્નમય દીવાઓને જોઇ સુદામા એકાગ્ર ચિત્તથી વિચાર કરવા લાગ્યો કે "મને આવી અપૂર્વ સમૃદ્ધિ પ્રાપ્ત થઇ તેનું કારણ શ્રી કૃષ્ણના કૃપા કટાક્ષ વિના બીજું કશું પણ સંભવતું નથી. જેમ ઉદાર મેઘ કોઇ વખતે ઘણી વૃષ્ટિને પણ થોડી માની જાણે લજાતો હોય તેમ સમક્ષ નહિ વરસતાં રાતે લોકો સૂતા હોય તે સમયમાં ગાજવા વગરજ અપાર જળ આપી દે છે તેમ મહા ઉદાર શ્રી કૃષ્ણે પણ પોતાના વૈભવ આગળ ઇંદ્રાદિકના ઐશ્વર્યને પણ તુચ્છ ગણી જાણે તેવું ઐશ્વર્ય આપવામાં લજાતા હોય તેમ સમક્ષમાં કશું નહિ આપતાં પરોક્ષમાંજ મને કશું કહ્યા વગર ઇંદ્રાદિકના કરતાં પણ વિશેષ સમૃદ્ધિ આપી દીધી છે. અહો! લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણે મારા આપેલા પવા જેવા તુચ્છ પદાર્થને કેવો અધિક ગણ્યો? મને જન્મોજન્મમાં શ્રી કૃષ્ણની સાથેજ સ્નેહ તથા મૈત્રી હોજો, એમના ભક્તોની સાથેજ પ્રસંગ હોજો અને શ્રી કૃષ્ણના ચરણમાંજ અખંડ ભક્તિ રહેજો." આ પ્રમાણે નિશ્ચય કરી સુદામા શ્રી કૃષ્ણના ભજનમાંજ આસક્ત રહી સ્ત્રી સહિત સંસારનાં અપ્રતિવિદ્ધ સુખો ભોગવવા લાગ્યો.

# પ્રકરણ ૫૪ મું.

## સબળ શંકા અને પ્રબળ મોહ.

"શ્રી કૃષ્ણ એક મુહૂર્ત્તમાં અનેક સ્ત્રીઓને શી રીતે પરણ્યા હશે અને તેઓને અંતઃપુરમાં પોતાની જોગવાઇ પણ શી રીતે આપી શકતા હશે ?" એમ એક દિવસે મહામુનિ નારદજીના મનમાં તર્ક ઉત્પન્ન થતાં તે એ.બાબતનો નિશ્ચય કરવાને વાસ્તે દ્વારકામાં આવ્યા. એ દ્વારકા પુષ્પિત બગીચાઓથી, ભ્રમરોના ગુંજારોથી, વિચિત્ર પક્ષીઓના મનોહર કોલાહલોથી, કમળ વનોના સુગંધથી, હજારો મણિમય પ્રાસાદોથી, પ્રાસાદોની અંદરના અપૂર્વ વૈભવોથી, ઉંચાં ઉંચાં દેવાલયોથી, રાજમાર્ગ તથા ગલીઓ વગેરે રસ્તાઓનાં યથાયોગ્ય વિભાગોથી, બજારોથી, શાળાઓથી, સભાઓથી, રસ્તાઓમાં નિત્ય કરવામાં આવતા સુગંધી જળના છંટકાવોથી અને તડકાનું નિવારણ કરનારી ધ્વજા પતાકાઓથી સર્વ સ્થળોમાં શોભી રહી હતી. નારદજી દ્વારકામાં આવી શ્રી કૃષ્ણના દરબારમાં જઇ ત્યાંના હજારો આવાસોમાંના એક આવાસ કે જે સઘળા આવાસોની પેઠેજ મણિમય સ્તંભોથી, ઇંદ્રનીલમય ભીંતોથી, સ્થિર તથા ચળકતી પ્રભાવાળી ભૂમિથી, મોતીના ગુચ્છોવાળા ઉલેચોથી, મણિમય તથા ગજદંતમય પલંગોથી તથા આસનોથી, સુંદર શણગારોવાળી દાસીઓ-થી, અંધકારને નષ્ટ કરી નાખનારા રત્નમય દીવાઓથી અને જાળીઓમાંથી નિકળતા અગરૂના ધૂમાડાઓમાં મેઘની ભ્રાંતિ પામી નાચવા તથા નાદ કરવા લાગેલા મયૂરોથી શોભી રહ્યો હતો તેમાં પેઠા.

એ આવાસમાં હજારો દાસીઓ વિદ્યમાન છતાં પણ રૂક્મિણી જાતે જેમને સુવર્ણની દાંડીવાળા પંખાથી પવન ઢોળતાં હતાં એવા શ્રી કૃષ્ણ પલંગ ઉપર બિરાજેલા જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણે નારદજીને આવતા જોઇ પલંગ ઉપરથી ઉઠી સામે જઇ ચરણમાં દંડવત્પ્રણામ કરી હાથ ઝાલી અંદર તેડી આવીને તેમનાં ચરણ ધોયાં, ચરણ ધોવાનું જળ પોતાને માથે ચડાવ્યું અને મધુર વાણીથી સ્વાગત આપીને "મહારાજ ! શી આજ્ઞા છે ?" એમ વિજ્ઞપ્તિ કરી.

મહામુનિ નારદજી મધુર વચનોથી પ્રશંસા કરી યોગ્ય ઉત્તર આપીને

ત્યાંથી શ્રી કૃષ્ણની બીજી પત્નીના મહેલમાં ગયા, ત્યાં પણ પોતાની પ્રિયા તથા ઉદ્ધવજીની સાથે ચોપડ રમતા શ્રી કૃષ્ણ તેના જોવામાં આવ્યા. શ્રી કૃષ્ણે પરમ ભક્તિથી પ્રત્યુત્થાન તથા આસન વગેરે આપી યોગ્ય પૂજન કરી અજાણ્યાની પેઠે પૂછ્યું કે "મહારાજ! આપ અહીં ક્યારે પધાર્યા છો અને શી આજ્ઞા કરો છો?"

વિસ્મય પામેલા નારદજી એ આવાસમાંથી ચૂપાચૂપ ઉઠી ત્રીજા આવાસમાં ગયા ત્યાં બાળકોને તેડી રમાડતા શ્રી કૃષ્ણ તેમના જોવામાં આવ્યા. એવી રીતેજ કોઇ આવાસમાં નાહાવા તૈયાર થયેલા, ક્યાંય અગ્નિહોત્ર હોમતા, ક્યાંય બ્રહ્મયજ્ઞાદિક પંચ યજ્ઞો કરતા, ક્યાંય બ્રાહ્મણોને જમાડતા, ક્યાંય બ્રાહ્મણોને જમાડીને જમતા, ક્યાંય સંધ્યાવંદન કરતા, ક્યાંય મૌન ધરીને ગાયત્રી જપતા, ક્યાંય ઢાલ તરવાર ધરીને પટ્ટા ખેલતા, ક્યાંય વાહનોને ખેલાવતા, ક્યાંય પલંગ પર પોઢી નિદ્રા કરતા, ક્યાંય ઉદ્ધવાદિક મંત્રીઓની સાથે મળી રાજ્ય સંબંધી વિચારો ગોઠવતા, ક્યાંય જલક્રીડા કરતા, ક્યાંય બ્રાહ્મણોને ગાયો વગેરે દાનો આપતા, ક્યાંય ઇતિહાસ પુરાણ વગેરેનું શ્રવણ કરતા, ક્યાંય પ્રિયાની સાથે હાસ્ય વિનોદ કરતા, ક્યાંય અર્થનું તથા કામનું સેવન કરતા, ક્યાંય આત્મસ્વરૂપનું અનુસંધાન કરતા, ક્યાંય ગુરૂજનની સેવા કરતા, ક્યાંય સંધિવિગ્રહની ગોઠવણ કરતા, ક્યાંય બલભદ્રની સાથે બેસી સ્વજનોનું કલ્યાણ કરવાનો વિચાર કરતા, ક્યાંય દીકરાઓને તથા દીકરીઓને પરણાવવાનો વિચાર કરતા, ક્યાંય દીકરીઓને સાસરે મોકલવાનો તથા વહુઓને પીયરથી તેડી આવવાનો વિચાર કરતા, ક્યાંય દેવતાઓનું યજન કરતા, ક્યાંય કુવા ખોદાવવા વગેરે પૂર્ત્ત ધર્મ કરતા, ક્યાંય અંતઃપુરનાં માણસો વગેરેના અભિપ્રાયો જાણવાને વાસ્તે ગુપ્ત વેષથી ફરતા અને એવીજ રીતે બીજા આવાસોમાં પણ બીજાં અનેક કૃત્યો કરતા શ્રી કૃષ્ણ નારદજીના જોવામાં આવ્યા. આ પ્રમાણે જોઈ પ્રબળ મોહ પામેલા અને શ્રી કૃષ્ણની ઇશ્વરતાનો વિચાર કરી તે મોહથી રહિત થતા નારદજી તેમના હાથથી સત્કાર પામી તેમની રજા લઇ તેમનુંજ સ્મરણ કરતા કરતા બ્રહ્મલોકમાં ગયા.

# પ્રકરણ ૫૫ મું.

## ચાળે ચાડેલો વાનર.

એક દિવસે બલભદ્ર કોઇ પ્રસંગથી ગિરિનારમાં ગયા હતા અને ત્યાં ગાયનની મોટી બેઠક જમાવી ઘણી વેશ્યાઓને બોલાવી તેઓનાં ગાયન સાંભળતા હતા તથા તેઓને મદ્ય પાતા હતા અને પોતે પણ પીતા હતા તે સમયમાં એક દ્વિવિદ નામનો મોટો દુષ્ટ વાનર તે પ્રદેશમાં આવેલો તેમના જોવામાં આવ્યો. આ વાનર પૂર્વે રામાયણમાં પ્રખ્યાત સુગ્રીવ નામના રામભક્ત વાનરનો મંત્રી હતો તોપણ તે પછી ઘણે કાળે પ્રાગ્જ્યોતિષ નગરના રાજા નરકાસુરનો મિત્ર થયો હતો તેથી તે નરકાસુરને મારનારા શ્રી કૃષ્ણનો દ્વેષ કરતો હતો અને તે દ્વેષને લીધેજ શ્રી કૃષ્ણના નિવાસરૂપ આનર્ત્તદેશમાં ભારે રંજાડ કરતો હતો. પોતે દશ હજાર હાથીઓના જેટલા બળવાળો હતો તેથી કોઇ વખતે સમુદ્રમાં ઉભો રહી જળ ઉછાળી કિનારાપરનાં ગામોને બોળી દેતો હતો, કોઇ વખતે આશ્રમોનાં વૃક્ષોને ભાંગી ઋષિઓનાં અગ્નિહોત્રોને વિષ્ટા મૂત્ર વગેરેથી અભડાવી દેતો હતો અને કોઇ વખતે પુરૂષોને તથા સ્ત્રીઓને પકડી પર્વતોની ગુફામાં નાખી શિલાઓથી ગુફાઓનાં મોહોડાંને બંધ કરી દેતો હતો.

આ વાનર ગિરિનારમાં વેશ્યાઓના યૂથમાં બિરાજેલા, મદ્યપાનથી વિહ્‌વળ નેત્રોવાળા, પોતે પણ ગાયંન કરતા અને મદોન્મત્ત હાથી જેવા જણાતા બલભદ્રને જોઇ વૃક્ષોની શાખાઓ ઉપર ચડી ચડીને કીકીઆરીઓ કરવા લાગ્યો તથા સઘળી વેશ્યાઓની અધમ પ્રકારની છેડ કરવા લાગ્યો. વાનરની ભમરોના ચાળા વગેરે લુચ્ચાઇ જોઇ સ્વાભાવિક ચાપલ્યવાળી વેશ્યાઓ પ્રથમ તો હસવા લાગી પણ પછી તો તેણે કરવા માંડેલી અયોગ્ય છેડોથી કંટાળીને બલભદ્રની પાસે ફરિયાદ કરવા લાગી. ક્રોધ પામેલા બલભદ્રે પથરાનો ઘા કરતાં એ વાનર ચાલાકીથી પોતાના શરીરને બચાવી લઇ બન્ને હાથથી બલભદ્રના મદિરાના કલશને ઉપાડી લઇ પથરામાં પછાડી ફોડી નાખી વેશ્યાઓનાં વસ્ત્રોને ખેંચવા લાગ્યો અને બલભદ્રની સામે પણ ભારે મસ્તી કરવા લાગ્યો. દ્વિવિદની દુષ્ટતા જોઇ ક્રોધાક્રાંત થયેલા બલભદ્રે હાથમાં

હળમુસળ લેતાં દ્વિવિદે પણ એક મોટું ઝાડ ઉખેડી લઇ બલભદ્રની સામે આવી તેના મસ્તકપર પ્રહાર કર્યો. બલભદ્રે વૃક્ષના પ્રહારને સહન કરી દ્વિવિદના માથામાં મુસળ મારતાં તે લોહીની ધારાથી નાહી રહ્યો પણ તેને નહિ ગણકારી તે અનેક વૃક્ષોને ઉખેડી પાંદડાં વગરનાં કરી કરીને બલભદ્રની ઉપર ફેંકવા લાગ્યો અને બલભદ્ર તે વૃક્ષોને ભાંગી નાખવા લાગ્યા. સઘળું જંગલ વૃક્ષો વગરનું થઇ જતાં દ્વિવિદે પથ્થરો ફેંકવા માંડ્યા અને બલભદ્રે તેને ચૂર્ણ કરી નાખવા માંડ્યા. સઘળી શિલાઓ પણ ભાંગી પડતાં દ્વિવિદ બલભદ્રની સામે આવી તેમની છાતીમાં બન્ને હાથની મુઠીઓ મારી પાછો વળવા ગયો તેટલામાં બલભદ્રે હળમુસળને છોડી દઇ દ્વિવિદની હાંસડીમાં હાથના તળાથી એવો પ્રહાર કર્યો કે જેથી તે દુષ્ટ વાનર લોહી નાખતો નાખતો ધરતીપર પડી જઇને મરણ પામ્યો. દ્વિવિદના પડવાથી સઘળો ગિરિનાર કંપવા લાગ્યો અને બલભદ્રની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ પડી. આ પ્રમાણે શ્રી કૃષ્ણની સાથે શત્રુતા ધરાવી લોકોને દુઃખ દેવા લાગેલા દુષ્ટ દ્વિવિદને મારી બલભદ્ર પોતાની સાથેના સર્વ મંડળ સહિત દ્વારકામાં પધાર્યા.



# પ્રકરણ ૫૬ મું.

## ઉપદેશ.

એક દિવસે યાદવોના બાળકો વિહાર કરવાને વાસ્તે ઉપવનમાં ગયા હતા અને વિહારના થાકથી તરસ લાગવાને લીધે જળ શોધતા હતા ત્યાં એક જળ વગરના કુવામાં પડેલો શિખર જેવડો એક કાચંડો તેઓના જોવામાં આવ્યો. વિસ્મય પામેલા બાળકોએ દયાને લીધે તેને કુવામાંથી બહાર કહાડવા વાસ્તે ઘણા ઘણા યત્નો કર્યા અને રસીઓથી બાંધી બાંધીને ખેંચ્યો પણ કાંઈ વળ્યું નહિ. ત્યારે સર્વ બાળકોએ શ્રી કૃષ્ણની પાસે તે વાત જાહેર કરી. એ વાત સાંભળી શ્રી કૃષ્ણે જાતે ત્યાં આવી ડાબા હાથથીજ તે કાચંડાને પકડી બહાર કહાડ્યો, તેટલામાં તે કાચંડો મટી જઇને ઉત્તમ અલંકારોવાળો તથા ઉત્તમ રૂપવાળો દેવ બની ગયો. શ્રી કૃષ્ણે એ દેવને કાચંડાનો અવતાર આવવાના કારણ વિષે પૂછતાં તે પ્રણામ કરીને નીચે પ્રમાણે બોલ્યો.

"હું પૂર્વ જન્મમાં અયોધ્યાના અધિપતિ ઇક્ષ્વાકુરાજાનો નૃગ નામનો પુત્ર હતો. હું ધારૂં છું કે આપે દાની લોકોનાં નામો સાંભળતાં તેમાં મારૂં નામ પણ સાંભળેલું હોવું જોઇએ. હું સર્વગુણસંપન્ન અસંખ્યાત ગાયોનાં તથા સુવર્ણ વગેરેનાં પણ સુપાત્ર બ્રાહ્મણોને દાન આપતો હતો અને જળાશય ખોદાવવા વગેરેથી તથા યજ્ઞોથી દેવતાઓનું યજન કરવા વગેરે ક્રિયાઓમાં પણ તત્પર રહેતો હતો. તેવામાં કોઇ વખત ભૂલી પડીને મારી ગાયોના ધણમાં મળી ગયેલી કોઇ બ્રાહ્મણના ઘરની ગાય મારાથી અજાણપણે બીજા બ્રાહ્મણને અપાઇ જતાં તે બ્રાહ્મણ એ ગાયને લઇ જતો હતો તેને રસ્તામાં પેલા મૂળ ધણીએ દીઠી. તે બોલ્યો કે "આ ગાય મારી છે." બીજો બ્રાહ્મણ બોલ્યો કે "આ ગાય મારી છે. કારણ કે તે મને હમણાજ નૃગરાજાએ આપેલી છે." વાત વધી પડતાં બન્ને બ્રાહ્મણ મારી પાસે ન્યાય લેવા આવ્યા. પેલો બ્રાહ્મણ મને કહેવા લાગ્યો કે "તમે મારી ગાય લઇ લીધી છે." અને બીજો બ્રાહ્મણ કહેવા લાગ્યો કે "તમે હમણાજ મને આ ગાય આપેલી છે." આ વાત સાંભળી મેં મારા આત્માને ધર્મસંકટમાં પડેલો સમજી તેમાંથી છૂટવા માટે હાથ જોડી બન્ને બ્રાહ્મણો પાસે વિજ્ઞપ્તિ કરી કે "તમો બન્નેમાંથી જે કોઇ આ ગાય ઉપ-

રનો હક છોડી દિયે તેને બીજી એક લાખ ગાયો આપવા હું તૈયાર છું. મને અજાણતાં અપરાધી બનેલો જાણી મારાપર અનુગ્રહ કરીને મને નરકમાં પડતો બચાવો."

"હું મુદ્દલ દાન લેતોજ નથી" એમ કહીને પેલો બ્રાહ્મણ ચાલ્યો ગયો અને "મારે બીજી કરોડ ગાયો આપો તોપણ જોઇએ નહિ" એમ કહી બીજો બ્રાહ્મણ પણ ચાલ્યો ગયો. થોડા દિવસ પછી મારૂં મરણ થતાં યમદૂતો મને પકડીને યમરાજાની હજુરમાં લઇ ગયા. "તારૂં પાપ એક છે અને પુણ્યો અપાર છે. માટે પ્રથમ પાપનું ફળ ભોગવવાની તારી ઇચ્છા છે કે પ્રથમ પુણ્યનું ફળ ભોગવવાની ઇચ્છા છે?" આ પ્રમાણે યમરાજાએ પૂછવાથી મેં પ્રથમ પાપનું ફળ ભોગવવાની ઇચ્છા જણાવતાં તેજ વખતે મેં મારા આત્માને કાચંડારૂપે આ કુવામાં પડેલો દીઠો. શ્રી કૃષ્ણ ! આજ આપના હસ્તનો સ્પર્શ મળતાં હું કાચંડાના અવતારમાંથી મુક્ત થઇ દેવ બન્યો છું અને તેથી આપનો આભાર માનું છું. હવે હું આપની રજા લઇ સ્વર્ગલોકમાં જાઉં છું."

આ પ્રમાણે બોલી પ્રદક્ષિણાપૂર્વક ચરણમાં દંડવત્પ્રણામ કરી વિમાનમાં બેસીને એ દેવ સ્વર્ગ તરફ ગયા પછી શ્રી કૃષ્ણે રાજાઓને બોધ કરવાને વાસ્તે પોતાની સાથેના યાદવોને કહ્યું કે "પર ધન અને તેમાં પણ સુપાત્ર બ્રાહ્મણનું ધન અન્યાયથી જરા પણ ખાઇ જવામાં આવે તો તે મહાન તેજસ્વી અગ્નિદેવને પણ પચવું મુસ્કેલ થઇ પડે છે ત્યારે રાજાઓને તો ક્યાંથીજ પચે? હું ઝેરને ઝેરરૂપ ગણતો નથી પણ અન્યાયથી ખાવામાં આવેલા પર ધનને અને તેમાં પણ સુપાત્ર બ્રાહ્મણના ધનને ઝેરરૂપ ગણું છું. કારણ કે ઝેર ખાવામાં આવ્યું હોય તો તેની ચિકિત્સા બની શકે છે. પણ પરધન અને તેમાં પણ સુપાત્ર બ્રાહ્મણનું ધન અન્યાયથી ખાવામાં આવ્યું હોય તો તેની ત્રૈલોક્યમાં પણ ચિકિત્સા નથી. ઝેર પોતાનું ભક્ષણ કરનારાનેજ મારી નાખે છે પણ અન્યાયથી લેવામાં આવેલું પર ધન તો ખાનારાને અને તેના કુળને પણ મારી નાખે છે. બાળવા લાગેલો અગ્નિ જળથી શાંત થઇ જાય છે પણ પર ધન તો કોઇ પણ ઉપાયથી શાંત નહિ થતાં બાળીજ નાખે છે. પર ધન જો તેના માલેકની સંપૂર્ણ અનુજ્ઞા વગર ખાવામાં આવ્યું હોય તો ત્રણ પેહેડીને નરકમાં નાખે છે. અને જો બલાત્કારથી અથવા અધિકારના મદથી ખાવામાં આવ્યું હોય તો દશ પૂર્વની તથા દશ પછીની એમ મળીને વીશ પેહેડીને નરકમાં નાખે છે. જે મૂર્ખ રાજાઓ અન્યાયથી પર ધન લઇ લે છે તેઓ પોતાને વાસ્તે તથા પોતાના કુળને વાસ્તે નરકના ખાડાજ ખોદાવે છે. જેઓનું ધન અન્યાયથી હરી લેવામાં આવ્યું હોય એવા લોકોનાં આંસુઓથી રજની જેટલી કણીઓ ભીંજાય છે તેટલાં વર્ષો સુધી પર ધનનું હરણ કરનારાઓને કુંભીપાક નામના નરકમાં રંધાવું પડે છે." શ્રી કૃષ્ણ આ પ્રમાણે સર્વ યાદવોને સમજાવીને પોતાના દરબારમાં પધાર્યા.

# પ્રકરણ ૫૭મું.

## અનિરૂદ્ધ અને ઉષા.

આ સમયમાં પાતાળમાં રહેનારા પ્રખ્યાત બલિરાજાનો મોટો પુત્ર બાણાસુર શોણિતપુરમાં રાજ્ય કરતો હતો અને તેને ત્રૈલોક્યનાથ સદાશિવે તથા પાર્વતીએ તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને પુત્ર સમાન કરી રાખ્યો હતો, અપ્રતિમ બળ આપ્યું હતું, તેના રાજ્યના સઘળા રક્ષણનો બોજો પોતાને માથે લીધો હતો અને શત્રુઓની સામે યુદ્ધ કરવાને વાસ્તે હજાર હાથ આપ્યા હતા. સદાશિવના આશ્રયથી મત્ત થયેલા બાણાસુરે યુદ્ધમાં સઘળા દેવતાઓનો તથા બીજા પણ અનેક શત્રુઓનો પરાજય કર્યો હતો. કોઇ દેવ, ગંધર્વ કે રાક્ષસ પણ તેની સામે યુદ્ધ કરવા હિંમતવાન થઇ શકતા ન હતા. આમ હોવાથી હજારે હાથમાં યુદ્ધ કરવાની ચળ ઉત્પન્ન થવાથી અને યુદ્ધ કરે એવો કોઇ પણ શત્રુ ન રહેવાથી ગભરાયેલા બાણાસુરે એક દિવસ સદાશિવની પાસે જઇને વિજ્ઞપ્તિ કરી કે "મેં તમારા પ્રભાવથી વશ્ય કરેલા સર્વ દેવ, ગંધર્વ તથા રાક્ષસ વગેરે લોકો વિજયથી નિરાશ થઇને મારા તાબેદાર જેવા થઇ રહ્યા છે અને તેથી કોઇ પણ શત્રુ હવે મારી સામે યુદ્ધ કરવા તૈયાર થતો નથી. મારા હજારે હાથમાં ચળ આવ્યા કરે છે અને તે સઘળા હાથો મને બોજા જેવા થઇ પડ્યા છે. યુદ્ધ વિના મને આનંદ આવતો નથી અને યુદ્ધ કરે એવો કોઈ જોવામાં આવતો નથી તેથી જીવવું પણ મને અપ્રિય થઈ પડયું છે. મહારાજ હવે મને યુદ્ધની પ્રાપ્તિ ક્યારે થશે? સાધારણ યુદ્ધની પ્રાપ્તિ થાય તોપણ તેમાં શું વળે? આપના જેવોજ કોઇ મહા પ્રબળ શત્રુ ઉત્પન્ન થાય ત્યારેજ મને આનંદ થાય."

બાણાસુરનાં વચનો સાંભળી સદાશિવ ખડખડ હસીને બોલ્યા કે "હું તને આ ધ્વજ આપું છું તેને તું તારા ઘર આગળ મજબૂત રીતે ઉભો કરજે. એ ધ્વજ જે દિવસે ભાંગશે તે દિવસે તને મારા જેવાજ પ્રબળ શત્રુની સામે યુદ્ધનો સંભવ થશે." બાણાસુર રાજી થઇ ચરણમાં પડી હર્ષાશ્રુઓથી ચરણોને ભીંજવતો ભીંજવતો સઘળા હાથ જોડી "બહુ સારૂં બહુ સારૂં. જો એમ બને તોજ મારા હજાર હાથો વૃથા ન જાય." એટલું બોલી ધ્વજ લઇને

પોતાને ઘેર ગયો. ધ્વજનું પોતાના દરબારમાં સ્થાપન કરી કુભાંડ નામના મુખ્ય મંત્રીને બોલાવી બાણાસુરે હર્ષથી પ્રફુલ્લિત થતાં થતાં કહ્યું કે "જે મનોરથ મારા મનમાં હતો તેની આજ તમોને વધામણી આપવાની છે." કાંઈક મોટી વધામણી હશે એમ સમજી રાજી થતા કુભાંડે પૂછ્યું કે "મહારાજ! આજ તમારા મુખપર મોટો આનંદ જોવામાં આવે છે તેથી કોઈ મોટા મનોરથની સફળતા થયેલી હોવી જોઈએ. જલદી વાત કરો. આપને સદાશિવની કૃપાથી કોઈ અપૂર્વ વરદાન મળ્યું છે? સદાશિવે તમને ત્રૈલોક્યનું રાજ્ય આપ્યું છે કે શું? તમારા ભયથી ઈંદ્ર પાતાળમાં જશે અને તમારો પિતા બલિરાજા વિષ્ણુના બંધનમાંથી છૂટી પાતાળમાંથી નિકળીને સ્વર્ગલોકનું રાજ્ય કરશે કે શું? દૈત્યોને વિષ્ણુની ધાસ્તી ટળી જશે કે શું? વિષ્ણુએ વામનાવતાર ધરી ત્રણ પગલાં ધરતી માગવાના મિષથી તમારા પિતાનું ત્રૈલોક્યનું રાજ્ય હરી લઈને દેવતાઓને આપી દીધેલું છે તે પાછું આપણે ઘેર આવશે કે શું? આપણે યુદ્ધમાં વિષ્ણુને જીતી લઈ મોટી કીર્ત્તિ મેળવી શકીશું કે કેમ?"

"મહામંત્રી કુભાંડ! મને ઘણા કાળ થયા યુદ્ધ મળતું ન હતું તેથી મેં એવા યુદ્ધ કરનારની સદાશિવ પાસે માગણી કરતાં તેમણે ઘણીવાર સૂધી હસીને આજ્ઞા કરી છે કે જ્યારે આ ધ્વજનો ભંગ થશે ત્યારે તને અપ્રતિમ યુદ્ધ મળવાનો સંભવ થશે. આ આજ્ઞાથી બહુજ રાજી થઈ સદાશિવને પ્રણામ કરીને હું અહીં આવ્યો છું અને ધ્વજનું સ્થાપન કરીને તમને વધામણી આપું છું."

બાણાસુરનાં વચનો સાંભળી ખેદ પામેલો કુભાંડ "મહારાજ આ તો સારાને બદલે ભૂંડું થયું છે" એમ બોલતો હતો તેટલામાં તો પેલો મોટો ધ્વજ મોટા અવાજથી ભાંગીને ધરતીપર પડ્યો. આ વખત બાણાસુર બહુજ રાજી થવા લાગ્યો, પૃથ્વી કંપવા લાગી, મીંદડાં અવાજ કરવા લાગ્યાં, શોણિતપુરમાં લોહીનો વરસાદ થયો, સૂર્યનું ભેદન કરીને મોટો ઉલ્કાપાત થયો, અમાવાસ્યા નહિ છતાં પણ સૂર્યગ્રહણ થયું, સૂર્યગ્રહણના અંધકારમાં હજારો તારાઓ ખરતા જોવામાં આવ્યા, દક્ષિણમાં પૂંછડીયો તારો ઉગ્યો, મોટા કડાકા થવા લાગ્યા, પ્રચંડ પવનો વાવા લાગ્યા અને ગ્રહ નક્ષત્રાદિકના ચાર પણ દૈત્યોનું વિપરીત કરે એવા થયા. તત્વવેત્તા કુભાંડે આ ઉત્પાતોથી બહુજ

ખેદ પામી બાણાસુરને કહ્યું કે "આ ઉત્પાતો તમારા રાજ્યના વિનાશનેજ સૂચવે છે એમાં કશો સંશય નથી. તમારી આ મોટી ભૂલ અને મૂર્ખાઈથી ઘણા દૈત્યોનો ક્ષય થશે." આમ બોલી પ્રબળ ચિંતાથી ઘેરાયેલો કુભાંડ એકાંતગૃહમાં ગયો અને બાણાસુર તો ભારે આનંદ પામી અંતઃપુરમાં જઇ ઘણી સ્ત્રીઓનું મંડલ એકઠું કરી તેઓના સમાગમમાં મદ્ય પીવા લાગ્યો.

કુભાંડ એકાંતગૃહમાં જઈ એકલોજ બેસીને વિચાર કરવા લાગ્યો કે "રાજા પ્રમાદી, દુર્બુદ્ધિ તથા મદમત્ત હોવાથી યુદ્ધનીજ ઈચ્છા કરે છે પણ યુદ્ધ સંબંધી અનર્થોને જાણતો નથી. મોટા મોટા ઉત્પાતો થતા જોવામાં આવે છે તો તેઓનું જે અનિષ્ટ ફળ શાસ્ત્રોમાં લખ્યું છે તે કદી પણ મિથ્યા થવાનું નથી. પણ આ નગરમાં સદાશિવ તથા કાર્ત્તિકેય સ્વામી રહે છે તો તેઓના પ્રભાવથી ઉત્પાતોની શાંતિ થવાનો પણ સંભવ છે. ગમે તેમ થાય પણ મને તો લાગે છે કે રાજાની દુષ્ટતાને લીધે દૈત્યોનો વિનાશ કાળ પ્રાપ્ત થયો છે. રાજા પણ દુષ્ટ છે તેમ સઘળા દૈત્યો પણ દુષ્ટ છે. જો રાજાએ મહાદેવજીની પાસે યુદ્ધના ફળરૂપ ત્રૈલોક્યનું રાજ્ય માગ્યું હોત તો કેવું સારૂં થાત ? જો યુદ્ધ પ્રાપ્ત થશે તો મહાદેવજી તથા કાર્ત્તિકેય સ્વામી બાણાસુરના પક્ષમાં રહીનેજ શત્રુઓની સામે લડશે અને તેઓની સામે બાથ ભીડવાને બીજો કોઇ પણ સમર્થ નથી તેથી બાણાસુરનું તથા દૈત્યોનું રક્ષણ થાય એવો પણ સંભવ છે. તોપણ દૈવનું વચન કદી મિથ્યા થવાનું તો નથી તેથી સઘળા દૈત્યોનો વિનાશ કરે એવું મોટું યુદ્ધ તો અવશ્ય ઉઠશે." આ પ્રમાણે ઘણા ઘણા વિચારો કરીને કુભાંડ ઉત્પાતોની શાંતિની ક્રિયાઓ કરવા લાગ્યો.

કુભાંડ શાંતિની ક્રિયાઓ કરતો હતો તે દિવસેજ દેવાધિદેવ સદાશિવ પાર્વતીને સાથે લઇ નદીના ઉપવનોમાં તથા નદીમાં ક્રીડા કરવાને વાસ્તે શોણિતપુર પાસેની નદીના કિનારા ઉપર પધાર્યા. બાણાસુરની ઉષા નામની જુવાન કન્યા પણ ક્રીડાનો મહોત્સવ જોવાને વાસ્તે પાર્વતીની આજ્ઞાથી પોતાની કેટલીક સખીઓ સહિત ત્યાં ગઇ. હજારો અપ્સરાઓ તથા ગંધર્વો નૃત્યગીતાદિક કરવાને વાસ્તે ત્યાં હાજર થયાં. ચારે તરફ પારિજાતનાં પુષ્પોના સુગંધવાળો શીતમંદ પવન વાવા લાગ્યો. સદાશિવ પાર્વતીની સાથે અપૂર્વ ક્રીડાઓ કરવા લાગ્યા. પાર્વતીને પ્રસન્ન કરવાને વાસ્તે નવીન નવીન રૂપો ધરીને તેની સાથે ક્રીડા કરતા સદાશિવને અને તેથી સુખ

પામતાં પાર્વતીને જોઇ સમીપમાં ઉભેલી ઉપા મનમાં બોલવા લાગી કે "પતિવાળી સ્ત્રી ભાગ્યશાળી ગણાય, કે જે આ પ્રમાણે પતિનો સમાગમ પામી રમણ કરે. મને આવો દિવસ ક્યારે પ્રાપ્ત થાય?" ઉપાના મનમાં પ્રકટ થયેલા એ અભિપ્રાયને જાણી લઇ તેને રાજી કરવાને વાસ્તે પાર્વતીએ ધીમેથી તેને કહ્યું કે "દીકરી ઉપા! જેમ હું સદાશિવની સાથે ક્રીડા કરૂં છું તેમ તું પણ થોડા દિવસમાંજ ઉત્તમ પતિની સાથે ક્રીડા કરશે. વૈશાખ માસના સુક્લપક્ષની દ્વાદશીને દિવસે સૂર્ય આથમ્યા પછી તું મહેલમાં સૂતી હશે તે વખતે સ્વપ્નમાં આવીને તને જે રમાડશે તેજ તારો પતિ થશે." પાર્વતીનાં વચન સાંભળી લજ્જાથી નીચું જોતી ઉપા મનમાં બહુજ રાજી થતી થતી પોતાની સખીઓ સહિત ત્યાંથી દૂર ખસી ગઇ. સખીઓ તાળીઓ પાડતી પાડતી ઉપાને કહેવા લાગી કે "જગદંબાનું વચન કદી પણ મિથ્યા થવાનું નથી તેથી તને થોડા દિવસમાંજ કુલીન તથા રૂપાળો પતિ મળશે એ વાત નિઃસંશય છે." સખીઓનાં વચનને દેવીના વચનથી ખાત્રીવાળાં માનીને મનથી તે વચનને અસ્તુ અસ્તુ કહેતી, ઉપરથી લજ્જાનો ભાવ બતાવતી અને અંતઃકરણમાં તે મનોરથનીજ ભાવના કરતી ઉપા સદાશિવનો અને પાર્વતીનો વિહાર પૂરો થતાં સુધી ત્યાંજ ઉભી રહી અને તેઓ ત્યાંથી અંતર્હિત થયા પછી શોણિતપુરમાં જઇ સખીઓને રજા આપી પોતાના મહેલમાં ગઇ.

પાર્વતીએ આપેલ વરદાનના દિવસથી ઉપા પતિની ભાવનામય થઇ જવાને લીધે જગદંબાના વચનનુંજ સ્મરણ કરવા લાગી, કોઇ કોઇ સમયે એકલી હોય ત્યારે પ્રલાપ કરવા લાગી, જ્વરથી રહિત છતાં પણ કામજ્વરથી પીડાવા લાગી, ચંદનના સેવન ઉપર અરૂચિ ધરવા લાગી, ચંદ્રની કિરણોને ધિક્કારવા લાગી, સઘળી રાત્રિઓમાં નિદ્રા સુખથી રહિતજ રહેવા લાગી અને ભોજનાદિ કૃત્યોનો પણ દિવસે દિવસે ત્યાગ કરવા લાગી. સખીઓ ઉપાના શરીરપર ચંદનનું લેપન કરવા લાગતાં તે બમણું પરિતપ્ત થવા લાગ્યું. દિવસે દિવસે કપોલોમાં પાંડુપણું, નેત્રોમાં અશ્રુઓ અને શરીરમાં આલસ્ય તથા જડતા વધવા લાગ્યાં. ઉપાને અંગો ભાંગતી તથા મુખ આડું વસ્ત્ર દઇને બગાસાં ખાતી જોઇ ગરમીથી પીડિત થયેલી જાણી તેના શરીરપર શીતલ ઉપચારો કરતી અને પંખાઓથી પવન ઢોળતી સખીઓ વારંવાર પૂછવા લાગી કે "પ્યારી સખી! તને શી વ્યથા છે? તારૂં શરીર આવું કેમ થતું જાય

છે? તારા મનમાં શું છે તે બોલી દે. આ તને અસાધ્ય દુઃખ શા કારણથી ઉત્પન્ન થયું છે? આ મેનાઓ તથા પોપટો તારા મનને પ્રિય લાગે એવાં વચનો બોલ્યા કરે છે તેઓને તું કેમ બોલાવતી નથી? તારો પિતા બાણાસુર સદાશિવની કૃપાનું પાત્ર છે અને તેથી જે કાંઇ કરવું હોય તે કરવા સમર્થ છે તે છતાં તને કઇ વસ્તુ દુર્લભ જણાય છે. તારૂં આ ચંદ્ર સમાન મુખ દિવસે દિવસે ગ્લાનિ પામતું જાય છે અને તું હમેશ નિઃશ્વાસ મૂક્યા કરે છે તથા કોઇ વિષયમાં રૂચિ પામતી નથી તેનું શું કારણ છે? પ્યારી સખી! તારી રૂચિમાં આવે એવું કાંઇક પણ ભોજન કર. તને પ્રથમ તો પાનબીડીઓ બહુજ પ્યારી હતી તે હમણાં શા માટે અપ્રિય થયેલી છે? તને જે કાંઇ પીડા હોય તેની અમારી પાસે વાત કર એટલે અમો તારી માતાને કહીને યોગ્ય ઉપાય કરાવીએ. બોલ, પ્રિય સખી! બોલ."

ઉષાના આવાસમાં સખીઓ જે જે કાંઇ વાતો કરતી હતી તેનું શ્રવણ કરી દાસીઓએ જૂદી જૂદી જઇને ઉષાની માતા પાંસે વાત કરી કે "મહારાણી! ઉષા જ્યારથી જળવિહાર કરીને પાછી આવી છે ત્યારથી કાંઇક ગભરાઇ ગઇ હોય અને મુંગી થઇ ગઇ હોય એવી જણાય છે માટે અમો અમારા ધર્મ પ્રમાણે તમને ચેતવીએ છીએ કે વૈદ્યોને બોલાવો અને ઉષાના મોહના, મૌનના, જડતાના તથા ગ્લાનિનાં નિદાનોનો વિચાર કરાવી તેઓનાં હાથથી ચિકિત્સા કરાવો. ઉષાનું શિરીષના પુષ્પ સરખું કોમળ શરીર વ્યાધિના બોજાને કેટલા દિવસ સહન કરી શકશે?" દાસીઓનાં વચનો સાંભળી ચિંતાથી ગ્રસ્ત થયેલી ઉષાની માતાએ તરત ઉષાના આવાસમાં જઇ કોમળ હસ્ત વડે તેના હસ્તનો સ્પર્શ કરી કશો પરિશ્રમ ન પડે એવી રીતે આંગળીઓના ટચાકા વગાડી તેને પૂછ્યું કે "દીકરી! તમને આ શું થયું છે? શી પીડા છે?" ઉષાએ અનવસ્થિત ઉત્તર આપતાં તેની માતાએ ગભરાઇને તરતજ વૈદ્યોને બોલાવ્યા. તેઓ નાડી જોઇને બોલ્યાકે "તમારી પુત્રીને જળક્રીડાનો પરિશ્રમ થયો છે તેથીજ વારંવાર બગાસાં ખાધા કરે છે, અંગો ભાંગે છે, તંદ્રાથી યુક્ત થઇ જાય છે અને ગ્લાનિ પામ્યા કરે છે. માટે આમાં કાંઇ ધાસ્તી રાખવા જેવું અમોને માલમ પડતું નથી." ઉષાની માતાએ વળી પણ વૈદ્યોને કહ્યું કે "તમો રાજવૈદ્ય છો તેથી આવો ઉડાઉ જવાબ દેવો ઉચિત નથી. આયુર્વેદના ગ્રંથોનો વિચાર કરી નિશ્ચય પૂર્વક કહો કે આ કયો રોગ છે?

ઉષાની છાતી ઉપર ચંદનનો રસ નાખીએ છીએ તો તે તરત પરપોટા જેવો થઇ સૂકાઇને ઉડી જાય છે, બળતરા બહુ થયા કરે છે, ખેદ પણ અત્યંત થાય-છે, ભૂખ કે તરસ લાગતાંજ નથી અને મુખમાંથી પ્રલાપજ થયા કરે છે તો એ સર્વનું શું નિદાન છે?"

"માતાજી! વિહાર કરવાના સમયમાં સદાશિવની પાસે અનેક જોગણી-ઓ આવી હશે તેઓમાંથી કોઇએ ઉષાને બહુજ રૂપાળી જોઇને નજર નાખી હશે તેથી આવી વ્યથા ઉત્પન્ન થઇ છે. માટે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી ઉષાના શરીરપર અભિમંત્રણ કરેલા પીળા સર્ષવો છંટાવો, રક્ષાના મંત્રોથી જળનો અભિષેક કરાવો અને બીજાં પણ રક્ષા સંબંધી વિધાનો કરાવો એટલે શાંતિ થઇ જશે." એટલું બોલી મહારાણીની રજા લઇ દરબારમાંથી બહાર નિકળે-લા વૈદ્યો હસતા હસતા અને પરસ્પર ગુપ્ત રીતે "ઉષાને કામ વ્યથા સિવાય બીજી કશી પણ વ્યથા નથી" એમ વાતો કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. ઉષાની માતા તો ઉષાની પાસેજ બેસી રહી અને વ્યથાના કારણ વિષે વારંવાર પૂછવા લાગી. માતાએ બહુજ પૂછવા માંડતાં બહુજ રૂદન કરતી ઉષા બોલી કે "મા! મને બોલવું, ખાવું, પીવું કે ગમત એ કાંઇ પણ ગમતું નથી. હૃદય-માં બળતરા થયા કરે છે. મારી વાત સાંભળો—" એટલું બોલી લજ્જાથી ઘેરાઇ-ને તે ચુપ થઇ ગઇ. ઉષાનું બોલવું સાંભળી પરસ્પરના મોહોડા સામે જોયાં ક-રતી અને યૌવન સંબંધી ઉન્માદની વાતો કરતી સ્ત્રીઓએ ઉષાની માતાને કહ્યું કે "માતા! આ રાજકન્યા છે અને પરણવાને લાયક થઇ છે માટે હવે તે તરત યોગ્યપતિનો સમાગમ પામે એવી તમે તથા મહારાજે મળી વિચારીને કાંઇક ગોઠવણ કરવી જોઇએ છીએ." સ્ત્રીઓનું બોલવું સાંભળી આશ્ચર્ય પામેલી ઉષાની માતાએ ઉષાની સખીઓને તથા દાસીઓને તેની સંભાળ રાખવાની ભલામણ કરી પોતાના આવાસમાં જઇ ત્યાં પોતાના પતિ બાણાસુરને બોલા-વી ઉષાનું સગપણ તરત કરવાની કાળજી રાખવા વિજ્ઞપ્તિ કરી. એ વિજ્ઞપ્તિ ઉપરથી બાણાસુર કોઇ યોગ્ય વરને શોધવાની તજવીજ ચલાવતો હતો તેટલામાં વૈશાખ શુક્લ દ્વાદશીનો દિવસ પ્રાપ્ત થયો.

વૈશાખ શુક્લ દ્વાદશીને દિવસે પ્રદોષકાળમાં પોતાની પાસે કુભાંડની દીકરી ચિત્રલેખા નામની એકજ સખીને પાસે રાખીને ઉષા મહેલની અંદર સુંદર શયનમાં સૂતી હતી ત્યાં વાતો કરતાં કરતાં નિદ્રાને વશ થઇ ગઇ. તરતજ

તેને સ્વપ્નમાં કોઇ કામદેવ જેવા રૂપાળા અને દૃઢ શરીરવાળા પરાક્રમી પુરૂષનો સંગ પ્રાપ્ત થયો. ઉષા સ્વપ્નમાં ને સ્વપ્નમાં તે પુરૂષના હાથથી છટકવાનું કરતી હતી તોપણ છટકી શકી નહિ. થોડીવાર પછી સ્વપ્ન વીતી જતાં જાગ્રત થયેલી અને સ્વપ્નમાં રતિ પામેલી છતાં ખરા સ્ત્રીભાવમાં આવેલી ઉષા રોતી રોતી જલદી બેઠી થઇ. ઉષાને રોતી જોઇ ભયભ્રાંત થયેલી તેની સખી ચિત્રલેખાએ પૂછ્યું કે "પ્રિય સખી! તું શામાટે રૂદન કરે છે અને શામાટે પરિતાપ પામે છે? કશી ધાસ્તી નહિ રાખ. તારો પિતા મહાવીર છે અને રણમાં દેવતાઓને પણ ત્રાસ આપનારો છે માટે આ આવાસમાં કોઇ પ્રકારની ધાસ્તી ઉત્પન્ન થવાનો સંભવ નથી." ચિત્રલેખાનાં વચન સાંભળી સ્વપ્નમાં બનેલી હકીકત કહી સંભળાવી શરીરની સ્થિતિ બતાવીને ઉષા બોલી કે "સખી! આ પ્રમાણે બન્યું તો હવે હું શી રીતે જીવી શકું? મારા પિતાના પ્રખ્યાત કુળને દૂષિત કરનારી હું હવે પિતાને શો જવાબ આપી શકીશ? હવે મારે મરવુંજ સારૂં છે પણ જીવવું સારૂં નથી. કોઇ દિવસ નહિ જોયેલો કોઇ પુરૂષ સ્વપ્નમાં આવીને પાછો જતો રહ્યો પણ જેવી જાગ્રત અવસ્થામાં પુરૂષના સંયોગથી સ્થિતિ થાય તેવીજ મારા શરીરની સ્થિતિ કરી ગયો છે. કુળની નિંદા કરાવનારી અને કુળમાં અંગારારૂપ થયેલી નિરાધાર કન્યા શી રીતે જીવી શકે? અને સાધ્વી સ્ત્રીઓની આગળ મોહોડું પણ શી રીતે બતાવી શકે?" અશ્રુઓથી ભરપૂર થયેલાં નેત્રોવાળી ઉષા આ પ્રમાણે બહુજ વિલાપ કરવા લાગી.

"સખી! જો દુષ્ટ મનથી પાપ કરવામાં આવે તો તેનો દોષ લાગે છે. તારૂં મન દુષ્ટ નથી તેથી આ કૃત્યમાં તને કશો દોષ લાગે તેમ નથી. સ્વપ્નમાં દૈવની ગતિની પ્રબળતાને લીધે કોઇ પુરૂષે તને બળાત્કારે ભોગવી તો તેમાં તારો કોઈ જાતનો વ્યભિચાર સંબંધી અપરાધ ગણાય નહિ અને તારા કન્યાવ્રતનો ભંગ થયો પણ લેખાય નહિ. ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે મર્ત્યલોકમાં સ્વપ્નકૃત દોષ લાગતોજ નથી. જે સ્ત્રી મન, વાણી અને ક્રિયા એ ત્રણેથી દુષ્ટ થયેલી હોય તેજ દુષ્ટ કહેવાય છે. તારૂં મન તો જરા પણ પ્રચલિત થયેલું જણાતું નથી તેથી તું નિર્દોષ અને બ્રહ્મચર્યવાળીજ છે. તું શુદ્ધ અંતઃકરણવાળી છતાં સ્વપ્નમાં આવી સ્થિતિને પામી તો તેથી તારા ધર્મનો લોપ થયો લેખાયજ નહિ, કાળની ગતિ દુરતિક્રમ છે તેમાં તારો શો અપરાધ? હા! મને યાદ

આવ્યું. જળ ક્રીડા કરવાના સમયમાં જગદંબાએ શું કહ્યું હતું તેનું સ્મરણ કર. એમણે જે દિવસ કહ્યો હતો તે દિવસ આજજ છે."

ચિત્રલેખાનાં વચનો સાંભળી અને જગદંબાનાં વચનોનું સ્મરણ કરી શોકથી રહિત થયેલી ઉષા વિચાર કરીને બોલી કે "હા! જગદંબાએ જેમ કહ્યું હતું તેમજ બન્યું છે. જગદંબાનું વચન કદી પણ મિથ્યા ન થાય. પણ હવે તે પુરૂષ કોણ હતો એ જાણવાને વાસ્તે જે તજવીજ કરવી ઘટે તે કર."

"સખી! તું આ કેવી વાત કરે છે? જેનું કુળ, કીર્ત્તિ, પરાક્રમ કે નામ કશું જાણવામાં આવ્યું નથી તેને શી રીતે ઓળખી શકાય? કદી પણ નહિ દીઠેલો અને નહિ સાંભળેલો જે પુરૂષ સ્વપ્નમાં જોવામાં આવે તે મોટા ચોરને આપણે શી રીતે જાણી શકીએ? ગમે તેમ હોય પણ જેણે આ બાણાસુરના નગરમાં અને વળી અંતઃપુરમાં એકાએક પ્રવેશ કરી કોઇથી પણ નહિ ડરતાં તને બળાત્કારથી ભોગવી છે તે કોઈ પ્રાકૃત પુરૂષ તો નજ હોવો જોઇએ. દેવતાઓ પણ શોણિતપુરમાં તારા પિતાની સંમતિ વિના પેસી શકતા નથી. તેમાં જેણે પ્રવેશ કરીને અને તેમાં પણ વળી અંતઃપુરમાં આવીને તારા પિતાને માથે પગ મૂક્યો છે તે પુરૂષ દેવતાઓથી પણ અધિક હોવો જોઇએ એ નિઃસંશય છે. જેને એવો પરાક્રમી પતિ પ્રાપ્ત ન થાય તે કન્યાને ભોગોનું કે જીવવાનું પણ શું પ્રયોજન હોય? તને જગદંબાની કૃપાથી એવો પતિ મળ્યો માટે હું તો કહું છું કે બીજી કોઇ પણ કન્યા તારા જેવી ભાગ્યશાળી નહિ હોય. પણ હવે એટલું જાણવું જરૂરનું છે કે એ પુરૂષ કયા કુળનો હતો, કોનો પુત્ર હતો અને તેનું નામ શું હતું?"

"પ્રિય સખી! હું શી રીતે જાણી શકું? મને કશી સૂજ પડતી નથી. સહુ કોઈ પોતાના કામમાં મુંઝાઈ જાય એ સ્વાભાવિક છે, માટે મારે વાસ્તે તારેજ તજવીજ કરવી જોઇએ કે જેથી મારા પ્રાણ બચે."

"સખી! ઉષા! મારીજ નામેરી ચિત્રલેખા નામની અપ્સરા કે જે તારી પણ સખી છે, તું જ્યારે સ્મરણ કર ત્યારે હાજર થાય એવી છે, યોગના પ્રભાવને લીધે આકાશ ગમન આદિ અનેક શક્તિઓવાળી છે અને ત્રૈલોક્યમાં-નાં સઘળાં સ્ત્રી પુરૂષોને ઓળખે છે તેની પાસે આ હકીકત કહેવામાં આવે તો અવશ્ય આપણને કોઇ પણ રસ્તો સૂજે."

સખીનાં વચનો સાંભળી ઉષાએ તેજ વખતે એ અપ્સરાનું સ્મરણ કરતાં

તે હાજર થઇ. ઉષાએ તેને પોતાની સઘળી હકીકત કહી સંભળાવતાં અને સ્વપ્નમાં મળેલ સ્વામી આજેજ ન મળે તો હું મારાં પ્રાણ છોડી આપીશ એવું જણાવતાં તે બોલી કે "સખી! જે ચોરને કુળથી, વર્ણથી, શીલથી, રૂપથી કે દેશથી જાણ્યો નથી તેને ઓળખવો એ બહુ કઠણ કામ છે તોપણ આ વિષયમાં મારાથી તારી જેટલી મદદ બની શકશે તેટલી કરવા તૈયાર છું. મને સાત દિવસની મુદત દેવી જોઇએ. ત્રૈલોક્યની અંદરના દેવ, દાનવ, યક્ષ, ગંધર્વ, નાગ તથા મનુષ્ય વગેરે જે જે પુરૂષો પ્રખ્યાત પ્રભાવવાળા છે, કુલીન છે, રૂપાળા છે અને બળવાન છે તે સર્વની આબેહૂબ છબીઓ એક વસ્ત્રમાં આળેખીને આજથી આઠમે દિવસે હું તને દેખાડીશ એટલે તેઓમાંથી તું તારા ચોરને ઓળખી લઇને બતાવજે." ઉષાએ તેમ કરવાની આનંદ પૂર્વક ઉત્કંઠા બતાવતાં ચિત્રલેખા અપ્સરાએ સાત રાતની અંદર પોતાના હસ્ત-કૌશલ્યથી ત્રૈલોક્યમાંના સઘળા પ્રખ્યાત પુરૂષોની છબીઓ એક મોટા વસ્ત્રમાં આબેહૂબ ચિત્રી આઠમી રાત્રિએ ઉષાની પાસે જઇ તે વસ્ત્ર બિછાવીને સઘળી છબીઓ અનુક્રમથી બતાવી. દેવ ગંધર્વ વગેરેની છબીઓને જોયા પછી મનુષ્યોની છબીઓને જોવા લાગેલી ઉષા તેઓમાં શ્રી કૃષ્ણના પૌત્ર અને પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધની છબી જોઇ તેના ઉપર આંગળી મૂકીને બોલી કે "સખી! જેણે મને સ્વપ્નમાં દૂષિત કરી છે તે ચોર આજ છે. હવે આ કયા કુળનો છે, કેવા સ્વભાવવાળો છે અને કોણ છે એ બતાવ એટલે પછી યોગ્ય જણાશે તેવો નિશ્ચય કરીશ."

"સુંદરી ઉષા! આ ત્રૈલોક્યના નાથ યદુવંશ શિરોમણિ શ્રી કૃષ્ણનો પૌત્ર અને પ્રદ્યુમ્નનો પુત્ર અનિરૂદ્ધ છે. આના જેવો કુલીન, પરાક્રમી, રૂપાળો કે ધીર ત્રૈલોક્યમાં પણ બીજો કોઇ નથી. પાર્વતીએ પરમ કૃપાથીજ તને આવો પતિ આપ્યો છે માટે હું તને સર્વોત્તમ ભાગ્યશાળી ગણું છું."

"સખી ચિત્રલેખા! હવે જે કાંઇ કર્ત્તવ્ય છે તે કરવામાં તારા વગર બીજું કોઇ પણ યોગ્ય નથી. માટે તું મારા આધારરૂપ થા. તું અંતરિક્ષમાં ગતિ કરી શકનારી, યથેષ્ટરૂપ ધરવાની શક્તિવાળી અને આ કૃત્યની યુક્તિ રચવામાં પ્રવીણ છે માટે ઉપાયનો વિચાર કરી જલદી મારા પ્રાણનાથને અહીં લાવી આપ. આપત્કાળમાં જે મદદ આપે તેજ ખરી સખી કહેવાય છે."

"ઉષા! તું મારી વાતપર ધ્યાન દે. જેમ આ બાણાસુરની નગરી ચોકી

વગેરે મજબૂત બંદોબસ્તોવાળી હોવાને લીધે તેમાં દેવતાઓથી પણ રક્ષક-લોકોની અનુમતિ વગર પેસી શકાય એમ નથી તેમ દ્વારકામાં પણ તેવાજ બંદોબસ્તો હોવાને લીધે કોઇથી પણ રક્ષક લોકોની અનુમતિ લીધા વગર પેસી શકાય તેમ નથી. દ્વારકામાં ગુપ્ત રીતે પ્રવેશ કરવામાં મારા ઉપર મોટો જોખમ છે અને હું ત્યાં પકડાઇ જાઉં અથવા નહિ પકડાતાં અનિરૂદ્ધને અહીં લઇ આવું તોપણ તારા પિતા ઉપર મોટો જોખમ આવી પડવાનો તથા પિતાના ક્રોધથી તારી ઉપર પણ જોખમ આવી પડવાનો સંભવ છે. માટે આવા કૃત્યમાં તું અભિનિવેશ છોડી દે તો સારૂં છે"

"અપ્સરાઓમાં ઉત્તમ ચિત્રલેખા! તારામાં યોગશક્તિ છે તેથી દ્વારકામાં પ્રવેશ કરવો એ તારે જરા પણ અશક્ય નથી. ઝાઝું શું કહું? જો પૂર્ણ ચંદ્ર સમાન અનિરૂદ્ધના મુખને નહિ દેખું તો હું અવશ્ય મરવાનીજ છું. દૂત યોગ્ય હોય તો કાર્યની સિદ્ધિ જેવી જોઇએ તેવી થાય છે એટલા માટે હું તને દૂત કરીને મોકલું છું. જો તને મારા સ્નેહનું સ્મરણ હોય, મારા ઉપર દયા આવતી હોય અને મને જીવતી રાખવાની ઇચ્છા હોય તો જલદી જઇને મારા પ્યારાને બોલાવી લાવ. હું તારે શરણે છું. કામદેવ મને જીવિતના સંદેહનો કે કુલના ક્ષયનો પણ કશો વિચાર કરવા દેતો નથી."

"સખી! તારાં અમૃત જેવાં વચનોથી પરવશ થઇને હું દ્વારકામાં જાઉંછું અને જલદી અનિરૂદ્ધને તારી પાસે હાજર કરી દઉંછું" એટલું બોલીને તે ચિત્રલેખા અપ્સરા છ ઘડી રાત જતાં ઇષ્ટદેવનું ધ્યાન કરી બાણાસુરના નગરમાંથી આકાશ માર્ગે રવાના થઇ અને ઉષા અનિરૂદ્ધનું ચિંતન કરતી કરતી કુભાંડની દીકરી ચિત્રલેખાની સાથે મહેલમાં બેઠી રહી. ચિત્રલેખા અપ્સરા વીજળીની પેઠે ક્ષણમાત્રમાં દ્વારકાના દરવાજા આગળ પહોંચી જરા વાર ઉભી રહી "દ્વારકામાં હમણાં શું થાય છે" એ ખબર મેળવવાનું તથા અનિરૂદ્ધને હસ્તગત કરવાની યુક્તિ ગોઠવવાનું ચિંતન કરતી હતી તેટલામાં સમુદ્રના કિનારા ઉપર બેસીને જપ કરતા નારદમુનિ તેના જોવામાં આવ્યા. નારદમુનિને જોઇ હર્ષથી પ્રફુલ્લિત થયેલી ચિત્રલેખા તેમની પાસે જઈ પ્રણામ કરી નીચું મોહોડું રાખીને ઉભી રહી. નારદમુનિએ આશીર્વચન આપી પૂછ્યું કે "તું આ વખતે અહીં શામાટે આવી છે?" ચિત્રલેખા સઘળી હકીકત કહી સંભળાવી બોલી કે "હું અનિરૂદ્ધને ગુપ્ત રીતે લઈ જવામાં ફતેહ પામું એવી

કૃપા કરો. હું અનિરૂદ્ધને લઈને અહીંથી જાઉં તે પછી તમારે શ્રી કૃષ્ણને ખબર આપવી અને મારા ઉપર ક્રોધ ન કરે એવી ગોઠવણ કરવી. અનિરૂદ્ધને અને બાણાસુરને યુદ્ધ અવશ્ય થશે, પરંતુ તેમાં અનિરૂદ્ધ બાણાસુરને પહોંચી શકે એમ હું ધારતી નથી. માટે પાછળથી શ્રી કૃષ્ણને શોણિતપુરમાં લઈઆવવા એ આપનું કામ છે. આપણે દેવમાર્ગમાં છીએ તેથી બાણાસુરનો જેમ બને તેમ વિનાશ કરાવવામાંજ આપણું હિત રહ્યું છે."

"હું તારા અભિપ્રાયને મળતો છું. તારે કોઈ પ્રકારની ધાસ્તી રાખવી નહિ. અનિરૂદ્ધ ઉષાના આવાસમાં પેઠા પછી જો લડાઈ ઉઠે તો તે સમયે મારૂં સ્મરણ કરજે. મને યુદ્ધ જોવામાં રૂચિ છે અને યુદ્ધ જોયા પછી ખબર આપવી એ પણ બહુ અનુકૂળ પડે એવું છે. હું તને એક મોહન મંત્ર આપું-છું તે લઈને તું અનિરૂદ્ધના આવાસમાં જા, એટલે તેના પ્રભાવથી તું તારા ધાર્યા પ્રમાણે લોકોનાં નેત્રોથી અદૃશ્ય રહી શકીશ." નારદજીની આજ્ઞાને માથે ચડાવી મંત્રનું ગ્રહણ કરી નારદજીને પ્રણામ કરીને ચિત્રલેખા આકાશ માર્ગથીજ દ્વારકામાં પ્રવેશ કરી અનિરૂદ્ધના આવાસમાં ગઈ.

આ સમયે અનિરૂદ્ધ ઉત્તમ સ્ત્રીઓની સાથે વિહાર કરતા હતા, અતિ ઉત્તમ મદ્યનું પાન કરતા હતા, કુબેરજીની પેઠે શ્રેષ્ઠ આસનપર બિરાજી સ્ત્રીઓનાં ગાયનો સાંભળતા હતા અને નૃત્યો જોતા હતા પણ મનમાં કાંઇક વ્યગ્ર હોય એવા જણાતા હતા. "આ અનિરૂદ્ધ ભોગ ભોગવવા છતાં અને મદ્ય પીતા છતાં પણ ભોગોથી કે મદ્યથી રાજી ન થતા હોય એમ જણાય છે. જેમ ઉષાને સ્વપ્ન થયું છે તેમ આને પણ સ્વપ્ન થયું હોય એમ માલુમ પડે-છે." આમ તર્ક કરતી અને પોતાનાં કાર્યને પાર પાડવાની યુક્તિ શોધતી ચિત્રલેખાએ મોહનમંત્રના પ્રયોગથી સઘળી સ્ત્રીઓની નેત્ર શક્તિને બંધ કરી દઈ નેત્રના ઈસારાથી અનિરૂદ્ધને એક તરફથી એકાંતમાં બોલાવી લઇને કહ્યું કે "યદુનંદન અનિરૂદ્ધ! તમે સ્વપ્નમાં સમાગમ આપીને જેને કન્યામાં-થી સ્ત્રી બનાવી દીધી છે તે ઉષાએ મને તમારી પાસે મોકલી છે. ઉષા તમારા દર્શનને વાસ્તેજ ઉત્કંઠિત થઇને રોયા કરે છે, બગાસાં ખાધા કરે છે, વારંવાર નિસાસા મૂક્યા કરે છે અને પરિતપ્ત થયા કરે છે. તમે જો ત્યાં પધારો તોજ તેનાં પ્રાણ રહે અને જો ન પધારો તો જતાં રહે તેમ છે. હૃદયમાં બીજી હજારો સ્ત્રીઓ હોય તોપણ કામાતુર થયેલી સ્ત્રીને હાથ દેવો જોઇએ એ સ-

ત્પુરૂષોનો ધર્મ છે. જગદંબાએ વરદાનમાં પણ તમોનેજ અર્પણ કરેલા હોવાથી ઉષાનો મનોરથ પણ તમારા ઉપરજ છે. ઉષા તમારે વાસ્તે કામાતુર થઇને કઇવારની મરી ગઇ હોત પણ મેં આળેખી દેખાડેલી તમારી છબીને જોઇને જીવે છે. ઉષા તમને મસ્તકવડે નમન કરે છે માટે તેના ઉપર દયાળુ થાઓ. એ શોણિતપુરમાં રાજ્ય કરતા દૈત્યરાજ બાણાસુરની દીકરી છે."

"મેં પણ આજ સ્વપ્નમાં એને જોયેલી છે. એનાં રૂપ, કાંતિ, ગતિ, સંયોગ તથા રૂદન એઓને સંભારી સંભારીને હું પણ ગભરાયા કરૂં છું અને તેથી આ કોઇપણ વિહારમાં મારા ચિત્તને ચેન પડતું નથી. જો મને તું દયાપાત્ર અને મૈત્રીપાત્ર સમજતી હો તો જલદી તેની પાસે લઇ જા. એના સમાગમને વાસ્તે આતુર થયેલો હું તારી પાસે હાથ જોડીને કહું છું કે મને તે સ્થળમાં પહોંચાડી દે અને મારૂં સ્વપ્ન સત્ય કર."

"મારી સઘળી મહેનત અને ઉષાની માગણી સફળ થઇ." એમ ધારી રાજી થતી ચિત્રલેખા અનિરૂદ્ધને સ્ત્રીઓના સમૂહમાંથી અંતર્હિત કરી પોતાની સાથે લઇ આકાશ માર્ગે વીજળીના વેગથી તરતજ શોણિતપુરમાં પહોંચી વિચિત્ર આભરણોથી શણગારેલા, વિચિત્ર વસ્ત્રોવાળા અને દેવ કુમાર જેવા રૂપાળા અનિરૂદ્ધને તેના કે પોતાના ઉપર કોઇની પણ દૃષ્ટિ ન પડે એવી રીતે ચિત્રલેખાએ ઉષાની પાસે હાજર કર્યા. પ્રાણનાથને જોઈ હર્ષથી ઉત્ફુલ્લ થયેલાં નેત્રોવાળી ઉષા તરત ઉભી થઇ અર્ઘ્યાદિકથી તેમનું પૂજન કરી "સખીઓ! હવે આ વાત જો ગુપ્ત નહિ રહે તો જીવનો જોખમ છે" એટલું બોલી અનિરૂદ્ધનો હાથ પકડી તરત એકાંતગૃહ તરફ ચાલતાં બન્ને ચિત્રલેખાએ "સખી! પુરૂષાર્થથી જે કાંઈ કર્યું હોય તેને દૈવ નષ્ટ કરી નાખે છે તોપણ જો તારા ઉપર થયેલો જગદંબાનો પ્રસાદ અનુકૂળ હશે તો આ બાબત કોઇના પણ જાણવામાં નહિ આવે." એટલું કહી ત્યાંથી ઉઠીને બીજા સ્થળમાં ગઇ. સખીઓનાં વચનથી કાંઇક સ્વસ્થ થયેલી ઉષા એકાંતગૃહમાં જઇને બોલી કે "સ્વપ્નમાં ચોર બનીને આવેલા આ પ્રાણનાથ કે જેને વાસ્તે હું બહુજ દુઃખી થતી હતી તે આજ ભલે દૃષ્ટિગોચર થયા. સ્ત્રીઓનું હૃદય કોમળ હોય છે તેથી આપને પૂછું છું કે આપનું સર્વ તરફથી કુશળ છે? એમ પૂછતાં હર્ષાશ્રુઓથી વ્યાપ્ત થયેલાં ઉષાનાં નેત્રોને લુઇને અનિરૂદ્ધ મંદહાસ્ય કરીને બોલ્યા કે "સુંદરિ! મિત ભાષિણી! તારી કૃપાથી મારૂં સર્વત્ર કુશળ

છે. આ દેશ કે આ સ્થળ જે કોઇ દિવસે પણ મારા જોવામાં આવ્યાં ન હતાં તે સ્વપ્નમાં જેવાં જોવામાં આવ્યાં તેવાંજ આજને આજ તારી કૃપાથી પાછાં પ્રત્યક્ષ જોવામાં આવ્યાં છે. તારા ઉપર જગદંબાની પ્રીતિ છે એમ જાણી તને રાજી કરવાને વાસ્તે આજને આજ હું આવી પહોંચ્યો છું અને શરણાગત થયો છું."

અનિરૂદ્ધનાં વચનો સાંભળી બીતાં બીતાં ઉતાવળથી શણગાર ધરી ઉષા અનિરૂદ્ધની સાથે ગાંધર્વ વિવાહ કરી પરમ પ્રેમથી રમણ કરવા લાગી. જેમાં કોઇ પણ બીજા પુરૂષની દૃષ્ટિ પડવાનો સંભવજ ન હતો એવા આવાસમાં ગુપ્ત રાખેલા, પાન, ભોજન તથા વસ્ત્ર ચંદનાદિકથી પરમ સત્કાર પામતા અને જેનું અંતઃકરણ ઉષાના વિહારોમાંજ લીન થઇ ગયું હતું એવા અનિરૂદ્ધને અહીં કેટલા દિવસ થયા એ વાતની પણ ખબર રહી નહિ. ઉષાના આવાસના રક્ષકલોકોને ઢાંક્યાં ઢંકાય નહિ એવાં કેટલાંક ચિન્હો ઉપરથી ઉષાના કન્યાવ્રત ભંગનો પાકો શક આવ્યો.

"અમો નક્કી કહી શકતા નથી અને અમારા બંદોબસ્તમાં પણ કાંઇ ખામી નથી, તોપણ તમારી કન્યામાં કંઇ કુલ દૂષણપણા જેવો ભાવ દેખાય છે. માટે તપાસ કરી જેમ યોગ્ય જણાય તેમ કરો" એમ આવાસના રક્ષકલોકોએ નિવેદન કરતાં અતિ વ્યથિત થયેલો બાણાસુર ઉતાવળો ઉતાવળો અનેક યોદ્ધાઓને સાથે લઈ ઉષાના આવાસમાં ગયો.

કામદેવ જેવા રૂપાળા, પીળાં વસ્ત્રોવાળા, કમળ સરખાં નેત્રોવાળા, મોટી ભુજાઓવાળા અને ઉષાના સ્તનમંડળપરના કેસરથી રંગાયેલી પુષ્પમાળાઓવાળા અનિરૂદ્ધ ઉષાની સાથે ચોપટ રમતા જોવામાં આવતાં બાણાસુરનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. અનેક યોદ્ધાઓ સહિત આવેલા બાણાસુરને જોઇ અનિરૂદ્ધ ચોપટની બાજીને છોડી દઇ એકદમ હાથમાં લોઢાની ભોગળ લઇ સિંહની પેઠે ઉભા થયા. અનિરૂદ્ધના ધૈર્યને, ધૃષ્ટતાને અને ઉત્સાહને જોઇ વિસ્મય પામેલા બાણાસુરે યુદ્ધ કરવાની આજ્ઞા કરતાં દૈત્યો અને અનિરૂદ્ધની વચમાં યુદ્ધ શરૂ થયું. ભયભીત થયેલી ઉષા ધ્રૂજવા લાગતાં અને રોવા લાગતાં "હું ઉભો છું એટલે તારે કોઇ પ્રકારની ધાસ્તી રાખવી નહિ. મને આ ભયનો નહિ પણ હર્ષનો સમય પ્રાપ્ત થયો છે. હવે મારા પરાક્રમને જોયા કર." એમ બોલીને અનિરૂદ્ધ દૈત્યોના શસ્ત્રોને અને મસ્તકોને ભોગળથી ભાંગી ના-

ખવા લાગ્યા. આ સમયે ચિત્રલેખાએ સ્મરણ કરવાથી આવી પહોંચેલા નારદમુનિ પણ ઉત્સાહ વર્ધક વચનોથી અનિરૂદ્ધને ઉત્તેજન આપવા લાગ્યા. અનિરૂદ્ધ પોતે બખતર રહિત અને નિરાયુધ હતા પણ ભોગળથી કેટલાએક દૈત્યોને મારી તેઓમાંના એકનું બખતર પહેરી લઇ તથા તેઓનાંજ આયુધો ઉપાડી ઉપાડી બીજા દૈત્યોને ત્રોડવા લાગતાં દૈત્યો એક અનિરૂદ્ધને હજાર યોદ્ધા રૂપ દેખવા લાગ્યા. કેટલાએક ભાગી જવા લાગ્યા, કેટલાએક એક બીજા ઉપર પડવા લાગ્યાં અને કેટલાએક આર્તનાદ કરવા લાગ્યા.

દૈત્યો ત્રાસ પામતા અને મરતા જોવામાં આવતાં બાણાસુર જાતે અનિરૂદ્ધની સામે યુદ્ધ કરવા લાગ્યો. બાણાસુરનાં અનેક બાણોને અનિરૂદ્ધ ઢાલ ફેરવવાની યુક્તિથી વ્યર્થ કરવા લાગ્યા તોપણ કેટલાંક બાણોથી વીંધાઇ જવા લાગ્યા. અનેક શસ્ત્રોથી વીંધાયા છતાં પણ અકંપિતજ રહેતા અનિરૂદ્ધે બાણાસુરને શસ્ત્રોની વૃષ્ટિઓથી અંતર્હિત કરી નાખ્યો. "આ શત્રુ ઉપેક્ષા કરવા જેવો નથી, માયા યુદ્ધ વિના જીતી શકાય એવો પણ નથી અને તમારી જરા પણ ગફલત થશે તો દૈત્યકુલનો પરાભવ કરી ઉપાને લઇ ગયા વિના પણ રહે એવો નથી." એમ કુભાંડના બોલવા ઉપરથી બાણાસુરે અંતર્હિત થઇ નાગપાશોના પ્રયોગથી અનિરૂદ્ધને બાંધી નિષ્પ્રયત્ન કરી નાખ્યા અને તેનો વધ કરવાની કુભાંડને આજ્ઞા કરી.

બાણાસુરની આજ્ઞા સાંભળી કુભાંડ બોલ્યો કે "જો મરજી હોય તો મારી વિજ્ઞપ્તિ ઉપર ધ્યાન આપો. આ કોનો પુત્ર છે, ક્યાંથી આવ્યો છે અને આ સ્થળમાં કોણે આણેલો છે? એ નિશ્ચય કરો. આ કોઇ બળવાન, ધૈર્યવાન, વિદ્વાન અને ગુણવાન માલુમ પડે છે અને તમારી કન્યા પણ ગાંધર્વ વિવાહથી આને પરણી ચૂકેલી છે તેથી હવે કોઇ બીજાને દઇ શકાય કે આની પાસેથી ખેંચી લેવાય એમ રહી નથી. માટે જે કાંઇ કરવું હોય તે વિચારીને કરો. આનો વધ કરવામાં હાનિ માલુમ પડે છે અને રક્ષણ કરવામાં સારા પરિણામની આશા બંધાય છે. આ વીર નાગપાશોથી બંધાયેલો છતાં પણ નાગપાશોને અને આપણને પણ ગણકારતો નથી તેથી જેમ બલવત્તર માલુમ પડે છે તેમ શ્રેષ્ઠ કુલનો છે એમ માલુમ પડે તો પછી આપણી કન્યાને ઠેકાણે પડેલી સમજીને આપણે સંતોષ ધરી લેવો તથા આનું સન્માન કરવું યોગ્ય છે." કુભાંડનાં વચનો સાંભળી બાણાસુર અનિરૂદ્ધનો

વધ કરવાની આજ્ઞાને પાછી ખેંચી લઈ અનિરૂદ્ધને ઉષાના આવાસમાં નાગપાશના બંધનમાંજ રાખીને ત્યાંથી પોતાના મહેલમાં ગયો.

બાણાસુર, કુંભાંડ તથા તેઓની સેના ત્યાંથી ગયા પછી નારદમુનિ આકાશ માર્ગે દ્વારકા તરફ રવાના થયા. "નારદજી શ્રી કૃષ્ણને ખબર આપ્યા વિના રહેજ નહિ" એમ સમજતા અનિરૂદ્ધે અશ્રુઓથી રોકાઇ જતાં નેત્રોવાળી અને વારંવાર રૂદન કરતી ઉષાને ધીરજ આપી કે "ભીરૂ ! તું શા માટે રૂદન કરે છે? ધાસ્તી નહિ રાખ. જેના શંખના શબ્દનું શ્રવણ કરતાં દાનવો તથા દાનવોની સ્ત્રીઓના ગર્ભો પણ નષ્ટ થઇ જાય છે એવા શ્રી કૃષ્ણને તું થોડી મુદતમાંજ અહીં મારે વાસ્તે આવેલા દેખશે." અનિરૂદ્ધનાં વચનો ઉપર વિશ્વાસ આવ્યા છતાં પણ ઉષા પોતાના પિતાની ક્રૂરતાનો અફસોસ કરવા લાગી.

# પ્રકરણ ૫૮ મું.

## પુત્ર પક્ષ.

જે રાત્રિમાં અનિરૂદ્ધનું દ્વારકામાંથી અચાનક હરણ થયું તે રાત્રિમાં અનિરૂદ્ધના મહેલમાં સ્ત્રીઓનો મોટો પોકાર ઉઠયો. "હાય હાય! શ્રી કૃષ્ણ જેવા નાથ છતાં આપણને આવા ભયનો સમય કેમ પ્રાપ્ત થયો? ઇંદ્રાદિક દેવતાઓ પણ જેમના બાહુની છાયાનો આશ્રય કરી નિર્ભય રહે છે તેમને માથે આ ભય કયાંથી આવ્યો? અરે, જેણે અનિરૂદ્ધનું હરણ કર્યું હશે તેને શ્રી કૃષ્ણનો ભય નહિ હોય કે શું? શ્રી કૃષ્ણથી વિરૂદ્ધ થયેલો પુરૂષ મોહોડું ફાડીને ઉભેલા મૃત્યુદેવની દાઢમાંજ પડેલો કહેવાય છે તે છતાં અનિરૂદ્ધનું હરણ કરનારો કેમ નિર્ભય રહી શકયો હશે? અનિરૂદ્ધ વિના આપણે કદી પણ જીવવાની નથી." આ કોલાહલ કાને પડતાં શ્રી કૃષ્ણે ત્યાં આવી અનિરૂદ્ધનું હરણ થયાની ખબર જાણી યાદવોને સજ્જ થઇ ભેળા થવાનું નગારૂં કરાવ્યું. કોલાહલનો અને નગારાંનો શબ્દ સાંભળવામાં આવતાં "આ અકસ્માત્ શો ભય ઉત્પન્ન થયો?" એમ વિસ્મય પામેલા યાદવો તરત સજ્જ થઇ ત્યાં આવીને ઉભા અને એક બીજાને પૂછવાથી હકીકત જાણીને ક્રોધાક્રાંત થયા, અશ્રુઓથી વ્યાપ્ત થયા અને નિસાસા મૂકવા લાગ્યા.

"અમો સર્વ આપને વાસ્તે પ્રાણ દેવા તૈયાર છીએ તે છતાં આપ ચિંતાવિષ્ટ થઇને શા માટે ગભરાઓ છો તથા શા માટે કશી આજ્ઞા કરતા નથી?" એમ વિપૃથુ નામના મહામંત્રીએ પૂછતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "હું ઘણો વિચાર કરૂં છું તે છતાં આ કાર્યમાં કોઇ રસ્તો મારા જોવામાં આવતો નથી. અનિરૂદ્ધનું હરણ થવાથી સઘળા રાજાઓ આપણને અશક્ત માનશે. શાલ્વરાજા આપણા રાજા ઉગ્રસેનને હરી ગયો હતો તે વખતે આપણે દારૂણ યુદ્ધ કરીને તેમને પાછા લાવ્યા હતા. શંબરાસુર પ્રદ્યુમ્નને હરી ગયો હતો તો પ્રદ્યુમ્ન પણ શંબરાસુરને મારીને પાછા આવ્યા હતા. મારે માથે આવું કષ્ટ કોઇ દિવસે આવ્યું નથી. જેણે મારા માથાપર પગ મૂકયો છે તેને હું પૂરતી શિક્ષા કર્યા વગર રહેવાનો નથી, પણ હાલ તો તે ધણીનો પત્તો નહિ મળવાથી ગભરાયા કરૂં છું." આ સમયમાં સાત્યકિએ અનિરૂદ્ધની શોધ કરવાને વાસ્તે સર્વ દેશોમાં

ગુપ્ત તથા પ્રસિદ્ધ ચારો મોકલવાની સલાહ આપતાં શ્રી કૃષ્ણ ઉગ્રસેનને વિજ્ઞપ્તિ કરી તેના હાથથી ચારે તરફ અનેક ચારોને તથા મોટી મોટી સેનાઓને ફરવા મોકલાવી સર્વ યાદવોને ઘેર જવાની રજા આપીને પોતાના આવાસમાં પધાર્યા.

ફરવા મોકલેલા ચારો ચોતરફ ફરી નિરાશ થઇને પાછા આવતાં વળી શ્રી કૃષ્ણે યાદવોની મોટી સભા એકઠી કરીને તેમાં સવાલ મૂક્યો કે "અનિરૂદ્ધને વાસ્તે હવે શી તજવીજ કરવી?" અનાધૃષ્ટિ નામનો સેનાપતિ બીતાં બીતાં બોલ્યો કે "શ્રી કૃષ્ણ! મને આ બાબતમાં ઘણા દિવસથી બોલવાનું મન છે પણ આપની બીકથી બોલી શક્યો નથી. આપે જે જે દૈત્યોની સાથે વૈર કર્યું છે તેઓને એવા તો નિઃશેષ કરી નાખ્યા છે કે તેઓમાંનો કોઇ પણ વૈર વાળે એવો રહ્યોજ નથી. પરંતુ પારિજાતનું હરણ કરી દેવતાઓની સામે જે વૈર કર્યું છે તે વૈર વાળે એવા ઘણા જણ છે. તેથી મને શક જાય છે કે ઇંદ્રાદિક દેવોમાંના કોઇ દેવે અનિરૂદ્ધનું હરણ કર્યું હશે."

"સેનાપતિ! આ તમારો શક ખોટો છે. દેવતાઓ કદી પણ ક્ષુદ્ર કામ કરનારા, અકૃતજ્ઞ, નપુંસક કે મૂર્ખ નથીજ. મેં દેવતાઓનાં જે જે પ્રિય કરેલાં છે તેઓને ભૂલી જઇને દેવતાઓ આવા ક્ષુદ્ર કાર્યમાં પ્રવૃત્તિ કરે એ વાત માનવા યોગ્યજ નથી. મને એમ લાગે છે કે કોઇ કામાતુર સ્ત્રીએ આસક્ત થઇને અનિરૂદ્ધનું હરણ કર્યું હોય. દૈત્યોની અને દાનવોની કેટલીએક સ્ત્રીઓ એવાં મનવાળી અને માયા કરવામાં પણ અતિ પ્રવીણ છે એમ મારા જાણવામાં છે."

શ્રી કૃષ્ણ આ પ્રમાણે બોલ્યા પરંતુ શંકાથી કશી કાર્ય સિદ્ધિ થાય નહિ તેથી વધારે નહિ બોલતાં ગભરાઇને બેસીજ રહ્યા. યાદવો પણ અશ્રુઓથી વ્યાકુળ અને દીન બનીને પરસ્પર પૂછવા લાગ્યા કે "હવે શું કરવું?" કેટલાએક યાદવો નિષ્ફળ ક્રોધથી હોઠ ડસતા હતા, કેટલાએક આંસુઓથી ભીંજાઇ જતા હતા, કેટલાએક માનતાઓ કરવા લાગ્યા હતા અને કેટલાએક ભમર વગેરેના ચાળાઓ કરી કરીને ચિંતન કરવામાં લાગ્યા હતા પણ કોઇને કશો રસ્તો સૂજતો ન હતો તે સમયમાં મહામુનિ નારદજી એકાએક એ સભામાં આવી નિકળ્યા. મનમાં બહુ ગભરાટ અને અસ્વસ્થતા હતી તોપણ શ્રી કૃષ્ણે સદાચાર જાળવાને વાસ્તે ઉભા થઇ શાસ્ત્ર રીતિ પ્રમાણે તેમને શ્રેષ્ઠ આસનપર બેસાડ્યા.

"શ્રી કૃષ્ણ! તમે અને સઘળા યાદવો આજ ઉત્સાહ વગરના તથા ચિંતાથી ઘેરાયેલા જેવા જણાઓ છો તેનું કારણ હું જાણવા માગું છું." શ્રી કૃષ્ણે સઘળું વૃત્તાંત કહી સંભળાવતાં નારદજી હસીને બોલ્યા કે "તમો સર્વ ધીરજ રાખો. બાણાસુરની દીકરી ઉષાને વાસ્તે ચિત્રલેખા નામની અપ્સરા અનિરૂદ્ધને અહીંથી શોણિતપુરમાં લઇ ગઇ છે. ત્યાં બાણાસુરને અને અનિરૂદ્ધને મોટો સંગ્રામ થયો તે મેં મારી નજરે જોયો છે. અનિરૂદ્ધ બાણાસુરના નાગપાશોથી બંધાયેલ છે અને તમારૂં સ્મરણ કરે છે. બાણાસુર અનિરૂદ્ધને મારી નાખતો હતો પણ તેના કુભાંડ નામના વિદ્વાન મંત્રીએ બાણાસુરને સમજાવી અનિરૂદ્ધનો બચાવ કર્યો છે. શ્રી કૃષ્ણ! હવે અનિરૂદ્ધની સહાયતા કરવાને વાસ્તે વિલંબ કરવો યોગ્ય નથી. શોણિતપુરનો માર્ગ અતિ દુર્ગમ છે અને એ શહેર અહીંથી હજારો યોજન દૂર છે માટે ગરૂડનું સ્મરણ કરો. ગરૂડ આપને બેઘડીવારમાંજ ત્યાં દાખલ કરી દેશે. હું પણ આપની પાછળજ ત્યાં આવી પહોંચીશ."

નારદજીનાં વચનો સાંભળી સર્વ યાદવો બહુ પ્રસન્ન થયા. દ્વારકામાં ઘેર ઘેર આનંદ વર્ત્તી રહ્યો અને સ્મરણ માત્રથી ગરૂડ હાજર થતાં શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા પ્રદ્યુમ્ન દ્વારકાના રક્ષણનો બંદોબસ્ત કરી સ્વસ્તિવાચન કરાવી ગરૂડ ઉપર બેસીને આકાશમાર્ગે શોણિતપુર તરફ ચાલ્યા. તેઓ બેઘડીવારમાંજ શોણિતપુરની નજીકમાં પહોંચ્યા. ત્યાં શોણિતપુરનું રક્ષણ કરનારો અગ્નિ તેઓની સામે થયો પણ ગરૂડે આકાશગંગાનું ઘણું જળ મોહોડામાં ભરી વૃષ્ટિ કરીને ક્ષણમાત્રમાં તેને બુઝાવી નાખ્યો. શોણિતપુર નજરે આવતાં "હવે જો બાણાસુરના રક્ષણને માટે કદાચ સદાશિવ યુદ્ધમાં ઉતરે તો તેમની સામે પણ આપણે યુદ્ધ કરવું" એમ વાતો કરતા કરતા તેઓ તેના પાદરમાં પહોંચ્યા, એટલે શ્રી કૃષ્ણે શંખનાદ કર્યો. શંખનાદનું શ્રવણ કરી યુદ્ધમાં ઉત્સુક થયેલા બાણાસુરે પોતાની સેનાને શહેર બહાર મોકલી. યુદ્ધ શરૂ થયું. દૈત્યો શ્રી કૃષ્ણ વગેરેની ઉપર બાણ, મુસલ, ખડ્ગ, ગદા, પરિઘ તથા ત્રિશૂળ વગેરે અનેક શસ્ત્રોની વૃષ્ટિઓ કરવા લાગ્યા. ગરૂડ ઉપર મધ્યમાં બેઠેલા શ્રી કૃષ્ણ, ડાબા ભાગમાં બેઠેલા પ્રદ્યુમ્ન અને જમણા ભાગમાં બેઠેલા બલભદ્ર દૈત્યોને તથા તેઓનાં શસ્ત્રોને કાપવા લાગ્યા. દૈત્યોને હળ વડે ખેંચીને મુસલના પ્રહારથી છુંદી નાખતા બલભદ્ર પ્રલયકાળના અગ્નિ જેવા જણાવા લાગ્યા.

ગરૂડની પાંખોના, નખોના તથા ચાંચના પ્રહારથી ચીરાઈ જતા દૈત્યો યમપુરીના મેહેમાન થવા લાગ્યા. શ્રી કૃષ્ણનાં બાણો વડે દૈત્યોનાં ધડો ઉપરથી પડતાં મસ્તકો પ્રચંડ પવનથી કંપતાં તાડ વૃક્ષોમાંથી પડતાં ફળોનું અનુકરણ કરવા લાગ્યાં.

અત્યંત પીડા પામતી દૈત્યોની સેના ભાગી જતાં બાણાસુર, સદાશિવ તથા કાર્ત્તિકેયસ્વામી રણભૂમિમાં આવ્યા. સદાશિવ શ્રી કૃષ્ણની સામે, બાણાસુર બલભદ્રની સામે અને કાર્ત્તિકેય પ્રધુમ્નની સામે પ્રબળ યુદ્ધ કરવા લાગ્યા. એ અદ્દ્ભુત યુદ્ધ જોવાને વાસ્તે બ્રહ્માદિક દેવતાઓ વિમાનોમાં બેસી બેસીને અંતરિક્ષમાં આવ્યા. શ્રી કૃષ્ણ ભુત, પ્રેત, પિશાચ, ડાકિની તથા વૈતાળ વગેરે સદાશિવના અનુચરોને પરાસ્ત કરી સદાશિવની ઉપર અનેક પ્રકારનાં અસ્ત્રો નાખવા લાગ્યા અને સદાશિવ પોતાનાં અસ્ત્રોથી તે અસ્ત્રોનું નિવારણ કરવા લાગ્યા. છેવટ અતિ ક્રોધથી વ્યાપ્ત થયેલા સદાશિવે જેથી ત્રિપુરનો વિનાશ કર્યો હતો એવું અમોઘ અસ્ત્ર ધનુષમાં સાંધવા માંડતાં મહા વિચક્ષણ શ્રી કૃષ્ણે "આ અસ્ત્રથી ત્રૈલોક્યનો પ્રલય થઇ જશે" એમ જાણી લઇ તરતજ જાંભણાસ્ત્રનો પ્રયોગ કરીને સદાશિવને તંદ્રાવશ કરી દીધા. સદાશિવ તંદ્રાને વશ્ય થઇ બગાસાં ખાવા લાગતાં, નેત્રોને અરધાં અરધાં વીંચવા લાગતાં, ધારેલા અસ્ત્રનો પ્રયોગ કરવો ભૂલી જતાં અને દૈત્યોએ તથા પાર્ષદોએ આપવા માંડેલી ચેતવણી ઉપર પણ કશું ધ્યાન આપવાને અશક્ત થઇ જતાં શ્રી કૃષ્ણે તે તકનો લાભ લઇ પ્રબળ અસ્ત્રોથી સદાશિવની મોટી સેનાને કાપી નાખી. પ્રધુમ્નની સામે યુદ્ધ કરતા કાર્ત્તિકેયે પોતાનાં સઘળાં અસ્ત્રોને પ્રધુમ્નનાં અસ્ત્રોથી વ્યર્થ થતાં જોઇ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો અને તેથી આખું જગત વ્યાકુળ થવા લાગ્યું. એટલે શ્રી કૃષ્ણે પોતાના સુદર્શન ચક્રથી તે બ્રહ્માસ્ત્રને શાંત કરી નાખ્યું. બ્રહ્માસ્ત્રને પણ વ્યર્થ ગયેલું જોઇ કાર્ત્તિકેયે શ્રી કૃષ્ણનો વધ કરવાની ઇચ્છાથી પોતાની અમોઘ સાંગ ફેંકતાં ઇંદ્રાદિક દેવતાઓ ધ્રૂજવા લાગ્યા અને શ્રી કૃષ્ણને મૃત્યુના મુખમાં પડેલાજ સમજવા લાગ્યા. આકાશમાં ચાલી કાર્ત્તિકેયની સાંગ સમીપમાં પ્રાપ્ત થતાં યોગેશ્વર શ્રી કૃષ્ણે હુંકારથીજ તેને નીચે પાડી નાખી અને કાર્ત્તિકેયની ઉપર ફેંકવા માટે હાથમાં સુદર્શન ચક્ર ફેરવવા માંડ્યું. આ સમય બાણાસુરના અને કાર્ત્તિકેયના રક્ષણને વાસ્તે નીમાયેલી અને તેથી તેઓની મા કહેવાતી કોટવી નામની યોગિની કાર્ત્તિકેયનો બચાવ કરવા-

ને વાસ્તે શ્રી કૃષ્ણની સામે નગ્ન સ્થિતિમાં આવીને ઉભી. જેથી શ્રી કૃષ્ણ ચક્રને ફેંકવું છોડી દઇ "ખસીજા ખસીજા" એમ બોલવા લાગ્યા. પણ કોટવી કોઇ રીતે દૂર થઇ નહિ. શ્રી કૃષ્ણે કહ્યું કે "જો તું કાર્ત્તિકેયને રણભૂમિમાંથી દૂર લઇ જાય તો હું તેનાપર ચક્ર નહિ ફેંકું." શ્રી કૃષ્ણનાં વચન સાંભળી કોટવી કાર્ત્તિકેયને રણભૂમિમાંથી દૂર લઈ ગઈ એટલે શ્રી કૃષ્ણે ચક્રનો ઉપસંહાર કરી લીધો.

કાર્ત્તિકેય પરાજિત થઈ રણભૂમિમાંથી નિકળી જતાં અને સદાશિવ તંદ્રાને વશ્યજ રહેતાં અને સર્વ પ્રથમ ગણો ભાગવા લાગતાં બાણાસુર બલભદ્રની સામેના યુદ્ધને છોડી દઇને શ્રી કૃષ્ણની સામે આવ્યો અને એકી વખતે પાંચસો ધનુષો ખેંચીને હજાર હજાર બાણો ફેંકવા લાગ્યો. ક્રોધ પામેલા શ્રી કૃષ્ણે બાણાસુરનાં ધનુષોને, સારથિને, રથને તથા ઘોડાઓને પણ કાપી નાખી બાણાસુરને મારી નાખવાની તૈયારી કરતાં તે વખતે પણ કોટવી નગ્ન થઇને શ્રી કૃષ્ણની સામે આવી ઉભી. જેથી તેઓ લજાઇને આડું મોહોડું કરી રહ્યા અને બાણાસુર બીજો રથ લેવાને વાસ્તે શોણિતપુરમાં જતો રહ્યો.

કેટલીકવાર પછી તંદ્રાથી મુક્ત થયેલા અને પોતાના ભક્તનો પરાભવ થયેલો જોઈ ક્રોધને વશ્ય થયેલા સદાશિવે શ્રી કૃષ્ણને, બલભદ્રને તથા પ્રદ્યુમ્નને બાળી નાખવાને વાસ્તે ઉષ્ણજ્વરને મોકલ્યો. ત્રણ પગવાળા, ત્રણ મસ્તકોવાળા, છ ભુજાઓવાળા, નવ નેત્રોવાળા, ભસ્મરૂપી આયુધવાળા, હજારો મેઘના જેવી ભયંકર ગર્જના કરતા, નિઃશ્વાસો મૂકતા, બગાસાં ખાતા, નિદ્રાથી ઘેરાયેલા, વિહ્વળ નેત્રોવાળા, વિપરીત વર્ણના મુખવાળા, ઉભાં રૂંવાડાંઓવાળા અને વ્યાકુળ જેવા લાગતા એ ઉષ્ણજ્વરે પ્રથમ બલભદ્રની ઉપર ભસ્મ ફેંકી, જેથી તે જ્વરાવિષ્ટ થઇને દાહ પામવા લાગ્યા. બલભદ્રને વિહ્વળ થયેલા જોઇ શ્રી કૃષ્ણે તેમનું આલિંગન કરીને જ્વર મુક્ત કર્યા પણ તેટલામાં જ્વરે શ્રી કૃષ્ણની ઉપર ભસ્મ ફેંકી. ચતુર અને ચાલાક શ્રી કૃષ્ણે એ ભસ્મને પોતાની ઉપર નહિ પડવા દેતાં જ્વરને બાથમાં લઇ ભીંસીને ધરતીપર પછાડ્યો. તેને ભીંસથી તથા પછાટથી ગતપ્રાણ થયો જાણી બાથમાંથી છોડી દેતાં એ જ્વર શ્રી કૃષ્ણના શરીરમાં પેસી ગયો. શ્રી કૃષ્ણ બગાસાં ખાવા લાગ્યા, રોમાંચિત થઇ ગયા, નિદ્રાથી ઘેરાવા લાગ્યા, નિઃશ્વાસો મૂકવા લાગ્યા

અને પોતાનાં અંગોને વારંવાર મરડવા લાગ્યા. પોતાના શરીરને જ્વરાવિષ્ટ થયેલું જાણી શ્રી કૃષ્ણે પોતાના શરીરમાંજ નવા શીતજ્વરને ઉત્પન્ન કરી તેથી ઉષ્ણજ્વરને તરત બહાર ક્હાડી નાખ્યો અને તેની સાથે તે શીતજ્વરને પણ ક્હાડી નાખ્યો. બહાર નિકળેલો ઉષ્ણજ્વર શ્રી કૃષ્ણના પરાક્રમથી કાયર થઇ તેમને અસહ્ય જાણીને તેમના પગમાં પડ્યો એટલે શ્રી કૃષ્ણે તેના મુખથી અમુક અમુક વચનો પાળવાનું કબૂલ કરાવી તેને જીવતો મૂકી દીધો.

પોતાના જ્વરને પરાસ્ત થયેલો જોઇ સદાશિવ યુદ્ધનો મોટો ઉદ્યોગ કરવા લાગ્યા પણ બ્રહ્માએ તેમને સમજાવીને રણભૂમિમાંથી દૂર મોકલી દીધા. સદાશિવ બ્રહ્માના ક્હેવાનું માન રાખી યુદ્ધ છોડી દઇને દૂર ગયા પણ તેમણે બાણાસુરને પોતાના રથમાં બેસાડીને શ્રી કૃષ્ણની સામે યુદ્ધ કરવાને મોકલ્યો. બાણાસુરે શ્રી કૃષ્ણની ઉપર ઘણાં ઘણાં અસ્ત્રોના પ્રયોગ કર્યા પણ શ્રી કૃષ્ણે પોતાનાં અસ્ત્રોથી તેનાં સઘળાં અસ્ત્રોને શાંત કરી નાખ્યાં. બાણાસુરે છેવટ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરતાં શ્રી કૃષ્ણે સુદર્શન ચક્રથી બ્રહ્માસ્ત્રને પણ શાંત કરી નાખ્યું અને બાણાસુરનાં પ્રાણ લેવાની તૈયારી કરી. આ સમયે વળી પણ કોટવી નામની યોગિની નગ્નસ્વરૂપે શ્રી કૃષ્ણની સામે આવી ઉભી અને બાણાસુરના રક્ષણને વાસ્તે તેમની સ્તુતિ કરવા લાગી. શ્રી કૃષ્ણે કોટવીનું માન રાખવાને વાસ્તે બાણાસુરનાં પ્રાણ લેવાનો આગ્રહ છોડી દીધો પણ વારંવાર ચક્ર ફેંકી ફેંકીને તેના હાથ કાપવા માંડ્યા. સઘળા હાથમાંથી ફક્ત બેજ હાથ અવશેષ રહેતાં શાખાઓ વગરના વૃક્ષની પેઠે ઉભેલો બાણાસુર મૃતતુલ્ય થઈ ગયો. તે વખતે સદાશિવ ત્યાં આવી બાણાસુરને વાસ્તે શ્રી કૃષ્ણની પાસે અભય માગી તેને ત્યાંથી દૂર લઇ ગયા. લોહીની ધારાઓને ઝર્યા કરતો બાણાસુર નંદિકેશ્વરના ક્હેવાથી સદાશિવની પાસે નાચ કરવા લાગ્યો તેથી પ્રસન્ન થયેલા સદાશિવ તેને પોતાનો મહાકાલ એવા નામનો પાર્ષદ બનાવી સાથે લઇ શોણિતપુરના નિવાસને છોડી દઇને સહકુટુંબ કૈલાસમાં પધારી ગયા.

વિજય પામેલા શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા પ્રદ્યુમ્ન ગરૂડ ઉપર બેસી નારદજીને સાથે લઇ ઉષાના આવાસમાં પધાર્યા. ત્યાં અનિરૂદ્ધના શરીરને ભરડો લઇને વીંટાઇ રહેલા નાગપાશના સર્પો ગરૂડને જોતાંજ ભયભીત થઇ અનિરૂદ્ધને છોડીને ભાગી ગયા. નાગપાશથી મુક્ત થતાં સ્વસ્થ થયેલા અને શ્રી કૃષ્ણ વગેરેના આવવાથી પરમ આનંદ પામેલા અનિરૂદ્ધે તેઓને પ્રણામ કર્યા. ઉષાએ પણ

લજાતાં લજાતાં ઉભી થઇને સર્વનું અભિવંદન કર્યું.

શ્રી કૃષ્ણે બાણાસુરનું રાજ્ય પોતે નહિ લેતાં બાણાસુરના મંત્રી કુભાંડને આપ્યું અને પછી શુભ મુહૂર્ત્તમાં તેના હાથથીજ અનિરૂદ્ધ અને ઉષાનો વિવાહ મહોત્સવ કરાવ્યો. કુભાંડે ઉષાનો, અનિરૂદ્ધનો, શ્રી કૃષ્ણ વગેરેનો અને ગરૂડનો પણ દાનામાનાદિકથી મોટો સત્કાર કર્યો તથા દ્વારકામાં રહેલાં સઘળાં સ્ત્રી પુરૂષોને વાસ્તે પણ ઉત્તમ ઉત્તમ પોશાકો આપ્યા. શ્રી કૃષ્ણ, બલભદ્ર તથા પ્રદ્યુમ્ન સઘળા સત્કારનો સ્વીકાર કરી અનિરૂદ્ધને તથા ચિત્રલેખા સહિત ઉષાને સાથે લઇને ગરૂડ ઉપર બેસી દ્વારકામાં પધાર્યા. તેઓને આવેલાં જોઇ દ્વારકાનાં સર્વ લોકોએ પ્રસન્ન થઇને મોટો ઉત્સવ કર્યો. રૂક્મિણી તથા માયાવતી વગેરે કુલ સ્ત્રીઓ ઉષાને ઘણું માન આપી કુલાચારના વિધિ પ્રમાણે સઘળી ક્રિયાઓ કરીને અંતઃપુરમાં તેડી ગઇ. શ્રી કૃષ્ણે શોણિતપુરમાં બનેલી સઘળી હકીકત કહી સંભળાવતાં યાદવો પરમ વિસ્મય પામ્યા. થોડા દિવસ પછી શ્રી કૃષ્ણે ઉષાની સખી ચિત્રલેખા કે જે કુભાંડની દીકરી હતી તેને સાંબની સાથે પરણાવી અદ્‌ભુત મહોત્સવ કર્યો.



# પ્રકરણ ૫૯ મું.

## પાંડવો માટે પ્રયત્ન.

શ્રી કૃષ્ણ દ્વારકામાં રહી સર્વ સજ્જનોને પરમ આનંદ આપતા હતા તેટલામાં તેમને ખબર મળી કે "પાંડવો વનવાસમાં અગિયાર વર્ષ પૂરાં કરી બારમા વર્ષની શરૂવાતમાં યામુન પર્વત છોડી હસ્તિનાપુર પાસેના કામ્યકવનમાં આવીને વસ્યા છે." આ ખબર મળતાં તેઓ સત્યભામાને સાથે લઈ પાંડવોને મળવા માટે કામ્યકવનમાં પધાર્યા. ધૌમ્યમુનિ, યુધિષ્ઠિર તથા ભીમસેનને પ્રણામ કરી શ્રી કૃષ્ણ અર્જુનને બાથમાં લઈ સ્નેહપૂર્વક મળ્યા. નકુલ અને સહદેવે શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા અને સત્યભામા દ્રૌપદીને મળ્યાં. પરસ્પર કુશળ પૂછાયા પછી શ્રી કૃષ્ણ બોલ્યા કે "દ્રૌપદીના પાંચે પુત્રોને પણ તેમના મોસાળમાંથી બોલાવી દ્વારકામાં રાખ્યા છે. કુંતી અને દ્રૌપદીની પેઠેજ સુભદ્રા તેમની સંભાળ રાખે છે અને પ્રદ્યુમ્ન અભિમન્યુની સાથે તેઓને પણ અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરાવે છે." આટલું કહી શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરની નીતિ સંબંધી કેટલીએક પ્રશંસા કરી તેમની મરજી હોય તો દુર્યોધન પાસેથી રાજ્ય જીતીને સોંપવાનું જણાવતાં યુધિષ્ઠિરે તેમનો કેટલોએક ઉપકાર માન્યો અને વખત આવ્યે સહાયતા કરવાનું માગી તેમની સાથે કેટલાક દિવસ ત્યાં રહ્યા. સત્યભામાએ પણ દ્રૌપદીને દિલાસો આપી કહ્યું કે "તમારે તમારા પુત્રોની કાંઇ પણ ચિંતા કરવી નહિ. હવે તમો થોડાજ દિવસમાં આ દુઃખના દરિયાને તરી જશો." દ્રૌપદીએ તેમનો ઉપકાર માન્યો. દ્રૌપદીના સહવાસમાં તેના કહેવાથી તથા આચરણથી તેમનો પાતિવ્રત્ય સંબંધી આગ્રહ તથા દુષ્કર્મોથી પતિને વશ કરવાનું સ્વપ્નમાં પણ નહિ સમજતાં કેવળ અનુકૂળ વર્ત્તનથીજ તેને પ્રસન્ન કરવાનો સદ્વિચાર જોઈ સત્યભામા બહુ પ્રસન્ન થયાં. આવી રીતે કેટલાએક દિવસ પાંડવોના સમાગમમાં રહી તેમને ધૈર્ય આપી શ્રી કૃષ્ણ તથા સત્યભામા દ્વારકામાં ગયાં.

શ્રી કૃષ્ણ દ્વારકા તરફ ગયા પછી કેટલેક દિવસે કામ્યકવનમાં રહેલા પાંડવો સંબંધે એક એવો બનાવ બન્યો કે પાંડવોને સૂર્યનારાયણે અક્ષય અન્નપાત્ર આપીને કહ્યું હતું કે "જ્યાં સુધી દ્રૌપદી નહિ જમ્યાં હોય ત્યાં સુધી

આ પાત્રમાંથી અન્ન ખૂટશે નહિ" સૂર્યનારાયણના એ વરદાનના પ્રભાવથી પાંડવો એ અખૂટ પાત્રમાંથી હમેશ હજારો બ્રાહ્મણોને જમાડતા હતા. એ વાત દુષ્ટ દુર્યોધનના જાણવામાં આવતાં તેણે એક દિવસ પોતાની પાસે આવેલા મહામુનિ દુર્વાસાને આતિથ્યથી બહુજ પ્રસન્ન કરીને કર્ણ વગેરે નીચ સોબતીઓની સલાહથી પ્રાર્થના કરી કે "જેમ આપ દશ હજાર શિષ્યો સહિત અમારે ઘેર અતિથિ આવેલા છો તેવીજ રીતે કામ્યકવનમાં યુધિષ્ટિરને ત્યાં પણ દ્રોપદી જમી રહ્યાં હોય ત્યારે અતિથિ થાઓ. દુર્વાસા તે પ્રમાણે કરવાની હા પાડીને હસ્તિનાપુરમાંથી ગયા અને "હવે મહા ક્રોધી દુર્વાસાના શાપથી પાંડવોનો વિનાશજ થશે" એમ માની દુર્યોધન રાજી થવા લાગ્યો.

કામ્યકવનમાં બ્રાહ્મણોને જમાડી બધા પાંડવો જમ્યા અને મધ્યાન્હ થઇ જતાં હવે કોઇ પણ આવે એમ જણાતું નથી એમ ધારી દ્રૌપદીએ પણ જમી લીધું. તેટલામાં દશ હજાર શિષ્યો સહિત દુર્વાસામુનિ તેને ત્યાં અતિથિ થઇને આવી ઉભા રહ્યા અને બોલ્યાં કે "તમો પીરસવાની તૈયારી કરો તેટલામાં હું સ્નાન કરીને આવું છું." એમ કહી તેઓ પોતાના શિષ્યો સહિત નહાવા ગયા. પાંડવો વિચારમાં પડી મુંઝાવા લાગ્યા. અક્ષયપાત્રમાં હવે કશું ભોજન ઉત્પન્ન થાય એવું રહ્યું ન હતું તેથી બહુજ ગભરાયેલાં દ્રૌપદીએ શ્રી કૃષ્ણનું સ્મરણ કર્યું. શ્રી કૃષ્ણ તરતજ ત્યાં હાજર થતાં દ્રોપદીએ વિજ્ઞપ્તિ કરી કે "દશ હજાર શિષ્યો સહિત દુર્વાસા આજ અમારે ત્યાં મેમાન થયા છે તેઓ હમણાં નહાવા ગયા છે તે નાહીને તરત આવશે પણ તેમને જમાડવાની જરા પણ સગવડ નથી કારણ કે મેં પણ જમી લીધેલ હોવાથી હવે અક્ષયપાત્રમાં કાંઇ પણ ઉત્પન્ન થાય તેમ નથી. દુર્વાસામુનિનું જો ભોજનાદિકથી યોગ્ય આતિથ્ય કરવામાં ન આવે તો તેઓ શાપ દીધા વગર રહેજ નહિ એમ હોવાથી હું ગભરાઉં છું માટે આપ અમારી સહાયતા કરો."

"એ તો ઠીક. પણ તમોએ સ્મરણ કરવાથી હું ઉતાવળને લીધે ભૂખ્યો આવેલો છું માટે પ્રથમ તો મને જમાડવાની તજવીજ કરો."

શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી દ્રૌપદી વિશેપ ગભરાયાં પણ શ્રી કૃષ્ણે તેને ધીરજ આપી તેના હાથથી પેલું અક્ષયપાત્ર મગાવ્યું. એ અક્ષયપાત્રના કાંઠામાં શાકનું એક પુંખડું ચોટી રહેલું હતું તે પુંખડું આરોગી શ્રી કૃષ્ણ "આથી સર્વ જગત તૃપ્ત થજો" એમ બોલતાં નહાવા ગયેલા દુર્વાસામુનિ પોતાના

શિષ્યો સહિત એવા તૃપ્ત થઇ ગયા કે કંઈ પણ ભોજન કરવાની તેઓની રૂચિ રહીજ નહિ અને તેથી તેઓ "પાંડવો તરફથી 'રસોઇ બગડવાનો ઠપકો આપણા પર રહ્યો" એમ ભોંઠા પડી નદીના કિનારાપરથી પરબારાજ બીજે રસ્તે ચાલી નિકળ્યા. દુર્વાસાના પરબારાજ જતા રહેવાથી યુધિષ્ઠિર વિસ્મય પામ્યા અને શ્રી કૃષ્ણ તેઓને અભય વચન આપી ત્યાંથી દ્વારકામાં પધાર્યા.

થોડાજ વખતમાં પાંડવો કામ્યકવનમાંથી નિકળી વિરાટના નગરમાં ગુપ્ત રહ્યા અને તેરમું વર્ષ ગુપ્ત રહી વખત આવતાં તેઓ પ્રસિદ્ધ થયા ત્યારે તેઓને પ્રસન્ન કરવા માટે વિરાટ રાજાએ પોતાની ઉત્તરા નામની કુંવરી અર્જુનના પુત્ર અભિમન્યુને આપવાનું વાગ્દાન કરી વિવાહોત્સવનો પ્રારંભ કર્યો તે સમય શ્રી કૃષ્ણ અભિમન્યુને સાથે લઇ સર્વ કુટુંબ સહિત વિરાટના નગરમાં પ-ધાર્યા. ત્યાં વિવાહોત્સવ પૂરો થયા પછી ચોથે દિવસે પાંડવોના હિતને માટે શ્રી કૃષ્ણે વિરાટના દરબારમાં એક મોટી સભા ભરી દ્રુપદ આદિ રાજાઓની સમક્ષમાં જણાવ્યું કે "પોતે સમર્થ છતાં સત્ય ઉપર આધાર રાખી પાંડવોએ ઘણાં ઘણાં કષ્ટ વેઠી બાર વર્ષનો વનવાસ ભોગવ્યો અને તેરમું વર્ષ ગુપ્ત રીતે કહાડ્યું તોપણ તેમનું રાજ્ય પાછું આપવા માટે દુર્યોધનનો કંઇ પણ વિચાર જણાતો નથી માટે મુખ્યત્વે દ્રુપદરાજાએ આ બાબતની તજવીજ કરવી જોઇએ. કોઇ કુલીન પુરૂષને હસ્તિનાપુરમાં વષ્ટિ કરવા માટે મોકલવો અને બીજી તરફથી સર્વ રાજાઓને સંગ્રામનાં આમંત્રણ પણ મોકલવાં. કારણ કે દુર્યોધન ઘણુંકરીને માનશેજ નહિ અને તેથી સંગ્રામ પણ અવશ્ય થવાનો. તો તેમાં રાજાઓ પહેલા આમંત્રણપર વધારે વજન રાખે છે માટે આપણે અસાવધ ન રહેવું જોઈએ." આ પ્રમાણે ભલામણ દઇ શ્રી કૃષ્ણ બલભદ્ર તથા સાત્યકિ વગેરેની સાથે પાછા દ્વારકામાં આવ્યા.

---

# પ્રકરણ ૯૦ મું.

## પ્રત્યક્ષ પ્રેમ.

શ્રી કૃષ્ણ દ્વારકામાં પધાર્યા પછી વિરાટ નગરમાંથી દ્રુપદરાજાએ પોતાના ગોરને વષ્ટિ કરવા હસ્તિનાપુરમાં મોકલ્યો. એ બ્રાહ્મણે હસ્તિનાપુરમાં જઇ ભીષ્મ, દ્રોણ, વિદુર વગેરે સાંભળતાં ધૃતરાષ્ટ્રને ઘણો ઘણો સમજાવ્યો પણ પુત્રના દબાણથી દબાયેલો એ વૃદ્ધ અંધરાજા કાંઇ પણ પાંડવોના હક તરફ સમાનદૃષ્ટિથી જોઇ શક્યો નહિ. તે બ્રાહ્મણ નિષ્ફળ થઇ પાછો આવતાં પાંડવોએ લડાઇ માટે સઘળી તજવીજ કરવા માંડી. સઘળા રાજાઓને આમંત્રણો મોકલ્યાં જે ઉપરથી રાજી થઇ મોટા મોટા રાજાઓ પોતાની સેનાઓ સહિત વિરાટના નગરમાં આવવા લાગ્યા. દુર્યોધન પણ પોતાનો પક્ષ મજબૂત કરવામાં મચ્યો હતો. આ પ્રમાણે ઉદ્યોગ ચાલતાં શ્રી કૃષ્ણની મદદ માગવા માટે દુર્યોધન હસ્તિનાપુરમાંથી અને અર્જુન વિરાટનગરમાંથી નિકળ્યો. દ્વારકામાં શ્રી કૃષ્ણના દરબારમાં દુર્યોધન પ્રથમ પહોંચ્યો. એ વખત શ્રી કૃષ્ણ પોઢી ગયેલ હોવાથી તે તેના ઓશીસા પાછળના ઉત્તમ આસનપર બેઠો અને તે પછી થોડીવારે અર્જુન આવ્યો, તે શ્રી કૃષ્ણના ચરણ આગળ હાથ જોડી ઉભો રહ્યો. શ્રી કૃષ્ણે જાગ્યા પછી બન્નેને આવકાર દઇ આવવાના કારણ વિષે પૂછતાં દુર્યોધન બોલ્યો કે "અમારા તથા પાંડવોની વચ્ચે જે મોટી લડાઇ ઉઠવાની છે તે આપના જાણવામાં છે. એમાં હું આપની મદદ માગું છું. આપને મારી સાથે તથા અર્જુનની સાથે મિત્રતા સરખી છે અને સંબંધ પણ સરખો છે તોપણ હું આપની પાસે પ્રથમ આવ્યો છું અને અર્જુન પાછળથી આવેલ છે, માટે આપે મને સહાયતા આપવી જોઇએ."

"દુર્યોધન! તમે પ્રથમ આવ્યા છો એ વાત ખરી છે પણ મારી નજર પ્રથમ અર્જુન ઉપર પડી છે. તમે પ્રથમ આવ્યા છો અને અર્જુન પ્રથમ જોવામાં આવ્યો છે માટે હું બન્નેને સહાયતા કરીશ. પરંતુ બાળકની ઇચ્છા પ્રથમ પૂછવાની પદ્ધતિ હોવાથી હું કહું છું કે એક પક્ષમાં હું એકલો હથિયાર વગર રહીશ અને બીજા પક્ષમાં મારી નારાયણ એ નામથી ઓળખાતા ગોવાળીયાઓની મોટી સેના આપીશ. તો આ બે બાબતમાંથી ઇચ્છાનુસાર અર્જુને

પ્રથમ માગી લેવું.”

શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી અર્જુને ફક્ત શ્રી કૃષ્ણને પોતાના પક્ષમાં આવવાનું માગી લીધું એટલે રાજી થયેલા દુર્યોધને તેની મોટી સેનાનો સ્વીકાર કર્યો. અર્જુન શ્રી કૃષ્ણને લઇ વિરાટનગર તરફ ચાલતો થયો અને દુર્યોધન ત્યાંથી બલભદ્રની મદદ માગવા ગયો પણ શ્રી કૃષ્ણની સામેના પક્ષમાં પોતાથી અવાય નહિ એમ બલભદ્રે ના પાડતાં દુર્યોધન પોતાના મિત્ર કૃતવર્માને તેના સૈન્ય સહિત લઇ હસ્તિનાપુર તરફ ગયો.

અર્જુન શ્રી કૃષ્ણને તેડીને આવ્યો ત્યારે યુધિષ્ટિર વગેરે ચારે ભાઇઓ ઉપપ્લવ્ય નામના વિરાટના મહાલમાં રહેઠાણ કરી રહ્યા હતા. શ્રી કૃષ્ણના ત્યાં આવવાથી યુધિષ્ટિરને ઘણી હિંમત આવી. થોડાજ સમયમાં તેઓની પાસે ધૃતરાષ્ટ્રે મોકલેલો સંજય આવ્યો. તેણે પાંડવોને યુદ્ધ નહિ કરતાં બાકીની જીંદગી જંગલમાંજ ગાળવાનો બોધ આપતાં શ્રી કૃષ્ણે તેને જણાવ્યું કે “હું બન્ને પક્ષના કલ્યાણને ઇચ્છું છું. પણ જ્યાં સૂધી દુર્યોધન અતિ લોભને ન છોડે ત્યાં સૂધી તેનું કલ્યાણ થવું તો મુશ્કેલજ છે. વાસ્તવિક રીતે પાંડવોનો ભાગ દુર્યોધન પાસે થાપણ રૂપે છે તેને દુર્યોધન પોતાના નીચ વિચારોથી અને નીચ લોકોની સલાહથી પચાવી પાડવા ઇચ્છે છે પણ પરાક્રમી પાંડવો ન્યાયની રીતે પોતાનો હક કદી છોડવાના નથી. કર્ણ, શકુનિ તથા દુઃશાસને જુગારની સભામાં જે નીચ વચનો કહ્યાં છે તેને ભીમ તથા અર્જુન જરા પણ ભૂલ્યા નથી તોપણ હજુ સમાધાન કરવા માટે મારે પોતાને ત્યાં આવવાનો વિચાર છે. જો કૌરવો સરખે રસ્તે ચાલશે તો હજુ તેમનો દિવસ ધેર છે એમ સમજવું. અને જો તેમ ન થયું તો અર્જુન અને ભીમના હાથથી કૌરવોને હું મુવેલાજ દેખું છું. તમે ધૃતરાષ્ટ્રને કહેજો કે કૌરવો વન છે અને પાંડવો સિંહ છે. વન વગરનો સિંહ માર્યો જાય છે અને સિંહ વગરનું વન કપાઇ જાય છે માટે એ બન્નેનો ઉચ્છેદ ન થાય તેમ કરો. પાંડવો હળીમળીને રહેવા તેમ યુદ્ધ કરવાને પણ તૈયાર છે.” આ પ્રમાણે સંજયને કહી તેના ગયા પછી શ્રી કૃષ્ણ પણ યુધિષ્ટિરની સાથે વિચાર ગોઠવી વષ્ટિ કરવા માટે હસ્તિનાપુર જવાની તૈયારી કરી. શ્રી કૃષ્ણના પ્રયાણ વખતે યુધિષ્ટિરે પોતાના શાંત સ્વભાવને અનુસરી છેવટમાં છેવટ પાંચ ગામડાં આપે તોપણ સમાધાન કરવાની ભલામણ આપતાં ભીમસેને જરા મજા કરવા માટે શ્રી કૃષ્ણને કહ્યું કે “મહા-

રાજ ! દુર્યોધનને તમે બહુ કોમળ વચનોથી સમજાવજો. જો લડાઈ ઉઠશે તો સઘળા કુળનો નાશ થઇ જશે માટે લડાઇ ન ઉઠે તેમ કરજો. અમે બધા દુર્યોધનના તાબેદાર થવાને પણ તૈયાર છીએ."

ભીમનાં આ વચનો સાંભળી શ્રી કૃષ્ણ તેનું તાત્પર્ય સમજી ગયા અને તેથી તેણે પોતાના યુક્તિ પૂર્વક પ્રશ્નથી તેના અંતઃકરણના યુદ્ધ મચાવવા સંબંધી ખરા ઉભરાઓ કઢાવી તેથી વાકેફ થઇ દ્રૌપદી, નકુલ તથા સહદેવના વિચારોને પણ જાણી લઇ તેઓ હસ્તિનાપુરમાં ગયા. ત્યાં શ્રી કૃષ્ણના સન્માન માટે ધૃતરાષ્ટ્રે શહેરને શણગારી તેમને માટે ઉત્તમ ઉતારાની ગોઠવણ કરી હતી. કુંતીને મળી તેની આશ્વાંસના કરી શ્રી કૃષ્ણ સભામાં ગયા અને ત્યાં ભીષ્મ દ્રોણાદિકના સાંભળતાં ધૃતરાષ્ટ્ર રાજાને ઘણી ઘણી રીતે સમજાવી છેવટ દુર્યોધનને પણ ઘણા આકરા શબ્દોમાં જાહેર રીતે સમજાવ્યો. શ્રી કૃષ્ણને પોતાની ઉપર વચન પ્રહાર કરતા નહિ સાંખી શકવાથી દુર્યોધને કર્ણ, દુઃશાસન અને શકુનિની સલાહથી તેમને કેદ કરી લેવાની તજવીજ કરવા માંડી પણ શ્રી કૃષ્ણની સાથે આવેલો ચતુર સાત્યકિ એકદમ તે સઘળી વાત સમજી ગયો અને સભામાં આવી શ્રી કૃષ્ણને ચેતવણી આપી પછી સઘળી સભા સાંભળતાં ઊંચા સ્વરથી બોલ્યો કે "મૂઢ બુદ્ધિવાળા દુર્યોધનાદિ લોકો જેમ બાળકો અગ્નિને લુગડાથી પકડી લેવા ધારે તેમ શ્રી કૃષ્ણને પકડી લેવા ધારે છે."

સાત્યકિનું વચન સાંભળી સઘળી સભા ચકિત થઇ ગઇ અને દુર્યોધનની ઉપર ધિક્કારની વૃષ્ટિ પડવા લાગી. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી દુર્યોધનને વિદુર સભામાં બોલાવી લાવ્યા. ધૃતરાષ્ટ્રે તેને કહ્યું કે "નીચ પાપી ! ક્ષુદ્ર લોકોની સાથે મળી તું ક્ષુદ્ર કામ કરવા ધારે છે ? જેને ઇંદ્રાદિ દેવતાઓ પણ પકડી શકે નહિ તેને તું પકડી શકશે ? ધિક્કાર છે તને."

"દુર્યોધન ! તું મને એકલો સમજી પકડવા ધારતો હશે પણ હું એકલો નથી એમ તારે સમજવું જોઇએ. જો, મારી સામે નજર કર" આમ બોલી શ્રી કૃષ્ણે હાસ્ય કરતાંજ તેમનાં નેત્રો, નાક તથા કાનમાંથી ધૂમાડાવાળી મહા ભયંકર અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી. લલાટમાં બ્રહ્મા, છાતીમાં રૂદ્ર, મુખમાં અગ્નિ, જમણા હાથમાં અર્જુન, ડાબા હાથમાં બલભદ્ર, પીઠમાં પાંડવો, અંગોમાં યાદવો અને રૂંવાડાનાં છિદ્રોમાં અનેક બ્રહ્માંડો દેખાવા લાગ્યાં.

શ્રી કૃષ્ણનું આ વિરાટરૂપ જોઇ દ્રોણ, ભીષ્મ, વિદુર અને સંજય એ સિવાય બીજા બધા લોકો પોતાનાં નેત્રો વીંચી ગયા. શ્રી કૃષ્ણની કરૂણાથી રાજા ધૃતરાષ્ટ્ર પણ તે દિવ્ય સ્વરૂપ જોવા લાગ્યો. ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા, દેવતાઓનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં, પુષ્પોની વૃષ્ટિ થવા લાગી, પૃથ્વી ચલાયમાન થવા લાગી અને સમુદ્રો ક્ષોભ પામવા લાગ્યા. જરાવારમાં પોતાનું આ દિવ્ય સ્વરૂપ શમાવી પ્રથમના જેવા સ્વરૂપથી સાત્યકિ તથા કૃતવર્માનો હાથ પકડી સભામાંથી સર્વની રજા લઇ શ્રી કૃષ્ણ બહાર આવી ચાલતા થયા જેની સાથે કૌરવોના કલ્યાણે પણ પ્રયાણ કર્યું.

શ્રી કૃષ્ણ ઉપપ્લવ્ય તરફ આવવાની ધારણાથી સભાના દ્વાર આગળથી ચાલી નિકળ્યા પછી કુંતીના મકાન તરફ વળ્યા. કુંતીને ત્યાં જઇ સર્વ ખબર દઇ શ્રી કૃષ્ણે પાંડવોને આપવાના સમાચાર માગતાં કુંતી બોલ્યાં કે "તમારે યુધિષ્ઠિરને કહેવું કે તમારા જન્મ સમયમાં મેં કદી પણ ધાર્યું ન હતું કે તમે આમ ઋષિમુનિની પેઠે વર્ત્તશો. તમે હાથના પરાક્રમથી જીવિકા મેળવનારા ક્ષત્રિય છો એ વાત ધ્યાનમાં રાખી પોતાના ગયેલા ગરાસને પાછો વાળો. ક્ષત્રિય જાતિમાં અવતરી જેને ક્રોધજ ન ચડે એવો પુરૂષ નપુંસકની પંક્તિમાં ગણાય છે. તમો કોતરાના અગ્નિની પેઠે ધુંધવોમાં પણ ટીંબરના ઉંબાડીયાની પેઠે બેઘડીવાર પણ પ્રજ્વલિત થાઓ. સંતોષ અને દયા એઓ લક્ષ્મીને હણીજ નાખે છે. જેમાં સાંજે કે સવારે શું ખાશું ? એવી ચિંતા રહ્યા કરે તે સ્થિતિ જેવી બીજી કોઇ પણ સ્થિતિ ખરાબ નથી. જે ક્ષત્રિય જીવતો રહેવાની આશાથી યથાશક્તિ પરાક્રમ ન દેખાડે તેને ક્ષત્રિય નહિ પણ ચોરજ સમજવો જોઇએ. યુદ્ધમાં જય થાય તો રાજ્ય મળે છે અને મરણ થાય તો સ્વર્ગ મળે છે માટે યુદ્ધ કોઇ રીતે હાનિકારક નથી. યુદ્ધનો આ સમય પ્રાપ્ત થયા છતાં જો તમે યુદ્ધ નહિ કરો તો મોટી અપકીર્ત્તિનું પાત્ર થશો. આ સમયમાં હું તમને આ પ્રમાણે ખરી વાત ન કહું તો મારી જાતને કલંક લાગે. શ્રી કૃષ્ણ ! યુધિષ્ઠિરને કહેજો કે જે ક્ષત્રિય જાતની સ્ત્રી ઉદ્યોગ વગરના નમાલા પુત્રને જોઇને રાજી થાય તેને ધિક્કાર છે."

કુંતીનાં વચનો સાંભળી તે સર્વનો સ્વીકાર કરી તેને નમી વળાવવા આવેલા ભીષ્મ વગેરેને રજા દઇ કર્ણને પોતાની સાથે રથમાં બેસાડી શ્રી કૃષ્ણ પોતાની સેના સહિત હસ્તિનાપુરમાંથી બહાર નિકળ્યા. રસ્તામાં કર્ણને પાંડ-

વોના પક્ષમાં ખેંચવાની શ્રી કૃષ્ણે ઘણી ઘણી યુક્તિઓ કરી તથા "તું અધિરથનો રાધાથી ઉત્પન્ન થયેલો પુત્ર નથી પણ સૂર્યના વીર્યથી ઉત્પન્ન થયેલો કુંતીનો પુત્ર છે માટે પાંડવોની સાથે મળી પાંડુના હકનું રાજ્ય ભોગવ" વગેરે ઘણી ઘણી રીતે સમજાવ્યો પણ કર્ણ ઘણાં ઘણાં કારણો જણાવી ચલાયમાન નહિ થતાં તેને રજા આપી શ્રી કૃષ્ણ ઉપપ્લવ્યમાં આવ્યા.

શ્રી કૃષ્ણે હસ્તિનાપુરમાંથી આવી પાંડવોને સઘળા ખબર આપતાં તથા કૌરવો ભીષ્મને સેનાપતિ કરી કુરૂક્ષેત્રમાં પણ પહોંચી ચૂક્યા છે એમ જણાવતાં પાંડવો પણ શ્રીકૃષ્ણના આશ્રય નીચેજ પોતાના સમગ્ર સૈન્ય સહિત કુરૂક્ષેત્રમાં આવ્યા. ત્યાં મહાભારત યુદ્ધ ચાલતું થવા પહેલાં સામા પક્ષમાં પોતાના સર્વ સંબંધીઓ અને ગુરૂજનોને જોઇ અર્જુનનું અંતઃકરણ યુદ્ધ કરવાથી પાછું હઠવા માંડતાં અને મોહમાં ડૂબવા લાગતાં શ્રી કૃષ્ણે તત્વના નિર્ણયવાળો કેટલોક બોધ કરી તેને પાછો ઠેકાણે આણ્યો. યુદ્ધ ચાલતું થયું અને તેમાં ભીષ્મના પ્રભાવથી પોતાના સૈન્યને અપાર પીડા પામતું જોઇ પહેલા દિવસની સાંજે ઉતારામાં આવી મુંઝાવા લાગેલા યુધિષ્ઠિરને તેમણે ધીરજ આપી ધૃષ્ટદ્યુમ્નને પાસે બોલાવી તેના મોહોડાથી પણ તેમને હિંમત અપાવી જેથી યુધિષ્ઠિર રાજી થયા. બીજે દિવસ પણ એ પ્રમાણેજ યુદ્ધ ચાલ્યું અને ત્રીજે દિવસ ભીષ્મને યુદ્ધમાં વધતા જતા, અર્જુનને કોમળ યુદ્ધ કરતો, સાત્યકિએ પડકારવા છતાં પણ સેના પાછી હઠવા માંડતાં અને તેથી પાંડવો ગભરાવા લાગતાં શ્રી કૃષ્ણ પોતાના ભક્ત પાંડવોનું ભલું કરવા સારૂ હથિયાર ધારણ ન કરવાની પોતાની પ્રતિજ્ઞાને પણ એક બાજુ છોડી અર્જુનના રથના ઘોડાઓની રેનને મૂકી દઇ હાથમાં સુદર્શન ચક્ર ધરી સિંહનાદ કરતા કરતા ભીષ્મની સામે દોડ્યા. શ્રી કૃષ્ણને ચક્ર લઇ વેગથી આવતા જોઇ નિર્ભય રીતે બન્ને હાથથી પોતાના ધનુષને ખેંચતાં ખેંચતાં ભીષ્મ બોલ્યા કે "ચક્રપાણિ! પધારો પધારો, તમારા હાથે મરવાથી મારૂં આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થશે. આજ આપે પોતાની પ્રતિજ્ઞા છોડી મારી સામે આવી મને સઘળા વીર લોકો તથા ભક્ત લોકોમાં માનપાત્ર કરેલ છે." ભીષ્મ આ પ્રમાણે બોલતા હતા અને કૃષ્ણ દોડ્યા જતા હતા તેવામાં અર્જુને તરત પોતાના રથમાંથી ઉતરી દશમે પગલે શ્રી કૃષ્ણને પકડ્યા. પકડ્યા છતાં પણ પાતાને ખેંચીને આગળ વધતા શ્રી કૃષ્ણના ચરણમાં પ્રણામ કરી અર્જુને તેમને માંડમાંડ પાછા રથપર લાવી

બેસાડ્યા અને પોતે યુદ્ધમાં જે કોમળતા વાપરતો હતો તેને છોડી દીધી. નવમે દિવસ પણ એવીજ રીતે ભીષ્મને વધતા જતા જોઇ શ્રી કૃષ્ણને દોડવું પડ્યું પરંતુ વળી પાછા અર્જુને તેમને પાછા વાળી રથપર બેસાડ્યા. બારમે દિવસે જ્યારે ભગદત્તના હાથીએ પાંડવોની સેનામાં મોટું રમખાણ મચાવી મૂક્યું અને ભીમ વગેરે સબળા યોદ્ધાઓને કાયર કાયર કરી મૂક્યા ત્યારે શ્રી કૃષ્ણ અર્જુનના રથને એ ભયંકર હાથી સામે હાંક્યો. સર્વ લોકો શ્રી કૃષ્ણ અને અર્જુનને મૃત્યુની દાઢમાં આવેલાજ માનવા લાગ્યા પણ અર્જુન શ્રી કૃષ્ણની રથ હાંકવાની ચતુરાઇથી જાણે ભગદત્તના હાથીને રમાડતો હોય તેમ લડાઇ કરવા લાગ્યો. ભગદત્તે અગ્નિ જેવાં ભયંકર ચૌદ ભાલાંઓ અર્જુન ઉપર ફેંક્યાં પણ તે ભાલાંઓના અર્જુને બબે કટકા કરી નાખી પોતાનાં બાણોથી તે હાથીનું બખતર ત્રોડી નાખ્યું. બખતર તુટી જવાથી એ હાથી ઘણો પીડાવા લાગ્યો. તેના શરીરમાંથી લોહીની ધારાઓ નિકળવા લાગવાથી તે પ્રબળ ધોધવાળો પહાડ હોય એવો દેખાવા લાગ્યો. હાથીની સાથે અર્જુને ભગદત્તને પણ વીંધી નાખ્યો. વ્યથા પામેલા ભગદત્તે બહુજ વેગમાં આવી અકુંશને વૈષ્ણવાસ્ત્રના મંત્રથી મંત્રી અર્જુનની છાતી ઉપર ફેંકતાં શ્રી કૃષ્ણે ઉભા થઇ પોતાની છાતીમાં એ અકુંશ ઝીલી લઇ અર્જુનને બચાવ્યો.

"તમે લડાઇ નહિ કરતાં ફક્ત ઘોડાઓનેજ હાંકવાની પ્રતિજ્ઞા કરી છે તેનું વિસ્મરણ કરી મારો આડો ઘા શા માટે લીધો? જો હું અશક્ત હોઉં અથવા વિપત્તિમાં પડ્યો હોઉં તો આપે આમ કર્યું હોય તો ઠીક, પણ હું સમર્થ છતાં આપે આમ કર્યું એ યોગ્ય નહિ."

"એ અસ્ત્રનું નિવારણ મારા વિના બીજા કોઇથી થઇ શકે એમ ન હોવાથી મેં તેમ કર્યું છે. હવે અસ્ત્રથી રહિત થયેલ એ ઝેર વગરના સર્પ સરખા ભગદત્તને ભલે તમે મારો."

પોતાના મનનું સમાધાન થવાથી અર્જુન પાછો યુદ્ધમાં જોડાયો અને તેણે ભગદત્તના હાથીને મારી નાખી શ્રી કૃષ્ણની સૂચનાપરથી તેણે ઘડપણને લીધે પોતાની વીંચાઇ જતી આંખોપર પાટા બાંધ્યા હતા તેને પણ ત્રોડી નાખી તેની આંખો રોકાઇ જવાથી તે આંધળા જેવો બની જતાં એક અર્ધચંદ્રાકાર બાણથી તેને પણ મારી નાખ્યો.

યુદ્ધના તેરમા દિવસમાં દ્રોણે ચક્રવ્યૂહ રચી છ મહારથીઓ ભેળા મળી

અભિમન્યુને મારતાં એ ખબર પડવાથી અર્જુન જ્યારે શોકસાગરમાં ડૂબવા લાગ્યો ત્યારે શ્રી કૃષ્ણે તેની આશ્વાસના કરી કે "યુદ્ધભૂમિમાં સામે પગલે મરણ પામેલનો શોક ન કરવો જોઇએ અને ક્ષત્રિયનો પુત્ર ઘરમાં મરણ પામે એ મોટું કલંક છે." વગેરે વચનો કહી તેને સમજાવી અંતઃપુરમાં જઇ સુભદ્રાની આશ્વાસના કરતાં કહ્યું કે "બ્હેન! શોક કરોમાં, ઉત્તરાને ધીરજ આપો. અમો ઇચ્છીએ છીએ કે અમારા કુળના દરેક પુરૂષને અભિમન્યુના જેવી ગતિ હોજો" એ પ્રમાણે બીજી પણ કેટલીએક ધીરજ આપી શ્રી કૃષ્ણ પાંછા અર્જુન પાસે આવ્યા. બીજા દિવસની સવારમાં અર્જુનની પ્રતિજ્ઞા પ્રમાણે શ્રી કૃષ્ણ તથા અર્જુન યુધિષ્ઠિરને નમી સ્વસ્તિવાચન કરાવી જયદ્રથને મારવા ચાલ્યા. દ્રોણની સામે ઝાઝો વખત લડવું એ નિષ્ફળ છે એમ જાણી શ્રી કૃષ્ણે અર્જુનની સંમતિથી દ્રોણને જમણા પડખામાં રાખી રથને વ્યૂહની અંદર ઘુસાડી દીધો. ઘણે દૂર જતાં અને રથ તાણવામાં હાથી ઘોડા વગેરેનાં શબો આડાં આવવાથી ઘણી મહેનત પડતાં તેમજ ઘણાં ઘણાં બાણો ખુંચી જતાં અર્જુનના રથના ઘોડા થાકેલા જોવામાં આવવાથી શ્રી કૃષ્ણે અર્જુનના હાથથી બાણોનું એક ઘર તૈયાર કરાવી, બાણથી ધરતીને વીંધી તેમાંથી ઉછળેલા પાણી વડે ઘોડાઓને ધમારી અંદર લઇ જઇ શલ્યો કહાડી નાખી જોગાણ ખવરાવી પાણી પાઇ પાછા રથમાં જોડ્યા. આ વખત શ્રી કૃષ્ણ અને અર્જુનનો ચમત્કાર જોઇ શત્રુઓ ત્રાસ પામવા લાગ્યા. થોડીવારમાં ચિંતાતુર યુધિષ્ઠિરના મોકલવાથી ખબર કહાડવા આવતા સાત્યકિને અર્જુને જોયો અને તેની લગભગ ભીમ પણ આવી પહોંચ્યો. સાત્યકિ થાકેલો હોવાથી ભૂરિશ્રવાએ તેને પછાડી તેનું મસ્તક કાપવાની તૈયારી કરતાં શ્રી કૃષ્ણે અર્જુનને સૂચના આપી તેના બાણ વડે ભૂરિશ્રવાનો તરવારવાળો હાથ કપાવી નાખ્યો.

આ વખતે લગભગ સૂર્યાસ્તનો સમય આવી પહોંચ્યો હતો. સૂર્યાસ્તની અંદર જયદ્રથને ન મારી શકાય તો અર્જુને બળી મરવાની પ્રતિજ્ઞા કરેલી હોવાથી શ્રી કૃષ્ણને ચિંતા થવા લાગી. તેથી તેમણે અર્જુનને ચેતવણી આપીને પોતાની યોગશક્તિથી અંધકાર ઉત્પન્ન કર્યો અને તેને લીધે સૂર્યાસ્ત થયો જાણી સર્વ યોદ્ધાઓ રાજી થવા લાગ્યા અને ઉંચે જોઇ સૂર્યાસ્તનો નિશ્ચય કરવા લાગ્યા. જયદ્રથ નિર્ભય થયો અને મહારથીઓના યૂથથી છૂટો પડી

આકાશમાં જોવા લાગ્યો.

"સૂર્ય આથમે છે માટે જયદ્રથનું માથું તરત કાપી નાખો અને તેનું માથું એવી યુક્તિથી ઉડાવો કે તેનો બાપ વૃદ્ધક્ષત્ર આ રણભૂમિથી થોડેજ છેટે તપ કરે છે ત્યાં તેના ખોળામાં પડે. કારણ કે જયદ્રથના મસ્તકને પૃથ્વીપર પાડે તેના મસ્તકના સો કટકા થઇ જાય એમ વૃદ્ધક્ષત્રે જયદ્રથને આશીષ આપી છે માટે તે આશીષ તેનેજ ફળીભૂત થાય તેમ કરો."

શ્રી કૃષ્ણનાં વચન સાંભળી અર્જુને વજ્રાસ્ત્રના પ્રયોગથી જયદ્રથના મસ્તકને તરત ઉડાવી દીધું અને બીજાં બાણોના યોગથી તેને અધર ને અધર આકાશમાં ચલાવી તેના પિતાના ખોળામાં નાખ્યું. તેનો પિતા પ્રાણાયામ કરતો હતો તેથી તેને એ મસ્તક આવી પડવાની કશી ખબર રહી નહિ. પ્રાણાયામ પૂરો કરી વૃદ્ધક્ષત્ર ઉઠવા ગયો કે તરતજ તેના ખોળામાંથી જયદ્રથનું મસ્તક નીચે પડી ગયું અને તે વખતેજ વૃદ્ધક્ષત્રના મસ્તકના પણ સો કટકા થઇ ગયા.

પ્રતિજ્ઞા સફળ કરી લડાઇમાં વિજય મેળવી પોતા પાસે પાછા આવતા શ્રી કૃષ્ણ અને અર્જુનને જોઇ યુધિષ્ઠિર હર્ષનાં અશ્રુઓથી ઘેરાઇ ગયા. તેમણે શ્રી કૃષ્ણને કહ્યું કે "તમો બન્નેને આજ મોટા બોજામાંથી મુક્ત થઇ આવેલા દેખું છું તેમાં હું મારા ભાગ્યની મહત્તા માનતો નથી પણ આપનીજ મહત્તા માનુંછું. આપના આશ્રયથીજ મેં યુદ્ધનો ઝુંડો ઉઠાવેલ છે અને આપના આશ્રયથીજ અમારો વિજય થશે એમાં કશો સંશય નથી."

"અમો તો નિમિત્તમાત્ર છીએ. તમારૂં તપ, ધર્મ, ભલાઇ અને સરલપણાના પ્રભાવથીજ પાપી જયદ્રથ મરણ પામ્યો છે. આપના આશીર્વાદના પ્રભાવને લીધેજ અર્જુને હજારો યોદ્ધાઓને મારી જયદ્રથને માર્યો છે. આપના કોપરૂપી અગ્નિથીજ કૌરવોના મોટા યોદ્ધાઓ તથા જયદ્રથ બળી ગયેલ છે. હવે પણ જે શત્રુઓ મરશે તે પણ આપના કોપરૂપી અગ્નિથીજ મરી જશે. જેઓના ઉપર તમારો કોપ છે તેઓ કદી પણ મૃત્યુને વશ્ય થયા વિના રહેવાના નથી."

આ પ્રમાણે યુધિષ્ઠિર અને શ્રી કૃષ્ણ પરસ્પર બોલતા હતા તેટલામાં દુર્યોધનનાં દુર્વચનોથી પીડાયેલા દ્રોણાચાર્યે રાત્રિયુદ્ધ શરૂ કરી દીધું. યુદ્ધ ચાલતાં મધ્ય રાત્રિ થવા આવી હતી અને કર્ણનું પરાક્રમ બહુજ વધતું જતું હતું તે વખતે અર્જુને કર્ણની સામે થવા તૈયારી કરી પણ શ્રી કૃષ્ણે ઘટોત્ક-

ચને કર્ણની સામે મોકલવો એવી સલાહ આપી. ઘટોત્કચને કર્ણની સામે મોકલવામાં આવતાં તે પોતાની માયાના પ્રભાવથી કર્ણને મુંઝાવવા લાગ્યો અને બહુજ જોસ બતાવવા લાગ્યો. "ઘટોત્કચ કર્ણને જરૂર મારશે" એમ જણાતાં કૌરવોના યોદ્ધાઓ કર્ણને સમજાવવા લાગ્યા કે "તારી પાસે ઈંદ્રની આપેલી સાંગ છે તેથી આ રાક્ષસને મારી નાખ. અર્જુન તથા ભીમ તો હજુ પછવાડે છે પણ તે પહેલાંજ આ રાક્ષસ આપણને મારી નાખશે." આ પ્રમાણે કૌરવોનાં વચન સાંભળી અને સઘળા સૈન્યને ત્રાશ પામતું જોઇ કર્ણે મૃત્યુની બેહેન જેવી ઈંદ્રની સાંગ ઘટોત્કચ ઉપર નાખી. એ સાંગે ઘટોત્કચની છાતીને ભેદી નાખી. ઘટોત્કચ મરતી વખતે પણ પાંડવોનું હિત કરવા વાસ્તે પર્વત જેવડું રૂપ ધરી કૌરવોની સેનાપર પડ્યો, તેથી કૌરવોની સેનાનો મોટો ભાગ ચગદાઇ ગયો.

ઘટોત્કચને મરણ પામેલો જોઈ શત્રુઓ સિંહનાદ કરવા લાગ્યા અને પાંડવો રોવા લાગ્યા. પરંતુ શ્રી કૃષ્ણ તો મોટા આનંદથી ગર્જના કરી ઘોડાઓની રેન છોડી દઇ અર્જુનનું આલિંગન કરી નાચવા લાગ્યા. કૃષ્ણને આ ખેદને વખતે હર્ષ પામતા જોઇ અર્જુને તેનું કારણ પૂછ્યું.

"જ્યાં સૂધી ઈંદ્રની સાંગ કર્ણના હાથમાં હતી ત્યાં સૂધી હું તમને મુવેલાજ દેખતો હતો. પણ તે સાંગ ઘટોત્કચને મારતાં કર્ણના હાથમાંથી જતી રહેવાથી હવે હું કર્ણનેજ મુવેલો દેખું છું. જ્યાં સૂધી કર્ણની પાસે એ સાંગ હતી ત્યાં સૂધી કર્ણને હું કે તમે કોઇ રીતે જીતી શકીએ તેમ નહોતું. આજ દીવસ સૂધી કર્ણ દેવ સમાન હતો પણ હવે તે સાધારણ માણસ જેવોજ રહ્યો છે. અત્યાર સૂધીમાં જ્યારે જ્યારે તમારા બે વચ્ચે યુદ્ધ કરવાનો પ્રસંગ આવતો હતો ત્યારે ત્યારે હું તમારા રથને ફેરવી બીજે ઠેકાણે લઇ જતો હતો. ઘટોત્કચ આપણા પક્ષનો હતો, પણ તેના મરવાથી તમે બચ્યા છો. વળી પણ તે દુષ્ટ રાક્ષસના હાથથી હજારો ગાયો તથા બ્રાહ્મણોનો નાશ થતો અટક્યો તેથી હું રાજી થાઉં છું. કર્ણ જ્યારે જ્યારે તમારી ઉપર સાંગ મેલવા ધારતો હતો ત્યારે ત્યારે હું મારી યોગ શક્તિથી કર્ણને વિસ્મરણ આપ્યા કરતો હતો." આ પ્રમાણે શ્રી કૃષ્ણનાં વચન સાંભળી અર્જુન શાંત થયો અને ઉત્સાહ પામી શત્રુઓને મારવા લાગ્યો. પણ યુધિષ્ઠિર રોવા લાગ્યા અને સંજ્ઞા પ્રાપ્ત થતાં બોલ્યા કે "યુદ્ધનો આરંભ થયો તેની પહેલાં તથા પછીથી પણ

આજ સૂધીમાં જેણે મારે વાસ્તે અનેક દુષ્કર કામો કર્યાં છે તે ઘટોત્કચ આજ મારે વાસ્તે યુદ્ધમાં મરણ પામ્યો. અરે, મારાથી તેને કોઇ પણ જાતનો બદલો દઇ શકાયોજ નહિ. ભીમ અને અર્જુનના બળનો અનાદર કરી ઘટોત્કચને મારી કૌરવો ગર્જના કરે છે એ મારાથી સહન થતું નથી. અભિમન્યુ માર્યો ગયો ત્યારે તો અર્જુન હાજર ન હતો અને અમને પણ જયદ્રથે રોકી મૂક્યા હતા. પણ આ સમય તો આપણે સઘળા હાજર છતાં ઘટોત્કચ માર્યો ગયો એ મોટી શરમની વાત છે. અર્જુને થોડા કારણને વાસ્તે જયદ્રથને માર્યો તેથી હું રાજી થતો નથી. અર્જુનના મનમાં ખરેખર શત્રુનેજ મારવાનું હતું તો સૌથી પહેલાં દ્રોણ અને કર્ણનેજ મારવા જોઇતા હતા, કારણ કે દુર્યોધનનો મુખ્ય આધાર હવે તેઓના ઉપરજ છે." આમ બોલતાં બોલતાં યુધિષ્ઠિર પોતેજ કર્ણને મારવા જવા લાગ્યા.

"કર્ણને મારવા જતાં કયાંક યુધિષ્ઠિર પોતેજ મરી જશે માટે તેમની ઉપેક્ષા ન કરવી જોઇએ." એવા વિચારથી શ્રી કૃષ્ણે તેમને પાછા વાળ્યા અને ઘટોત્કચ બાબત શોક ન કરવા કેટલીએક સાંત્વના કરી અને કહ્યું કે "ઘટોત્કચ તમારો ઉપકારી હતો પણ ધર્મનો દ્વેષી હતો. ઘટોત્કચ મરણ પામી દિવ્ય લોકમાં ગયો એ પણ પરમલાભ થયો એમ સમજવું જોઇએ. તમારે ક્રોધના આવેશથી કર્ણની સામે જવું ન જોઇએ. તમારે તમારા બળનો વિચાર કરવો જોઇએ." શ્રી કૃષ્ણે આમ સમજાવવાથી યુધિષ્ઠિર શાંત થયા.

રાત્રિ યુદ્ધ થઇ ગયા પછી બીજે દિવસ સવારમાં દુર્યોધનનાં મર્મસ્પર્શી વચનોથી વેગમાં આવેલા દ્રોણે અસ્ત્ર નહિ જાણનારાઓને પણ અસ્ત્રના પ્રયોગોથી મારવા માંડ્યા. જે કોઇ તેના સપાટામાં આવ્યો તે મરવા લાગ્યો. ગ્રીષ્મઋતુના મધ્યાન્હના સૂર્ય સામે જોવાને જેમ લોકો અશક્ત બને તેમ મોટા મોટા યોદ્ધાઓ પણ દ્રોણની સામે જોવાને અશક્ત થઇ ગયા. "અર્જુન દ્રોણને ગુરૂ જાણી તેનાપર ક્રૂરતા વાપરતો નથી અને દ્રોણ પોતાની સઘળી શક્તિ આપણા સૈન્ય ઉપર વાપરે છે" એમ જોઇ યુધિષ્ઠિર ગભરાયા. યુધિષ્ઠિરને ગભરાયેલા જોઇ મહા પ્રપંચી શ્રી કૃષ્ણે અર્જુનની સામે જોઇ કહ્યું કે "જ્યાં સૂધી દ્રોણના હાથમાં શસ્ત્રો હશે ત્યાં સૂધી તે કદી પણ મરશે નહિ, માટે હવે ધર્મને છોડી દઇ કેવળ જયનોજ ઉપાય ગોઠવવો જોઇએ. જો અશ્વ-

ત્થામા મરે તો દ્રોણ શસ્ત્રો છોડી દે, પણ અશ્વત્થામા મરે એવો નથી માટે કોઇ મનુષ્યના મોહોડાથી દ્રોણને અશ્વત્થામાના મરણની ખોટી ખબર આપીએ." શ્રી કૃષ્ણની આ સલ્લાહ એક અર્જુન સિવાય પાંડવોના સઘળા યોદ્ધાઓને પસંદ પડી. યુધિષ્ટિર પણ પોતાની અરૂચિ છતાં માંડ માંડ એકમત થયા. આ વખતે ભીમે માળવાના રાજા ઇંદ્રવર્માના અશ્વત્થામા નામના હાથીને ગદાથી મારી દ્રોણની સામે થઇ ઉંચા સ્વરથી જાહેર કર્યું કે "અશ્વત્થામા મરણ પામ્યો."

ભીમનું આ અતિ અપ્રિય વચન સાંભળી દ્રોણાચાર્ય મનમાં બહુજ લેવાઇ ગયા. જળમાં રેતીના ઢગલાની પેઠે દ્રોણનું શરીર શિથિળ થઇ ગયું. તોપણ ભીમના વચન ઉપર સંદેહ રહેવાથી તેણે સત્યવાદી યુધિષ્ઠિરને પૂછવાનો નિશ્ચય કરી તેના તરફ જવાનું મન કર્યું. આચાર્યનો અભિપ્રાય જાણી શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરની પાસે પહોંચી જઇ તેને કહ્યું કે "દ્રોણ જો હવે અરધો દિવસ પણ યુદ્ધ કરશે તો આપણી સઘળી સેનાનો નાશ થશે. આ વખતે સત્યને વળગી રહેવાનું નથી. પ્રાણને બચાવવા વાસ્તે ખોટું બોલવામાં કશું પાપ નથી. દ્રોણ તમને પૂછવા આવે છે માટે તમારે તેને અશ્વત્થામાના મરણની હા કહેવી. તમે સત્યવક્તા કહેવાઓ છો તેથી તમારા વચનને સાચું માની દ્રોણ હથિયાર છોડી દેશે. વળી ભીમે હમણાજ અશ્વત્થામા નામના હાથીને મારેલો છે તેથી એક રીતે તમારૂં વચન સત્ય પણ ગણાશે." આવી રીતે શ્રી કૃષ્ણના કહેવાથી તથા અર્જુન સિવાય ભીમ વગેરે સઘળા યોદ્ધાઓએ તેમ કરવાનું દબાણ કરવાથી યુધિષ્ઠિરે તેમ બોલવાની હા પાડી. અને જ્યારે દ્રોણે પૂછ્યું ત્યારે તેણે શ્રી કૃષ્ણના કહેવા પ્રમાણે પ્રપંચથી તેને કહ્યું કે અશ્વત્થામા મુવો—પણ હાથી." આ વાક્યના છેલ્લા ચાર અક્ષરો યુધિષ્ટિર ધીમેથી બોલ્યા જેથી તે અક્ષરો દ્રોણાચાર્યને કાને પડ્યા નહિ તેથી દ્રોણાચાર્યે હથિઆર છોડી દીધાં અને ધૃષ્ટદ્યુમ્ને તેમનું માથું કાપી નાખ્યું. ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનું મસ્તક તેણે હથિયાર છોડી દીધા પછી કાપ્યું તેથી અર્જુનને બહુજ માઠું લાગ્યું. ધૃષ્ટદ્યુમ્ન અને યુધિષ્ઠિરને તેણે બહુ બહુ ઠપકો આપ્યો. ધૃષ્ટદ્યુમ્ને સામો જવાબ વાળતાં અર્જુનના શિષ્ય સાત્યકિએ તેને ધિક્કારવા માંડયો જેથી તેના વચ્ચે બોલાચાલી વધી જતાં શ્રી કૃષ્ણે તેઓને શાંત પાડ્યા. તેવામાં પિતાના મરણથી ક્રોધ પામેલા અશ્વત્થામાએ નારાયણાસ્ત્રનો પ્રયોગ કરતાં તેમાંથી હજારો હથિયારો

પાંડવોની સેના ઉપર આવી પડવા લાગ્યાં. અર્જુન ત્રાહિતની પેઠે ઉભો રહ્યો અને શ્રી કૃષ્ણે પણ બીજા યોદ્ધાઓને હથિયાર છોડી દેવાની ચેતવણી આપી. કારણ કે જો સામાં હથિયાર ધરવામાં આવે તો નારાયણાસ્ત્ર વિશેષ વૃદ્ધિ પામતું જાય એવો તેનો પ્રભાવ હતો. સર્વેએ હથિયારો છોડયાં પણ ભીમ અભિમાનથી હથિયાર ધરી નારાયણાસ્ત્ર સામે ઉભો રહ્યો તેથી એ અસ્ત્ર એકલા ભીમ ઉપરજ આવી પડયુ. ભીમનો રથ જાણે અગ્નિમાં પેઠેલો હોય તેમ એ અસ્ત્રના તણખાઓમાં વીંટાઇ જતાં પણ ભીમ ગર્જના કરવા લાગ્યો તેમ તેમ અસ્ત્ર વૃદ્ધિ પામવા લાગ્યું. જેથી શ્રી કૃષ્ણે અને અર્જુને યોગશક્તિથી તેમાં પેસી ભીમને પરાણે હથિયાર છોડાવી બહાર કાઢયો. અને શ્રી કૃષ્ણે સમજાવ્યો કે "આ સમય યુદ્ધ કરવાનો નથી. હવે અમારૂં માનો તો ઠીક." આથી ભીમ શાંત થયો અને તેની સાથે અશ્વત્થામાનું નારાયણાસ્ત્ર પણ શાંત પડી ગયું. છેવટ પોતાની સઘળી ક્રિયાઓ શ્રી કૃષ્ણની યુક્તિથી નિષ્ફળ જતાં. "હાય હાય! આ સઘળું મિથ્યા થાય છે." એમ બોલી અશ્વત્થામા યુદ્ધમાંથી ભાગી ગયો.

દ્રોણના મરણ પછી દુર્યોધને કર્ણને સેનાપતિ બનાવ્યો. કર્ણ પોતાના યુદ્ધમાં બીજે દિવસે પોતાની સામે આવેલા યુધિષ્ઠિરને અર્જુનની ગેરહાજરીમાં એવા જખમી કર્યા અને દુર્વચનો સંભળાવી તેનું એવું અપમાન કર્યું કે જેથી તેને મરવા કરતાં પણ વધારે દુઃખ થયું. યુધિષ્ઠિર ઉતારામાં જઇ સૂતા અને એ વાતની ખબર પડતાં શ્રી કૃષ્ણ અર્જુનને યુદ્ધ ભૂમિમાંથી લઇ ત્યાં તેમને જોવા આવ્યા. અર્જુનને જોઇ યુધિષ્ઠિરે કર્ણના મરણના ખબર પૂછ્યા. અર્જુને જણાવ્યું કે "આપ જખમી થયાના ખબર મળતાં હું આપને જોવા માટે આવ્યોછું. હવે યુદ્ધભૂમિમાં જઇ તેનું મસ્તક ઉડાવીશ."

યુધિષ્ઠિર કે જે બહુ પીડાવાથી કર્ણના મરણની રાહજ જોયા કરતા હતા તેણે જ્યારે "અર્જુને હજી કર્ણને માર્યો નથી" એમ જાણ્યું ત્યારે તે ક્રોધાવિષ્ટ થઇ બોલવા લાગ્યા કે "ધિક્કાર છે તને. કેવળ બીકને લીધેજ કર્ણથી કાયર થઇ લડાઇમાં ભીમને એકલો મૂકી તું અહીં આવતો રહ્યો? આ વખત જો અભિમન્યુ કે ઘટોત્કચ જીવતા હોય તો તેઓ કર્ણને માર્યા વિના કદી છોડે નહિ. કર્ણને માર્યા વગર તું મને મોઢું દેખાડતાં કેમ લજાતો નથી? તું તારૂં ગાંડીવ ધનુષ શ્રી કૃષ્ણને આપીદે એટલે તે કર્ણને મારી

નાખશે. તારા ગાંડીવ ધનુષને, તારા જીવિતને અને મારા જીવિતને પણ ધિક્કાર છે."

ભાઇના મોહોડામાંથી કદી પણ ન નિકળે એવાં કઠોર વચનો સાંભળી અર્જુન તાતોમાતો થઇ ગયો. તેણે યુધિષ્ઠિરની સામે કરડી નજર કરી એકદમ મ્યાનમાંથી તરવાર ખેંચી. શ્રી કૃષ્ણ તેનો અભિપ્રાય ચેતી ગયા. અને બોલ્યા કે "અર્જુન! અહીં કોઇ શત્રૂ ઉભેલો જોવામાં નથી આવતો છતાં આ તરવાર કેમ ખેંચી? તમને કાંઇ ભ્રમ તો નથી થયો?"

"ગાંડીવ બીજાને આપી દે" એમ જે કોઇ મને કહે તેનું માથું કાપી નાખવું એ મારી જગજાહેર પ્રતિજ્ઞા છે. માટે આ નીચ યુધિષ્ઠિરનું માથું કાપી હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ."

"ધિક્કાર! ધિક્કાર! તમે વૃદ્ધજનોનું સેવન કર્યું નથી અને ધર્મ સંબંધી પણ કશું જ્ઞાન મેળવ્યું નથી એ ખબર મને આજેજ પડી. પોતાનું વચન ખોટું પડવા દેવું પણ કોઇની હિંસા ન કરવી એ ધર્મનું મૂળ તત્વ છે. યુધિષ્ઠિર તમારા પિતા તથા ગુરૂ સમાન છે તેઓ કર્ણનાં બાણોથી બહુજ જખમી થયા છે તેથી કર્ણને મારવા તમને ચાનક ચડાવવા માટેજ કઠોર વચનો બોલ્યા છે. તમારે તમારી પ્રતિજ્ઞા પાળવી હોય તો યુધિષ્ઠિરને "તું" કહીને બોલાવો એટલે તેનો વધ થયો ગણાશે. ગુરૂજનને તું કહીને બોલાવવામાં આવે એટલે તેનો વધ થયો એમજ સમજાય છે. વાસ્તે તેમ કરી પછી તમે યુધિષ્ઠિરના પગમાં પ્રણામ કરી સાંત્વના કરશો એટલે તે તમારા ઉપર કોપ નહિ કરે. આમ કરવાથી તમને પ્રતિજ્ઞાભંગ અને મોટાભાઇને મારવાનું પાપ પણ લાગશે નહિ."

શ્રી કૃષ્ણે બતાવેલ યુક્તિ ઉપરથી અર્જુને યુધિષ્ઠિરને તુંકારથી ઘણાં ઘણાં કઠોર વચનો સંભળાવા માંડયાં. કઠોર વચનો બોલતાં બોલતાં તેણે વળી પાછી તરવાર ખેંચી. શ્રી કૃષ્ણે બીજી વખત તરવાર ખેંચવાનું કારણ પૂછતાં તેણે જવાબ આપ્યો કે પિતાતુલ્ય મોટાભાઇનું અપમાન કરી હું અપરાધી થયોછું. માટે હવે હું મારા હાથથી મારૂંજ મસ્તક ઉડાવી દેવા ધારૂંછું".

"અર્જુન! વિચાર કરો કે મોટાભાઇનું અપમાન માત્ર કરવાથીજ જ્યારે તમને આટલો બધો પશ્ચાત્તાપ થાય છે ત્યારે જો તમોએ તેનો વધ કર્યો હોત તો તમોને કેટલો પશ્ચાત્તાપ થાત? માટે સમજો કે ધર્મનું તત્વ અતિ સૂક્ષ્મ

છે. આ વખતે હું તમને સલાહ આપુંછું કે પોતાની જીભથી પોતાનાં વખાણ કરવાં એ આત્મઘાત કર્યા બરાબર છે, માટે તમે પોતે પોતાનાં વખાણ કરો."

શ્રી કૃષ્ણે બીજી વખત પણ આપેલી યોગ્ય સલાહ ઉપરથી અર્જુન ધનુષને નમાવી પોતાના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યો. વખાણ કરતાં કરતાં તેની છાતી ભરાઇ આવી અને નેત્રમાં અશ્રુઓ આવ્યાં. તે યુધિષ્ઠિરના ચરણમાં પ્રણામ કરી બોલ્યો કે "મહારાજ! સત્ય સાચવવા ખાતર હું જે બોલ્યો છું તેની ક્ષમા કરજો. મારૂં જીવિત આપનું પ્રિય કરવા વાસ્તેજ છે." શ્રી કૃષ્ણે પણ યુધિષ્ઠિરને પ્રણામ કરીને કહ્યું કે "મહારાજ! ક્ષમા કરજો. અર્જુને પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે મારી પ્રેરણાથીજ તમારૂં અપમાન કર્યું છે. અમો બન્ને આપને શરણે છીએ. આજ પૃથ્વી કર્ણનું રૂધિર પીશે એમાં કશો સંશય નથી."

"આપ જે કહો છો તે સાચું છે. ભાઇના કુસંપ રૂપ મોટા કષ્ટથી આજ તમોએજ અમોને છોડ્યા છે. અમો તમારી બુદ્ધિરૂપ નૌકા મળવાથીજ દુઃખરૂપ સમુદ્ર તર્યા છીએ."

પછી યુધિષ્ઠિરને પ્રણામ કરી શ્રી કૃષ્ણે રથ તૈયાર કરતાં અર્જુન તેમાં બેસી કર્ણને મારવા માટે ચાલ્યો. રસ્તામાં ચાલતાં શ્રી કૃષ્ણે અર્જુનને ભલામણ આપી કે "આજ કર્ણને મારવામાં તમે પૂરી કાળજી રાખજો, કદાચ અશ્વત્થામાને ગુરૂપુત્ર, કૃપાચાર્યને ગુરૂ, કૃતવર્માને સંબંધી અને શલ્યને મામો સમજી તેઓના ઉપર દયા રાખો તોપણ કર્ણની ઉપર દયા રાખવાનું કાંઇ કારણ નથી. તમારાં સઘળાં કષ્ટોનું મૂળ કર્ણજ છે. દુર્યોધન મને કેદ કરવા તૈયાર થયો હતો તે પણ તેનીજ સલાહથી. અભિમન્યુને મારવામાં પણ તેણેજ મોટો ભાગ લીધો હતો. તમે હસ્તિનાપુરમાંથી વનવાસ માટે નિકળ્યા હતા તે વખતે ઘણાં ઘણાં દુર્વચનો કહેનારો પણ તેજ હતો અને તમને તથા મને મારી નાખવાનું પણ તેજ બકે છે, પાંચાલો મરતા જાય છે તોપણ મરણીયા થઇ લડે છે માટે આજ કર્ણને મારી તમારે તેઓને પણ રાજી કરવા જોઇએ." શ્રી કૃષ્ણની ભલામણ ધ્યાનમાં રાખી અર્જુન યુદ્ધ ભૂમિમાં જઇ કર્ણની સામે થયો. અર્જુનને પોતાની સામે થયેલો જોઇ કર્ણે પોતાના સારથિ શલ્યને પૂછ્યું કે "જો હું આ યુદ્ધમાં કામ આવી જાઉં તો પછી તું શું કરે?" શલ્યે જવાબ વાળ્યો કે "જો તેમ થાય તો પછી હું એકલોજ શ્રી કૃષ્ણ અને અર્જુનને

મારી નાખું." કર્ણની પેઠે અર્જુને પણ પૂછતાં શ્રી કૃષ્ણ બોલ્યા કે "અર્જુન ! સૂર્ય આકાશમાંથી ધરતીપર પડે, સમુદ્ર સૂકાઇ જાય, અગ્નિ શીતળ થઇ જાય અને ચંદ્ર ઉષ્ણ થાય તોપણ કર્ણ તમને મારી શકનાર નથી." આ પ્રમાણે શ્રી કૃષ્ણનું વચન સાંભળી અર્જુને કર્ણની સામે યુદ્ધ કરવા માંડયું. એમના અદ્દ્ભુત યુદ્ધથી દેવતાઓ પણ વિસ્મય પામવા લાગ્યા. છેવટ કર્ણ જયારે અર્જુનથી વધી શકયો નહિ ત્યારે તેણે પોતાના ભરોંસાનું સર્પમય એક મહા ભયંકર બાણ કે જેની તે નિરંતર ધૂપ દીપાદિકથી પૂજા કરતો હતો તેને ધનુષમાં સાંધી અર્જુન ઉપર ફેંકયું. પણ શ્રી કૃષ્ણે પગની ભીંસ દઇ અર્જુનના રથનો કેટલોએક ભાગ પૃથ્વીમાં પેસાડી દીધો અને ઘોડાઓને ગોઠણભર કરી નાખ્યા જેથી અર્જુનનો રથ નમી જતાં કર્ણનું તે સર્પમય બાણ અર્જુનને બીજી કશી પણ વ્યથા નહિ કરી શકતાં તેના મુકુટને ઉડાવીનેજ ચાલ્યું ગયું. આવી રીતે અર્જુનનો બચાવ કરી પછી લાગ આવતાં તેણે અર્જુનને સમજાવી કર્ણ પોતાના રથનું પૃથ્વીમાં પેસી ગયેલું પરડું કહાડતો હતો તે વખતે રૌદ્રાસ્ત્રથી મંત્રેલ પ્રાંજલિક નામના બાણથી તેનું મસ્તક કપાવી નાખી યુધિષ્ઠિરને રણભૂમિમાં બોલાવી લાવી કર્ણનું શબ બતાવી પ્રસન્ન કર્યા.

કર્ણના મરણ પછી દુર્યોધને શલ્યને સેનાપતિ કર્યો તેને પણ બીજે દિવસે યુધિષ્ઠિરે મારી નાખ્યો. અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા એ ત્રણ યોદ્ધાઓ સિવાય બાકી તમામ સૈન્ય નાશ પામી જતાં દુર્યોધન નાસીને દ્રોમાં પેઠો, પણ પાંડવોએ તેને શોધી કહાડ્યો. જેથી તે રણભૂમિમાં આવ્યો. ત્યાં ભીમ અને દુર્યોધનનું દ્વંદ્વ યુદ્ધ ચાલ્યું. આ વખતે બલભદ્ર પણ તીર્થ યાત્રામાં ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા હતા. શ્રી કૃષ્ણે ભીમ સાંભળે તેમ અર્જુનની સાથે વાત કરવા માંડી કે "ભીમે દુર્યોધનના સાથળપર પ્રહાર કરવો જોઇએ. કારણ કે તેમ કરવાની તેની પ્રતિજ્ઞા છે." ભીમ ચેતી ગયો અને દુર્યોધનના સાથળપર પ્રહાર કરી તેને પાડી નાખ્યો. બલભદ્ર આ અધર્મ જોઇ ભીમને મારી નાખવા દોડ્યા પણ તેને શાંત પાડી શ્રી કૃષ્ણે હેઠા બેસાડ્યા એટલે શ્રી કૃષ્ણને ધર્મઠગ કહી રીસાઇ બલભદ્ર ત્યાંથી ચાલ્યા ગયા.

આવી રીતે મોહોટા યુદ્ધમાં પાંડવોના હાથમાં વિજય દઇ તથા તે પછી પણ ઉત્તરાના ગર્ભનું રક્ષણ કરી તેમને ઘણાં વિઘ્નોમાંથી બચાવી યુધિષ્ઠિરને હસ્તિનાપુરના રાજ્યાસનપર અભિષેક કરી શ્રી કૃષ્ણ તેમને સાથે લઇ

ભીષ્મની પાસે આવ્યા. તેમના મુખથી યુધિષ્ઠિરને ધર્મોપદેશ કરાવી યુદ્ધના પશ્ચાત્તાપથી છૂટા કર્યા. ભીષ્મના મરણ વખતે પણ શ્રી કૃષ્ણ તેમની પાસે હાજર રહ્યા. પાંડવોની રાજ્ય વ્યવસ્થા સારી ચાલવા લાગતાં શ્રી કૃષ્ણ પોતાની બ્હેન સુભદ્રાને સાથે લઇ દ્વારકામાં પધાર્યા અને ત્યાં તેમણે અભિમન્યુના વધથી શોક સંતપ્ત થયેલા વસુદેવના શોકની શાંતિ કરી.

થોડા વખત પછી કુટુંબ વધના પસ્તાવાને લીધે યુધિષ્ઠિર બહુજ પીડાવા લાગતાં શ્રી કૃષ્ણ પાછા હસ્તિનાપુરમાં આવ્યા અને ત્યાં તેમના હાથથી તેમણે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. એ યજ્ઞ સંબંધે ઘોડાને છૂટો મૂકી અર્જુનના હાથથી દિગ્વિજય કરાવ્યો જેમાં રાજા હંસધ્વજના પરાક્રમી પુત્ર સુધન્વાની સાથેના યુદ્ધમાં અર્જુને સ્મરણ કરતાં પોતે તેના રથપર પહોંચ્યા અને તેનું રક્ષણ કર્યું. મણિપુરનો રાજા બભ્રુવાહન કે જે અર્જુનનોજ પુત્ર હતો તેની સાથેના યુદ્ધમાં જયારે અર્જુન અને વૃષકેતુ એ બન્નેનાં મસ્તકો કપાઇ ગયાં ત્યારે પણ શ્રી કૃષ્ણ ભીમ વગેરેને સાથે લઇ ત્યાં પહોંચ્યા અને બભ્રુવાહન તેઓને સજીવન કરવા પાતાળમાંથી મણિ લાવ્યો હતો પણ તેટલામાં કોઇ નીચ નાગો એ બન્નેનાં મસ્તકો ઉપાડી ગયા હતા તેથી બધાં મુંઝાવા લાગતાં પોતાના પ્રભાવથી એ મસ્તકો હરણ કરી જનારનાં મસ્તકો સહિત તેનાં મસ્તકો ત્યાં મગાવી લઇ તેઓને સજીવન કર્યા અને એવીજ રીતે મયૂર ધ્વજની અપ્રતિમ ભક્તિનું ભાન કરાવી વીરવર્મા વગેરેની સાથેના યુદ્ધમાં પોતે અર્જુન પ્રત્યે પોતાની અનન્ય મિત્રતા જણાવી. ઘોડો ફરી પાછો આવતાં અને અર્જુનનો દિગ્વિજય સંપૂર્ણ થતાં યુધિષ્ઠિરના હાથથી એ યજ્ઞની સમાપ્તિ કરાવી શ્રી કૃષ્ણ સહકુટુંબ પાછા દ્વારકામાં પધાર્યા.



# પ્રકરણ ૬૧ મું.

## મશ્કરીનું પરિણામ.

**શ્રી** કૃષ્ણ દ્વારકામાં પધાર્યા પછી શ્રી કૃષ્ણના સાળા અને ભીષ્મક રાજાના પુત્ર રૂકમીની પૌત્રી રૂકમવતીની સાથે શ્રી કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધનું સગપણ થયું. એ મહા પરાક્રમી રૂકમી પાંડવ અને કૌરવો વચ્ચે યુદ્ધ થવાના આરંભમાં પોતાના પ્રબળ સૈન્ય સહિત પ્રથમ અર્જુન પાસે ગયો હતો અને ત્યાં બોલ્યો હતો કે "જો તમે શત્રુથી બીતા હો તો હું તમારા શત્રુઓને મારી નાખું." તેનાં અભિમાનયુક્ત વચનથી અર્જુને તેની મદદની પોતાને કશી જરૂર નથી એમ જણાવ્યું હતું. અને દુર્યોધન પાસે જતાં મનસ્વી દુર્યોધને પણ તેને તેમજ જણાવ્યું હતું. જેથી એ મહાન યુદ્ધમાં પોતાના ભોજકટ નગરમાં પાછો આવી બેસી રહ્યો હતો અને તેથીજ એ નાશકારક યુદ્ધ કે જેમાં પાંચ પાંડવો, શ્રી કૃષ્ણ, સાત્યકિ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા વગર બીજું કોઇ પણ બચ્યું ન હતું તેમાંથી દૂર રહેવાને લીધે એ રૂકમી પણ જીવતો રહ્યો હતો. આ રૂકમી શ્રી કૃષ્ણની સાથે મોટું વૈર ધરાવતો હતો તોપણ તેણે અનિરૂદ્ધના સદ્‌ગુણોને જોઈ અને પોતાની બેહેન રૂક્મિણીને તથા પોતાના ભાણેજ પ્રદ્યુમ્નને રાજી રાખવા વાસ્તે તેઓની માગણી ઉપરથી અનિરૂદ્ધને પોતાની પૌત્રી આપી. રૂક્મિણી સહિત શ્રી કૃષ્ણ, બલભદ્ર, પ્રદ્યુમ્ન અને બીજા પણ સાત્યકિ વગેરે ઘણા ઘણા યાદવો અનિરૂદ્ધના વિવાહોત્સવ ઉપર ભોજકટ નગરમાં ગયા. રૂકમીના બોલાવવાથી તેના અનેક ભાયાતો અને બીજા પણ કેટલાએક રાજાઓ ત્યાં આવ્યા હતા. શુભ તિથિ અને શુભ નક્ષત્રમાં મોટી ધામધૂમથી અનિરૂદ્ધનો વિવાહોત્સવ થયો. જાનૈયા વગેરે સઘળા લોકોની રૂકમીએ ઘણી ઘણી આરાધના કરી અને તે સઘળાઓને અમૂલ્ય પોશાકો આપ્યા.

વિવાહનું કાર્ય પરમ આનંદથી સંપૂર્ણ થયા પછી રૂકમીના ભાયાતોએ તથા કલિંગદેશના રાજાએ રૂકમીને એકાંતમાં મળીને કહ્યું કે "તું પાસા નાખવામાં પ્રવીણ છે, અમોને પણ રમવાની ઇચ્છા થઇ છે અને આ બલભદ્ર જુગારમાં અનિપુણ છતાં તેમાં બહુ પ્રીતિ ધરાવનાર છે માટે અમો તને અગ્રણી કરીને બલભદ્રને જીતી લેવા ઇચ્છીએ છીએ." રાજાઓની આ પ્રમાણે શિખવણીથી રૂકમીએ તે વાત સ્વીકારી લીધી. સર્વેએ સુંદર માળાઓ તથા ચંદન વગેરે

ધારણ કરી સુવર્ણમય સ્તંભોવાળી, પુષ્પોથી શણગારેલી અને સુગંધી જળના છંટકાવવાળી સભામાં જઇ રત્નમય આસનોપર બેસી બલભદ્રને બોલાવી જુગાર રમવાની ઉત્કંઠા બતાવી. બલભદ્રે રમવાનો સ્વીકાર કરતાં મણિ, મોતી તથા સુવર્ણ વગેરે ઘણું ઘણું ધન હાજર રાખવામાં આવ્યું અને પ્રેમનો વિનાશ કરનારી તથા કજીયાના પરમ બીજરૂપ જુગારની રમત ચાલુ કરવામાં આવી.

પ્રથમ દશ હજાર સોના મોહોરની મુઠ મંડાતાં રૂક્મી વિજય પામ્યો અને એવીજ રીતે બીજીવાર તથા ત્રીજીવાર પણ તેજ વિજય પામ્યો. ચોથીવારની કરોડ સોના મોહોરની મુઠમાં પણ બલભદ્ર હારી જતાં કુટિલ રૂક્મીએ તેમની હાંસી કરી કે "કોઇથી પણ નહિ જીતી શકાય એવા આ મૂર્ખ બલભદ્રની પાસેથી અપાર સોનામોહોરો જીતી લઇને મેં તેને નબળો કરી નાખ્યો છે." આ સાંભળી રૂક્મીના ભાયાતો તથા કલિંગદેશનો રાજા પણ દાંતો દેખાડીને ખડખડ હસવા લાગતાં બલભદ્રને ક્રોધ ચઢ્યો. દુર્વચનોથી તથા હાંસીથી ક્રોધાક્રાંત થયા છતાં પણ ધીરજથી મનનું સમાધાન કરીને બલભદ્રે ફરીવાર દશ કરોડ સોનામોહોરની મુઠ માંડવાની તથા રજવાળા પ્રદેશમાં પાસા નાખવાની માગણી કરતાં રૂક્મીએ કાંઈ નહિ બોલતાં તે સ્વીકારી લઇને તેવા પ્રદેશમાંજ પાસા નાખ્યા. પાસા તેની ધારણાથી વિપરીત પડવાને લીધે ન્યાયની રીતિ પ્રમાણે બલભદ્ર જીત્યા પણ કપટી રૂક્મી "હું જીત્યો" એમ બોલવા લાગ્યો તથા કેટલીક અયોગ્ય મશ્કરી પણ કરવા લાગ્યો અને સામાજિક લોકો પણ તે પ્રમાણેજ કરવા લાગ્યા. આ વખતે બીજા અપક્ષપાતી લોકો ખરૂં બોલવા લાગ્યા પણ તેઓના બોલવાનો અનાદર કરી દુષ્ટ ક્ષત્રિયોની અને કાળની પ્રેરણાથી રૂક્મી બોલ્યો કે "તમો જંગલી ગોવાળીયાઓ પાસાની રમતમાં સમજોજ નહિ. જે રાજાઓ હોય તેઓજ પાસાઓથી અને બાણોથી રમી જાણે." આવાં તિરસ્કાર ભરેલાં વચનો સાંભળી અત્યંત ક્રોધથી વ્યાપ્ત થવાને લીધે જેનાં નેત્રો બમણાં લાલ થઇ ગયાં એવા બલભદ્રે કશું પણ નહિ બોલતાં સભામાંથી ઉભા થઇ દરવાજામાંથી ભોગળ કહાડી લઇને રૂક્મીના માથામાં એવી મારી કે તે ત્યાંજ ક્ષણમાત્રમાં યમપુરીનો મેહેમાન થઇ ગયો. પછી બલભદ્રે એજ ભોગળથી બીજા દુષ્ટ લોકોને પણ મારી નાખી તથા એકજ થપ્પડથી કલિંગરાજના બત્રીશે દાંત પાડી નાખી ત્યાંથી પોતાના ઉતારામાં જઇને શ્રી કૃષ્ણને ખબર આપતાં શ્રી કૃષ્ણ રૂક્મિણી અને બલભદ્ર એ બન્નેનો સ્નેહ જાળવવા માટે સારૂં કે ખરાબ કશું પણ નહિ બોલતાં લૌકિક રીતિ પ્રમાણે દિલગીર થવા લાગ્યા અને સઘળા યાદવો પણ વિવાહના પ્રસંગમાં એવું કામ થવાથી બહુ ઉદાશ થઈ ગયા. પછી શ્રી કૃષ્ણ રૂક્મિણીની સાંત્વના કરી બલભદ્રને તથા બીજા પણ બધા યાદવોને સાથે લઇ ગાજતે વાજતે ત્યાંથી દ્વારકામાં પધાર્યા.

# પ્રકરણ ૬૨ મું.

## સમાન દૃષ્ટિ અને સમાપ્તિ.

**મિથિલા** નગરીનો રહેવાસી શ્રુતદેવ નામનો બ્રાહ્મણ અને તેજ નગરીનો રાજા બહુલાશ્વ એ બન્ને શ્રી કૃષ્ણના પરમ ભક્ત હતા તેથી તેઓને રાજી કરવા વાસ્તે શ્રી કૃષ્ણ રથમાં બિરાજી કેટલાએક મહાત્મા મુનિઓને સાથે લઇ દ્વારકામાંથી મિથિલાનગરીમાં પધાર્યા. બ્રાહ્મણે તથા રાજાએ એકી વખતે સમીપમાં આવી ચરણમાં પ્રણામ કરી હાથ જોડી નિમંત્રણ આપતાં શ્રી કૃષ્ણ બન્નેને સમાન રીતે પ્રસન્ન રાખવા માટે સર્વ બ્રાહ્મણો સહિત બેરૂપ ધરીને એકજ વખતમાં બન્નેને ઘેર પધાર્યા. રાજાએ શ્રી કૃષ્ણને તથા મુનિઓને સુવર્ણમય આસનોપર બેસાડી હર્ષાશ્રુઓથી મિશ્રિત થયેલા જળવડે સર્વનાં ચરણ ધોઇ તે જળ પોતાના મસ્તકપર ચડાવી ઉત્તમ રત્નોથી, અમૂલ્ય વસ્ત્રોથી, ચંદનાદિકથી અને ભોજનોથી તેઓનું આરાધન કરી કેટલાક દિવસ સૂધી પોતાના દરબારમાંજ રાખ્યા તથા હમેશ પહેલા દિવસના જેવીજ સેવા ચાલુ રાખી. શ્રુતદેવ બ્રાહ્મણ પણ પોતાને ઘેર પધારેલા શ્રી કૃષ્ણને તથા મુનિઓને દર્ભ વગેરેનાં આસનોપર બેસાડી સત્કાર પૂર્વક ચરણ ધોઇ ચરણનું જળ પોતાને માથે ચડાવી આનંદથી નાચવા લાગ્યો. ફળોથી, શીતળ જળોથી, સુગંધી માટીઓથી અને જે કાંઇ અન્ન પોતાના ઘરમાં હતું તેથી તેઓનું આરાધન કરી સ્ત્રી સહિત તેમની પગચંપી કરવા લાગ્યો. જેમ રાજાએ વિજ્ઞપ્તિ કરી પોતાના દરબારમાં કેટલાએક દિવસો સૂધી રાખ્યા તેમ શ્રુતદેવે પણ કેટલાએક દિવસો સૂધી પોતાને ઘેર રહેવા માટે વિજ્ઞપ્તિ કરતાં શ્રી કૃષ્ણ સઘળા મુનિઓ સહિત તેને ઘેર પણ તે પ્રમાણેજ કેટલાએક દિવસો સૂધી રહ્યા. આ પ્રમાણે મિથિલામાં ઘણા દિવસ સૂધી રહી એ રાજા તથા બ્રાહ્મણ બન્નેને આત્મબોધ આપી શ્રી કૃષ્ણ સર્વ મુનિઓ સહિત પાછા દ્વારકામાં પધાર્યા.

આવી રીતે દ્વારકામાં રહેતા પરમાત્મા શ્રી કૃષ્ણને એક એક સ્ત્રીમાં દશ દશ પુત્રો ઉત્પન્ન થયા હતા અને એક એક કન્યા ઉત્પન્ન થઇ હતી. શ્રી કૃષ્ણના સઘળા પુત્રોમાં પ્રદ્યુમ્ન તથા સાંબ શ્રેષ્ઠ ગણાતા હતા. અને તેમાં પણ

પ્રદ્યુમ્ન વિશેષ શ્રેષ્ઠ ગણાતા હતા. રૂક્મિણીની ચારૂમતી નામની કન્યા દ્વારકામાંજ કૃતવર્માના પુત્રને આપી હતી. બલભદ્રને પણ રેવતી નામની પત્નીમાં નિશઠ અને ઉલ્મુક નામના બે મહા પરાક્રમી પુત્રો પ્રાપ્ત થયા હતા. પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધને વજ્રનાભ, વજ્રનાભને પ્રતિબાહુ, પ્રતિબાહુને સુબાહુ, સુબાહુને શાંતસેન અને શાંતસેનને શતસેન નામે પુત્ર પ્રાપ્ત થયો હતો. શ્રી કૃષ્ણના પ્રભાવને લીધે યદુકુળમાં કોઇ પણ પુરૂષ નિર્ધન, અલ્પ પ્રજાવાળો, અલ્પ પરાક્રમવાળો, અલ્પ આયુષ્યવાળો કે નાસ્તિક હતોજ નહિ અને દ્વારકામાં સ્વર્ગ લોકથી પણ અધિક આનંદ વર્ત્તી રહ્યો હતો અને તે આનંદ શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસે વૃદ્ધિ પામ્યા કરતો હતો.




ધી રાઇઝીંગ સ્ટાર પ્રેસ—રાજકોટ.

# ઔષધો.

| ઔષધ. | કિંમત. |
|---|---|
| આતંકનિગ્રહ ડબી ૧ | રૂ. ૧-૦-૦ |
| બાળમિત્ર ડબી ૧ | ,, ૧-૦-૦ |
| નેત્રાનંદમંદાર તોલો ૧ | ,, ૨-૦-૦ |
| નેત્રાનંદમંદાર તોલો ૦ાા | ,, ૧-૦-૦ |
| સુરમો કાળો તોલો ૧ | ,, ૧-૮-૦ |
| ,, ,, તોલો ૦ાા | ,, ૦-૧૨-૦ |
| ,, ધોળો તોલો ૧ | ,, ૨-૦-૦ |
| ,, ,, તોલો ૦ાા | ,, ૧-૦-૦ |
| જ્વરાંતક નંબર ૧ લો ડબી ૧ | ,, ૧-૦-૦ |
| ,, ,, ૨ જો ડબી ૧ | ,, ૧-૦-૦ |
| કાસાંતક ડબી ૧ | ,, ૧-૦-૦ |
| કૉલેરા પીલ્સ ડબી ૧ | ,, ૧-૦-૦ |
| જીવનભૂકી ડબી ૧ | ,, ૧-૦-૦ |
| વ્રણમર્દન (મલમ) ડબી ૧ | ,, ૧-૦-૦ |
| દંતમંજન પડીકું ૧ | ,, ૦-૪-૦ |
| દાદરની સોગઠી ડબી ૧ | ,, ૦-૪-૦ |
| રેચક ગોળી ડબી ૧ | ,, ૦-૮-૦ |
| ઉંઘની ગોળી ડબી ૧ | ,, ૧-૦-૦ |
| મંડૂરવટક ડબી ૧ | ,, ૧-૦-૦ |
| કેશરાદિ ગોળી ડબી ૧ | ,, ૧-૦-૦ |
| યોગરાજ ગુગળ ડબી ૧ | ,, ૧-૦-૦ |
| આયુષ્ય અને આરોગ્યવર્ધક તેલ શીશી ૧ | ,, ૧-૦-૦ |
| કર્ણ તૈલ શીશી ૧ | ,, ૧-૦-૦ |
| વાતગજ કેસરી તેલ શીશી ૧ | ,, ૧-૦-૦ |

પોતાના દરદની હકીકત લખી મોકલનારને આ સિવાયની પણ બીજી યોગ્ય દવાઓ મોકલવામાં આવે છે.

# પુસ્તકો.

| પુસ્તક. | કિંમત. |
|---|---|
| ચિકિત્સાબ્ધિ આવૃત્તિ ત્રીજી તૈયાર છે........................ | રૂા. ૨–૦–૦ |
| પાંડવ અને કૌરવ આવૃત્તિ ત્રીજી તૈયાર છે.................... | ,, ૩–૦–૦ |
| રામ અને રાવણ આવૃત્તિ બીજી તૈયાર છે...................... | ,, ૧–૦–૦ |
| સંક્ષિપ્ત કાદંબરી આવૃત્તિ બીજી તૈયાર છે....................... | ,, ૦–૮–૦ |
| આર્યાનાર્ય ઐાષધ તૈયાર છે.................................... | ,, ૨–૦–૦ |
| પાંડવાશ્વમેધ તૈયાર છે........................................... | ,, ૨–૦–૦ |
| મુક્તા તૈયાર છે.................................................... | ,, ૩–૦–૦ |

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,**
આતંકનિગ્રહ ઐાષધાલય અને માનવધર્મ ઓફીસ.

હેડ ઓફીસ જામનગર—કાઠીઆવાડ.
બ્રાંચ ઓફીસ—મુંબઇ, કાલબાદેવી રોડ.

---

## રૂા. ૧૩–૮–૦ ની કિંમતનાં ૭ મોટાં પુસ્તકો ભેટ.

અમારા તરફથી પ્રસિદ્ધ થતાં ઐાષધો અને પુસ્તકો હજુ પણ વધારે લોકપ્રિય કરવાના હેતુથી અમોએ અમારા ઐાષધોના ગ્રાહકોને માટે ખાસ નીચેની ગોઠવણ કરી છે.

અમારાં ઐાષધોનાં ગ્રાહકોને અમારા તરફથી પ્રસિદ્ધ થએલાં રૂા. ૧૩–૮–૦ ની કિંમતનાં સાત મોટાં પુસ્તકો મુક્તા, પાંડવ કૌરવ, ચિકિત્સાબ્ધિ, રામ રાવણ, સંક્ષિપ્ત કાદંબરી, પાંડવાશ્વમેધ અને આર્યાનાર્ય ઐાષધ ભેટ આપવાનો ઠરાવ કર્યો છે તે નીચે પ્રમાણે.

૧. પ્રસિદ્ધ કરેલાં ઐાષધોમાંથી એક જાત અથવા જુદી જુદી જાતનાં મળી રૂા. ૫ ની કિંમતનાં ઐાષધો સામટાં મગાવનારને રૂા. ૩ ની કિંમતનું અતિ વખણાએલું ગુજરાતી નોવેલ "મુક્તા" ભેટ આપવામાં આવેછે.

૨. એજ પ્રમાણે રૂા. ૧૦ ની કિમતનાં ઐાષધો સાથે મગાવનારને મુક્તા અને તેની સાથે અતિ વખણાએલું રૂા. ત્રણની કિમતનું બીજું પુસ્તક પાંડવ અને કૌરવ, ભેટ આપવામાં આવેછે.

૩. એજ પ્રમાણે રૂા. ૧૫ ની કિમતનાં ઔષધો સાથે મંગાવનારને મુક્તા, પાંડવ કૌરવ, તથા ચિકિત્સાબ્ધિ, રામ રાવણ તથા સંક્ષિપ્ત કાદંબરી કુલ રૂા. ૯–૮–૦ નાં પાંચ પુસ્તકો ભેટ આપવામાં આવેછે.

૪. એજ પ્રમાણે રૂા. ૨૦ ની દવાઓ સાથે મંગાવનારને મુક્તા, પાંડવ કૌરવ, ચિકિત્સાબ્ધિ, રામ રાવણ, સંક્ષિપ્ત કાદંબરી તથા પાંડવાશ્વમેધ અને આર્યાનાર્ય ઔષધ કુલ રૂા. ૧૩–૮–૦ નાં સાત મોટાં પુસ્તકો ભેટ આપવામાં આવશે. દરેક પુસ્તકોનું ટપાલ ખર્ચ અનુક્રમે ત્રણ આના, ચાર આના, ત્રણ આના, બે આના, એક આનો, બે આના અને ત્રણ આના એ પ્રમાણે ગ્રાહકોને શિર છે.

પાંચ રૂપીઆથી કમતી કિંમતની દવા મંગાવનારને ભેટનાં પુસ્તકોપર કશો હક રહેશે નહિ.

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય અને માનવધર્મ ઓફીસ.

હેડ ઓફીસ જામનગર—કાઠીઆવાડ.

બ્રાંચ ઓફીસ મુંબઇ—કાલબાદેવી રોડ.

---

# આતંકનિગ્રહ.

## શુદ્ધ વનસ્પતિનીજ.

### શક્તિની રામબાણ દવા.

વીર્યનો વધારો કરવો, ખરૂં પુરૂષત્વ આપવું, લોહી સુધારી કાંતિમાં વધારો કરવો, સ્ત્રીઓના ગર્ભાશય સુધારી ગર્ભનું પોષણ કરવું, અજીર્ણનો નાશ કરી અગ્નિ પ્રદિપ્ત કરવો, શરીરમાં અતિશય બળ આપવું તથા સ્વપ્નામાં તથા પેશાબમાં વગર ઇચ્છે ધાતુનું જવું, પ્રમેહ, પ્રદર, આંખની નબળાઇ, ચકરી, કળતર, નબળાઇ, હીસ્ટીરીઆ, માથાનું દરદ, પેસાબનું વારંવાર થવું, અતિશય ડુખારો થઇ દસ્તાનનું આવવું, દસ્તાનનું બીલકુલ નહિ દેખાવું તથા એવાં બીજાં ઘણાં ખાનગી દરદોને માટે આતંકનિગ્રહ એ એકજ ઇલાજ છે. આતંકનિગ્રહ દવાના સેવનથી મનુષ્ય દરદથી દૂર રહી લાંબું આયુષ્ય ભોગવે છે. એ ગોળીની અકસીરતાના પ્રમાણમાં તથા તે પાછળ પડતાં ખર્ચના પ્રમાણમાં તે દવાની કિમત ઘણીજ સસ્તી રાખવામાં આવી છે. એ

ગોળીમાં પારો કે એવી બીજી કોઇ મારેલી દવા બીલકુલ નહિ હોવાથી તે ઉપર કોઇ પણ જાતની પરેજી રાખવી પડતી નથી. દવા કેમ વાપરવી વગેરે સુચના ડબી સાથેના કાગળમાં ખુલ્લી રીતે લખવામાં આવેલ છે.

કિંમત—ગોળી ૩૨ની ડબી ૧ નો રૂા. ૧ એક.

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ જામનગર—કાઠીઆવાડ.

બ્રાંચ ઓફીસ મુંબઇ—કાલબાદેવી રોડ.

---

## આંખના દરદોને માટે

# નેત્રાનંદમંદાર.

### કિંમત તોલા ાા ની સોગઠી ૧ નો રૂા. ૧ એક.

આંખોનું ઉઠવું, ફુલું, મોતીઓ, ઝામર, પડળ આંખનો ખટકો, આંખમાંથી પાણીનું ઝરવું, આંખની રતાશ અને ઝાંખ વગેરે દરદો મટાડવાને માટે આ દવાનાં વખાણ જેટલાં કરીએ તેટલાં થોડાં છે. એ દવા આંખના તેજમાં વધારો કરી ઘડપણમાં થતા અંધાપાની ધાસ્તીને દુર રાખે છે. જીવતરના આધાર રૂપ આંખનું રક્ષણ કરવા ઇચ્છનાર દરેક સ્ત્રી અથવા પુરૂષે આ દવા વાપરવા ચુકવું નહિ. આંખની દવા કરવામાં વખણાએલા ડાક્ટરો અને વૈદ્યો પણ કદાચ પોતાની દવામાં નિષ્ફળ થાય તો તેઓને પણ આ અમારી આંખની દવા **"નેત્રાનંદમંદાર"** નો ઉપયોગ કરવા ભલામણ કરીએ છીએ. અને ખાત્રી છે કે તેમ કરવાથી તેઓ સંપુર્ણ ફત્તેહ મેળવશે.

આ દવા ત્રાંબાના વાસણપર પાણી સાથે ઘસી તેનું આછું પાણી દિવસમાં કોઇ પણ વખતે એકજ વખત આખમાં આંજી થોડો વખત નિદ્રા લેવી.

---

## ખાસ બાળકોને માટેજ.

# બાળ મિત્ર.

### કિંમત ગોળી ૩૦૦) ની ડબી ૧ નો રૂા. ૧ એક.

બાળમિત્ર દવા બાળકોને થતાં તમામ દરદો જેવાં કે તાવ, ઉધરસ, સસણી, ઝાડો, શરીરનું પીળું પડવું, ભરાઇ આવવું, પેટનું વધવું, અજીરણ વગેરે તમામ

દરદોનો નાશ કરી બાળકને મજબૂત બાંધાનું બનાવેછે. બાળકની ચાલાકી અને તેજમાં વધારો કરેછે અને લોહીમાં વધારો કરી બાળકની જીવન શક્તિ વધારેછે. બાળકનું રક્ષણ અને પોષણ કરવા માટે આ દવાની દરેક ઠેકાણેથી તારીફ લખાઇ આવેછે અને એ દવાથી બાળકને ખોરાક પચેછે. પેટમાં જીવડાની પીડા થતી નથી અને થોડા દિવસ એ દવાનું સેવન રાખવાથી બાળક પુરી તનંદુરસ્તી ભોગવે છે.

જેટલા વર્ષનું બાળક હોય તેટલીજ ગોળી સવાર સાંજ મોટી હરડેને પાણીમાં ઘસી તેમાં તે ગોળી મેળવી બાળકને સવાર સાંજ આપવી.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

---

# આયુષ્ય અને આરોગ્ય વર્ધક તૈલ.

## કિંમત તોલા ૫ ની શીશી એકનો રૂ. ૧.

આ તેલ શરીરે ચોળવાથી દુબળા માણસો પુષ્ટ થાયછે અને ચરબીને લીધે જાડાં થઇ ગએલાં માણસો પાતલાં થાયછે. શરીરમાં કોઇ જાતની દુર્ગંધ આવતી નથી અને કોઇ ચેપીરોગ પ્રવેશ કરવા પામતો નથી. શરીરપરનાં રૂવાંટાં ઘણાં લીસાં અને ચળકતાં થાયછે. શરીરની કાંતિમાં પણ બે હદ વધારો થાયછે મસ્તકપરના કેશ થોડા વખતની અંદર સારી રીતે સુકોમળતા પામી તેજસ્વી બની ઘણાજ વધેછે અને ખરી પડતા અટકેછે. વળી સૌથી વધારે કામ એ તેલ કરેછે તે એ કે ઘડપણ અથવા બીજા કોઇ પણ કારણને લીધે સફેદ થઇ ગએલા માથાના બાલને કાળા રંગના કરેછે. જેથી કલેફ કે એવી બીજી કોઇ દવાની જરૂર રહેતી નથી. આંખનું તેજ વધે છે અને મોઢાપર થએલા ખીલ પણ તેથી તદન નાશ પામેછે. વળી એ તેલ લગાવૃવાથી નિર્બલ પુરૂષો ઉત્તમ પુરૂષત્વમાં આવેછે. તેનાં એક બે ટીપાં હમેશાં કાનમાં નાખવાથી તેમાં થએલા રોગો મટેછે. જે પાછા કોઇ વખત થવા પામતા નથી. તેમજ બહેરાપણું કદિ પ્રાપ્ત થતું નથી.

આ તેલ સુગંધમાં બીજાં સઘળાં ઉત્તમ તેલોની હરીફાઇ કરે છે. રાત્રે સુતી વખતે હાથ પગપર એ તેલ ઘસવાથી દિવસની મેહેનતને લીધે લાગેલો થાક ઉતરી જાય છે. નવું કામ કરવાની શક્તિ આવે છે. આયુષ્યમાં

અવશ્ય વધારો થાય છે. અને ઉંઘ સારી રીતે આવે છે.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી

---

## કાસાંતક.

### કિંમત ગોળી ૫૦ ની ડબ્બી ૧ નો રૂ. ૧ એક.

આ દવા કાસ એટલે ઉધરસની ખાસ શત્રુ છે. ક્ષય, દમ, શ્વાસ, છાતીનાં દરદો અને જુની અથવા નવી ખાંસી વિગેરે દરદોને જડમૂળથી કાઢવામાં આ દવા વાજબી વખાણ પામી છે.

કેવળ ક્ષયરોગ ઉપર આ દવા વાપરનારાઓએ અમોને લખી જણાવવું એટલે તેની સાથે અમો તે દવાનું યોગ્ય અનુપાન લખી જણાવશું.

ક્ષય જેવા ભયંકર વ્યાધિનો એ દવા નાશ કરે છે ત્યારે ઉપર દરશાવેલાં દરદોનો નાશ કરે એમાં શી નવાઇ? આ દવાની ગોળી દહાડામાં ૩ વખત સવાર બપોર અને સાંજ ટાઢા પાણી સાથે ગળી જવી અથવા ચાવી જવી.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

---

## ઉંચો શુદ્ધ સરસ
## મોતીનો સુરમો.

### તોલા ૧ ની કિંમત રૂ. ૧॥.

હમેશાં સુરમો આંખમાં આંજવાને અમોજ નહિ પરંતુ વૈદ્યક શાસ્ત્ર પણ મજબુત ભલામણ કરે છે.

હમેશ સુરમો આંખમાં આંજવાથી આંખ તેજવાળી અને ઝીણી ઝીણી વસ્તુઓ જોવામાં પણ શક્તિવાન થાય છે. આંખમાં આવતી ચળ, બળતરા, પાણીનું ઝરવું, આંખની રતાશ, ઝાંખ, આંખનું ચોટી જવું, આંખમાં ચીપડા વળવા વિગેરે દરદોનો નાશ થાય છે. અને આંખો પવન તથા તડકાને સહન કરી શકે છે, તથા તેમાં કોઇ પણ જાતનો રોગ ઉત્પન્ન થતો નથી. આંખમાં આંજ્યા પછી આંખમાં નવો પ્રકાશ આવ્યો હોય તેમ તરતજ સાબિત થાય છે, આંખનું તેજ વધે છે, થએલા રોગો નાશ પામે છે અને નવા થતા અટકે છે.

અમારી શાળામાં તૈયાર થતો સુરમો આંખમાં આંજવાથી આંખમાં થંડી થંડી વળી જાય છે. સુરમો બનાવવાની વૈદ્યક શાસ્ત્રમાં જે રીત કહેલી છે, તેજ રીત પ્રમાણે અમારી દવાશાળામાં સુરમો તૈયાર કરવામાં આવે છે. અને તેથી અમો કહેવાને હિમ્મત ધરીએ છીએ કે એવો ગુણકારી સુરમો બીજે ક્યાંય ભાગ્યેજ મળી શકશે અને તેથી બજારમાં મળતા સાધારણ સુરમાની ગણતીમાં આ સુરમાને કદી લાવવો નહિ.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

---

**હદથી વધારે વખાણને પામેલો**

**મલમ.**

## વ્રણમર્દન

**કિમત ડબ્બી ૧ નો રૂ. ૧ એક.**

આ મલમ કોઇ પણ ઠેકાણે નિષ્ફળ થયો હોય એવો હજુ એક પણ દાખલો મળ્યો નથી. અને એવો કોઇ પણ દાખલો મળશે પણ નહિ કે જેમાં એ મલમ નિષ્ફળ થાય.

ચાંદી, ચાંદા, જખમ, ધારાં, સ્તનપાક, છોકરાંઓના માથાનું સડવું, ખસ, લુખસ અને એવાં બીજાં પરૂ પાચવાળાં અનેક ચામડીનાં દરદો ઉપર એ મલમ પૂરતી ફત્તેહ મેળવે છે. જે કોઇ દરદ ઉપર કોઈ પણ જાતનો મલમ લગાડવાની જરૂર જણાય ત્યારે આ મલમજ વાપરવો એટલે પછી તે બાબતમાં તમારે કોઇ પણ ડાકટર કે વૈદ્યોની સલાહ લેવી પડશેજ નહિ.

---

## જીવન ભૂકી.

**કિમત—તોલા ૫ ની ડબ્બી ૧ નો રૂા. ૧ એક.**

એ દવા પોતાના નામ સરખોજ ગુણ ધરાવે છે. તે કમતાકાત અને રોગિષ્ટ રહેતાં માણસોને તાકાદવાળાં અને નીરોગી બનાવી તેના જીવિતને વધારે છે, લોહી સુધારે છે, કાંતિ વધારે છે, બળ આપે છે. તથા આરોગ્યને અટકાવી રાખે છે. તેનું લાંબો વખત સેવન કરવાથી તરતમાં ઘડપણની ધાસ્તી રહેતી

નથી અને ચુળીયાં પળીયાં પણ તરતમાં આવતાં નથી.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી

---

# કોલેરા પીલ્સ.

## કિમત ગોળી ૩૦ નો રૂ. ૧ એક.

ઉપરના નામની અમારી શાળામાં બનતી કોલેરાની ગોળીઓ એ દરદનો એકદમ નાશ કરે છે. કોલેરાની જરા પણ નિશાની જણાય કે તરત એ ગોળીનો ઉપયોગ કરવામાં આવે તો અમો અતિ હિમ્મતથી કહીએ છીએ કે એ ગોળી કદી પણ નિષ્ફળ જશે નહિ. આ ગોળી શરૂઆતમાં બે લેવી. અને તેથી કાંઇ પણ અસર નહિ જણાય તો અને જ્યાં સુધી જરૂર પડે ત્યાં સુધી દરેક કલાકે અથવા બબે કલાકે અકેક ગોળી ટાઢા પાણી સાથે લેવી.

કોલેરા શિવાય આ ગોળી સાધારણ ઝાડો, અજીરણ, અગ્નિનું મંદપણું વિગેરે દરદોનો અવશ્ય નાશ કરેછે.

કોલેરાના દરદમાં બીજી કેટલીએક સંભાળ રાખવાની જરૂર પડે છે તેથી તે બાબતનું સુચના પત્ર એ ગોળીઓ મંગાવનારને સાથે મોકલવામાં આવે છે.

---

# જ્વરાંતક નંબર ૧ લો તથા ૨ જો.

## નં. ૧ લો ગોળી ૫ નો રૂ. ૧ એક નં. ૨ જો ગોળી ૧૦ નો રૂ. ૧.

ટાઢીઓ, એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ વિગેરે હરકોઈ પણ જાતનો તાવ જ્યારે ચઢ્યો હોય ત્યારે પંદર વરસ સુધીના માણસે ૧ એક અને તેથી ઉપરાંત ઉમરના માણસે ના. ૨ બીજાની ૨ ગોળી સાથે લેવાથી તાવ એકદમ પસીનો આવી ઉતરી જાયછે. તાવ ઉતારવાને માટે એ ગોળી એ એકજ ઇલાજ છે. પેહેલી બે ગોળી લેવા પછી તાવ ઉતારવાને માટે બીજી વખત એ ગોળી આપવાની જરૂર જવલ્લેજ પડે છે. જ્વરાંતક ના૦ ૧ લાની નાની ઉમરના માણસને માટે ૧ એક ગોળી અને મોટી ઉમરના માણસો માટે ૨ બે ગોળી કોઈ પણ જાતના તાવ આવવાની અગાઉ ચાર કલાકે, અને એજ પ્રમાણે તેજ ગોળી ફરીથી બે કલાક પછી લેવાથી તાવ આવતો અટકેછે.

# દાદર (ગજકર્ણ—દરાજ) ની સોગઠી.

## કિંમત તોલા ૨ નાં સોગઠી એકના આના ૪.

ગમે તેટલા વર્ષની જુની અને ગમે તેટલા ભાગમાં ફેલાએલી, કાળી યા લાલ દાદર માટે આ સોગઠી પથરા ઉપર પાણી સાથે ઘસી દરદવાળા ભાગપર તે પાણી લગાડવું. તેથી દાદર અવસ્ય મટેછે. એ દવા જરા પણ બળતી નથી તેમ તે સુંગધયુક્ત છે. ઘણા પ્રકારની ઉમદા દેશી તથા ઈંગ્રેજી એ દરદને માટે વખણાએલી દવા વાપરી થાકી ગયા હોય તેઓને તો એ દવાનો ઉપયોગ કરવા અમો ખાસ આગ્રહપૂર્વક મજબૂત ભલામણ કરીએ છીએ.

---

# કર્ણતેલ.

## કિંમત તોલા ૨ ની શીશીનો રૂા. ૧ એક.

કાનનાં અનેક જાતનાં દરદો જેવાં કે કાનમાંથી પરૂ વગેરે નીકળવું, ચસકા, દુખાવો, મેલ, થોડા વખતનું બેહરાપણું અને કાનમાં અવાજ થવો વિગેરે દરદો ઉપર આ કાનના તેલનાં ટીપાં કાનમાં નાખતાંજ આરામનાં ચિન્હ જણાય છે. અને તે પ્રમાણે થોડા દહાડા ચાલુ રાખવાથી દરદ નાબુદ થાય છે.

---

# દંતમંજન.

## કિંમત તોલા ૪ના પડીકા ૧ના આના ચાર.

મોઢાનાં તરેહવાર જાતનાં દરદો ઘણાં મનુષ્યોને થાય છે, દાંત સડી જાય છે, દાંત ખરાબ થઇ જાય છે, દાંતના પારાંમાંથી લોહી નીકળે છે, મોઢું વાસ મારે છે અને દાંત કોહી જાય છે, વિગેરે ઘણાં દરદોને અટકાવવાને અને થએલાંને મટાડવાને અમારી દવાશાળામાં બનતું દંતમંજન અતિશય વખણાએલું છે. તે મંજન દાતણની સાથે અથવા બ્રશથી અથવા એમને એમ આંગલીથી ઘસવાથી તે તે દરદો મટે છે અથવા થતાં અટકે છે, અને મોઢામાં સુગંધ આવેછે.

# ઉંઘની ગોળીઓ.

## કિમત ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

ઘણી વખતે ઘણા ભયંકર દરદોમાં કે બેચેની વખતે મન જ્યારે બીજી કોઇ બાબતમાં ગુચવાણું હોય ત્યારે ઘણુંકરી ઉંઘ આવતી નથી. ઉંઘ ન આવવાથી રોગમાં વધારો થાય છે, અથવા શરીર દુરસ્ત હોય તો નાદુરસ્ત થાયછે. આવા પ્રસંગમાં ઊંઘની દવાની ઘણી જરૂર છે. ઉંઘને માટે ઘણાં માણસો ભાંગ, અફીણ વિગેરે નિશાવાળી ચીજનો ઉપયોગ કરે છે, પણ તેથી ફાયદો થવાને બદલે ઉલટું નુકશાન થાય છે. આવે વખતે જો અમારી આ ઊંઘની ગોળીઓમાંથી બે, પાણી સાથે લેવામાં આવે તો પા કલાકની અંદર ૬ થી ૮ કલાક સુધી ગુલાબી ઊંઘ આવેછે. ઉંઘ લાવનારી બીજી ઘણી નિશાવાળી દવાઓની માફક આ દવા બીલકુલ નુકશાન કરતી નથી. માથું ભારે થતું નથી અને દસ્ત કબજ થતો નથી. ઊંઘ આવી ગયા પછી વચમાં ઉઠવું હોય તો ઉઠી પણ શકાય છે. બાળકને માટે જરૂર પડે ત્યારે માત્ર એકજ ગોળી આપવી. બહુ નાના બાળકને એ ગોળી આપવી નહિ.

---

# રેચક ગોળી.

## કિમત ગોળી ૩૨ ની શીશો ૧ ના આના આઠ.

આ રેચક ગોળી ઘણીજ સંભાળથી બનાવવામાં આવેછે. તેમાં ઘણાં ઊમદાં ઔષધોનો યોગ કરવામાં આવ્યો છે. જમાલગોટો, કે એવી બીજી નુકશાનકારક જુલાબની દવાઓનો એ ગોળીમાં બીલકુલ ઉપયોગ કરવામાં આવતો નથી. એ ગોળી રાત્રે બે સુતી વખતે પાણી સાથે લેવાથી સવારમાં એક સાફ પેટ આવે છે. અને શરીર તમામ સ્વસ્થ થાય છે. પેટમાં મરડો કે ચુંક બીલકુલ આવતી નથી. ગોળી બહુજ નાના કદની છે છતાં તે બહુજ સરસ કામ કરે છે. અને નાના કદની હોવાથી તે ગળવામાં કાંઈ કંટાળો આવતો નથી. હલકા કોઠાના માણસોને એક ગોળી લેવાથી પણ સાફ પેટ આવેછે.

## મંડૂર વટક.

**કિંમત ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.**

આ દવા કમળો, પાંડુરોગ, બરોળ, વિગેરે દરદોને મટાડી લોહીમાં અતીશય સુધારો વધારો કરે છે. જેના શરીરમાં લોહી નહિ હોય તેઓએ તો આ દવાનો અવસ્ય ઉપયોગ કરવો, આ ગોળી એકેકી પાણી સાથે સવાર સાંજ ઉપર લખેલા દરદો માટે લેવી.

---

## કેશરાદિ ગોળી.

**કિંમત ગોળી ૧૦૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક.**

ગરમી તથા સાંધાનાં દરદો માટે આ દવા સેંકડો વરસ થયાં ખાત્રી ભરેલો ઇલાજ ઠરી ચુકયો છે. ગમે તેટલા જુનાં ગરમીનાં કે સાંધા પકડાઇ જવાનાં દરદો હોય તેને માટે આ દવા એક રામબાણ ઇલાજ છે. કોઇ પણ જાતના સંધિવાને માટે આના જેવો બીજો કોઇ પણ ખાત્રીભરેલો ઈલાજ નથી. આ દવાની બે બે ગોળી સવાર સાંજ ઘીની સાથે ગળી જવી.

---

## વાતગજ કેસરી.

**કિંમત તોલા ૫ ની શીશીનો રૂ. ૧ એક.**

આ તેલ સંધિવા, ચસ્કા, શૂળ તથા બીજાં વાયુનાં દરદને લીધે આખું અંગ કે કોઇ પણ ભાગ ઝલાઇ જાય છે, ત્યારે તે ભાગપર ચોળવાથી તે દરદ દફે થાય છે.

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય અને માનવધર્મ ઓફીસ.

હેડ ઓફીસ જામનગર—કાઠીઆવાડ.

બ્રાંચ ઓફીસ—મુંબઇ, કાલબાદેવી રોડ.

# મુક્તા.

## એક ગુજરાતી નોવેલ

## ચમકદાર ગુજરાતી ભાષામાં.

કિમત રૂ. ત્રણ પોસ્ટેજ આના ૩ ત્રણ.

મુકતા પુસ્તક જેઓએ વાંચેલું છે તેઓ સઘળા એક અવાજે કબુલ કરે છે કે આજ દિવસ સુધીમાં ગુજરાતી ભાષામાં આવું એકે પુસ્તક બહાર પડયું નથી.

ગુજરાતી વાંચનમાં એ પુસ્તક પેહેલે નંબર મુકવા લાયક છે. એમ તે પુસ્તક વાંચનાર દરેક વિદ્વાને ખુલ્લા શબ્દથી જાહેર કર્યું છે. પુસ્તક કેવા પ્રકારનું છે, કેવા કદનું છે, બાઈન્ડીંગ કેવું છે તે વિષેની સઘળી માહિતી તે વાંચ્યેથી ધ્યાનમાં આવશે.

મુકતા જેવું ઉમદા પુસ્તક આ ચોપડીમાં પ્રસિદ્ધ કરેલી "આતંકનિગ્રહ" વિગેરે કોઇ દવામાંથી એકજ જાતની અથવા જુદી જુદી જાતની રૂ.૫) ની દવા સાથે મંગાવનારને ભેટ આપવામાં આવે છે.

આવો ઉમદા લાભ કોઇ પણ જવા નહિ દેશે એવી આશા છે.

---

# પાંડવ અને કૌરવ.

અથવા

## રાજ ખટંપટનો ખરો નમુનો.

## એક ઐતિહાસિક ગુજરાતી નોવેલ.

આવૃતિ ત્રીજી.

**કિમત રૂ. ૩ ત્રણ**

પોસ્ટેજ આના ૪ ચાર.

આ પુસ્તકમાં પાંડવ અને કૌરવ વચ્ચે થયેલી અદભુત રાજ્ય ખટપટનો ચિતાર ઘણી રસિક, છટાદાર અને સેહેલી ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. પાંડવોની બાળચેષ્ટા, તેઓનું ઉમ્મરે વધવું, કેળવણીની પ્રદ્ધતિ, તેઓની જુવાની, કૌરવોએ તેનાપર નાંખેલાં અસહ્ય દુઃખો, જુગારની

રમત, દ્રૌપદી વસ્ત્ર હરણ, પાંડવોનો વનવાસ, વનવાસમાં અતિ ઉગ્ર પરાક્રમો, તેઓની નીતિ, સંપને માટે શ્રી કૃષ્ણ વિગેરેનાં ભાષણો, દુર્યોધનની લુચ્ચાઇ, ચંડાલ ચોકડીની મસલત, શ્રી કૃષ્ણનું ઉગ્રરૂપ, લડાઇની મર્યાદા અને કુરૂક્ષેત્રનું અઢાર દિવસનું ભયંકર યુદ્ધ, યુદ્ધમાં યોદ્ધાઓની પ્રતિજ્ઞા, મહારથિઓનાં પરાક્રમો, દુર્યોધનનું પાણીમાં સંતાવું, તેના ઉપર ભીમે કરેલ ગદાનો ઘા, બળભદ્રનો કોપ, શ્રી કૃષ્ણના વખતો વખતના યુક્તિવાળા પેચ, અશ્વત્થામાની અનીતિ, તેમને શાપ, ભીષ્મની બાણશય્યા, અને યુધિષ્ઠિરનું રામરાજ્ય વિગેરે વિષયો વાંચતાં આ પુસ્તક હાથમાંથી જરૂર પ્રસંગે પણ પડતું મુકવું મુસ્કેલ પડેછે.

પુસ્તક લગભગ પોણોસો ફાર્મનું છે. ટાઈપ કાગળ અને પૂંઠાં સઘળી રીતે દિલ પસંદ છે.

---

## રામ અને રાવણ.

અથવા

## નીતિનો આબેહુબ ચિતાર.

## એક ઐતિહાસીક ગુજરાતી નોવેલ.

પેહેલી આવૃત્તિની બે હજાર નકલો ખપી ગયા પછી બીજી આવૃતિ.

**અતિ સસ્તી કિંમત.**

ડેમી આઠ પેજી લગભગ ૬૦ ફાર્મનો રૂા. ૧ એક.

પોસ્ટેજ આના ૨ બે.

આ પુસ્તક વાંચવાથી નાસ્તિક આસ્તિક થાયછે. અનીતિવાન નીતિવાન થાય છે, દુરાચારી સદાચારી થાય છે, કુલટા પતિવ્રતા થાયછે, અને કુસંપી ભાઇઓ સંપમાં ગુંથાય છે. આ પુસ્તકમાં રામ અને રાવણના સંબંધની સઘળી હકીકત ઘણી છટાદાર, શુદ્ધ, સરલ અને મધુર ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. રામની યુવાવસ્થા, સીતા સ્વયંવર, યૌવરાજ્ય મળવાની તૈયારી, કૈકેયીનો દુરાગ્રહ, રામને વનવાસ, દશરથનું મરણ, સીતાનું હરણ, સુગ્રીવ સાથે મૈત્રી, વાળીનો વધ, સીતાની શોધ, સમુદ્રમાં પુલ, લંકાપર ચડાઈ, રાક્ષસો અને વાનરો વચ્ચેનું અદભૂત યુદ્ધ, રામનો વિજય, સીતાનો સ્વીકાર, અને વિભીષણને લંકેશની પદ્વી, વિગેરે વિગેરે વિષયો વાંચતાં કરૂણારસ સાક્ષાત્ સામે ઉભો હોય એમ જણાય છે. સ્વાભાવોક્તિ જે કવિઓનું હૃદય કહેવાય છે, તે તો આ પુસ્તકમાં ઠામ ઠામ જોવામાં આવેછે. વીરરસ આદિ બીજા રસોની

પણ અપૂર્વ જમાવટ થઈ છે. વાંચતી વખતે અશ્રુ વાંચતાં અટકાવેછે અને તેમાં પડતો રસ વાંચનારના અંતઃકરણને આગળ વધવા પ્રેરે છે. જેઓને જોઈએ તેમણે નીચેને શિરનામેથી મંગાવી લેવું.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

---

## સંક્ષિપ્ત કાદંબરી.

આવૃત્તિ બીજી.

**કિંમત આના ૮ આઠ. પોસ્ટેજ કાંઈ પણ નહિ.**

રસજ્ઞ વર્ગમાંનો કોઈ પણ માણસ "કાદંબરી" એ નામથી ભાગ્યેજ અજાણ્યો હશે. સંસ્કૃત ભાષામાં એ વાર્તાગ્રંથ સર્વોત્તમ પદ ધરાવે છે. જુદાં જુદાં અનેક વર્ણનો વાંચનારને રસમય કરી મુકે છે. પરંતુ તે ઘણું મોટું અને લાંબાં લાંબાં વિશેષણો તથા વર્ણનોથી ભરપૂર હોવાને લીધે ફક્ત વાર્તારસના શોખીનોને તેમાં ઘણી અડચણ પડે છે. એ અડચણ ટાળવા માટે તેમાંનો વધારે પડતો વર્ણનાત્મક ભાગ કહાડી નાખી આ સંક્ષિપ્ત કાદંબરી તૈયાર કરવામાં આવી છે. થોડાજ વખતમાં તે એટલી બધી લોકપ્રિય થઇ પડી કે બીજી આવૃત્તિ કહાડવાની જરૂર પડી.

---

## ચિકિત્સાબ્ધિ.

(આવૃત્તિ ત્રીજી.)

આ ગ્રંથ ચિકિત્સાનો અબ્ધિ (સમુદ્ર) હોવાને લીધે તેના ચાર તરંગ (મોજા) કરવામાં આવ્યા છે. અને તે તરંગોમાં ચૌદ રત્નોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જે ચૌદ રત્નોની અંદર વૈદ્યક શાસ્ત્રની તમામ બાબત આવી જાય છે.

તરંગ પેહેલાના **દેવાંગના રત્નમાં** સંતાનોત્પત્તિનાં સાધનોનું વર્ણન તથા સ્ત્રી રોગો અને તેના ઉપચારોની હકીકત તથા **ચંદ્રરત્નમાં** શારીરપ્રકરણ સમાવેલાં છે. તરંગ બીજાના **ધનવંતરિ રત્નમાં** વૈદ્યકની જાણવાજોગ સઘળી અગત્યની ઝીણી મોટી બાબતો તથા **પારિજાત રત્નમાં** ઔષધના ગુણદોષોનું વર્ણન સમાવવામાં આવ્યું છે.

તરંગ ત્રીજાના **વિષરત્નમાં** નાનાં મોટાં ઝેરોની અસર અને તેના ઉપચારો, **અમૃત રત્નમાં** દિનચર્યા, ઋતુચર્યા, સદાચાર તથા રસાયન પ્રયોગો, **વાજી રત્નમાં** વાજીકરણ એટલે મરદાઈમાં લાવનારા ઉપાયો; **લક્ષ્મી રત્નમાં** પારદના પ્રયોગો, **ધેનુ રત્નમાં** દુધ, દહીં વગેરે ગોરસોનું વર્ણન, **પાંચજન્ય રત્નમાં** જુદી જુદી જાતનાં જલના ગુણદોષ તથા **મદ્ય રત્નમાં** જુદી જુદી જાતનાં મદ્યોનો પ્રભાવ તથા તેના ગુણદોષનું વર્ણન આવેલું છે.

તરંગ ચોથાના **કૌસ્તુભ રત્નમાં** રોગોનાં નિદાન તથા ચિકિત્સા; **શાર્ઙ્ગ રત્નમાં** શસ્ત્રો પ્રચારનું વર્ણન તથા **ગજેંદ્રરત્નમાં** વૈદ્યકનો શાસ્ત્રાર્થ આવેલોછે.

છેલા પરિશિષ્ટ પ્રકરણમાં ધાતુઓ તથા ઉપધાતુઓને શુદ્ધ કરવાની તથા તેઓની ભસ્મ કરવાની રીત અને કેટલાએક પ્રસિદ્ધ પ્રસિદ્ધ ઔષધ પ્રયોગો દાખલ કરવામાં આવેલા છે. અને છેવટ કઠણ શબ્દોનો કોષ પણ આપવામાં આવ્યો છે. પુસ્તકનું કદ ૫૧–૫૨ ફારમનું છે. પુંઠું પાકું સુશોભિત. મંગાવનારે રોકડ પૈસાથી અગર વેલ્યુપેએબલ મંગાવી લેવો.

---

## પાંડવાશ્વમેધ.

### કિંમત રૂા. ૨ એ. પોસ્ટેજ આના ૨ બે.

પરમાત્મા શ્રીકૃષ્ણની સહાયતાવાળા પાંડવોએ કુરૂક્ષેત્રના યુદ્ધમાં કૌરવોને મારી રાજ્ય હસ્તગત કરવા પછી કુટુંબ વધના પાપથી મુક્ત થવા માટે અશ્વમેધ યજ્ઞ કર્યો, અને તેને અંગે અર્જુને દિગ્વિજય કર્યો, એ હકીકત આ પુસ્તકમાં આવે છે.

યૌવનાશ્વ, અનુશાલ્વ, નીલધ્વજ, હંસધ્વજ, સુધન્વા, રાક્ષસ રાજ ભીષણ, બભ્રુવાહન, સર્પરાજ ધૃતરાષ્ટ્ર, તામ્રધ્વજ તથા વીરવર્મા વગેરે એક બીજાથી ચડીઆતા વીરપુરૂષોનાં આ પુસ્તકમાં આવેલાં આખ્યાનો વાંચનાર અને સાંભળનારનાં રૂવાડાં ઉભાં કરે છે. પ્રમીલારાણીનું પરાક્રમ આશ્ચર્યમાં ડુબાવે છે.

ભીમસેન, વૃષકેતુ, મેઘવર્ણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સાત્યકિ, કૃતવર્મા, તથા હનુમાન વગેરેએ પ્રાણની પણ દરકાર નહિ રાખતાં બતાવેલાં પરાક્રમો મનોવૃત્તિને સ્તબ્ધ બનાવી દે છે.

કૃષ્ણ અને અર્જુનનો મહિમા તો આ પુસ્તકની વિજય પતાકાની પેઠે શોભી રહેલો છે. કુટુંબમાં કલેશ કરી લાજ નહિ પામનારાઓએ યુધિષ્ટિરના વર્તનપર નજર કરી શરમાવું પડે તેમ છે અને પતિથી ઉલટી ચાલનારી સ્ત્રીઓએ અવળચંડીની દુર્દશા જોઇ વિચારવું પડે તેમ છે. સુધન્વા તથા ચંદ્રહાસ સંબંધે ઇશ્વિર ભક્તિનું મહાત્મ્ય કોઇ અલૌકિક અસર ઉપજાવે છે અને વૃષકેતુ તથા અર્જુનના મરણનો ત્રાસદાયક દેખાવ, દૈવગતિનું ગહનપણું સૂચવે છે. મયુરધ્વજની ઇશ્વર પરની આસ્થા અને ધીરજ અગાધ અચંબો ઉત્પન્ન કરે છે. વૃષ્ટબુદ્ધિનું વૃષ્ટપણું આખર કેવું નિવડયું એ પણ ચોખ્ખું જણાઇ રહેછે.

અંતર્ગત કથામાં લવ અને કુશનું આખ્યાન આવેલું છે તેમાં પણ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન તેમજ સુગ્રીવ, હનુમાન, જાંબુવાન વગેરેનાં પરાક્રમો આવી જાય છે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી બત્રીશ ફાર્મ કરતાં વધારે છે, કાગળ ઊંચા અને પુંઠું પાકું સુશોભિત છે.

# આર્યાનાર્ય ઔષધ.

## દેશી અને ઇંગ્રેજી ઔષધોના વર્ણનોનો અપૂર્વ સંગ્રહ.

## કિંમત રૂ. ૨ બે. પોસ્ટેજ આના ૩ ત્રણ.

આ પુસ્તકમાં પ્રથમ દેશી ઔષધો કે જેવાં કાષ્ટ ઔષધી, ક્ષાર, ફળ ફુલ, રસ, ઉપરસ, ધાતુ, ઉપધાતુ, રત્ન ઉપરત્ન, વિષ, ઉપવિષ, ધાન્ય તથા શાક વગેરે જે જે કાંઈ ઔષધ તરીકે વપરાય છે. તેઓનાં નામ તથા તેઓ કયા કયા રોગ ઉપર કેવી કેવી રીતે વપરાય છે તે, તેની માત્રા, બનાવટ, તથા તે કયા પ્રસિદ્ધ પ્રયોગોમાં આવે છે, વગેરે સવિસ્તર હકીકત સ્પષ્ટ સમજાય તેવી શુદ્ધ સરલ ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. આ પ્રમાણે દેશી ઔષધો પૂરાં થયા પછી તમામ ઉપયોગી ઇંગ્રેજી ઔષધો સવિસ્તર હકીકતથી લખવામાં આવેલ છે. નવી શોધનાં કેટલાંએક ઔષધો તથા પાણીઓ જે ઔષધ તરીકે વપરાય છે, તેનું પણ સંપૂર્ણ ધ્યાન આપવામાં આવેલ છે, પુસ્તકના છેલા ભાગમાં દેશી તથા અંગ્રેજી ઔષધોના કેટલાએક ઉત્તમ પ્રયોગો દાખલ કરવામાં આવ્યા છે, અને તેથી આ એક પુસ્તકથી દેશી તથા અંગ્રેજી વૈદાંની સારી માહીતિ મળે છે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી લગભગ એકાવન ફારમનું થયું છે. કાગળ, પુંઠાં તથા ટાઇપ ઉમદા વાપરવામાં આવેલ છે.

---

## સૂચના.

૧. ગ્રાહકે પોતાનું નામ ઠામ તથા મુકામ ચોખી રીતે લખવું.

૨. દવા તથા પુસ્તકનું પોસ્ટેજ અને વે. પે: મોકલતાં મનીઆર્ડર કમીશન તે તે માલની કિંમત ઉપરાંત ગ્રાહકે પોતાને શિર સમજવું.

૩. કોઇ દવાની ડબ્બી કે શીશી અધુરી અગર ઓછી કિંમતે મોકલાશે નહિ.

૪. દરદની હકીકત લખનારને યોગ્ય ખુલાસો આપવામાં આવશે.

૫. દવાનો ઉપયોગ કેમ કરવો તે સૂચના પત્ર ભેગી સાથેજ મોકલાય છે.

૬. એજંટ ખાતું કહાડી નાખવામાં આવ્યું છે.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,**
આતંકનિગ્રહ ઔષધાલય અને માનવધર્મ ઓફીસ.

હેડ ઓફીસ—**જામનગર, કાઠિયાવાડ.**

બ્રાંચ ઓફીસ—**મુંબઈ, કાલબાદેવી રોડ.**

